ચક્રવર્તીના ઘરમાંથી શંખના શબ્દે સાંજનું આગમન સુણાવી દીધા છતાં, વૃદ્ધ આજ ઉઠું ઉઠું કરતાંયે ઉઠી શક્યો નહીં. આ નળ દમયંતીનું ઉપાખ્યાન તેણે આ પહેલાં પણ ઘણીયે વાર વાંચ્યું હતું, પણ તેના અંતર-મન ઉપર આજના જેવા કરૂણભાવની છાપ આ વાર્તાએ કોઇ દિવસ પણ પાડી નહોતી. રાજરાણી દમયંતીનું દુઃખ વાંચી ગંભીર વિષાદનો જે મેઘ આજ તેના અંતર-પ્રદેશ ઉપર છવાઇ ગયો હતો, તે સહજમાં વિખરાય તેમ નહોતો. દીનુ એજ સ્થિતિમાં ખુલ્લું મહાભારત સામે રાખી સુમસામ બેસી રહ્યો. દમયંતીનું દુઃખ આજે જાણે તેનું પોતાનું જ હોય તેમ તે દુઃખે તેની અંતર-બહાર વ્યાપી જઇ બધું એકાકાર કરી મૂક્યું. તેથી જ સાંજ પડવા છતાંયે ઉઠીને દીવો સુદ્ધાં કરવાની પણ તેનામાં આજ જાણે તાકાત નહોતી. તેનું મન એક રાજ્ય ગુમાવી બેઠેલી-પતિ ગુમાવી બેઠેલી સતિ-સાધ્વીની પાછળ પાછળ ગાઢ વન-જંગલમાં અહીંથી તહીં તેની જ સાથે સાથે રડતું રડતું ભમવા લાગ્યું. તે વૃદ્ધ પુરૂષને આજ ફક્ત એ જ વિચારો આવતા હતા કે, આખું જગત દુઃખથી જ ભરેલું છે. તેની આજુબાજુ, જમણે, ડાબે, સામે, પાછળ ઉપર નીચે ચોતરફ જાણે અનંત દુઃખ. અનંત વેદના, અખૂટ અશ્રુજલ અખૂટ દીર્ઘ નિઃશ્વાસ જ ભરેલાં તેને લાગ્યાં.

આવી સ્થિતિમાં થોડી ક્ષણો વીતી ગઇ હશે. એટાએક ડેલીનું બારણું ખુલવાનો અવાજ તેને કાને અથડાતાં દીનુની વિચાર-માળા તૂટી. તેણે ચમકીને જોયું તો આંગણું વટાવી પાસેના પાડામાં રહેતા બેનરજી (બાંડુજ્જો) મહાશય તેની તરફ આવતા જણાયા. ઓસરીના ઉંબરા ઉપર પગ મૂકતાં જ બેનરજી મહાશય બોલી ઉઠ્યા—" અરે, હજુ તો સાંજનો દીવોયે કર્યો નથી દીનુ ? આમ અંધારામાં બેઠો બેઠો કરે છે શું ?

પુસ્તક બંધ કરી દઇ દીનુ ઉઠી ઉભો થઇને બોલ્યો—" આજ તબિયત સારી નથી કાકા મહારાજ, તેથી આજ મને કાંઇ ગમતું નથી. આવો બેસો, હું દીવો પ્રગટાવું-પ્રાતઃપ્રણામ.

ધાબળી ઉપર પોતાનો ધૂળથી ભરેલો એક પગ મૂકી અર્ધાસને બેસીને બેનરજી મહાશય બોલ્યા—" બેસવાની ફુરસદ ક્યાં છે બાપુ ? આ રક્ષાકાલીમાતા (ગ્રામદેવતા)ની પૂજા માટે ફાળો ઉઘરાવવા આવ્યો છું. હાલમાં ખેતરમાં કાપણી ચાલે છે તેથી દિવસના તો ક્યાંય જવા આવવાની ફુરસદ મળતી નથી. ચાલ તારા ભાગનો ફાળો ભર જોઉં, જલદી-ઉં. કેવી સખત ટાઢ પડે છે હેં ! "

ઓરડામાં જઇ દીવો પેટાવતાં પેટાવતાં દીનુ બોલ્યોઃ-" શું થવાનું છે કાકા-મહારાજ, આ બધું કરવાથી ? ગામના આગલા સુખી દિવસો કોઇ કાળે પાછા આવવાના નથી. આ આપણા ગામ કેશવવાડીમાં આજ ઘણાયે વરસથી વરસો વરસ આ પૂજા થયાં જ કરે છે કાકા-મહારાજ, પણ ગામનું કાંઇ કલ્યાણ થયું જાણ્યું ? ગામની રક્ષા કરી ગામનું દુઃખ માતાજીએ ક્યાં ફીટાડ્યું છે કહો જોઉં ? આ તમારી જ સાંભરણની વાત છે. ગામમાં માણસો સમાયાં સમાતાં નહોતાં, આજ જુઓ, તે જ ગામ ઉજ્જડ બની જઇ વન જંગલની પેઠે ખાવા ધાય છે. રક્ષાકાલી-ની પૂજા કરવાથી શું ફળ છે કાકા-મહારાજ ?"

" એ તું શું બોલ્યો દીનુ ? આવી વાત કરતાં કોઇ દિવસ માણસની જીભ ઉપડતી હશે ? " ચાલ લાવ જોઉં તારો ફાળો જલદી; આ તારા પાડોશમાં બે ચાર ઘરનો ફાળો વસુલ કરી પછી બાજુનો માછીમારનો વાડો ફરી ત્યાંની વસુલાત પણ આજે જ

પાડાના એક કડી ઘોષ મહાશય જવાના છે તેની સાથે જ જવા વિચાર રાખ્યો છે.

દીનુએ ઉચ્ચારેલા બધા શબ્દો કદાચ બેનરજી મહાશયના મનમાં પ્રવેશવા પામ્યા પણ નહીં હોય ત્યાં ખડ્ખડ્ અવાજ કરી ડેલીનું બારણું વાસી રક્ષા કાલી માતાની પૂજાની બાકી રહેલી ઉઘરાણી વસુલ કરવા તે અંધારામાં કયાંય અદૃશ્ય થઇ ગયા.

બારણાંને આગળિયો વાસી ઓસરીમાં આવતાંજ દીનુએ જોયું કે બાજુની ખડકીનાં ભાંગેલાં બારણાંની ફાટમાંથી દીવાના પ્રકાશનાં કિરણો ઓસરીમાં આવી પડતાં હતાં. સાથે સાથેજ બાળકના ગળા જેવા અવાજથી તેજ દિશામાંથી કોઇએ હાંક મારી-"કાકાજી!"

"કોણ છે?" કહી દીનુએ ખડકી ખોલતાંજ જોયું તો તેનાજ પાડોશી નાલુ કોળાની વિધવા સ્ત્રી એક મેલાં ફાટેલાં કપડાંમાં પગથી માથા સુધી પોતાના અંગને જેમ તેમ ઢાંકી હાથમાં એક કેરોસીનનો દીવો પકડી એક બાજુ જડવત્ ઉભી રહતી. તેનો હાથ પકડીને તેની પાંચ વર્ષની પુત્રી ચંપા એક ફાટેલી ચાદર શરીર ઉપર ઓઢી ઠંડીથી થરથર ધ્રુજતી બાજુમાં ઉભી હતી.

દીનુએ ચંપાની મા તરફ જોઇ કહ્યું—"શું છે વહુ બેટા, કાંઇ કામ છે કે શું? આજ તમે હજુ સુધી ઊંઘી ગયાં નથી?" પ્રશ્ન પૂછવાની સાથે સાથેજ દીનુએ જોયું કે એક સાદડીમાં વીંટાળી પથારીનો નાનો વીંટલો તે કોળી-વહુના પગ પાસે પડયો હતો.

દીનુની ખડકીની બહાર લગોલગજ નાલુ કોળીનું ઘર હતું. રાતે ગામની ચોકીદારી કરી અને દિવસે ગૃહસ્થને ઘેર મજુરી કરી સુખેદુઃખે તે જેમતેમ દિવસો ગુજારતો હતો. પણ કેટલાંક વર્ષ થયાં તે મરી ગયો હતો. પરિણામે આ એનાં કુટુંબીજનો કેવી આફત અને દુર્દશામાં દિવસો ગુજારતાં હતાં તેનો હિસાબ બીજું કોઇ ન રાખતું, હોય તો ભલે ન રાખે-પણ દીનુ થોડો ઘણો રાખતો હતો. જાતનાં કોળી હોવા છતાં ચંપાની મા બધાં દુઃખો વેઠી આફતો ચુપચાપ સહન કરી લેતી હતી, તેથીજ આવી આફતમાં પડયા છતાંયે તે પોતાનાં ભાંગ્યાતુટયા કંગાલ ઝુંપડામાં માથું નીચું કરી પડી રહી હતી. કોઇની પાસે હાથ લાંબો કરી ભીખ માગી કોઇને નકામા હેરાન કરવા એમાં એનું સ્વમાન ઘવાતું હતું, પણ ફક્ત અન્નવસ્ત્ર બાબતમાંજ કંગાલ બનાવી ભગવાને તેને છોડી દીધી નહોતી, તેને રહેવાની બાબતમાં પણ તેને કંગાલ બનાવી મૂકી હતી. થોડા દિવસ પહેલાં અચાનક એક દિવસ સાધારણ વાવાઝોડું થતાં તેનું માથું નીચું કરી પડયા રહેવાનું એક ઘર-ઘણા વરસનું જૂનું પુરાણું ઘર ધરાશાયી થયું હતું. બાજુના પાડોશી ચક્રવર્તીના ચંડી મંડપની એક બાજુ થોડોક ભાગ જેમ તેમ ટકી રહ્યો હતો તેમાં હાલ થોડા દિવસ થયાં તેણે આશ્રય લીધો હતો. દિવસના આ પડી ગયેલા ઘરના છાપરા વિનાની ઓસરીમાંના એક બાજુના ખુણામાં ચાર મુઠી ચાવલ જેમ તેમ કરી રાંધી લેતી અને આખો દિવસ ત્યાંજ પડી રહેતી; નાની છોકરી ફળિયામાં ઉગેલાં આંબાનાં ઝાડ નીચે રમતી. સાંજ પડતાં જૂનાં પુરાણાં પડી ગયેલાં ઘરને ઘીનો દીવો દેખાડી છોકરીને છાતી સરસી ચાંપી ચક્રવર્તીના ચંડી મંડપમાં જઇ સૂઇ જતી.

દીનુના પ્રશ્નના *જવાબમાં આ કાળી* પત્નિ થોડીવાર કંપાઉંડની દીવાલને અઢેલીને ચુપચુપ ઉભી રહી, પછી ઘુમટો જરા વધુ નીચો તાણી બહુજ ધીમે અવાજે તે બોલી—"આજ તમારી ડેલીમાં ગાયોની ગમાણમાં અમને સુવાની થોડી જગ્યા મળશે?"

બે ચાર સવાલ જવાબને અંતે જણાઈ આવ્યું કે આજ ચક્રવર્તીને ઘેર કોઇ મહેમાન

આવ્યા છે તેથી ચંપા અને તેની માને ચંડી-મંડપમાં સૂવા મળે તેમ નથી, તેથી પોતાનું બિછાનું લઈને તે આ તરફ આવી હતી.

દીનુએ માંડમાંથી ગાયને છોડી પોતાના છાપરા વગરના રસોડામાં બાંધી અને તેના શરીર ઉપર બે ચાર ગુણપાટના કોથળાઓ સરખી રીતે બાંધીને વીંટાળી દીધા. બીજી જ પળે વળી કાંઈક વિચાર આવતાં તે કોથળા છોડી નાખી ગાયને પોતાના સૂવાના ઓરડા-માંજ લાવી પોતાને સૂવાના ખાટલાને પાયે બાંધી દીધી. પછી આવીને રોગી પત્નિને કહ્યું: ઘાસના પૂળા સરખી રીતે જમીન ઉપર ગોઠવીને તેના ઉપર તમારી પથારી પાથરજો બહેન. "અરેરે, આટલું દુઃખ તમારા નસી-બમાં લખેલું હશે મારી મા! શું કરું કહો! તમે સીતા-દમયંતીની જાત છો માડી, દુઃખ આપીને ભગવાન તમને કોઈ દિવસ હરાવી શકે તેમ નથી."

પછી વાત કરતાં કરતાં તે રોગણના ઘરને મરામત કરાવવાની વાત નીકળી. રોગણ બહુજ નરમ અને ધીમે સાદે બોલી: "જ્યાં ખાવાના જ સાંસાં છે ત્યાં ઘરને મરામત કરાવવાની વાતનો વિચાર પણ ક્યાંથી કરી શકાય કાકાજી! આમની સોગેસોગ આખા વસ્તીની ઓશિયાળી બની કેટલાયે દિવસ તો ચોતરા રખડી; પણ કોઈએ તો કાંઈ દાદ આપી નહિ. તેથી જ મેં 'તીરપણી' ગામમાં વસતા મારા ભાઈને કાગળ લખ્યો છે કે મને ને ત્યાં તેડી જાય. હું ત્યાં જ રહીશ કાકાજી, પરૂં કરીને આવતી કાલે જ મારો ભાઈ તેડવા આવશે." પતિના બાપદાદાનું જૂનું ખોરડું જ્યાં તે સાત વરસની વયથી આવી વસી હતી અને જે ઘરમાં જેટલો સમય અનેક પ્રકારનાં સુખદુઃખમાં વીતાવ્યો હતો—તે ઘરને છોડી જવાની વાત કરતાં તેનું અંતર ભર ઉકળી ઉઠ્યું, તેથી જ, થોડીવાર ચુપ રહ્યા બાદ, ધીમેથી એક લાંબો નિસાસો નાખી વળી પાછી બોલી—"પણ આ નાદાન છોકરી આ જૂનો વસવાટ છોડી મામાને ઘેર જવા કોઈ રીતે રાજી થતી નથી; કેમે યે મનાવી માનતી નથી, તે કહે છે—"મા, ક્યાંય જવાની જરૂર નથી, જવું યે નથી, આ દુનિયામાં આ આંબાના ઝાડ નીચે જ ઝાડની ચાર સુકી ડાળખીઓ ઊભી કરી ઉપર ઘાસના ચાર પૂળા નાખી એક નાની સરખી ગોખલી જેવું ઘર બનાવી આજુબાજુ ઘાસની વાડ કરી આપજો અહીં જ પડ્યા રહેશું. આહા—આવડી નાની બાળની શું માયા કાકાજી, આ બાપ-દાદાના ઘર ઉપર—" બોલતાં બોલતાં બિચારી રોગણના આંખમાંથી બોર બોર જેવડાં આંસુનાં થોડાંક ટીપાં નીચે પથારીના વીંટા ઉપર વીંટાળેલ કાથાની સાડી ઉપર પડ્યાં. ચંપા (છોકરી)ના શરીર ઉપર ધીમે ધીમે સ્નેહપૂર્વક હાથ ફેરવતાં ફેરવતાં વળી તે બોલી—"આ છોકરી આખો દિવસ દુનિયામાં આ આંબા નીચે જ ઘર ગોખલી માંડી રમ્યા કરે છે. એક મિનિટ પણ ત્યાંથી અળગી થતી નથી. આ ગામ છોડી ત્યાં જવાની વાત સાંભળીને સાંજથી જ તે રડી રડીને અધી થઈ છે! કેમ કરીને એને ત્યાં તેડી-જાને મારા હૈયામાં પણ આ આંબો છોડીને જતાં શું થાય છે તે તમને શું કહું કાકાજી! તમે વડીલ છો! શું કહું તમને!" વળી પાછી રોગણની આંખો ભીની થઈ ગઈ અને સાદ ઘોઘરો બની ગયો. એક મોટો નિસાસો ધીમે ધીમે દીનુના અંતર-માંથી બહાર નીકળી પડ્યો.

× × ×

જવું નહોતું પડતું; કારણ કે એક વખત જમનાર દીતુનો સવારનો બધો ય વખત રસોઇપાણી વગેરેમાં વીતી જતો. આજ અગીયારસ, આજ તેને ખાવાપીવાની ખટપટ નહોતી, તેથી જ નવરો પડતાં ફરતાં ફરતાં તેણે મનમાં વિચાર કર્યો–ચાલને, એક વાર એક કડીને મળી આવું.

ઘરમાંથી બહાર નીકળી દીતુ કોળણના આંગણામાં જઇ પહોંચ્યો અને તડકામાં ઉભો રહ્યો. કોળણ તે વખતે એક તુટેલા માટીના વાસણમાં ભીની માટી લઇ રસોઇ કરવાનો ચુલો લીંપતી હતી. દીતુને જોતાં જ પોતે પહેરેલાં વસ્ત્રને તાણીને ઉંચું લાવી માથા ઉપર ઓઢવાના પ્રયત્ન કરવા લાગી, પરિણામે, તેણે ચંપા ( તેની પુત્રી )ની પહેરેલી આ ફાટી તુટી પાંચ હાથની ઓઢણી વાંસા ઉપરથી ફાટી જઈ તેના માથા ઉપર ખેંચાઇને આવી પડી, પણ તેથી તેનો વાંસો તદ્દન ઉઘાડો પડી ગયો. આ જોઈ દીતુએ વાંસો વાળી તેને ઉદ્દેશીને કહ્યું–" વારૂ વહુદિકરા. આ તમારૂં ઘર પાછું ચણાવતાં કેટલાક રૂપિયા લાગે કહો તો વહુ મા ! હું એકકડી ઘોષને એકવાર કહી જોઉં. એને તો પૈસાનો કાંઇ તોટો નથી, હું એને જરા દબાવીને કહીશ તો એ શું મારી વાત ઠેલી શકશે ? " ભીની માટીવાળા હાથે જ ભાંગેલા ઘરની દિવાલને અઢેલી ઉભી રહી પીસ પીસ કરતી ચંપાની મા બોલી– "ના કાકા. તમારે આ બાબત કાંઇ વ્યાધિ કરવી નહીં ને કોઇને કહેવું પણ નહીં, ગરીબનું દુઃખ કોણ જાણે બાપ ! ગામને બારણે બારણે ફરવામાં મેં કાંઇ બાકી રાખ્યું નથી. અને વળી બે પાંચ રૂપીયાનું કામ તો નથી ને, ઓછામાં ઓછા અઢી વીસું ત્રણ વીસું રૂપીયાથી ઓછે આ ઘર પાછું ઉભું થાય તેમ નથી. " દીતુ ધીમે ધીમે એક એક પગલું માંડતો માંડતો ફળીયાની બહાર રસ્તા ઉપર આવી ઉભો અને પછી એકકડી ઘોષના ઘર ભણી ચાલવા લાગ્યો.

ત્યાં જઇ લગભગ બે કલાક સુધી એકકડી ઘોષ સાથે અહીં તહીંનાં ગપ્પાં માર્યા પછી દીતુ જ્યારે વખત ઘણો વીતી ગયો છે જાણી ઉઠીને ઉભો થયો, ત્યારે એકકડીએ કહ્યું–" ત્યારે ફાગણ સુદ બીજ જ. નક્કી કરીએ. કેમ ખરૂંને. દિવસ બહુ સારો છે. અને ચંપલીની માની એ ખટપટમાં તું પડજે માં, ભાઇ, એક તો કોળીની જાત, હલકો વર્ણ એનો છાંયો પડતાં નહાવું પડે, એના ઘરની મરામત માટે રૂપીયા, હું યે શા માટે આપું અને બીજો કોઇ પણ શા માટે આપવા જાય ? આપવુંજ જો હોય તો કોઇ એકાદ બ્રાહ્મણને–"

" એ તમે કહ્યું તે બરાબર છે, પણ વાત એમ છે કે આહા –"

" હવે રાખ તારી–આહા ભાઇ દિનુ, મારૂં માને તો તું તારૂં પોતાનું કાંત–પોતાનું કામ કર. આ આપણે બે જણ કાશી જઇએ છીએ, આપણને કોઇ પાંચ રૂપીયા આપી મદદ કરે એમ છે ? મતલબ કે–સમજ્યો ને ? હવે જીવવું યે કેટલું ભાઇ, હવે તો એ બધાં સંસારી કામોની માયા છોડી કાંઇક ધર્મની પુંજીમાં વધારો કરવો જોઇએ સમજ્યોને મારા બાપલા ? "

બન્ને મિત્રો વાત કરતા કરતા બહાર સદર રસ્તા સુધી આવી પહોંચ્યા. દીતુએ કહ્યું:–" એ ખરૂં છે એકકડી, સાચું તો એજ છે. ના–જવા દો એ બધી વાત; હવે માં અન્નપૂર્ણાના કાશીમાં જઈ ક્યારે દર્શન કરીએ એજ મૂળ વાત. " તે પછી બીજી બે ચાર અહીંતહીંની વાતો કરી બન્ને મિત્રો છુટા પડયા. દીતુ જ્યારે ઘર તરફ વળ્યો ત્યારે દિવસ ઘણો નમી ગયો હતો. ડેલીનું બારણું ખોલી ફળિયામાં પગ મુકતાંજ કોળ-

જુના ઘરની દિશામાંથી એક જાતનો ઘોંઘાટ તેને કાને અથડાયો. એ ઘોંઘાટ વચ્ચે ચંપાનો ઊંચે સાદે રડવાનો અવાજ તેને સ્પષ્ટ સંભળાયો અને સાથે સાથેજ ઉતાવળે પગે તે કોળણના ઘર તરફ વળ્યો. ત્યાં ફળીઆમાં પગ મૂકતાંજ તેણે જોયું કે ચંપાનો સામો એમને પોતાને ગામ લઈ જવા આવ્યો હતો અને દીન-દરિદ્ર સુકીભર પણ અનાજ વગરના કોળીના ઘરની થોડી ઘણી જે કાંઇ ઘર-વખરી હતી તેનાં કેટલાંક ગાંસડાં પોટલાં બંધાઇ ઘરને એક ખૂણે પડયાં હતાં. કોળણ પાસે એક નવ હાથની સુતરાઉ સાડી માત્ર હતી. દીનુએજ આ વરસે નવરાત્રિને ટાંકણે એ સાડી એને આપી હતી. આ સાડી પહેરી તે મૂંગી મૂંગી આંખોમાંથી આંસુડાં સારતી ચંપાનો હાથ પકડીને ખેંચતી હતી અને ચંપા બળપૂર્વક ઓસરીનો થાંભલો પકડી કોઇ મારી નાખતું હોય તેવી ચીસો પાડી ડુસકાં ભરતી હતી. તેનું મોં અને છાતી આંખોમાંથી પડતાં આંસુઓથી એકદમ ભીંજાઈ ગયાં હતાં.

દીનુ ફળીઆમાં પગ મૂકતાં જબધી બીના સમજી શકયો અને કાંઇ પણ ન બોલતાં કોળીની દીકરી ચંપાને છાતી સરસી ચાંપી બહાર નીકળી ગયો. પંદરેક મિનિટ પછી તે પાછો આવ્યો અને ચંપાના મામાના હાથમાં દશ દશ રૂપિયાની ૭ નોટ મૂકી બોલ્યો– " મારી ચંપા ઘર છોડીને કયાંય જશે નહિ. તમે બાપુ થોડા દિવસ અહીં રોકાઇ જાવ અને આ ઘરને મરામત કરાવી રહેવા લાયક બનાવી પછી જજો. "

તે પછી દીનુ ઘેર આવ્યો અને ઓસરીમાં ધાબળી પાથરી મહાભારત ખોલી વાંચવા બેઠો.

આ બનાવ બન્યા પછી થોડે દિવસે દીનુ એક વાર બાજુના મોહોલ્લામાં રહેતા અન્નદા



ઘોષાલ પાસે જઈ તેને પ્રણામ કરી બોલ્યો– " ઘોષાલ શેઠ, આ શિયાળાની ઠંડીમાં તમને ફરીથી એકવાર તસ્દી લેવી પડશે ! "

ત્યારે અન્નદા ઘોષાલ પોતાના ફળિઆમાં એકઢાળીયાં પાસે તડકામાં બેસી હોકો પીતો પીતો બૅનરજી મહાશય સાથે રક્ષાકાલીની પૂજાની આવકજાવકનો હિસાબ કરતો હતો. તેણે પૂછયું–" શી તસ્દી છે કહે જોઉં ? "

દીનુએ સામે આવી સૂર્ય તરફ વાંસો વાળી બેસી જઇને કહ્યું: " વળી એક વાર તમારે તાલુકાની કચેરી ઑફિસમાં મારી સાથે આવવું પડશે. "

" કેમ ભલા ? "

દીનુએ કહ્યું–" કાશી જઇશ એમ ધારીને એક વીઘો જમીન તમને વેચી, પણ એ બધા રૂપિયા ઘોષાલ શેઠ ગુમાવી બેઠો છું. " ઘોષાલ અને બેનરજી બેઉ જણા આતુર આંખે દીનુ સામે જોઇ રહ્યા. બેનરજી મહાશય મનમાં ને મનમાં બોલ્યા– " બોલાય નહિ ? રક્ષાકાલીની પૂજામાં ચાર આનાનો કાળો ! કાશી જાવું છે કાં ? લે લેતો જા હવે. મારો બેટો કાશી જવા નીકળ્યો હતો ! કંજુસ મખ્ખીચુસ કયાંકનો ! એ જ લાગનો છે ! ! "

અન્નદા ઘોષાલે પૂછયું " એટલા બધા રૂપિયાનું શું કર્યું દીનુ ? "

" એ વાત પુછશોમાં ઘોષાલ શેઠ ! હવે મારી જમીન તમને વેચું તેના વેચાણના રૂપીયાની તમે મને નોટો આપજો માં. રોકડા કલદાર આપજો. તમને હાથ જોડું છું ! સાઠ સાઠ રૂપીઆ ઉંદરના પેટમાં ગયા શેઠ સાહેબ ! "

" શું કહે છે ? ઉંદરોએ નોટો કરડી ખાધી ! નંબર તો સાબુત છે ને ? "

" છે ચુલાની રાખ ! જવા દો એ વાત, ત્યારે હવે તમે કયારે જમીનની માપણી કરવા

આવશો ? આ વખતે પેલા નાળાં પાસેની પાંચ ક્યારાવાળી જમીન લખી આપીશ. પણુ ભાવતાલમાં મને જરા ફાયદો કરી આપજો; તમારે પગે પડું ઘોષાલ શેઠ !"

"વારુ તે જોઇશું-ત્યારે તું સાંજ પછી આજે આવજે સમજ્યો ?"

દીનુ હકારસૂચક ડોકું ધુણાવી પ્રણામ કરી ત્યાંથી વિદાય થયો. અને આ વાત બન્યા પછી ચાર પાંચ દિવસે એક દિવસ પાંડુવા તાલુકાની સબ રજીસ્ટરી ઓફિસમાં જઇ દસ્તાવેજ લખાવી, સ્ટામ્પ લગાવી, પોતાની બાકી રહેલી ચાર વીઘા જમીનમાંથી કાશી જવાની વાટખરચી માટે ૭૫) રૂપિયા લઇ બીજો એક વીઘો જમીન તે અન્નદા ઘોષલને વેચી આવ્યો.

× × ×

જે વર્ષે માઘ શેષ
તો ધન્ય રાજા પુણ્ય દેશ

બે દિવસ થયા. આકાશ વાદળાંથી છવાયેલું રહી ટપ, ટપ, વરસાદ પડયાં જ કરતો હતો. ઠંડી એટલી બધી નહોતી જણાતી છતાં આ કમોસમના વરસાદથી માણસો કંટાળી ગયાં. રાજા ધન્ય થાય એવી પણ કોઇને નહોતી પડી કે દેશનાં પુણ્યની પણ કોઇને પડી નહોતી.

આ ટપટપિયો વરસાદ બંધ પડે તો જાણે લોકો છુટકારાનો દમ ખેંચે. બેત્રણ દિવસ પછી ફાગણુ મહિનો બેસતો હતો. ક્યાં ટાઢના દિવસોનું આળસ જતું રહી નવ-વસંતની સ્ફૂર્તિ શરીર-મનમાં આ દિવસોમાં જાગી ઉઠે, તેને બદલે ક્યાં આ ચોવીસે કલાક આકાશની નિરાનંદ ઘનઘોર સ્થિતિ; ગલીકુંચીવાળા રસ્તા બધા કાદવથી એકાકાર કોઇ કામ કરવાનું મન જ થાય નહિ. મન થાય તો ઉપાય પણુ નહોતો. ઘરમાંથી બહાર નીકળવું પણ મહામુશ્કેલ અને ત્રાસદાયક થઇ પડયું હતું.

આજ એકાદશી નહોતી તોપણુ દીનુને ઉપવાસ હતો. તેને શરીરે મજા નહોતી તેથી આજ તેને ખાવું નહોતું, તેથી રાંધવા-સીધવાની કડાકૂટમાં આજે પડવાનું ન હોવાથી સવારના પહોરથી જ તે ઓસરીમાં ધાબળી પાથરી મહાભારત ખોલીને વાંચવા બેઠો. પણ તેને શરીરે મજા ન હોવાથી મન પણ તેનું અસ્વસ્થ હતું, તેથી માત્ર મહાભારત તેની સામે ખુલ્લું ફટાક પડી રહ્યું હતું. વાંચવામાં તેનું મન ચોંટતું નહોતું. હંમેશની માફક આજ તે વાંચવામાં કોઈપણ ઉપાયે મન પરોવી શકતો નહોતો. કોણુ જાણે ક્યા જૂના પુરાણા કાળની કોઈ વાત તેને સાંભરી આવી હશે, એટલા ભૂતકાળની કોઇ દુઃખદ ઘટનાનું વેદના-ચિત્ર આજ તેના માનસ-પટ ઉપર તરવરી ઉઠયું હશે અથવા કદાચ અતીતનો કોઇ કરુણ સૂર વારંવાર તેના હૃદયને હચમચાવી રણકાર કરી રહ્યો હતો. બીજી બધી ભૂતકાળની ઘટનાઓને દાબી દઇ ઘણા સમય પહેલાંના એક બાળકનું રોગ-કાતર સુકાયેલું મુખડું આજ વારંવાર તેને યાદ આવી તેના મનને બે-ધ્યાન કરી મૂકતું હતું.

બરાબર એજ વખતે-આ દુર્યોગ સમયે જ એકાએક ડેલીનું બારણું ખુલવાનો અવાજ આવ્યો અને બાળક જેવા અવાજે કોઇએ પોકાર નાખ્યો -"ધરમની જે, ભાઇ એક મુઠી ચોખા ભીખ આપો ને ?"

દીનુએ ડેલીના બારણા તરફ નજર ફેરવી. એક આઠ નવ વરસનો છોકરો-તેણે શરીર ઉપર જે વસ્ત્રો પહેરેલાં હતાં તેને ઠીક વસ્ત્રો કહી શકાય એમ નહોતું-અને તે પણ વરસાદથી તરબોળ ભીંજાયેલાં, તેના આખા યે શરીર પરથી વરસાદના પાણીના રેલા ઊતરતા હતા. જોતાં જ સ્પષ્ટ જણાઇ આવતું હતું કે તે છોકરો જાણે ખૂબ દુઃખી-ચિંતાતુર હશે

અને ઘણીયે વારથી વરસાદમાં આમ કરતો હશે.-તેણે ફરીથી ડેલીના બારણા પાસે ઊભા રહીને પહેલાંનાં કરતાં જરા વધુ ઉંચે સાદે સવાલ નાખ્યો. " ધરમની જે ભાઇ ! એ મૂઠી ચોખા ભીખ આપો ને ! "

દીનું ઉતાવળો ઉતાવળો તેની પાસે આવીને ઉભો. એક વાર તેને પગથી તે માથા સુધી સારી રીતે નીરખી નીરખીને જોયો અને પછી તેનો સોટી જેવો ઝીણો અને દુર્બલ હાથ પકડી તેને ઓસરીમાં તેડી જઈ સ્નેહથી પૂછ્યું:—" તું કોણ છે ભાઇ, જે આ વરસાદ માથે લઇ ભીખ માગવા નીકળ્યો છે ? આ વરસતા વરસાદ અને કકડતી ઠંડીમાં તારા મા-બાપ પોતે ન નીકળતાં તને ભીખ માગવા ધકેલી દીધો ! "

તે છોકરો તેની ક્ષીણ-નિસ્તેજ બે આંખો ઊંચી કરી દીનુ સામું જોઇ બોલ્યો,— " બાપ તો મારા જીવતા નથી. નવરાત્રિના તહેવારો પછી તુરત ગુજરી ગયા, અને તેથી તો મારી માને તે દિવસથી તાવ આવ્યા કરે છે. મા હવે તો ઉઠી બેસી પણ શકતી નથી. ખાટલા પર સૂતી જ રહે છે; તે કહે છે કે તે પણ હવે વધુ જીવશે નહી, તે પણ મારા બાપની પેઠે જ મરી જશે. અમારી પાસે રૂપિયા પૈસા જે કાંઈ હતા તે બધા ખૂટી ગયા છે હવે કાંઇયે નથી, તેથી ડાકટર સાહેબ હવે સારી દવા પણ આપતા નથી. "

દીનુ આંખોની પાંપણ હલાવ્યા વગર આ છોકરાના મોં સામું તાકી રહી તેની વાત સાંભળતો હતો. તેણે પૂછ્યું— " તારૂં ગામ કયું ભાઇ ? "

" ફુલપુર, બે દિવસથી મારી માને દવાયે મળી નથી, સાથે પૈસા વગર દવા કોણ આપે ! ડાકટરે ચોખ્ખું કહી દીધું છે કે પૈસા સાથે લાવ્યા વગર દવા લેવા આવજે માં " જરાવાર થોભી વળી તે બોલવા લાગ્યો. " રોજ સવારના પહોરમાં ઉઠી ભીખ માંગવા નીકળી પડું છું અને તેમ કરતાં જે જે કાંઇ મળે, તે લઇ મોદીની દુકાને આપું છું, મોદી તેને બદલે મને સાબુદાણા અને સાકર આપે છે. બાજુના ઘરમાં ગુલાબની મા રહે છે તે આવી સાબુદાણાની કાંજી બનાવી આપે છે, તે મા ખાય, અને હું પણ ખાઉં, કોઇ કોઇ દિવસ પાડોશી બ્રાહ્મણની નાની પુત્રવધૂ મને બોલાવી બે કડછી ભાત આપે. રોજ આપતી નથી ! "

દીનુને આંખમાંનાં આંસુ રોકી રાખવાં વધુ ને વધુ મુશ્કેલ થતાં જતાં હતાં. છોકરાને ખોળામાં બેસાડી તેણે પૂછ્યું—" તારૂં નામ શું ભાઇ ? "

" મારૂં નામ ભોંદુ, આજે ભીખ માગતાં ચાર આનાના પૈસા મળ્યા છે. બીજા ચાર આના મળે તો માની દવાના પૈસા પૂરા થાય-તમે આપશો ? આજે હું ઘણું ફરી ફરીને થાકી ગયો છું, મારા પગ દુઃખે છે આ વરસતા વરસાદમાં ક્યારે ચાર આના—"

દીનુ હવે વધુ સાંભળી શક્યો નહિ, તેને પણ કાંઇ બોલવા દીધું નહિ. ઉઠી ઊભો થઇ તેનો હાથ પકડી ઘરમાં લાવ્યો. તેના ભીંજાયલાં વસ્ત્રો ઉતરાવી એક સુકેલી પોતડી પહેરાવી અને શરીર ઉપર એક જાડી ખાદીની ચાદર ઓઢવા આપી તેને પાછો ખોળામાં લઇને બેઠો. થોડી વાર પહેલાં જે ગરીબ ચિંતાતુર મુખડું આજ તેને વારંવાર યાદ આવતું હતું તે મુખડું કદાચ આ બાળકના મુખ જેવું જ હશે. અત્યંત ધીમી ગતિએ તે વૃદ્ધના અંતઃસ્થળમાંથી દુઃખજનિત વાયુ-નિઃશ્વાસ બહાર નિકળી પડ્યો.

× × ×

મહામહીનાની અમાવાસ્યાની સવારે એકકડી ચોપ દીનુને મળવા આવનાં

તેણે જોયું કે તેની ડેલીને તાળું વાસેલું હતું. આગલે દિવસે સાંજના આવ્યો ત્યારે પણ એકકડી ડેલીને તાળું વાસેલું જોઇ ગયો હતો. આજે તેણે ચંપાની માને બોલાવી પૂછતાં તેણે કહ્યું—" તે તો આજ પાંચ સાત દિવસથી ગામમાં નથી,-એ તો ગયા છે ફૂલપુર નંદ આયર ( ખેડુત )ને ઘેર, વચમાં એક દિવસ અહીં આવ્યા હતા અને કાંઇ કામ સારૂ રૂપિયા-પૈસા એમને જોઇતા હશે તે લઇને વળી પાછા ચાલ્યા ગયા છે."

તેજ દિવસે બપોરે દીનુનો એક કાગળ લઇને ફૂલપુરથી એક ખેપિયો આવ્યો. દીનુએ એકકડીને લખ્યું હતું કે તેનાથી કાશી આવવાનું હવે બની શકે તેમ નથી તેથી તેની વાટ ન જોતાં એકકડી નક્કી કરેલે દિવસે કાશી જવા રવાના થાય. કાગળ વાંચી થોડીવાર ચુપ રહી કુલપુરના તે ખેપિયાને સંબોધીને બોલ્યો—" એ તો મને ખબર જ હતી કે દીનુદાદાના નશીબમાં જાત્રાયે નથી, ધરમ ધામ પણ નથી. નાનપણથી જ હું જોતો આવ્યો છું ને, સારા કામમાં પૈસો આપવા કે ખરચવાનું તેને કોઇ દિવસ મન થતું જ નહીં. ખાલી માણસોને દેખાડવાને મહાભારત વાંચે. તેમાં શું વળે ચુલાની રાખ ? એ તો એમ છે મારા ભાઇ, કે સ્વર્ગ અને નરક એ બે જગ્યાએ પ્રભુને ત્યાં છે ને ! ત્યાર પછી એ બે જગ્યાઓમાં જનારા માણસો પણ હોવા જોઇએને ! તીરથ કરવાં એ પણ નશીબમાં જોઇએને ! કરમમાં કાળમીંઢ હોય તો જાકરો ક્યાંથી ભાંગે ! " વગેરે વગેરે.

× × ×

લગભગ બે મહિના વીતી ગયા. એકકડી જાત્રા કરીને હજુ પાછો ફર્યો નહોતો. ચંપાની માના ઘરની મરામત થતાં તે નવાં ઘર જેવું બની ગયું હતું. ફૂલપર ગામમાં ભોંદુની મા યોગ્ય દવાદારૂ અને સેવાશુશ્રૂષાની કાળજીથી મોતના મોઢામાં જતી બચી ગઇ, ભોંદુના સુકેલ સોટી જેવા હાથો ઉપર માંસ ભરાવા માંડ્યું. નિસ્તેજ આંખોની નજરમાં તેજ જણાવા માંડ્યું. અગાઉની માફક હવે તે અસ્વાભાવિક લંબુસ દેખાતો નહોતો. આ બધા ઉપરાંત બીજી એક વસ્તુ પણ બની ગઈ હતી-ભોંદુની મા સારવાર અને દવાદારૂ કરવામાં દીનુના બીજી વખત વેચેલી જમીનના આવેલા પેલા પંચોતેર રૂપિયા પાઇએ પાઇ ખરચાઇ ગયા. તેણે હવે કાશી જઇ અન્નપૂર્ણા-વિશ્વેશ્વરનાં દર્શન કરવાની આશા છોડી દીધી અને વળી પાછું પ્રથમની માફક ઓસરીમાં ધાબળી પાથરી એનું એ મહાભારત ખોલી બેસવાનું શરૂ કરી દીધું હતું.

ચૈત્ર માસ જાય. બાર મહિનાનું સુખ દુઃખ ( બંગાલમાં ચૈત્ર માસમાં મેષ સંક્રાતિને દિને વર્ષ પૂરૂં થાય છે ), હરખ-શોક, આશા-નિરાશા લઇ જૂનું વર્ષ ભૂતકાળના પડછાયામાં વિલીન થઇ જવાની તૈયારી કરી રહ્યું હતું.

આજે હતી વાસંતી સાતમ. દરેક વરસે બેનરજી મહાશયને ત્યાં વાસંતી માતાની પૂજા થતી હતી. આ વરસે પણ માતાજીની પૂજાની ધામધૂમ શરૂ થઇ.

અન્નપૂર્ણાની પૂજાને દિવસે સવારના પહોરમાં ફૂલપુરથી ભોંદુની મા માતાજીની મૂર્તિનાં દર્શન કરવા દીનુને ઘેર આવી હતી. દીનુને તે પિતા કહી સંબોધતી હતી. ભોંદુ મમરા ખાતો ખાતો દીનુને કહેતો હતો—" નાના, હું મોટો થઇશ ત્યારે મારે ઘેર આ અન્નપૂર્ણાની પૂજા કરીશ, ત્યારે તમે તો બુઢ્ઢા ખખ થઇ ગયા હશો અને પછી બીજું કાંઈ તો તમે કરી શકશો નહીં, બેઠે બેઠે પૂજા જોયા કરજો " ફળિયામાં એક તરફ ચંપા રમતી હતી, તે ત્યાંથી જ બોલી ઉઠી—" ત્યારે હું તો સાસરે ગઇ હોઇશ, એ પૂજા હું કેમ જોઈ શકીશ ? "

આ વાત સાંભળી દીનુ બોલી ઉઠયો " વાહ રે ચંપા આ તારી કેવી વાત ? આટલા દિવસ મારું ઘર વસાવી હવે મને આમ રખડતો મૂકીને ચાલી જઈશ કેમ ? જો તું હવે ફરીથી તારે સાસરે જવાની પેરવી કરીશ તો મારું શું થશે કહે જોઉં ? "

સાંભા હાથ હલાવી મોઢું ભારે આમ રાખી ફળિયામાં ઉભે ઉભે જ ચંપાએ જવાબ વાળ્યો—" ત્યારે તમને મારી સાથે તેડી જાઉં એમ ? " ચંપાની મા અને ભોંદુની મા બન્ને હોઠમાં હસી. થોડીક વાર પછી ભોંદુની માએ દીનુ તરફ જોઈ પૂછ્યું—" બાપા તમારે શરીરે હવે કેમ છે ? " દીનુની તબિયત આજકાલ સારી રહેતી નહોતી, તેથી જ ઘેરથી પગે ચાલીને એક વાર બેનરજીના ઘર સુધી જઈ અન્નપૂર્ણાની મૂર્તિનાં દર્શન સુદ્ધાં તે કરી આવી શકયો નહોતો. દીનુએ કહ્યું—" શરીરે સારું નથી મા ! હું એવો અધમ પાપી છું કે ફકત એક વાર પણ માતાજીનાં દર્શન કરવા જઈ શકયો નહિ. મારા નશીબમાં રૌરવ નરક છે, રૌરવ નરક ! " બોલતાં બોલતાં દીનુ આડો પડી માથા નીચે તકિયો રાખી સાદડી ઉપર સુઈ ગયો.

તે દિવસે ભોંદુની મા પોતાને ગામ પાછી જઈ શકી નહિ.

સાંજ પછી બેનરજી મહાશય કોઈ એક કામ પ્રસંગે આ પાડામાં આવી ચડયા, દીનુના ઘરમાં વાતચીત થતી સાંભળી, બારણું ઠેલી અંદર દાખલ થઈ તેણે કહ્યું—" કેમ રે દીનુ ! માતાજીના દર્શન એક વાર કરી આવ્યો કે નહીં ? " દીનુ ઉઠીને બેઠો થઈ બોલ્યો—" ઉઠવાની શક્તિયે રહી નથી; કાકામહારાજ ! આજ તબિયત બહુ જ ખરાબ છે. મા અન્નપૂર્ણાના દર્શન કરવા કાશી જવા વિચાર કર્યો હતો, તે પણ બની શક્યું નહિ, આજ માતાજી પોતે ગામમાં એક જણને ઘેર પધાર્યાં છે, તો એટલે સુધી ચાલીને જઈને એક વાર એમનાં દર્શન કરવાનું પણ—"

ઉભે ઉભે દીનુના દુઃખની વીતક સાંભળવાની ધીરજ બેનરજી મહાશયને નહોતી, તે દીનુની વાત સાંભળવી અધુરી મૂકી ઉતાવળે ત્યાંથી ચાલ્યા ગયા. જતાં જતાં મનમાં ને મનમાં બબડયા—" અન્નપૂર્ણાનાં દર્શન તને થાય કાં ? પાપી મારો બેટો ! તને દર્શન થાશે; કોળી વાઘરીને ઘેર ફરતાં સુવરોનાં ને કાં ખેડુના ઘરનાં બળદોનાં પૂંછડાંઓનાં ! "

× × ×

તેજ રાતે બેનરજી મહાશયે નિદ્રામાં સ્વપ્નું જોયું, જાણે કે જગન્માતા અન્નપૂર્ણાની મૂર્તિ દીનુના ઘરમાં રત્નસિંહાસન પર વિરાજતાં હતાં. બેનરજીએ દૂરથી તેમના તરફ જોતાં, દેવીએ તેના તરફથી પોતાનું મુખ ફેરવી કહ્યું:—" તું એમ ધારતો હોઈશ કે દર વરસે તું મને તારે ઘેર તેડી આવે છે, અને હું આવું છું, પણ ના. યાદ રાખ કે હું આવતી નથી. આ ગામમાં ફક્ત હું દીનુને ઘેરજ આવું છું, આ વરસે પણ આવી છું. પણ હવેથી મારે અહીં આવવાની જરૂર રહેશે નહીં. એની કાશી જવાની મરજી છે, હું એને મારી સાથે લઈ જઈશ. આ જો, તે મારી પાસે આવે છે." દેવીએ દેખાડેલી દિશામાં બેનરજી મહાશયે આંખ ફેરવી જોયું, ત્યાં આખાયે ગામના માણસો જડવત્ બની ભીડ કરી ઉભાં હતાં, ત્યાંથી તે ભીડમાંથી બહાર નિકળી દીનુ માતાજીના સિંહાસન તરફ ધીરે ધીરે આગળ વધતો હતો. તેના બે હાથ બે વ્યક્તિઓ પકડીને તેને દોરતી ચાલતી હતી. તે વ્યક્તિ હતી એક ચંપાની મા, અને બીજી ભોંદુની મા. ચંપાની માની આંગળીએ હતી ચંપા, અને ભોંદુની માની આંગળીએ હતો ભોંદુ. બન્નેના ચહેરા ઉપર એક સ્વર્ગીય હાસ્યછટા તરવરી રહી હતી.

સ્વપ્નું ભાંગતાં બેનરજી મહાશય હાંફળા

ફાંફળા પથારી ઉપર ઉઠીને બેઠા થયા. ત્યારે રાત લગભગ વીતી જઇ સવાર થવા આવ્યું હતું. પથારી ઉપરથી એક કૂદકે નીચે ઉતરી બેનરજી મહાશય એજ સ્થિતિમાં દીનુના ઘર તરફ દોડયા. જતાં જતાં એક વખત તેણે પોતાના ચંડીમંડપમાં વિરાજતી મૂર્તિ તરફ આંખો ફેરવી જોયું, એને લાગ્યું કે જાણે ઘાસ ઉપર માટી લીંપેલું એક મોટું પૂતળું મીટ મીટ આંખોએ તેની તરફ જોઇ રહ્યું હતું. તેની છાતી ધબધબ ધબકી ઉઠી. દોડતાં દોડતાં દીનુના ઘરના આંગણાંમાં આવી ત્યાંનું દશ્ય જોઇને તે ઠરી જ ગયો. ઓસરીમાં પાડાના ઘણાયે માણસો ભીડ જમાવી ઉભા હતા. અને એમની જ સામે થોડે દૂર તુલસીક્યારા નીચે દીનુ જે ધાબળી બિછાવી રોજ મહાભારત વાંચવા બેસતો હતો તેના જ ઉપર તેનું પ્રાણહીન નિશ્ચેષ્ટ શરીર પડ્યું હતું, અને તેની મૃત્યુ-સૂચક ઉઘડેલી બન્ને આંખો ઊંચે સ્વર્ગ તરફ એકી ટસે જોઇ રહી હતી.*

* મૂળ બંગવાર્તા 'દીનુ તેલી'નો ગુજરાતી અનુવાદ. 'મુક્તાઝારી' પુસ્તકમાંથી.

---

હાલમાં પ્રાર્થના રૂપે દરરોજ ગાવા યોગ્ય

## ભગવાનને પત્ર

( રાગ—" જુઓ આ, જગબંધવની જેલ. " એ ભજનની કડીઓ પ્રમાણે )

સ્વસ્તાન શ્રી ;સચરાચરમાં, વ્યાપક શ્રી ભગવાન,
વિકટ વખતની વિનતિ વહાલા, જરૂર દેજો ધ્યાન;
વહારે, આવો શ્રી ભગવાન. ૧
ભારતી લીલાભૂમિ તમારી, દુ:ખિયારી છે આજ,
સહાય માંગે સંત વીરનર, ઊઠો હવે મહારાજ !
નહિતર, જશે તમારી લાજ. ૨
ઓથ જેતે આપનો તેને, શું કરે કાળ કરાળ ?
ભાર છે કોનો જગતભરમાં, વાંકો કરે એક વાળ ?
થાઓ, સહાયક શ્રી ગોપાળ. ૩
વિશ્વયુદ્ધ આ અતિ ભયંકર, ભભૂકી ઉઠયો કાળ,
કાળલીલા એ સંકેલો વા'લા, કાળના પણ હે કાળ !
સમાવો, ઉગ્ર વસમી જ્વાળ. ૪
કાળનૃત્ય આ થવા દેવાનો, હજી જો હોય વિચાર,
સંતહૃદયના તાપ શમે તેવું, વ્રત કરો કિરતાર;
કરશો, વાર ન તારણહાર. ૫
કરવા સરજનહાર તમે છો, શક્તિમાન તમામ,
નાહક બહાનું કાઢશો નહિ, આતમાના આરામ;
વધુ હવે, શું લખે "જયરામ" ? ૬

શ્રી. જયરામભાઇ નથુભાઇ પટેલ

પરિસ્થિતિ ખૂબ વિકટ હતી. વિધવાને કોઇનો સાથ ન હતો. ગભરાટ અને મૂંઝવણથી તે બહાવરી બની ગઈ. ઝેરથી મા-દિકરીના જીવનનો અંત લાવી સ્વર્ગમાં પતિ પાસ જવા સિવાય બીજો કોઇ રસ્તો તેને દેખાતો ન હતો. દેશમાં દાની પુરુષો પુષ્કળ હતા, બહાદુરો પણ હતા. અને દેશભક્તોની ખોટ તો કોઇ દેશમાં નથી હોતી. પણ તે અસહાય વિધવા અને નિર્દોષ બાળકીની સહાયતા માટે દરેક જણ એક ડગલું ભરતા અચકાતા હતા. અને એ દિવસોમાં નેતાઓની નિકટ પહોંચવાની ધૃષ્ટતા અને શક્તિ કોઇ ગરીબ ગામડીઆમાં ન હતી.

× × ×

" ઠાકુર રોશનસિંહની પુત્રીનો વિવાહ અટકી પડયો છે. "

" શા માટે ? શું કોઇ યોગ્ય વર નથી મળતો કે પૈસાની જરૂર છે ? " લખતાં લખતાં કલમ અટકાવી ખુરશી પર બેઠેલા સંપાદકે પ્રશ્ન કર્યો.

" બન્ને કારણો છે. " આ વાતની સંપાદકને જાણ કરનાર યુવકે ધીરા સાદે જવાબ આપ્યો.

" પૈસા માટે પ્રબન્ધ થઇ જશે. પરંતુ જો કોઇ યુવક જ તૈયાર ના થાય તો પછી શું થાય ? " ગંભીર મુખથી સંપાદકે કહ્યું.

" યુવક તો તૈયાર છે, પણ પોલીસદરોગો યુવકના કુંટુબીઓને ધમકાવે છે કે ક્રાન્તિકારની પુત્રી સાથે વિવાહ કરવામાં ફાયદો નહિ કાઢો."

" શું આ વાત સત્ય છે ? " ક્રોધ અને દુઃખસહ સંપાદકે પૂછ્યું.

" હા. બિલકુલ સત્ય છે. "

" ઠીક, મારે આવતીકાલે એક સભામાં પ્રમુખસ્થાન લેવાનું છે. ત્યાં હું નહિ જાઉં. પણ તમારી સાથે એ ગામમાં આવીશ. પોલીસના દરોગાને બે શબ્દો કહેવા છે. યુવકે સંમતિ આપવી જોઇએ. ખર્ચનો પ્રબન્ધ હું કરીશ. " વિશ્વાસ અને ધૈર્યથી સંપાદકે કહ્યું.

પંદર માઇલ સુધી પગપાળા મુસાફરી કરી સંપાદક એ યુવકની સાથે રોશનસિંહને ગામ પહોંચ્યા. દરોગાને બોલાવીને કહ્યું; " તમને શરમ નથી આવતી ? ધારી લો કે આપનું મૃત્યુ થાય અને આપની પુત્રીના વિવાહમાં કોઇ વિઘ્ન નાખે તો આપના આત્માને, આપની પત્નીને અને દરેક ભલા માણસને કેટલું દુઃખ થશે ? કન્યાદાનમાં તો કેટલા અજાણ સજ્જનો પણ સહાય આપે છે તો આ શું તમારી માનવતા છે કે એક નિર્દોષ બાળકી અને એક અનાથ વિધવાને આપ સતાવી રહ્યા છો ? ઇન્સાન, બચરવાલ પિતાના હૃદયથી જવાબ આપો ? "

પોલીસ દરોગાની તુમાખી અદશ્ય થઇ અને તેનું સ્થાન માનવતા અને સમજશક્તિએ લીધું. શરમના ભારે તે ઊંચુ જોઇ ના શકયો. સંપાદકના વ્યક્તિત્વે તેના કલુષિત વિચારો દૂર કર્યા. બે હાથ જોડી તેણે માફી માગી અને એ બાલિકાના લગ્નનો ખર્ચ આપવા તે તૈયાર થયો.

ઠાકુર રોશનસિંહની પુત્રીના લગ્નનો દિવસ આવ્યો. વરપક્ષના આતિથ્યનો બધો ભાર દરોગાએ લીધો હતો. પરંતુ જ્યારે કન્યાદાનના સમયે એ પ્રશ્ન ઉઠયો કે પિતાને બદલે કન્યાદાન કોણ દેશે ત્યારે એ જ તપસ્વી સંપાદકે આવી કહ્યું કે " ઠાકુર રોશનસિંહના મૃત્યુને કારણે તેની પુત્રીનો પિતા હું છું."

પુત્રીના પિતાનું સ્થાન લેનાર એ સંપાદક સ્વ. ગણેશ શંકર વિદ્યાર્થી હતા.*

* હિન્દીના આધારે.

# —: મીરાંબાઈ :—

પ્રભુની લીલાનું તીર્થ સંસ્કૃતિ પૂર્ણ ભારતવર્ષમાં,
મેવાડ ધીંગો દેશ શૌર્ય ભરેલ પદરજ સ્પર્શમાં;
રાજે નગર ત્યાં રમ્ય જેનું મેડતા શુભ નામ છે,
કારીગરી, હુન્નર, કલા, કૌશલ્યનું પ્રિય ધામ છે. ૧

અભિરામ હર્મ્ય હવેલીઓ જ્યાં વ્યોમથી વાતો કરે,
દુઃખ દર્દ દુર્લભ જ્યાં સહુ સુખચેનમાં સ્નેહે ફરે;
શોભાવતા ગાદી દુદાજી રાવ શાણા ભૂપતિ,
નિત્યે સદાચારે સરસ ગુંથાઈ છે જેની ગતિ. ૨

ઊર્મિ રંગે ઉમદા ઉરે કરતા સખાવત સર્વદા,
સુખ સ્થાપતા, દુઃખ કાપતા, હરતા પ્રજાની આપદા;
પાળે પ્રજાને પ્રેમથી પરિવાર પોતાનો ગણી,
નીતિ ચીલે ચાલે સતત છે ધર્મ પ્રત્યે લાગણી. ૩

કરતા પરમ પ્રેમ રાષ્ટ્રની ચડતી અને પ્રગતિ થવા,
અભિલાષ અનુપમ અંતરે વ્યાપાર વણજ વધારવા;
મહાજન અવાજ અનુસરે સહુ રાજકીય વ્યવહારમાં,
રહે ઉલ્લસી રૈયત તણા સદ્ભાવમાં, સહકારમાં. ૪

સત્પુત્ર ત્હેના રત્નસિંહ ગુણગણ વડે ભરપૂર છે,
ને પુત્રપત્ની સાધુહૃદયા, આર્દ્ર જેનું ઉર છે;
ચિત્તવૃત્તિ જેની રજનિદિન શ્રીકૃષ્ણ ચરણાબ્જે રમે,
સંતાનનું નહિ સુખ છતાં સંતોષમાં દિન નિર્ગમે. ૫

વધુ સમય નવ રહ્યા દુઃખ રહ્યું પ્રભુ ભક્તના પ્રતિપાળ છે,
એના જીગરમાં ભક્તના કલ્યાણની જંજાળ છે;
અણમોલ અવસર શુકનવંતો સાંપડ્યો મંગલ દિને,
યુવરાણીએ આપ્યો પ્રસવ કમનીય એક કુમારીને. ૬

ઉજવાય ઓચ્છવ હર્ષથી નોબત નગારાં ગાજતાં,
ઉરઉર મહીં ઉત્સાહ ને ઉલ્લાસ આજ વિરાજતા;
રાજા પ્રજાના અંતરે રહી સુખ સમર્પી કુમારિકા,
પાડ્યું રૂડું શુભ નામ મીરાંબાઈ કુળની તારિકા. ૭

વિકસે ઉષાના ઉદયમાં રૂપ રંગથી ફૂલની કળી,
રહી બાળકી ગુણથી અને લાવણ્યથી ઝળહળ ઝળી;
સુખ મધુર હસતું દેખતાં 'છે દિવ્ય અંશ' સહુ કહે,
માતા પિતાના નેત્રદ્વયથી હર્ષનાં અશ્રુ વહે. ૮

કાલા મીઠા કલ્લોલમાં ચાતુર્ય બુદ્ધિનું ભર્યું,
સુખસારિકા એ કન્યકાએ ચિત્ત સહુ જનનું હર્યું;
વચનો મીઠાં, વર્તન રૂડું સદ્‌ભાવનાં અમીરસ ભીનું,
સુખનું સદન સ્મિતભર વદન માયાળુ મીરાંબાઈનું. ૯

પણ વજ્રપાત થયો હરી જનની લીધી વિધિએ અરે,
કલિકા શી મીરાંબાઈ પર દુઃખનો ન પાર રહ્યો ખરે;
માતા જતાં રડતાં મીરાં દાદા હૃદયથી ચાંપતા,
પૌત્રી તણાં આંસુ લુછી દાદાજી ધીરજ આપતા. ૧૦

દાદા દુદાજી પરમ વૈષ્ણવ ભક્ત સાચા કૃષ્ણના,
માતા વિહોણી બાલિકાના તે દિવસથી મા બન્યા;
સાથે જ રાખે રાતદિન ખવરાવતા ખેલાવતા,
વાતો કરી મીઠી મીઠી દિલડું સદા બહેલાવતા. ૧૧

ટુંક સમયમાં દાદાજીથી મન મળી ગયું સહુ વાતમાં,
દાદા ભજન જો ગાય, મીરાં કીર્તનો લલકારતાં;
પૂજા કરે દાદા, મીરાં પૂજન રૂડી રીતે કરે,
દાદાની ભક્તિપ્રીતિ બાળકી ઉરમાં ભક્તિ ભરે. ૧૨

શૈશવ થકી સત્શીલ ને સદ્‌ધર્મમાં વૃત્તિ ઢળી,
દુદાજીના સહવાસથી શુભ લાગણી બમણી ફળી;
ચોપાસના વાતાવરણનું અનુકરણ બાળક કરે,
દાદાજીનું ઉમદા જીવન પ્રભુતા મીરાં હૃદયે ભરે. ૧૩

બચગી છતાં રમતે ન મીરાંબાઈનું મન બહુ રમે,
સુખસાધનો સુંદર ન એના ઉરને અદકાં ગમે;
મીરાં ભીતરના ભાવથી વ્રજરાજનું પૂજન કરે,
કોકિલ કંઠે ઈશ ગૌરવ ગાનનાં ગુંજન કરે. ૧૪

વિદ્યા વિશારદ પંડિતો જે શીખવતા ઉત્સાહથી,
મીરાં વિચક્ષણ બુદ્ધિથી તે શીખતાં બહુ ચાહથી;

શીલશોભના આ મેડતાધિશ કન્યકા શૈશવ મહીં,
શિક્ષણ રૂડેરાં મેળવી હરી સર્વનાં હૈયાં રહી. ૧૫

ને ઉચ્ચ અંકુર દિનદિને વધતાં જ ચાલ્યાં વિકસતાં,
મીરાંનુ દિલ શ્રીકૃષ્ણમાં પળપળ સદા તન્મય થતાં;
પ્રગટી અનેરી જ્યોત હૈયે, નેત્રનાં પડળો ખૂલ્યાં,
મીરાં અભેદે રાચતાં જગભેદ ખેદ સહુ ભૂલ્યાં. ૧૬

વધુ જ્ઞાનની ગોષ્ઠિ વિષે ગોવિંદ ગૌરવ ગાનમાં,
વિદ્વાનના સંસર્ગમાં, કીર્તન, ભજનની પ્રીતમાં;
મૃદુભાષી મીરાંબાઇનું કૌમાર્ય ચાલ્યું વીતતું,
યૌવન ખીલ્યું રવિકિરણથી અરવિંદ જાણે ખીલતું. ૧૭

સૌંદર્ય ને સતશીલની વિખ્યાતિ દેશ વિદેશમાં,
કૌમુદી સમી પ્રસરી રહી, પમરી રહી જ વિશેષમાં;
માગાં મીરાંના હસ્તનાં દૂરદૂરથી આવ્યાં ઘણાં,
ચાહે સહુ વરવા મીરાં જેના ન રૂપમાં છે મણા. ૧૮

વિભુવત્સલા મીરાં મનોરમ એક દિન મધરાતમાં,
આનંદથી આવાસમાં નિર્દોષ પોઢી નિરાંતમાં;
માણેકઠારી પૂર્ણિમા રસ રૌપ્ય જગતમાં પાથરે,
વ્રજચંદ્ર ત્યાં મીરાં ભવનમાં ગગનપટથી ઊતરે. ૧૯

ઝબકી મીરાં સામે જુએ રસરાજ મૂર્તિ મીઠડી,
પલકે ગયાં ઉર ઉમળકે પ્રભુ પાદપદ્મ મહીં પડી;
" આજે રસેશ ! મહાકૃપા આ કિંકરી પર છે કીધી,
દર્શન તણી લાખેણી લ્હાણી લલિત આજ મ્હને દીધી. ૨૦

હે નાથ ! વસમી જગતની જંજાળ મુજને નવ ગમે,
મુજ ચિત્ત તો પ્રભુ ! આપના પાદારવિંદ વિષે રમે;
મહાજન ! મુજને રાખશો સુખદાયી નિત્યે ચરણમાં,
ન વિસારશો આ રંકને, રાચું શરણમાં, સ્મરણમાં. " ૨૧

વાણી સુણી વ્હાલપ ભરી, વ્રજચંદ્ર આનંદે વધા,
" મીરાં મધુરી ! મુજ હૃદયમાં વાસ ત્હારો સર્વદા;
તું મ્હારી ને ત્હારો હું આપું કોલ લે અત્યારથી, "
કહીને તિરોહિત હરિ થયા ભેટી મીરાંને પ્યારથી. ૨૨

બસ ત્યારથી ચોડયો લલાટે ચંદ્ર પ્રભુ સૌભાગ્યનો,
બાળા મટી મીરાં ધરે, શણગાર સ્વામી સુહાગનો;
રચી કીર્તનો ને આરતી, આરાધતાં વ્રજરાજને,
સેવે ઉલટથી સાધુ, સાધ્વી, સંત, ભક્ત સમાજને. ૨૩

એ રીત ભક્તિ ભાવમાં દિનરાત ચાલ્યાં જાય છે,
ચર્ચા મીરાંના લગ્નની દરબારમાં ચર્ચાય છે;
વાતો વિવાહની જાણતાં પ્રભુ પ્રણયિની એ તો હસે,
"મુજ કાન્ત કુંજવિહારી મનમંદીરમાં વ્હાલે વસે. ૨૪

મ્હારે અમર અનુરાગ તજી સંસારમાં પડવું નથી,
વસુધા તણા વ્યવહાર વમળે વ્યર્થ આથડવું નથી;
મ્હેં તો દીધું દિલ દેવને કયાંથી અવરનું એ બને?
જપશે જીગર મ્હારૂં નિરંતર જગજીવન પરમેશને." ૨૫

એ સાંભળી મનમાં સ્વજન પરિજન સહુ મુંઝાય છે,
વૈરાગ્યમય પેખી મીરાંને વધુ વધુ દૂભાય છે;
દાદા તણા આદેશથી સંબંધીઓના આગ્રહે,
સખીઓ સમાનવયસ્કની વિનતિ મીરાં મનમાં લહે. ૨૬

જળ માગતાં પય સ્વાદુ દેતા પૂજનીય વડીલને,
સંતર્પવા દાદા, પિતા, મીરાં કઠણ કરી દિલને;
લૌકિક રીતે એ લગ્ન કરવા આખરે સંમતિ ભણે,
સ્વજનો મીરાંની અનુમતિથી ભવ્ય ભાગ્યોદય ગણે. ૨૭

ચિત્તોડના યુવરાજ સાથ વિવાહ મીરાંના થયા,
આનંદ ઉત્સવ મેડતામાં ખૂબ ઊજવાઈ રહ્યા;
પરણી પધાર્યાં દંપતિ શોભાયમાન ચિતોડમાં,
કુલડે વધાવ્યાં પૂરજને, બહુ માનપાનની સોડમાં. ૨૮

કુળદેવીને મંદિર ગયાં, છે રીત આદિકાળથી,
નવદંપતિએ દેવીને નમવું સ્નેહે વ્હાલથી;
"આનંદ મંગલ ભોગવો આશિષ અંબાની રળી,
મહાશક્તિને વંદન કરો પરિવાર સુખ પામો વળી." ૨૯

(ચાલુ)

શ્રી. ચંદ્રકાન્ત મંગળજી ઓઝા

# દિવાસ્વપ્ન

લેખિકા :
કુ. વનબાળા દ. દેસાઇ

એક સંધ્યા સમયે હું મારા મિત્રો તથા ન્હાનાં ન્હાનાં બાળકો સાથે સમુદ્રકિનારે ફરવા ગઈ. અનેક પ્રકારની વાતો કરતાં કરતાં છેવટે અમે સમુદ્રકિનારે પહોંચ્યા. દૂર દૂરથી તેના ઘુઘુ અવાજે અમારી કર્ણેન્દ્રિય સતેજ થઈ. અને છેવટે તેનાં દર્શન પણ થયાં. સમુદ્રનો વિશાળ પટ; સંધ્યાના સુનેરી રંગો ને પાણીનાં અનેકવિધ મોજાં ! આ જોઈને કોનું હૃદય નાચી ન ઉઠે ? ભવ્યતાનું દર્શન ખરેખર સાગર જ કરાવે છે ! કેટલી એની ઉદારતા ! આમ વિચારતાં વિચારતાં થોડેક ફરતાં ફરતાં છેવટે અમે બધા બેઠા. બાળકોને સમુદ્રનો પણ કાં ભય છે ? એ તો દોડયા ને પાણીમાં છબછબિયાં કરવા લાગ્યા. અને સાથે સાથે તેમનો પેલો શોખ ? શંખલા અને છીપલા વીણવાનો. કેવો નિર્દોષ આનંદ ! કેવું સુંદર દૃશ્ય ! ખરે જ, ઐશ્વર્યનું ભાન થતાં એક વખત તો માથુ નીચુ નમે છે. આ પ્રભુતામાં એકલાં બાળકો જ નહોતાં રમતાં પરંતુ અનેક યુવક યુવતીઓ આ દ્રશ્યનું પાન કરતાં હતાં. એ માધુર્ય, એ વિશાળતા એ સૌન્દર્ય ને ધીમો ધીમો કિલકિલાટ બધું જ આંખ તથા મનને આહ્લાદિત કરતું હતું. મ્હારી સાથેના મિત્રો પાસેની હોટેલમાં ભેળપુરી ખાવા ગયા. મ્હારાથી આ સુંદર દ્રશ્ય મુકી જઈ શકાયું નહિ. હું નીરાંતે બેઠી. અડધો અવની ઉપર અને અડધો આકાશમાં એવો સુનેરી સૂર્ય આથમતો હતો; કેમ જાણે બરદાસ્ત કો માનવીનું જીવન ઝોલા ખાતું ના હોય ! એ ઝબૂકતા સૂર્યનાં પ્રકાશે મને વિચારનિદ્રામાં નાખી. હું સૂર્ય સામે ટીકી રહી. આહ ! આથમતા સૂર્યમાં પણ કેવું ઔદાર્ય ! કેવી ભવ્યતા ! એ આથમતાં સૂર્યની સાથે અવનીનાં મનુષ્યનો પણ વિચાર કર્યો. મને થયું: આ પુષ્પ સરિખડાં બાળકો ને કિલ્લોલ કરતાં યુવકયુવતીને પ્રભુ શું આનંદમાં મગ્ન નહિ રાખે. હાય ! કેવો વિચાર ? જ્યાં પ્રકાશમાન અને જાજ્વલ્યમાન સૂર્ય પણ એક ક્ષણિક પ્રકાશ આપીને કેવો ડૂબી જાય છે ! કયા ઘોર અવકાશમાં તે સમાધિ ચઢાવી ચાલ્યો જાય છે ! કંઈ જ સમજ પડે છે ? કોઈ તે કોયડો ઉકેલે છે ? બરોબર એવો જ અને એના કરતા પણ અધિકતર ગૂંચવેલો એ મનુષ્યજીવનનો કોયડો. માતા બિચારી અનેકવિધ કષ્ટો સહન કરીને આ હસતાં બાળુડાંને જન્મ આપે છે, તેને ખિલવવા પ્રયત્ન કરે છે. સંસ્કાર અને જ્ઞાનનાં સિંચન સીંચીને તે ધરે છે સમાજને ચરણે. એમ માનીને કે સમાજરૂપી બગીચામાં આ પુષ્પો સદાએ ખીલશે ને ખિલાવશે. પણ રે, એ વડીલોને ક્યાં ખબર છે કે એ બગીચાની વાડો તે ફૂલની નથી; તે તો છે કાંટાળી અરે તેના કરતાંએ ખરાબ તે લોખંડની કાંટાળી વાડો છે. ન્હાનકડાં બાળકો એમાં કેવી રીતે વિહરે ? બસ, એ કાળી લોખંડી વાડોમાં જ તેનું જીવન સમાપ્ત થાય છે. એને ક્યાં ખબર છે કે જીવન એ મોંઘી એવી પ્રભુની ભેટ છે ! તેને આવી રીતે ચાર દિવાલોમાં કેમ વેડફી દેવાય ? જીવન તેનું તત્ત્વ આહ ! વિચાર કરતાં જીવન એ પણ એક વિશાળ ઉદધી જ લાગે છે. તેમાં અનેકવિધ અનુભવો થાય છે. અનેક પ્રસંગો સારા યા નરસા બને છે. અને તે બધાના સંસ્કાર મગજ ઉપર એવા પડી જાય છે કે જે ભૂલ્યા ભૂલી શકાતા નથી.

આશા, પ્રશંસા અને પ્રેમના સુંદર પાયા ઉપર જીવનરૂપી વૃક્ષ ટકી રહ્યું છે. માટે જ ગુજરાતીના એક પ્રખર કવિ કલાપિએ ગાયું છે કે

"આશા એ તો મધુર કડવો અંશ છે જીન્દગીનો,
છેદાયે ના જીવીત લગી એ છેદતાં જીવ જાતો."

એ જ આશાએ મનુષ્ય તેનું નાવ સંસારમાં ઝુકાવે છે. આશા તે તરંગી નહિ પરંતુ વાસ્તવિક જગતની સુનેરી આશા. એ જ આશાની અમરવેલ ઉપર અનેક પોયણાં ખીલે છે ને ખરે છે.

પ્રેમ એ જીવનનું સર્વસ્વ છે, હૃદયનું અવિરક્ત ઝરણું છે. બાળક જન્મતાં જ માતાના પ્રેમની આશા રાખે છે ને પિતાનું વાત્સલ્ય તેના મન અને હૃદયને આકર્ષે છે. એ પ્રેમમાં મોંઘી એવી આશા છે ને ઊંડી એવી શ્રદ્ધા છે. બાળક મોટું થતાં તેના ભાઈ-બહેન પાસેથી મીઠા એવા સ્નેહ ઝીલે છે ને ઝીલાવે છે. પછી જ્ઞાન અને કર્મના પ્રભાવે કો નવીન ભાવના, કો નવીન પ્રેરણા તેને જીવન તરફ-જીવનના માધુર્ય તરફ પ્રેરે છે. તેનામાં નવીન ઉલ્લાસ આવે છે ને તે તરફ મનુષ્ય ખેંચાય છે. આ છે તેના જીવનનો વસંતોત્સવ. શું આ શૃંખલાઓમાં મનુષ્યો તેમના વસંતોત્સવ યોજી શકે છે ? એ નિર્ઝરતી ઝરણીઓને વહેવાનો પૂર્ણ અવકાશ મળે છે ? ના, કદી નહિ. કોઈ સમય એવો આવે છે કે આ નિર્મળ ઝરણીઓ તેનો માર્ગ શોધી વહે છે તે સમજી શકાય છે. એ જલમાં મનુષ્ય ન્હાવા પડે છે. મોટે ભાગે તે અનેરો આનંદ ભોગવે છે. કારણ એ જ કે આશા સાથે જીવન શ્રદ્ધા ઉપર પણ અવલંબે છે. એ જ આશા અને શ્રદ્ધાએ તેના જીવનના યજ્ઞો આરંભાય છે. એ યજ્ઞોને પ્રદીપ્ત રાખવા અનેક યુવક યુવતીઓ પ્રેમરૂપી જલનું સિંચન કરે છે. એ સિંચનમાં સૌન્દર્ય છે; માધુર્ય છે; ભાવના છે; ને કલ્પના છે. જ્યાં પ્રેમ સૌન્દર્ય ને કલ્પનાનો સુભગ સંયોગ થાય ત્યાં મનુષ્ય કલા સિવાય બીજુ શું સર્જી શકે ? એનું સર્જન તે જ આ બાલુડાં. કેવી જીવનની ગહનતા ! ખરેખર.

" તમે મારાં દેવનાં દીધેલ છો
આવ્યા ત્યારે અમર થઈને રહો. "

એ ભાવ મનુષ્યને ભીંજવી દે છે. ને રન્નાદેએ જે પગલીનો પાડનાર દીધો તેના લાલનમાં જીવન પૂર્ણ થાય છે. શું જીવન આટલું બધું સુંવાળું છે ? શું તે સુખની જ મર્યાદામાં લીન થાય છે ! ના, કદી નહિ. એમાં તો કો કુમળી લાગણીઓ અને પ્રફુલ્લેલી પોયણીઓ એકાએક ખરી પડે છે. જીવનના આ યજ્ઞો આરંભતાં-સંસારમાં પગલી પાડતાં અનેક કુમળાં ઝાડો ને લતાઓ અકાળે કરમાઈ જાય છે. કારણ 'જે પોષતું તે મારતું' એ વિધિચક્રે એકમેકને જલસરમાં ન્હાતાં ન્હાતાં અરે કદીક ન્હાતા પહેલાં પણ જીવન વેડફાઈ જાય છે. તેમની આશા, તેમનો ઉલ્લાસ, તેમનો ઉત્સાહ ક્યાંયએ અદશ્ય થઈ જાય છે. હાસ્ય પણ તેનાં જીવનમાંથી સરી જાય છે. તેમની આંખ સામે ભભૂકતી જ્વાળાઓ દેખાય છે, સાપના ફુત્કાંડાઓ ને કર્કશ અવાજો સંભળાય છે. તે સંકોચાઈ જાય છે, વિલાઈ જાય છે. તેમને બિચારાંને તો જીવન આઠ એક સ્વપ્નું જ થઈ જાય છે. તેમને આ સંસારમાં શીખવાનું ને સમજવાનું કંઈ લાગતું જ નથી; તેને દેખાય છે માત્ર દુઃખ; તેને અનુભવવાનો છે એક જ કાળ અને તે વિયોગ-વિરહ. એ વિરહની જ્વાળામાં બળતાં એની પાસે કો નથી સખી કે કો લાડકવાયો ! એકાન્તે આવેલાં અશ્રુ એની મેળે જ ટપકી સુકાઈ જાય છે. બસ, એજ તેનાં સાથી-એજ તેનાં જીવનસહચર્ય, એજ રુદન મન અને શરીરનો મેલ ધોઈ નાખે છે. તેથી કો જાણે અજાણે

# સળગી રમણી ચૌદ હજાર

( સવૈયા )

ચિતોડમાં જ્વાળા જે સળગી સળગાવ્યો તેણે સંસાર,
રજપૂત માત્ર કરી કેસરિયાં બ્હાર પડ્યો કરવા સંહાર;
તે દિનથી જન્મ્યો ભારતમાં વિનાશકર વંટોળ અપાર,
કેમ ભુલાયે સ્મરણપટેથી સળગી રમણી ચૌદ હજાર ! ૧

ભારતની ઉજ્વળ સતીઓ ! હો ! વંદન મારાં વાર હજાર,
યુગયુગ વીત્યે વિસરે નવ તમ વિજયકથા સારો સંસાર;
પુત્ર-પતિની માયા ત્યાગી, યૌવન ને ત્યાગ્યાં ઘરબાર,
કેમ ભુલાયે સ્મરણપટેથી સળગી રમણી ચૌદ હજાર ! ૨

જીવનતણી સુંદર આશાઓ હતી તમારે ઉર સુકુમાર,
પિતા, પુત્ર ને સ્વામી કેરો સ્નેહભર્યો મીઠો સંસાર;
ચંપકવર્ણી દેહ તમારી ગુલાબ પાંખડી શી રસધાર,
કેમ ભુલાયે સ્મરણપટેથી સળગી રમણી ચૌદ હજાર ! ૩

લખતાં કંપે લેખિની મારી ધખધખતા રાતા અંગાર,
ભરી સળગતી ચિતામહીં શી રીત થયાં સૂવા તૈયાર ?
કોમળ જે કાયાઓ ફૂલની મૃદુશય્યા સ્હેતી ન લગાર !
કેમ ભુલાયે સ્મરણપટેથી સળગી રમણી ચૌદ હજાર ? ૪

સૂર્યચંદ્ર છે જ્યાં લગી ગગને, જ્યાં લગી તારક તેજ અપાર,
ભારત ત્યાં લગી કેમ વિસરશે કીર્તિ તમારી કહો તલભાર ?
હરહૃદયો નમશે અંતરથી ઊરમાં ઉભરાશે આભાર,
કેમ ભુલાયે સ્મરણપટેથી સળગી રમણી ચૌદ હજાર ? ૫

પ્રો. મનુ દવે ( કાવ્યતીર્થ )

જોડીનો નાયક હજી કાંઈ મળતો નથી !"
અત્યાર સુધી ઊતરેલી બધી ફિલ્મોમાં ભુવનમોહિની આગળ નાયકનું કામ બિલકુલ ફિક્કું જ પડતું !

પરંતુ તેમાં ડાયરેક્ટરોનો જરા પણ દોષ ન હતો. નાયક તરીકે કામ કરનાર કોઈ પણ નટ તેની સાથે કદી એકરસ થઈ શકતો જ નહિ ! તેની ભાવનાઓ કચડાઈ જતી; અને ફિલ્મને ફૂટના ફૂટ કાપી નાખવી પડતી. એટલે નૂતન પિક્ચર્સ—નાયકની બાબતમાં હંમેશાં ઉદાસીન જ હતું. હિંદુસ્થાનના અત્યંત નામાંકિત નટો પણ ભુવનમોહિનીની સામે નાયકનું કામ કરતાં ગોથાં ખાઈ જતા—ને ડાયરેક્ટરોની અક્કલ એમાં કાંઈ કામ જ કરી શકતી નહિ !

ચોમાસામાં શૂટિંગનું કામ ઝાઝું થતું નથી. પણ આ ચાર મહિના કંપની વરની શોધ કરતી હોય એમ ભુવનમોહિની માટે નાયકની શોધમાં જ મચી પડતી. 'અભિ-'ની ફિલ્મ વખતે ભુવને છાતી ઠોકીને કે "મારા મનગમતો અને સમરસ તો નાયક જો નહિ પસંદ કરવામાં તો હું 'અભિસારિકા'ની ભૂમિકા વવાની જ નથી !"

ડાયરેક્ટરો તો ભારે સંકડામણમાં આવી પડ્યા.

એક દિવસની વાત ! આવો જ સંદેશો મળતાં ડાયરેક્ટરો હાંફળા ફાંફળા ભુવનના આંગણે દોડ્યા.

અનિરુદ્ધકુમાર નામે યુરોપમાં અત્યંત પ્રસિદ્ધિ પામેલા હિંદી નટ આ વખતે તેમને મળ્યો હતો.

તેઓએ કહ્યું: "આ શ્રી. અનિરુદ્ધકુમાર દેસાઈ ઓક્સફર્ડ યુનિવરસિટીના બી. એ. ગ્રેજ્યુએટ છે. ઉપરાંત પેરિસની સિનેમા એકેડેમીમાં એમણે અભિનયનું ખાસ શિક્ષણ લીધું છે ! જુઓ, હવે તો કાંઈ વાંધો નહિ આવે ને ?"

અનિરુદ્ધકુમાર ખરેખર નામ પ્રમાણે જ સુન્દર હતો ! ઊંચો પણ સુદૃઢ બાંધો; તેજસ્વી ચહેરો અને તેમાં શિથિલ સંસ્કારિતા–સોનું ને સુગંધ ! ડાયરેક્ટરોને તો ખાતરી જ થઈ ગઈ કે આ નાયક જરૂર ભુવનમોહિનીને પસંદ પડવો જ જોઈએ.

"અભિનય કાંઈ ઓક્સફર્ડ યુનિવર્સીટીના ગ્રેજ્યુએટ થવાથી આવડતો નથી ! પેરિસની એકેડેમી પણ તે શીખવી શકે એમ નથી. વાસ્તવિક રીતે તો તેણે સામા માણસની ભાવનાઓ સમજવી જોઈએ–તેની સાથે પોતાની ભાવનાઓ એકસરખી કરતાં તેને આવડવી જોઈએ." ભુવને હમેશ મુજબ સ્પષ્ટવક્તા બનતાં જણાવ્યું.

એટલામાં એકાએક બાજુએ ઊંધા ગોઠવેલા ફોટાની તેને યાદ આવી અને તેણે તે વહેલાં વહેલાં ઉપાડી લઈ સૌના દેખતાં દીવાલના કબાટમાં છુપાવી દીધો. કુમાર ભુવનની હીલચાલ બારીકાઈથી જોયા કરતો હતો. તેણે ડાયરેક્ટરો સામું જોયું; તો તેમના ચહેરા નિર્વિકાર જણાયા; કેમકે ફોટા સંબંધી ભુવનની આવી ગડમથલતી તેમને નવાઈ નહોતી ! કુમાર પણ સમય વર્તી ઘૂંટડો ગળી ગયો. ભુવનની ખાનગી બાબતમાં કોઈએ પડવું નહિ–એ બ્રહ્મવાક્ય પર જ કંપની નાચતી હતી. ફોટા કેવો અને કોનો છે–તેનો કંપની પૈકી કોઈને પણ ખ્યાલ ન હતો; અને ભવિષ્યમાં તેવો ખ્યાલ આવવાનાં કાંઈ ચિહ્ન પણ દેખાતાં ન હતાં.

"એમણે મારી ફુરસદ પ્રમાણે મારી પાસે એક મહિના સુધી આવવું પડશે અને એ નાયક તરીકે લાયક થશે કે કેમ તે મહિનાની આખરે હું અજમાવીને કહી શકીશ."

ભુવને ડાયરેક્ટરોને કાર્યની રૂપરેખા સમજાવી દીધી. કુમારે પણ આ બાબતમાં પોતાની સંપૂર્ણ તત્પરતા બતાવી; અને તેનો તે માસ પૂરતો એક હજાર રૂપિયા પગાર નક્કી થયો.

# ભારતવર્ષની સ્ત્રીઓ

:: છંદ હરિગીત ::

કેવળ પુરુષો નહિં હતા, હતું માન જેનું જગ મહિં,
ગૃહદેવીઓ પણ અમ હતી, સાચી ખરે દેવી અહિં;
અત્રિ અનસૂયા સમું ગાર્હસ્થ્ય દુર્લભ સ્વર્ગમાં,
દાંપત્યમાં જે સુખ હતું, જે સુખ મળે અપ-વર્ગમાં.
નિજ સ્વામીઓના કાર્યમાં સમભાગ જો લેતી ન તે,
અનુરાગપૂર્વક યોગ જો, એમાં સદા દેતી ન તે;
તો કયમ કરી કહાવે સદા અર્ધાંગના સુકુમારીઓ,
તાત્પર્ય કે અનુકૂળ રે'તી નસ્વરો ને નારીઓ.
યુદ્ધે પરાજિત પુત્રને, ફરી શૌર્ય જેણે અર્પિયું,
રાખી ઘરે નવ-વધૂ અને, સુતવિરહ કેરૂં દુઃખ સહ્યું;
દ્વિજપુત્રરક્ષા કાજ જેણે, સુતમરણ ગણિયું નહિ,
વિદુલા, સુમિત્રા, કુન્તિ સમ, જનની અહિંયાં થઇ ગઇ.
અલ્પાયુ વર મળવા છતાં, વ્રત્ત છોડિયું ના જે લીધું,
મુનિ-ચક્ષુ ફોડી ભૂલથી, કરી લગ્ન તન અર્પણ કીધું;
સેવા કરીને રોગીની, આરામ પણ લીધો નહિં,
તે ધન્ય સાવિત્રી-સુકન્યા, હિંદમાં ઉત્પન્ન થઇ.
આંખો છતાં રહી આંધળી ગાંધારી સમ નારી અહિં,
પતિ સંગ દમયંતિ ફરી, વન, વન અરે દુઃખણી થઇ;
એવી રીતે જ્યાં નારીઓએ, ધર્મનું પાલન કર્યું,
આશ્ચર્ય શું જો દિવ્ય બળ, તે દેશને દેવે દીધું !
અબળા જનોનું આત્મબળ હતું હિંદમાં એવું, અરે,
ચાહે સતિ તો અધિક શું ? રવિ-ઉદય પણ ટોકી શકે;
જે ક્ષુબ્ધ મુનિની દૃષ્ટિથી બળી પક્ષી ભૂમિ પર પડયું,
તે યોગ-બળ સતિ-તેજ આગળ નમ્ર થૈને નમી પડયું.

અમૃતલાલ હ. પટેલ

---

નોંધ:—પ્રખ્યાત હિંદી કવિ મૈથીલીશરણ ગુપ્તના "ભારત ભારતી" નામના કાવ્યને આધારે.

# ૫૦૧

# સ્પેશ્યલ સાબુ




## કપડા ધોવા સંબંધીની તમારી ગુંચવણનો ઉકેલ કરશે

ધોવણ પડી ગયેલાં અને જીર્ણ થઇ ગયેલાં ખમીસ અને સાડીઓ સંબંધી ચીંતા કરશો નહી. ૫૦૧ 'સ્પેશ્યલ' સાબુનો ઉપયોગ કરવા માંડો અને તમારી મુંઝવણને ભુલી જાઓ. ૫૦૧ સ્પેશ્યલ સાબુમાં કપડાંને તદ્દન સ્વચ્છ કરવાનો ખાસ ગુણ છે. અને છતાંય એટલી કુમાશથી ધુવે છે કે તેના ઝીણા ગોટ ફીણ તફાસ મુલાયમ વસ્ત્રોને હાની પહોંચાડતાં નથી. અત્યારથીજ બીજા કોઇ સાબુને બદલે ૫૦૧ સ્પેશ્યલ વાપરવા માંડો. આજે જ એક બોક્સ ખરીદો. ૫૦૧ સ્પેશ્યલ સાબુ આપણાં કપડાં ખરેખર વધુ સ્વચ્છ બનાવે છે. અને તેનું આવરદા લંબાવે છે. ૫૦૧ સ્પેશ્યલ' સાબુ મુલાયમ વસ્ત્રોને પણ હાની પહોંચાડતો નથી. હું ૫૦૧ 'સ્પેશ્યલ સાબુ વાપરું છું કારણ કે તે ઘરમાં કપડાં ધોવાનું કામ ખુબજ સહેલું બનાવે છે.


**ટોમ્કો સેલ્સ ડીપાર્ટમેન્ટ**

પો૦ બો૦ નં. ૫૨૮, મુંબઇ.

બનાવનારઃ—

**તાતા ઓઇલ મિલ્સ કું૦ લિમિટેડ, તાતાપુરમ અને મુંબઇ**

# માનવંતાના મહેરામણમાં આ ખારાશ ક્યાંથી ?

લેખક : 'સત્ય સુંદર'

—વ્યક્તિગત ને સામાજિક જીવનમાં બહેનોને સહવાં પડતાં દુખોના, રોજબરોજ બનતા સેંકડોમાંના થોડાક જીવનમાંથી જડેલા સત્ય પ્રસંગો—

ગરાસણીનું ગળું ને રૂપ વખણાય એ કદાચ સાચું હશે, પણ જીવીને એવું રૂપ નહોતું મળ્યું. છતાંય તેનો નમણો ચહેરો, લાંબા પાતળા દેહનો ઘઉંવર્ણો વાન જોઇ તેને કોઇ બેડોળ કહી શકે તેમ પણ ન હતું. ગામડાના વાતાવરણમાં ઉછરેલી આ અભણ નિખાલસ બાળાનો પતિ રામસિંહ કૉલેજમાં ભણતો–ભણે છે. બન્નેનાં લગ્ન બહુ નાની ઉમરે થયેલાં.

રામસિંહના પિતા તેમની ગ્રામમાં પાંચમાં પુછાય તેવા, અગ્રગણ્ય લેખાય. ગરાસની જમીનની ઉપજ, દેશી રાજ્યમાંથી નોકરીને અંગે મળતો પગાર, વગેરેમાંથી એમણે પૈસો પણ ઠીક પેદા કરેલો.

આમ જીવીને ભણેલો પતિ, આબરૂ, પૈસો, સ્નેહ બધુંય હતું. કોઇ વાતની કમીના ન હતી, કાંઇ દુ:ખ ન હતું.

રામસિંહ કૉલેજમાંથી છુટ્ટીના ( ખાસ કરીને વેકેશનમાં ) ઘેર આવતો. ચાર છ માસના વિયોગ પછી માસ બે માસ સાથે રહેતાં. ને વળી પાછો રામસિંહ શહેરમાં કૉલેજ ઉઘડતાં ચાલ્યો જતો. કૉલેજમાંથી રામસિંહ તેના નાના ભાઇને પત્ર લખતો ત્યારે તે જીવી વિષે કંઇ ને કંઇ લખતો જ.

આમ થોડાંક વર્ષો વીત્યાં !

એક વેકેશનમાં જ્યારે રામસિંહ ઘેર આવ્યો ત્યારે તેણે જોયું કે તેની પત્ની જીવી, શીતળાના કોપે પોતાની રતન જેવી બે આંખો ગુમાવી બેઠી હતી, તેની મસ્તીખોર આંખોની મસ્તી હરાઇ ગઇ હતી. સહાનુભૂતિભર્યાં નયને રામસિંહ તેના તરફ જોઇ રહ્યો.

દિવસો વિત્યા ને સહાનુભૂતિ ઓસરતી ચાલી: ઉલ્ટાનો તિરસ્કાર જન્મ્યો. રામસિંહના વિલાસી મનને થયું: " આંધળા સાથેનું આ તે શું જીવન છે ? " તેના આ વિચારને પ્રોત્સાહન મળ્યું. કારણ, રામસિંહનાં માબાપે તેને ફરી પરણાવવાનાં ચક્રો ગતિમાન કર્યાં હતાં. એક કન્યા શોધી કઢાઇ, લગ્ન લેવાયાં; જીવીને આ વાતની ખબર પડી પણ તે કંઇ બોલી નહિ.

એક દિવસ જીવીનો ભલો, ભોળો બાપ આંસુભીની આંખે જીવીને પોતાને ત્યાં તેડી જવા આવ્યો. જીવીએ કહ્યું " ભલેને ઇ પરણે ! હું તો મારે સેવાચાકરી કરીશ; મારે ઘેર આવવાની જરૂર નથી. "

" હું મારી મેળે ન આવત બેટા ! " એના વૃદ્ધ ને દુઃખ વેઠી વેઠી કરડા થયેલા ચહેરા પર બે વધુ કરચલીઓ પડી, પણ રામસિંહનો કાગળ હતો એટલે..." ડોસા આગળ બોલી શક્યા નહિ.

જીવીને ગળે આ વાત ન ઊતરી. તેનો પતિ રામસિંહ આમ લખે ખરો ! કદાચ

સાસુ સસરાનું તર્કટ હોય ! ગમે તેમ હોય પણ તેને અહીં માનભંગ થઇ રહેવું ઠીક ન લાગ્યું. તેણે બાપ સાથે જવાનો નિશ્ચય કરી લીધો.

છબી જ્યારે બાપ સાથે પિયર જવા નીકળી ત્યારે લગ્નની તૈયારી આડે કોઇ વિદાય દેવા પણ ન આવી શક્યું ! રામસિંહ, તેના સગાવહાલાઓ, સંસ્કારી ગણાતા મિત્રો, લગ્નનો આનંદ માણી એક નવી રૂપાળી વહુ લઇ આવ્યા.

લગ્નમાં કંઇક સુધારો કરેલો તે બદલ છાપામાં પ્રશંસા પણ થયેલી !

અત્યારે છબી તેના બાપને ત્યાં પ્રભુભક્તિ ને રામસિંહના રટણમાં, ને ઘરમાં બની શકે તેવાં કામકાજમાં મગ્ન રહી પોતાનું આંધળું અને પાંગળું પણ જીવન વિતાવે છે. પછાત કોમમાં ' નાતરું ' કરવાની છૂટ હોઇ તેનો બાપ કયારેક છબીને તેમ કરવા સમજાવે છે; પણ છબી તે વાત કોઇ ને કોઈ રીતે ઉડાવી દે છે. છબીને તો અટલ શ્રદ્ધા છે કે એક દિવસ રામસિંહ આવીને તેને જરૂર બોલાવી જશે !

રામસિંહ તો ત્રણ વર્ષ થયાં છતાંય આ પગલાં માટે કદીય પસ્તાયો નથી !

સ્રીની આ ત્યાગભાવના, વિલાસી પુરુષ પાસેથી પશ્ચાત્તાપનાં બે ઉન્હાં આંસુય નહિ પડાવી શકે ?

* * *

ચંદાનો પતિ હરિલાલ એક વેપારી પેઢીમાં નામું લખતો. આસપાસના ગામડાઓમાંથી ઉઘરાણી પતાવવી, પેઢીનું ખર્ચ ને આવકનું નામું રાખવું એ એનું કામ હતું. હરિલાલનું જેવું કામકાજ ને નામું ચોખ્ખું તેવું જ એનું હૃદય નિખાલસ. સ્વભાવે પણ તદન ભોળા ને શાન્ત. ન મળે કાંઇ વ્યાવહારિક જ્ઞાન કે ન કાંઇ વેપારી કામોની ઊંડી આંટીઘુંટીની ગતાગમ. ભલો એ ને ભલું એનું કામ ! બજારમાંથી ચીજવસ્તુ ખરીદવાનું ય તેને બહુ ઓછું ફાવતું–વાણીઆનો આ છોકરો જો કયારેક જતો તો છેતરાઇને જ આવતો !

હરિલાલના મોટાભાઇ પણ ઠીક ઠીક કમાતા. તેમના માબાપ તથા નાના ભાઇનું બન્નેની કમાણીમાંથી સહેજે પોષણ થતું.

શેઠની એક બીજી પેઢી મુંબઇમાં હતી. ત્યાંના ભાગીદારો ખોટ જ દેખાડતા. શેઠને લાગતું કે હરિલાલ જેવા પ્રમાણિક માણસને મૂકીએ તો નામું ઠામું તો ચોખ્ખું રહે !

નોકરી કરવી તેને શું ? તેની સ્રી ચંદાને સ્થિર થયે તેડી જવાનું વચન આપી એ મુંબઇ જવા રવાના થયો. શેઠે પણ કામની કદર કરી પાંચ રૂા. પગાર વધાર્યો.

આ બાજુ ચંદા ' બે જીવ'વાળી હતી. ઘરકામનો બોજો જરાય ઓછો થયો ન હતો. જેઠાણી મદદ કરવાને બદલે કામ વધારતાં. હરિલાલની હાજરીમાં અમુક અંશે દબાઇ રહેલો સાસુનો રોષ પણ વારંવાર ઉછળી આવતો.

હરિલાલને મુંબઈ ગયાને ચાર છ માસ થયા ન થયા ત્યાં તો ગામની પેઢીએ એક દિવસ તાર આવ્યો ! ત્રણ દિવસના તાવમાં, ઝાડા ને ઊલટીથી હરિલાલનું મરણ નીપજ્યું હતું. આ ખબર આવ્યા ત્યારે ચંદા જમીન પર ચટાઇ પર સૂતી હતી; તેના પેટમાં શૂળ ભોંકાતું હતું. શારીરિક વ્યથામાં તે વિધવા થઇ તેનું ય તેને ભાન નહોતું. છેવટે થોડી વારે બધી ખબર પડી !

થોડા દિવસ રડી બધા મરણક્રિયામાં રોકાઇ પડયા. હરિલાલને બારમે–જ્યારે ન્યાતમાં લાડુ ને ઘી ઢેબરાં ઉડતાં હતાં ત્યારે–ચંદાએ એક બાળકને જન્મ આપ્યો. તે વખતે એક

અશક્ત ઘરડી ડોકરડી સિવાય ચંદા પાસે કોઈ ન હતું. વિધવા થયાનું દુઃખ, પ્રસુતિની અસહ્ય વેદના સામે ચંદાનું દુબળું શરીર માંડમાંડ ટક્યું. જ્યારે તે ભાનમાં આવી ત્યારે તેનું ફૂલ જેવું પોચું બાળક તેને મૂકીને ચાલ્યું ગયું હતું ! ચંદા જીવી. દુનિયા ઉપર હજુ તેને ઘણું જોવા જાણવાનું બાકી હતું.

હવે તે વિધવા હતી. મેણાં ટોણાંની માત્રા એકદમ વધી ગઈ. સેવાચાકરી ને ઘરનું કામકાજ ન કરે તો તેને રોટલોય કોણ આપવાનું હતું ?

તે મૂંગી મૂંગી કામ કરતી. અને સૌને પ્રસન્ન રાખવા મથતી; પણ જે લોકો હુકમ જ કરે છે—કાંઈ કામ નથી કરતાં—તેઓને રાજી રાખવાનું કામ સહેલું નથી, એ ચંદાને ઉંમરે સમજાયું તો ખરું જ. સાસરામાં શું કે પિયરમાં શું, તેની સ્થિતિ સરખી જ હતી. પિયરમાં ભાભી, જેઠાણી કે સાસુ કરતાં જરાય ઊતરે તેવાં ન હતાં.

આવી સ્થિતિમાં તે જીવતી. તેને ક્યારેક શરીરમાં ઝીણો ઝીણો તાવ પણ રહેતો.

આમ રોવામાં ને સેવામાં બે વર્ષ વીત્યાં. એક દિવસ ચંદાને પિયરથી તેની ભાઈનો કાગળ આવ્યો. ચંદાને તેની ભાભીની સુવાવડ સારુ તેડાવી હતી.

ટાંગો આવ્યો. ચંદાને ટિકિટભાડા ઉપરાંત આઠ દસ આના વધુ આપી રવાના કરી. સ્ટેશન સુધી મૂકવા જવાની પણ કોઈને ફુરસદ ન હતી. ઘોડાગાડી સ્ટેશન નજીક આવી ને ગાડીવાળાએ પૈસા લેવા અંદર હાથ લંબાવ્યો. ઘણી વાર સુધી તેના હાથમાં પૈસા પડ્યા નહિ એટલે તેણે નજર કરી. ચંદા ગાડીમાં બેઠક ઉપર હમેશ માટે પડી હતી. તેના દુઃખી ખોળિયામાંથી પ્રાણ પંખેરું ઊડી ગયું હતું.

પોતાની સુહાગરાત યાદ આવી હોય, ફૂલ જેવું કોમળ બાળક યાદ આવ્યું હોય કે બીજું ગમે તે દુઃખ હોય, પણ તેનું હૃદય ધબકતું બંધ પડી ગયું હતું. ગાડી ઘેર પાછી આવી.

ગામમાં ખબર પડી ત્યારે પહેલાં તો અરેરાટી ફેલાઈ ગઈ ! પણ થોડાક કલાક વીત્યા ન વીત્યા ત્યાં તો ગામમાં વાત ચાલી, અફવાઓ ચાલી, "કાંઈક કાળો કામો કરેલો ! ઘોગાને પીધેલું. શું મોં બતાવે !"

એ બાપડીના દુઃખી આત્માને એ બધું ઓછું જ સાંભળવું હતું ! ત્યાગમૂર્તિ જેવી દુઃખી વિધવા સ્ત્રીના થયેલા આકસ્મિક મરણને, ચરિત્રહીનતા માટે કરેલ આપઘાત માનનાર સમાજને પથ્થરનું હૃદય પણ હશે ખરું કે ?

* * *

સવિતાના પિતા ગુજરી ગયા પછી આખા કુટુંબની વ્યવસ્થાનો ભાર સવિતાના કાકા શિવલાલ પર આવી પડેલો. વ્યાજવટાવ, ને વેપારમાં નાણાં રોકી તેણે સારી એવી રકમ સંઘરેલી. ગામમાં આબરૂદાર, પૈસાદાર કુટુંબોમાં તેમના કુટુંબની પણ ગણના થાય છે.

સવિતા અત્યારે એકત્રીસ બત્રીસ વર્ષની હતી. હજુ તેનું વેવિશાળ નથી થયું, કારણ તે દેખાવડી નથી. આપણા સમાજમાં સૌ માની બેઠા છે કે પુરુષો કુંવારા રહી શકે પણ સ્ત્રીઓએ તો પરણવું જ જોઈએ.

બિચારીમાં શારીરીક સૌન્દર્ય—બાહ્ય રૂપ—જરાય ન મળે. પણ અંદર તો ઘણું સૌન્દર્ય ભર્યું છે. સ્વભાવે પણ એવી ગરીબ કે નોકર સામે પણ ઉંચા અવાજે બોલતાં તેને કાંઈનું કાંઈ થઈ જાય. રોગી કે ભૂખ્યા માણસને જુએ અને તેનું દુઃખ ઓછું ન કરી શકે તો આખો દિવસ તેને શાન્તિ વળતી નથી. સવારમાં વહેલી ઊઠી પ્રાતઃકાર્ય પતાવી, મોટા મકાનનો એકેએક ઓરડો ને વાળી

કાઢે છે; ત્યાર બાદ રસોઇમાં પરોવાય છે. આખો દિવસ કામ ને કામ. કામ સિવાય નવરા બેસવું તેને જરાય ગમતું નથી, તેને બોલવાનું પણ બહુ ઓછું. પણ અવાજ રૂપેરી ઘંટડી જેવો મિઠો.

વેપારને અંગે આવતા સગાસંબંધી, ને આડતિયાઓની કાળજી પણ સવિતા જ રાખે. ઘરની આ બધી વ્યવસ્થા તે તેર વર્ષની હતી ત્યારથી સંભાળતી આવી છે.

તેના આ એકધારા કાર્યમગ્ન જીવનમાં કયારેક આંદોલનો આવી પડે છે. કાકા કોઇક આબરૂદાર, ભણેલા, પૈસાદાર એવા યુવકને લઇને આવે છે ત્યારે સવિતા હમેશ કરતાં વધુ દુઃખી દેખાય છે. આ યુવાન 'મૂરતિયાઓ' તો ઘણા આવી ગયા. પણ સવિતાને જોયા પછી, તેઓ તિરસ્કારમાં નીચલો હોઠ લંબાવ્યા સિવાય કંઇ વધારે કરી શકતા નથી. અમારા પાડોશમાં જ તે રહેતી, એટલે અમારા કુટુંબને સારો સંબંધ હતો.

એક દિવસ સવિતાએ કહ્યું " ભાઇ ! આ તમારા ભણેલા યુવાનો ! રૂપ વિનાની સ્ત્રીને સ્વીકારવાનું તો ઠીક પણ તેની સાથે વાત કરવામાં પણ તેમને નાનમ લાગે છે ! તેનામાં બીજા કાંઇ ગુણ કે કાંઈ નહિ હોય તેમ માની તેને અપમાનવામાં આવે તે યોગ્ય છે ? મને જોયા પછી મારી સાથે કંઇ પણ નથી કરતા; અને તેમાં મારે અપમાન લાગે છે. " હું સાંભળી રહ્યો. મારી પાસે બચાવ નહોતો. તે વારે વારે કહેતી: " બેડોળ હોવા છતાં તમારા જેવા ભાઇનો સ્નેહ તો હું મેળવી શકી ! મારાં એ સદ્‌ભાગ્ય ! એવો સ્નેહ મને બીજેથી મળવાનો નથી. " શું એક સ્ત્રી સુરૂપ નથી એટલે એને ભાઇનો સ્નેહ પણ આ સંસારમાં દુર્લભ થઇ પડયો છે ! તેણે તિરસ્કારને લાંછનામાં જ પોતાનું જીવન વ્યતીત કરવું !

તેના કાકા હવે સવિતાનું લગ્ન જ્યાં ત્યાં કરી નાખવા તૈયાર થઇ ગયા છે ! પણ સવિતાનાં કાકી સંમત નથી ! ' એમ સાવ ઉકરડે તે નખાય ' તે કહે છે. તેમના આ આ વિચાર પાછળ સવિતા ચાલી જતાં ઘરનો બોજો પોતાના પર વહેલો આવી પડવાની દહેશત હોય તેવું લાગે છે. સવિતા આજે કૌમારવ્રત પાળે છે. ગામમાં ને જ્ઞાતિમાં તેની કુરૂપતાને અંગે કોઇ સામે ચડી વેવિશાળ માટે જતું નથી.

બાહ્ય સુંદરતાનો અભાવ આ બાળાને શાપરૂપ થઈ પડયો છે !

એ એટલું સહેલું નથી; છતાં વધારે રસપ્રદ છે.

આ પ્રમાણે એ ચીજને તપાસતાં આપણે એક બીજી અગત્યની બાબત પર આવીએ છીએ; અને તે એ કે આપણી આગળ કોઇ પણ સમસ્યા રજૂ થાય કે તેને જેટલાં બની શકે એટલાં જુદાં જુદાં દષ્ટિકોણોથી તપાસવી. જેટલા દષ્ટિકોણ વધારે તેટલી આપણા અભ્યાસમાં સંપૂર્ણતા.

આ પ્રમાણે આપણે કોઇ એક પ્રશ્ન લીધો. દાખલા તરીકે લગ્નની સંસ્થા. પ્રથમ આપણે એ વિચાર કરવો જોઇએ કે જૂના વખતથી જે પદ્ધતિ ચાલતી આવી છે, તે અમલમાં આવવાનું કારણ શું ? આપણે કાંઇ ઐતિહાસિક સિંહાવલોકન કરવાનું નથીઃ એ તો વિદ્વાનોનું કામ છે. આપણે તો માત્ર એક સામાન્ય–Laynan–ની દષ્ટિથી વિચાર કરવાનો છે.

આ વિચાર કરતાં આપણને જણાશે કે તે વખતે આ પ્રથા ચાલુ કરવામાં અમુક હેતુ હતો. આપણે એટલું યાદ રાખવું જોઇએ કે તે વખતે આ કોયડાનો ઉકેલ આણવા માટે આ જ રસ્તો વધુમાં વધુ સારો ગણીને પસંદ કરવામાં આવ્યો હશે. તે વખતે આ પ્રથાને સ્થાપનારાઓ સુધારક ગણાયા હશે. તે વખતના સુધારકો હતા તે લોકોનો ઉકેલ આપણને અત્યારે સંપૂર્ણ લાગતો નથી. કેટ-લાક લોકોને તે બધું જ નકામો અને અર્થહીન, .તિવિરોધક લાગે છે. આ છે અત્યારના રસ્તાપલા દષ્ટિકોણનું પરિણામ. સ્ત્રીની અને પુરુષની પસંદગી અમુક રીતે જ થાય; લગનનો વિધિ અમુક જ હોવો જોઇએ; લગન કરનાર બંને અમુક ચીજને પાળવાને બંધાયલા છે; બંનેની એકબીજા તરફ અમુક અમુક ફરજો હોવી જોઇએ; અને ટુંકામાં, લ પાછળની આખી ભાવના જ એક ચોક્ક દસ્તરૂપે હતી.

અત્યારે આ યોગ્ય જ છે એમ નથી. તે વખતે પ્રચલિત નહોતા એવા વિચારો અને રંગોથી આપણે હવે છીએ. નવા વિચારો ગ્રહણ કરવા ઉન્નતિનો રસ્તો છે. એ નવા વિચાર. આપણને વિચાર કરતાં શીખવ્યું કે પાછળની ભાવના જૂઠી પણ હોઇ શકે. સ્ત્રી અને પુરુષની પસંદગી જુદી રીતે શકે. દાંપત્ય જીવનમાં એકબીજા પ્રત્યેની આપણે અત્યાર સુધી માનતા આવ્યા તેના કરતાં જુદી હોઇ શકે.

આપણને આ ચીજો વધુ આકર્ષક તે જમાનો વૃદ્ધોનો હતો. આ જમાનો નોનો છે. લગ્ન એ યુવાવસ્થાનું શિખર તેને યુવાનો પોતે વિચાર કરીને માન્યતા બાં એ ઇચ્છવા જોગ છે. તે વખતની કેળવણ કરતાં હાલની કેળવણી જુદી છે. ત્યારે કેળવણી આર્ય સંસ્કૃતિને ખોળેથી ઊતરી આજની કેળવણી પાશ્ચાત્ય સંસ્કૃતિને આવી છે. તે વખતે મનોદશા ગુલામીની આજે તો સ્વાતંત્ર્યતાનાં પૂર ચઢ્યાં છે.

આપણી વિચારશ્રેણી પશ્ચિમને : લાગી, તેણે જાણે અજાણે આપણા ઠસાવ્યું કે આપણી જૂની સંસ્કૃતિ મનોદશાથી ભરપૂર, સંકુચિત, વિચારોથી ખીચોખીચ ભરેલી છે. તેણે ણને બતાવ્યું કે આપણી આજુબાજુ બંધનો છે, તે આપણે તોડીએ તો જ આ ખરેખરા મુક્ત કહેવાઇએ. અત્યાર સુ લોકોને આ નવી કેળવણી મળી નહોતી

સંગઠિત સમાજને લીધે જ આપણી સંસ્કૃતિ ઉન્નતિને શિખરે પહોંચી હતી. એ સંગઠન તૂટવા માંડયું અને આપણી અધોગતિ થઇ આજે આપણી દશા ત્રિશંકુની છે.

પશ્ચિમના અનેક ગ્રહણ કરવા લાયક ઉત્તમ વિચારો આપણે પચાવવાના છે, તેને આપણા વાતાવરણને સમાજને લાગુ પાડવાના છે. તેમના અને આપણા પ્રશ્નો જુદા છે. તેનો ઉકેલ, આંધળિયાં કરીને તેમનો ઉકેલ આખો ને આખો આપણા પ્રશ્નોને લાગુ પાડવાથી નહિ આવે. આપણામાં અનિષ્ટ તત્ત્વો ઘણાં છે તેને શોધી કાઢીને દૂર કરવાનાં છે. કોઇ પણ સંસ્થાને આપણે કેવું સ્વરૂપ આપવા માંગીએ છીએ, તે પહેલાં નક્કી કરવાનું છે. તેના સંબંધમાં બધા જુદા જુદા દૃષ્ટિકોણો વિચારવાના છે. અને ત્યાર પછી જે જૂનું છે તેને સાફ કરવાનું છે, અને તેના પર નવો રંગ લગાડવાનો છે

આપણા સામાજિક પ્રશ્નોનું શાંતિથી પૃથક્કરણ કરવું ઘટે છે. જેને જેમ ફાવે તેમ કરી શકે એ એનો ઉકેલ નથી.

દરેક દેશની દરેક જાતની તુલના, તેની સંસ્કૃતિ ઉપરથી થાય છે. દરેક સંસ્કૃતિનું કેન્દ્ર તેની સમાજરચના છે. સમાજરચના જેટલી ઉત્તમ, જેટલી સરળ, તેટલી સંસ્કૃતિ વધારે ઉચ્ચ.

સમાજ એ એક અનાવશ્યક વસ્તુ છે, મંતવ્ય મનુષ્યના દૈવી ગુણોમાં વધારો કરતું. જ્યાં સમાજ જેવી ચીજ રહી . એ દેશ, એ જાત, પ્રગતિને પંથે જ કૂચ કરી રહ્યો છે એમ માનવું ભૂલભરેલું છે. પ્રગતિ કોને કહેવી એ એક જટિલ પ્રશ્ન છે. આપણું લક્ષ્ય શું ? આપણે કઇ દિશા તરફ જવા માગીએ છીએ, આપણા આદર્શો દૈવી છે કે આસુરી, તેના પર એ આધાર રાખે છે.

એક દૃષ્ટિએ, જે સમાજ, જે દેશ, જે જાત પ્રગતીને પંથે જઈ રહી હોય તે જ બીજી દૃષ્ટિએ અધોગતિને માર્ગે કૂચ કરી રહી છે.

આપણે ખરી દિશા ન ચૂકીએ, ભ્રમમાં ન પડીએ એ જોવાનું છે. હવે પછીની પ્રજા, આપણો દેશ અને આપણી જાતને આપણે જવાબ દેવાનો છે; તેને ખરે રસ્તે દોરી જવાની જવાબદારી આપણી છે. અત્યારે તો માર્ગ ચૂકી ગયાં છીએ. હવે રાહ પર આવવાનો પ્રયત્ન જેટલો જલદી કરીએ તેટલું સારું.

---

# કોયલનું રુદન

કોયલ રોઇ રહી છે વનમાં
સમજુ સમજે કોક રુદનમાં
ટહુકી ટહુકી કંઠ સુકાયો
મૃદુ સ્વર કંઠે આજ રૂંધાયો
અશ્રુ છલકે આજ નયનમાં: સમજુ સમજે.

સૂર મધુરા વિસરી ગઇ એ
રાગ રુદનના પૂરી રહી એ
છે રડતા સૂર પવનમાં:
સમજુ સમજે.

વનવગડાની કોયલ કાળી
અંતરદાહે તુજને બાળી
છે શાંતિ એક મરણમાં:
સમજુ સમજે.

શ્રી. અંબુભાઇ છગનસિંહ ઠાકોર

# પ્રોફેસરની પત્ની

લેખક : શ્રી. નારાયણ પુરુષોત્તમ સુખડીઆ

રેખાએ પ્રોફેસર સાથે આજથી આઠ દશ વર્ષ ઉપર લગ્ન કર્યું હતું. એક દિવસ પ્રોફેસરે ડિબેટીંગ સોસાયટીમાં 'ઇશ્વર અને તેની સત્તા' એ વિષય પર વ્યાખ્યાન આપ્યું હતું, તે વખતે એઓ એમ. એ. નો અભ્યાસ કરતા હતા. તેમનો દર્શનશાસ્ત્રનો વિષય હતો. રેખા ધનવાન માબાપની છોકરી હતી અને બી. એ. માં અભ્યાસ કરતી હતી.

એ વ્યાખ્યાનના પ્રભાવે, એકમેકના વિચારોનું સામ્યપણું થયું. અને બન્નેએ પોતાનાં સગાંવહાલાંની ઇચ્છા વિરુદ્ધ પરણી લીધું. સગાંઓનો સંબંધ તોડી તેઓ બંને એકબીજાનાં બની ગયાં.

વિદ્યાભ્યાસને તિલાંજલિ આપી, બન્ને ભેગાં રહેવા લાગ્યાં. રેખા પાસે ભેગી કરેલી કેટલીક રકમ હતી. જ્યારે પ્રોફેસર તો ભૂખ્યો બંગાળી હતો. એ તો પોતાની જવાબદારી અલગ સમજી દર્શનશાસ્ત્રમાં મગ્ન રહેતો. એકલો જંગલમાં ફરવા નીકળી પડતો. જંગલનાં લીલાંછમ વૃક્ષો, ટહુકા કરતા મયૂરો, છલંગો મારતાં હરણોને જોઇ પોતાની જાતને ભૂલી જતો. રેખા તેના માટે ભોજન બનાવી પ્રતીક્ષા કરતી, અને આતુર નયને વાટ જોતી. ત્યારે પ્રોફેસર થાક્યો પાક્યો, સંસારની અસારતાનો વિચાર કરતો આવતો અને બડબડાટ કરતો. એ સાંભળી રેખા કચવાઇ જતી, અને અશ્રુ વહાવતી બહારથી હસતું મ્હોં રાખી સ્વાગત કરતી.

રેખા, પ્રોફેસરના માનસિક ભોજન માટે, ગમે તેમ કરી પુસ્તકોનો અભાવ તેને ખટકવા ન દેતી; જ્યારે પ્રોફેસર તો પુસ્તકોમાં લીન બનીને એકલો પ્રકૃતિના સૌન્દર્યમાં લુબ્ધ બનતો. માનવી સૌન્દર્યની રચના ખરેખર એના માટે કરેલી ન હતી.

રેખા બહુ જ કંટાળતી, પરંતુ કાંઇ કહેતી નહિ. એને ડર લાગતો કે રખેને એથી પ્રોફેસરને આઘાત લાગશે. પોતાની વ્યથાને દબાવવાની એ કોશીશ કરી રહી હતી. કારણ કે તે હિંદુ સ્ત્રી હતી.

કણકણ કરતાં ઢગલો થાય છે અને ટીપું ટીપું જતાં ઘડો ખાલી થાય છે. એમ નિત્ય-ખર્ચના લીધે, અને આવક વિના જીવન-વ્યતીત કરતાં. રેખા પાસે જે કાંઇ હતું, તે પૂરું થઇ ગયું. હવે તો પુસ્તકો કરતાં ભોજન માટે તેને વિશેષ ચિંતા છે. વધુમાં તે એક બાળકની માતા પણ બની ચૂકી છે. ભલે પોતે ભૂખે મરે, પરંતુ પોતાના અબુધ બાળકની ચિંતા તો તેને કરવી જ પડશે.

આ ચિંતામાં તે દિન-રાત સુકાતી જાય છે; જ્યારે આ બાજુ તેનો પતિ દર્શન-શાસ્ત્રમાં મસ્ત હતો. એને તો બીજી ચિંતા કરવા વખત જ નહોતો.

બાજેના પલંગ પર બાળક હાલ જ રડતું રડતું સુઇ ગયું છે. અને પાસે જ તે ચટાઇ પર બેસી 'ઇશ્વર અને જીવાત્મા' નામનું તાજેતરમાં પ્રગટ થયેલું પુસ્તક વાંચી રહ્યો છે. ભાવા-વેશમાં કદિક તે ઉતાવળે વાંચે છે, અને કદિ ધીરે ધીરે, કદી વાંચતાં રડવા લાગે છે, અને કદી હસે પણ છે. કદી કહે છે "વાહ! વાહ! ઘણુંજ સુંદર લખ્યું છે," અને કદી

કહે છે " કમબખ્ત ! પુસ્તક લખવા બેઠો છે, અને પ્રકાશક પણ એવો છે કે, જે કાંઇ કચરો સામે આવ્યો તેનું પ્રકાશન કર્યું." વળી કદી ગંભીર બની વાંચે છે, જાણે મનન કરી રહ્યો ન હોય, વાંચતાં વાંચતાં તેનો ચહેરો, ક્ષણે ક્ષણે નવો ભાવ દર્શાવ્યા કરે છે, અને બદલાયા કરે છે. ઉલ્લાસ, રુદન, હાસ્ય, કરુણા સાક્ષાત્ રૂપ લઇને તેના ચહેરા પર વારંવાર આવી બેસે છે, જ્યારે-રેખા ભૂખી, તરસી, ક્ષીણકાય, તેના ચહેરા તરફ પલટાતા ભાવોને જોઇ રહ્યા કરે છે.

કદી તેણી વિચારે છે–' કેવો માણસ છે! ઘરમાં તો અન્નનું ઠેકાણું નથી, બાળક ભૂખે અર્ધું મૃત જેવું છે. સ્ત્રી ચિંતામાં ડૂબી રહી છે અને આને તો કાંઇ જ પડી નથી; એ તો પુસ્તકોમાં જ લીન છે. આની સાથે લગ્ન ન કર્યાં હોત તો સારું થાત ! '

પરંતુ બીજી જ ક્ષણે વિચારે છે...! કેટલો મહાન છે એનો આત્મા ! સાંસારિક સુખદુઃખને તો એ ગણકારતો જ નથી. પરલોકના સુખની ઇચ્છામાં આ લોકના સુખનું બલિદાન આપવાની તેની ભાવના કેવી મહાન છે ! મારે તો આવા પતિની પત્ની બનવાનું ગૌરવ, અભિમાન લેવું જોઇએ. એ જેટલો દુનિયાને યોગ્ય છે, એટલી જો દુનિયા તેની કદર કરતી હોત તો મારા જેવી સૌભાગ્યવતી સ્ત્રી આ સંસારમાં બીજી કોણ હોત ! " એમ વિચારી રેખાની આંખો ગર્વ અને આનંદથી ચમકી ઊઠે છે.

પોતે પોતાને આશ્વાસન આપે છેઃ " દરેક મનુષ્ય બે જગાઓ માટે લાયકાત ધરાવી શકતો નથી, અમારો આ લોક સુખમય નથી તો શું થયું ? પરલોક તો સુખમય બનશે !" એ આનંદના વિચારે તેણી ઉલ્લસિત બનતી.

એટલામાં બાળકે પાસું બદલ્યું. એણે રુદન શરૂ કર્યું, અને ક્ષીણ સ્વરે–' મા ભૂખ... અને ફરી સૂઈ ગયું.

રેખાના ચહેરા પરના ભાવે પલટો આનંદ ને ઉલ્લાસના સ્થાને ક્રોધ અને ઉત્પન્ન થઈ. એને યાદ આવ્યું કે, હમણાં જ જાગશે, એને પાવા માટે દૂધ બે દિવસ પછી દિવાળી આવવાની છે. ઘરોમાં પકવાન્ન અને મિઠાઇ બનશે, તેના નાના બાળક માટે...?"

અને આ જ ચિંતામાં તેણી ઉંમરમાં જ વૃદ્ધત્વની નજીક જઇ રહી અને એનો પતિ તો એના તરફ બની વાંચી રહ્યો છે. એને તો આ વાતાવરણનો બિલકુલ ખ્યાલ જ નથી.

રેખાનો ચહેરો ઘૃણાથી ભયાનક જણાવા લાગ્યો. એના સૂકા હોઠ પર કાલિમા છવાઇ. એના અંતરમાં દારૂનો ઢગલો થયો, અને આગની ચિનગારી માફક પ્રજ્વલિત બની, સંયમ રાખવા માટે ઘણો જ યત્ન તેણીએ કર્યો. એટલામાં રેખાના પતિએ વાંચતાં વાંચતાં રેખાની તરફ મોં ફેરવી કહ્યું–" કેવું સુંદર લખ્યું છે, જે પ્રકારે સમુદ્રનું જળ મેઘ, વર્ષા, નદી વગેરેના કંઇક રૂપાંતરો પામી ફરી સમુદ્રમાં આવી મળે છે, તે પ્રમાણે આ જગતનાં પ્રાણીઓ ભિન્ન ભિન્ન યોનિઓ ધારણ કરી અંતમાં પરમાત્મામાં પરમ આત્મામાં જઇ મળે છે."

આ શબ્દોએ ચિનગારીનું કામ કર્યું, ક્ષણભર રેખા ચમકી ઊઠી અને તેણીના સંયમનો બંધ તૂટી ગયો.

' હા, મળી જાય છે! બ્રહ્મ, પરમાત્માને મળી જાય છે ! તમે મળ્યા હશો, એ પરબ્રહ્મ પરમાત્મા સાથે ! ' રેખાએ ક્રોધમાં જ કહ્યુંઃ " હા, હા, હાલ જ તમે તેમને મળીને આવતા હશો. " એ નાગણની માફક ફુફકાર કરવા લાગી " ઘરમાં ખાવા માટે અન્ન કે

પહેરવા માટે વસ્ત્ર નથી. બાળક ભૂખે રડીને સૂઇ ગયું છે, અને તે જાગશે ત્યારે તેને આપવા માટે મારી પાસે ઝેર પણ નથી. ત્રણ દિવસ પછી દીવાળી આવશે અને અહીં તો મારા શરીરમાં લોહી પણ નથી; નહી તો ગરદન કાપી દીવાળી ઉજવી શકું ! અને તમારે તો પડી છે બ્રહ્મ-પરમાત્માને મળવાની ! "

રેખાએ નિઃશ્વાસ નાખ્યો, તેણીની છાતી જોરથી ધબકવા લાગી અને આંખો ક્રોધથી રક્તવર્ણી બની ગઇ.

રેખાનો પતિ આ જોઇ સ્તબ્ધ થઇ ગયો. પથ્થરની માફક તે મૌન બની ગયો. ભયથી તેનો શ્વાસ રોકાઇ જવા લાગ્યો. એ ઊભો થઇને દરવાજા તરફ ચાલ્યો.

તેણે પાછા ફરી પોતાની પત્ની તરફ દૃષ્ટિ નાખી. એ તો નિસ્તેજ, મૂંગી બની ઊભી હતી. તે જોઇ બોલ્યોઃ " જે ઇશ્વરની સત્તામાં વિશ્વાસ કરતો નથી; અને તેનો અનાદર કરે છે, તેને મરણબાદ નરકયાતના ભોગવવી પડે છે; યમરાજ એને ફાંસીએ લટકાવે છે." એમ કહી થોડી વાર ઊભો રહીને બોલ્યો-" વારૂ ! હું પુસ્તકાલયમાં જાઉં છું. " એમ કહી દરવાજો ખુલ્લો કરી, પુસ્તકાલય તરફ રવાના થયો, જાણે કાંઇ જ બન્યું ન હોય તેમ ! "

તીવ્ર સ્વર અને દરવાજો ઉઘાડ-વાસ થવાના અવાજે બાળક જાગી ગયું. એ અશાંત બની રડવા લાગ્યું; પરંતુ રેખા તો ત્યાં ને ત્યાં જ સ્તબ્ધ જેવી ઊભી રહી.

" હું " એમ કહી રેખાએ કર્કશ સ્વરે નિઃશ્વાસ નાખી કહ્યું-" આજ નારકીય યાતના ભોગવવી લખેલી છે, અહીં પણ સુખ નથી, અને પરલોકમાં પણ નથી. " એક કહે છે " નારકીય યાતના ભોગવવી પડશે, યમરાજ ફાંસી આપશે-યમરાજની સત્તા પર વિશ્વાસ નહિ રાખવાથી યમરાજ ફાંસી આપશે. " અને ફરી બોલી-" નારકીય યાતના ભોગવી જ રહી છું. ફાંસી પણ જાતે જ લઇ નાખું. વળી યમરાજની શા માટે રાહ જોઉં?" એમ કહી તે બીજા ઓરડામાં ગઇ, અને ત્યાંથી દોરડું ઉઠાવી લાવી એણે તે છતના કડામાં નાખી અને ફાંસી માટે ગળાફાંસો બનાવવા લાગી.

એ ખાટલા પર ચઢી. ફાંસીનો પાશ ગળામાં નાખ્યો અને દોરી ખેંચવાની તૈયારી હતી જ તે વખતે તેની નજર બાળક ઉપર પડી તે ડૂસકે ડૂસકે " મા, દૂધ! મા દૂધ!" કહી રડી રહ્યો હતો.

રેખાને ક્રોધ આવ્યો; તે બોલી-" રે દુષ્ટ મરવા પણ દેતો નથી. " એમ કહી ગળામાંથી દોરડી કાઢી નાખીને બાળક પાસે ગઇ. પોતાનું રૂક્ષ સ્તન તેના મોંમાં આપીને બોલી-"લે પી, આમાંજ બધું ભરી રાખ્યું છે !"

બાળકે સ્તન મોંમાં લીધું, રેખા અટકી, એનું માતૃત્વ જાગ્રત થયું. એને લાગ્યું કે એ માતા જ છે. તેણે બાળકને પોતાની પાસે ખેંચી લીધો અને ક્ષણે ક્ષણે તેને છાતી સરસો ચાંપવા લાગી.

# મારી વીતક-કથ

[ મળેલું ]

હું જો કે ઉછરી હતી તો એક નાના ગામડામાં પણ નવા જમાનાની આછીપાતળી લહરિઓ ત્યાં પણ મારા બાળપણ વખતે વાયા વિના રહી ન હતી. એટલે મારી આસપાસની મોટી બહેનોને સમાજના રિવાજોને લીધે જે જે મુશ્કેલીઓ વેઠતી હું જોતી, તેમાંથી હું તો મુક્ત રહીશ એવાં સ્વપ્નાં મને આવ્યા વિના રહેતાં નહિ. વધારેપડતી કહેવાતી મર્યાદા રાખવાથી, મનનું મનમાં જ શમાવી દેવું પડવાથી, અમુક વસ્તુઓ તો આપણે-સ્ત્રીઓએ-કરવી જ જોઇએ અને અમુક તો આપણાથી ન જ થાય, એવાં જે રૂઢ થઇ ગયેલાં વિચાર-વર્તનો હતાં તેમાંથી ક્યાં ક્યાં હું છોડી દઇશ અને ક્યાં પાળીશ તેનો ઝાંખો ઝાંખો ખ્યાલ પણ મને કદી કદી આવ્યાં કરતો હતો.

તેમાં વળી મેં જ્યારે સાંભળ્યું કે મારી સગાઇ જેની સાથે થઇ છે, તે હોંશિયાર છે, ને કૉલેજમાં ભણે છે ત્યારે મારી એ આશામાં પ્રાણ આવ્યા. મને હવે લાગવા માંડયું કે 'આ મારી આસપાસની બેનોની રોજની વીતક-કથનીમાંથી હું તો બચી જઇશ. તે તો ભણેલા છે અને વળી તે જ કારણસર અમારે શહેરમાં રહેવાનું થશે એટલે શહેરની બેનોની છૂટ હું ભોગવી શકીશ.' અને મેં જ્યારે એમ પણ સાંભળ્યું કે તે રંગે, રૂપે અને ગુણે-બધી જ રીતે લાયક પતિ છે ત્યારે મારી આકાંક્ષાની ઉત્સુકતાનો પારો એકદમ ચઢી ગયો. અને યુવાનીને ઉંબરે પગ મૂકતાં દરેક સ્ત્રી-પુરુષના હૃદયમાં જે ભાવ અને લાગણીનાં મોજાં ઊછળે છે તે મારા હૃદયમાં કોઇ ઓર જોરથી ઉછળવા લાગ્યાં.

જો કે હું ચાર-પાંચ ચોપડી જ ભણી હતી અને જેની સાથે મારું પાનું પડયું તેમની વિદ્યા વિષે મેં ઘણું સાંભળ્યું હતું, છતાં કોઇ અજબ અકલિત આશાથી લાગતું હતું કે મારા પતિની હું સાચી સહધર્મચારિણી થઇશ, એમના વિચારો સમજવા મથીશ અને એ મને પ્રેમથી સમજાવશે પણ ખરા. અને આમ મારું જીવન ધન્ય થશે.

મનમાં ને મનમાં જ સેવેલા-કદિક કોઇ બેનપણીને જ કહેલા-એવા આ વિચારો સાથે મેં મારા સાસરાના ઘરમાં પગ મૂકયો. જ્યારે પહેલી વાર, છુપા રહીને પણ આંખ ધરાય એવી રીતે ને એટલા વખત સુધી મેં તેમને જોયા, ત્યારે મારા દિલમાં કંઇ કંઇ થઇ ગયું. મેં એમને વિષે ઘણું સાંભળ્યું હતું, છતાં એમને જોઇને જે પહેલી છાપ મારા મનમાં પડી તેની આગળ તો એ બધું કયાંય ફિક્કું ફિક્કું, મોળું મોળું મને લાગ્યું. અને મને તો લાગ્યું કે સ્વપ્નમાં યે મેં નહિ સેવ્યું હોય એવું સુખ મારા ભાગ્યમાં લખાયલું છે. એમનો દેખાવ જ એવો હતો કે મન તો વારી જાય. હું એમને નિરાંતે મળવાને, એમને મારા કરવાને અધીરી થઇ. કયારે અમે બે એકલાં પડીએ અને એ પહેલી વાત કાઢે અને હું સંકોચ રાખતી રાખતી છતાં, ધીમે દેખાય એવી રીતે ઝડપથી તે સંકોચ છોડતી છોડતી, એમની સાથે પેટ ભરીને વાતો કરું-એ ધન્ય પળની-હું આતુરતાથી રાહ જોવા લાગી.

પણ મારી આશાના મિનારા ચણવામાં એક બાબત તરફ નજર ન કરવાની મોટી

ભૂલ મેં કરી હતી, તેની જાણ મને પહેલે જ દિવસે બપોરે અચાનક થઈ. મારાં સાવકાં સાસુ વિષે જાણવાની મેં કદી દરકાર કરી નહોતી. તેમ છતાં એમની વિરુદ્ધની વાતો મારે કાને રેડનારાં હિતસ્વીઓ જેમ બીજાને મળે છે તેમ આલબત્ મને પણ મળેલાં તો હતાં જ. પણ એ તો દુનિયામાં દોષ જોનારાં ઘણાંયે હોય, એમનું માની બેસવું અને મનમાં પહેલેથી સાસુ સામે ગાંઠ વાળી મૂકવી એ ખોટું છે એમ મને લાગતું, તેથી એમની વાત એક કાને સાંભળી બીજે કાને કાઢી નાખતી એટલે મારાં સાવકાં સાસુ વિષે મેં ઝાઝા વિચારો નહોતા કર્યા.

અને તેમનો સ્વભાવ વહુની દૃષ્ટિએ જેવો દેખાય તેવો સાચો એમ પણ કેમ કહેવાય ? એટલે તે વિષે મારે આ આત્મકથામાં કંઈ ખાસ લખવું નથી. પણ એક હકીકત તો સાચી જ છે. મારી અને સાસુજીની ઉંમરમાં ફેર બહુ નહોતો—એ મારા સસરાજીનાં બીજી વારનાં પત્ની છે તેથી તોપણ નવા જમાનાના પ્રચંડ જુવાળે એક દસકાના ભેદને અડધી સદીનો ભેદ બનાવી દીધો હતો, તેથી તેમની અને મારી સમજણમાં ને વિચાર-વર્તનમાં, આકાશ-પાતાળનો ફરક હતો. એ ભેદનું મને તે વખતે ભાન ન હતું, પણ પાછલી બીનાઓ યાદ આવતાં તેની સમજણ મને પડે છે.

આ ભેદને લીધે પહેલે જ દિવસે ધડાકો થયો. બપોરના ત્રણેક વાગ્યા હશે. જમી પરવારીને આરામ લીધાને પણ કલાકેક થયો હશે. અમારા પાછલા વાડામાં જે બારણું પડે છે તેની બારસાખને ટેકવીને સામેના ઝાડનાં પાંદડાં તરફ એકીટસે જોતી કંઈ વિચાર કરતી હું ઊભી હતી.

" રસ્તામાં જતા આવતા લોકો જુએ એવી રીતે આપણે ઊભા ન રહીએ, અંદર આવો "—એવા શબ્દો ત્યાં મેં અચાનક સાંભળ્યા.

જનાર-આવનાર જોઈ શકે એવું ઠેકાણું એ હતું એમ મને તો ન લાગ્યું, અને એમ જુએ તોયે શું ? એવો વિચાર પણ મને આવ્યા વિના રહ્યો નહિ તો પણ મારે અંદર તો આવવું જ પડ્યું.

મારા આશા-મિનારાની એક નાની સરખી કાંગરી તે વખતે ખરી એવો ઝાંખો ઝાંખો ભાસ મને તે વખતે થયો.

પણ જ્યારે મારા પતિની સાથે મને પહેલી વાર એકાંત મળ્યું ત્યારે તો એનું ભાન વધારે સ્પષ્ટ થવા લાગ્યું. મારા કોડ અણપુરાયલા જ રહેશે કે શું ? એવી બીક પણ ઊંડી ઊંડી મને લાગવા માંડી. તે વખતે એ પહેલો જ મેળાપ હતો તેથી-મારાથી તો એમને કેમ જ કરીને હૈયું ખોલીને તરત બોલાવાય ? આખરે તો હું ગામડાની હતી. તેથી હું વાટ જોતી રહી કે કંઈ એવી વાત એ કાઢે કે જેથી અમારી વચ્ચેનું અંતર ઓગળે. પણ ગમે તો એ ખૂબ થાકી ગયા હશે તેથી, કે ભણવાના વિચારો ઘોળાયા કરતા હશે ને તેની મહેનતનો કંટાળો હશે તેથી, અને કદાચ એમનો સ્વભાવ પહેલેથી જ ગંભીર " ફિલસૂફ " જેવો હશે તેથી-પણ ગમે તે કારણસર અમારો એ મેળાપ આવ્યો અને પસાર થયો-પસાર થઈ ગયો અને હું તો કોરી ને કોરી જ રહી.

જીવનના આવા અણીના પ્રસંગોએ જે કંઈ બને છે તેનો ચીલો સાધારણ રીતે ઝટ પડી જાય છે. કદાચ મારી આ સમજણમાં ભૂલ હોય. ચીલો ઝટ નયે પડતો હોય અથવા પડતો હોય.તો ફેરવાતોયે હોય. ગમે તેમ હોય પણ મારી બાબતમાં તો મને હાનિકારક ચીલો ઝટ પડી ગયો.

વળી માંડ દસ-બાર દિવસ અમારે સાથે રહેવાનું થયું ત્યાં તો એમને કોલેજમાં ભણવા જવાનું થયું. એટલે મારાં સ્વપ્નો ફળ્યાંયે

નહિ ને નિષ્ફળે ન થયાં. હું અદ્ધર વચમાં લટકતી રહી.

પણ એટલા દિવસમાં પણ મારા જીવન-સુખનો જે ખ્યાલ મને આવવા માંડયો હતો તે પછીથી વધારે ને વધારે સાચો પડતો ગયો. પહેલે દિવસે સાસુજીએ મને જે રીતે વારી હતી, તે અવાજમાં છુપાયલી કર્કશતા ધીમે ધીમે વધારે ને વધારે પ્રકટ થવા લાગી. જે કંઇ હું કરૂં–ઉમંગથી કરૂં કે હુકમને વશ થઇને કરૂં–તે બધામાં કંઇ ને કંઇ ખોડ કાઢવાનું શરૂ થયું. મારો સ્વભાવ જિદ્દીલો છે એવી છાપ મારાં સાસરિયાંઓમાં પડાવવામાં મારાં સાસુજી સફળ થયાં. હું મૂજી છું–કંઇ બોલતી નથી–અથવા તો કેટલીક વાર વધારેપડતું અમર્યાદ બોલી નાખું છું, કોઇની જોડે મન મોકળું કરીને વાત કરતી નથી, સાસરિયાંની વાતો પિયેરિયાંમાં પહોંચાડું છું અને તેમાં ઘણું ઘણું જૂઠું ઉમેરૂં છું, સાસુનું કહ્યું માનતી નથી, એમની સામે છણકા કરૂં છું, સસરાજીને પણ તડ તડ જવાબ દઉં છું, એવી કંઇ કંઇ માન્યતાઓ મારે વિષે બધે ફેલાઇ ગઇ. અને મારાં સાસુજી સસરાજીને કહે ને એ મારા પતિને આ બધું જણાવે. એટલે જ્યારે મારા પતિ બીજી વાર આવ્યા ... એમના મનમાં મારે વિષે થોડીઘણી ...ા હતી એ હું સ્પષ્ટ સમજી શકી હતી.

અધુરામાં પૂરૂં–તે જ અરસામાં અમારે મારા સાસરાના એક ખૂબ નિકટના સ્નેહી કુટુંબને ત્યાં જવાનું થયું. મારા પતિ એ બેનને પોતાની સગી બેન કે મા કરતાં પણ અધિક વહાલાં ગણતા. મારાં સાસુ પણ એમનો પડયો બોલ ઝીલતાં. એટલે અમારા ને એમના કુટુંબ વચ્ચે ખૂબ જબરી ગાંઠ બંધાઇ હતી. એ બેને મારા પતિને નાનપણમાં ઊછેર્યા હતા અને ભણાવવામાં પૈસા વગેરેની મદદ કરી હતી તેથી મારા પતિમાં સ્વાભાવિક રીતે જ એમના પ્રત્યે ઉ... ખૂબ જ હતી અને મારાં સગાં ... મરણ પછી કોઇ સ્ત્રીહૃદયે એમને માની ... પૂરી પાડી હોય અને સાચા હૃદયની હૂંફ આપી હોય તો તે પેલાં બેન જ નહિ પણ 'મા' જ હતાં.

આ બધાની તો મને રહેતાં રહેતાં ખબર પડી. પણ તે વખતે તો એ બહેનનો મારા પતિ ઉપરનો અજબ પ્રભાવ જોઇને હું છક થઇ જતી અને મનમાં બળી પણ જતી. મને તો આશા હતી કે હવે મારા પતિ આવશે ત્યારે એમની આગળ સાસુજીની ફરિયાદ તો નહિ કરૂં, પણ એમને તો મારી નિર્દોષતા સમજાવી શકીશ અને એમનો પ્રેમાળ હાથ મારા ઉપર ફરશે ત્યારે હું મારી બધી ઉપાધિઓ ભૂલી જઇશ અને મને સ્વર્ગનું સુખ મળશે.

પણ મારા પતિનું દિલ જીતી લેવાનો મારો પ્રયાસ શરૂ થાય ન થાય એટલામાં તો અમારે એ બેનને ત્યાં જવાનું થયું. એટલા વખતમાં સાસુજીનો ખોફ તો મારા ઉપર પૂરેપૂરો વરસેલો જ હતો અને તેની ઝડી ચાલુ જ રહ્યા કરતી. સ્ત્રીઓ ધારે છે ત્યારે કેવી છૂપી રીતે કોઈ કુટુંબીજનને સુખ આપી શકે છે અને ધારે છે ત્યારે કેવો ગુપ્ત માર મારી શકે છે તેની પુરુષવર્ગને તો ત્યારે જ ખબર પડે છે કે જ્યારે કોઇ પુરુષ પોતે એ ગુપ્ત સહાય કે વિરોધનું પાત્ર બને. એટલે મારા પતિને મને પડતા મૂંગા મારની કલ્પના પણ નહિ હોય એમ મને લાગે છે.

પણ જ્યારે અમે આ બેનને ત્યાં આવ્યાં ત્યારે તો વાત વધી પડી. અમારૂં આ કુટુંબ બહોળું હતું. તેમાં પેલાં બેન અને એમના પતિ, મારા સસરાજી, સાસુજી, મારા પતિ અને હું એમ ૭ માણસો આ કુટુંબનાટકનાં મુખ્ય પાત્રો બન્યાં. એમાં

પણ મારે તો મુખ્યત્વે કરીને બેન, સાસુજી અને પતિ, એમ ત્રણના જ પ્રસંગમાં આવવાનું થયું. તેમાં સાસુજી બેનને મારી વિરુદ્ધ ભંભેરવામાં ખૂબ જ સફળ થયાં. બેનને પણ એમ લાગતું હશે જ કે એમનો ભાઈ "વહુનો" ન થઈ જાય. જો ભાઈ વહુનો થાય તો પછી 'હું કહું તે જ ભાઈ કરે' એ સ્થિતિ અનુભવવાનો એમનો આનંદ નાશ જ પામે ને ? એમને તો એમના ભાઈ ઉપરનો કબજો પૂરેપૂરો જાળવવો હતો ને વધારવો હતો. તેથી હું એમને આંખની કણીની જેમ સાલવા માંડી. ભૂલેચૂકે-કોઈક વાર-તે બહુ જ જવલ્લે થતું હશે-જો મારા પતિ મારે વિષે સહેજ હસીને બોલે--મારી સાથે બધાંના દેખતાં બોલવું એ તો અશક્ય જ હતું-તો ધરતી પગ નીચેથી સરકી જાય છે એમ એમને લાગતું. " ભાઈ બદલાયો " એમ જ એમને થઈ આવે. અને ભાઈને સીધી લાઈન ઉપર પાછો લાવવા એ આકાશ-પાતાળ એક કરવા મથતાં.

આમ મારે તો હવે એકને બદલે બેનો વિરોધ-અને તે પણ ખૂબ સખત વિરોધ-વેઠવાનો આવ્યો. એ બેન તો એક મોટા સુધરેલા શહેરનાં વતની છે. ત્યાં લાજ કાઢવાનો રિવાજ નથી. તેમ છતાં હું ગામડાની હોવાથી મારે તો એ બધી મર્યાદા તેની છેવટની હદ સુધી જાળવવી જ જોઈએ એવો આગ્રહ તેઓ પણ સાસુજીને ટેકો આપવા માટે રાખવા લાગ્યાં. અલબત, પોતે તો છૂટથી ફરતાં પણ મારે માટે બધી વળી વધારે કડક થઈ. ધીમે ધીમે " એ તો કંઈ તારો બાપ છે કે નફ્ફટ જેવી લાજ કાઢ્યા વગર ઉઘાડે મોંયે ઊભી છે " એવાં મેણુ પણ મારે સાંભળવાનાં આવ્યાં.

મારા પતિ પણ એ જ પ્રવાહમાં તણાયા. એમને મન " બેન " એટલે તો કોણ જ ! બસ, એ તો સ્વર્ગમાંથી ઊતરી આવેલી દેવી ! તેનો ઝીણો સરખો, જાણ્યે અજાણ્યે અનાદર મારાથી થઈ જાય તો તે એમની નજરે મારો ઘોર, ભયંકર, ભારેમાં ભારે અપરાધ દેખાવા લાગ્યો. 'બેન'ની વાણી-તેમાં તો કંઈ જૂઠું હોય જ નહિ ! અને કદી સહેજ ઉશ્કેરાઈને હું મારો બચાવ કરવા ગઈ તો હું જ જૂઠું બોલું છું-હું જ ઉદ્ધત છું-એવું એમને વારે વારે લાગવા માંડ્યું. મારું હૈયું ખોલીને વાત કરવાનું એક સ્થાન તો રહેશે, એક હૃદય તો મને પિછાનશે, એવી મારી આશાના આમ ચૂરેચુરા ઊડી ગયા. જે કંઈ હું કહું તે ખોટું જ હોય અને બેન કહે તે જ સાચું એમ એમને લાગતું. અને હું તો ખરેખર જ લડકણી છું, સાસરિયાનું ભૂંડું બોલું છું વગેરે વાતો સાસુજી "બેન" મારફતે એમના દિલમાં ઠસાવવામાં હવે ખૂબ સફળ થયાં. અને એમાં એમનો વાંક પણ ન હતો; કારણ હું તો નવી નવી હતી, અને બેને તો એમનું હૃદય જીતેલું હતું. એટલે બેનનું કહેવું એમને હૈયે વસી જાય એમાં નવાઈ નથી. એમને બિચારાને બીજી બાજુ જોવાનો કે સાંભળવાનો અવસર જ કોણે આપવા દીધો હતો ?

મારી હાડછેડ વધતી ચાલી અને આખરે મને સૂવા બેસવા માટે એકાંત ઓરડો મળ્યો. એ જ ઓરડામાં મારે માટે ખાવાનું આવે; એ જ ઓરડામાં મારે માટે ખાટલો પથરાયલો રહે. મારે મારા જાગ્રત કલાકોમાં જો કોઈની સાથે વાત કરવાની હોય તો એ જ ઓરડાની ઈંટો સાથે. એ જ ઓરડાના ઉંદર જોઈને મારે મારા મનને અથવા કહો કે મારા દુઃખને જીવતું રાખવાનું હતું. ઓરડાની બે બાજુએ મોટી મોટી કોઠીઓની હાર હતી. તે જાણે મારા ચોકીપહેરા માટે મુકાયલા સિપાઈઓ ન હોય એમ મારી અતિશય ઉશ્કેરાયલી

કલ્પનાશક્તિને કદીક કદીક લાગતું. એ ઓરડાની પાછળ રસોડું હતું. અને તે પછી સ્ત્રીવર્ગને બેસવા-ઉઠવાનો ઓરડો હતો. તે પછી વાડો હતો. તેમાં જાજરૂ હતું. અને એ ઓરડાની આગળનો ઓરડો અમારા ઘરનું દિવાનખાનું હતું. ત્યાં તો પુરુષો બેસે. એટલે એ ઓરડાનાં બન્ને બારણાંને બહારથી સાંકળ દેવામાં આવતી. મારાં કુટુંબીજનોને રાત્રે મોડે સુધી વાતો કરવાનો શોખ હતો ને તેથી તે મોડાં ઊઠતાં. રાત્રે ૧૧-૧૨ વાગે સૂવું ને સવારે સાડા-સાતેક વાગે ઊઠવું એવો તે વખતે અમારા ઘરનો રિવાજ હતો. મારે તો કોઇ કરતાં કોઈની જ આગળ મોં ઉઘાડવાનું ન હતું. રાત્રે પણ મારે તો એ જ બે બાજુએ કોઠીઓ-રૂપી સિપાઇઓની ચોકી વચ્ચે સૂવાનું હતું. ત્યાં જ એકાદ પાતળું પાથરણું ને એકાદ ઓઢવાનું મને આપવામાં આવતું અને કોઈ-વાર ખાટલો પણ મળતો. કોઇની સાથે વાતો કરવાનું ન હોવાથી હું જાગતી હોઉં ત્યારે મને તો એના એ જ મારા દુઃખના વિચાર આવ્યા કરતા. તેથી હું કેટલીક વાર બને તેટલું ઊંઘીને મારું જીવન જીવી કાઢવાનો પ્રયત્ન કરતી. તેથી કોઈ વાર વહેલાં ઉઠી જવાય, એટલે કુદરતી હાજતે જવાની મને ઇચ્છા .. પણ એ બધાં તો મોડાં—સાડાસાતેક .. ઊઠે એટલે મારે ત્યાં સુધી જેમ તેમ ..રીને બેસી રહેવું પડતું. આખરે એક વાર પેટમાં ખૂબ દુખવા માંડયું ત્યારે મેં બારણાં ઠોક્યાં. પણ ઉઘાડે જ કોણ ? એમ ને એમ પેટ દાબીને જ મારે કેટલીયે વાર સુધી બેસી રહેવું પડયું. તે દિવસો જ્યારે મારી આંખ આગળ તરવરે છે ત્યારે આજે પણ મને કમકમાં થઇ જાય છે. કપાળે દુઃખને લીધે અને વેદનાને લીધે કરચલી પડી હોય, પેટ ઉપર ચળને લીધે હાથ દાબીને પડી હોઉં એવી મને બારણાં આગળ બેઠેલી હું જોઉં છું ત્યારે આજે પણ જાણે છળી ઊઠતી ન હોઉં એવું મને થાય છે.

ગઇ કાલે રાત્રે જ ઊંઘમાં આવેલા કાળા ઘોર ભયંકર સ્વપ્નસમા હવે ભાસતા એ દિવસોમાંનો એક દિવસ તો મને ખાસ યાદ આવે છે. સવારે એ લોટો મોડા જાગે તે પછી જ બારણું ઉઘાડે ત્યારે દિશાએ જવાની ટેવ તો આખરે મને પડી ગઇ તેથી તે હવે બહુ સાલતી ન હતી. પણ એક વાર તળાવે ખૂબ કપડાં ધોવાનાં હતાં તેથી મારે મોડું થયું. આવી કે તરત જ સાસુજીએ મને સસરાજીના દેખતાં જ વધાવી: "પેલા ...ની સાથે કેમ આટલી બધી વાતો કરો કે આટલું મોડું થયું ?" સસરાજીની હાજરીમાં મારાથી તો અમારા રિવાજ પ્રમાણે એક શબ્દ પણ બોલાય નહિ. હું તો મનમાં જ સમસમી રહી. પણ શું બોલું ? કેવી રીતે બચાવ કરું ? અને સાસુજીએ સસરાજીને આડકતરી રીતે સૂચવ્યું પણ ખરું કે મારે "પેલા ...ની" સાથે ખૂબ વાતો કરવાનો સંબંધ છે.

આ તો હવે અવધિ થઇ. હવે મારાથી ન રહેવાયું. અમે રસોડામાં ગયાં કે તરત હું બોલી ઉઠીઃ "તમે જાણો તો છો જ કે આટલાં બધાં કપડાં છે અને પેલા ...ની સાથે હું કદી બોલતી જ નથી; છતાં સસરાજીને આમ જૂઠું કેમ સમજાવ્યું ?".

બસ થઇ રહ્યું. મારા ઉપર ફિટકારનો વરસાદ વરસ્યો. "હા, હા, હું જૂઠી ને તું તો હરિશ્ચંદ્રનો અવતાર. જા, ત્યારે અત્યારે જ જઇને સસરાજીને કહી આવને કે હું જૂઠું બોલી ! મને જૂઠી પાડનારી મોટી આવી છે તે.!"

અને આ વાતનો રિપોર્ટ જ્યારે એમની આગળ ગયો ત્યારે એમને ખાતરી થઇ ગઇ કે મારા જેવી જૂઠી અને ખરાબ સ્ત્રી જગતમાં કોઇ જ નહિ હોય.

તે દિવસે તો મારા મનમાં શુંનું શુંય થઇ ગયું હતું. જાણે હમણાં જ પેલા એ જ તળાવે પડતું મૂકું કે જ્યાં કપડાં ધોવાને લીધે જ મને મોડું થયું હતું છતાં જાણી જોઇને મારા ઉપર ખોટું આળ ચઢાવવામાં આવ્યું હતું, એવું મન કેટલીયે વાર થયું હતું. તે દિવસે હું કેમ જીવતી રહી શકી તેનું કારણ મને આજે પણ બરાબર સમજાતું નથી. કદાચ મારા ભાગ્યમાં પાછળથી સુખના દિવસ સરજાયલા હતા તેથી જ ત્યારે મરતી બચી હોઇશ. સાંજે અંધારામાં લાગ જોઇને, કેટલાંક ડગલાં મેં તળાવ ભણી ભર્યાં પણ ખરાં, પણ હિંમત ન ચાલી, અને મન પાછું હઠ્યું. મને વિચાર આવ્યો કે પિયેર જતી રહીશ ને ત્યાં રહીશ.

હું તળાવે તો ન પડી, પણ મારો સંસાર તો બગડતો જ ગયો. હવે તો એ લોકો છડેચોક, અને કેટલીક વાર ખાસ મને સંભળાવવા ખાતર જ, મારા ઉપર બીજી લાવવાની વાત કરવા લાગ્યાં. આમાં બેન ખાસ રસ લેતાં. એક દિવસ તેમણે બહાર જઇ આવીને હું સાંભળું છું એવી ખાતરી કર્યા પછી સસરાજીને કહ્યું પણ ખરૂં કે "હું પેલા ...ને ત્યાં જઇ આવી. કન્યા રૂપાળી છે અને સુશીલ તથા શાણી પણ છે. વળી થોડું ભણેલી છે, ભાણે ખપતી છે, ભાઇને બરાબર લાયક જ છે."

મારા પતિ ત્યાં જ હતા, પણ તે તો શી કે કૃષ્ણ કશું જ બોલ્યા નહિ. તેથી તે વખતે મને જે ધ્રાસકો લાગ્યો તે હજી ભૂલી શકતી નથી. એ દુઃખ તો અનુભવી જ માત્ર સમજી શકે. તે વખતથી મારા બરડામાં ખૂબ દુખાવો ઉપડ્યો. તે હજુ મટ્યો નથી. દાકતર આજે કહે છે કે ખૂબ જ્વર-ઉકાળાથી મારી કરોડરજ્જુના સાંધા ઢીલા પડી ગયા છે. અને યોગ્ય ઉપચાર ન થાય તો લાંબેગાળે એ જીવલેણ પણ નીવડે. આ વ્યાધિની શરૂઆત મને તે કમનસીબ દિવસથી થઇ હતી. ક્યાંક ભાગી જવાની મારી વૃત્તિ તે દિવસથી ખાસ જોરદાર થઇ.

આખરે એવો દિવસ આવ્યો કે જ્યારે મારે પિયેર જવાનું ને ત્યાં રહેવાનું થયું. હંમેશની માફક મારો કંઇક વાંક નીકળ્યો. આ વખતે વાંક કાઢનાર બેન હતાં. બેન જ અમારા વિસ્તારી કુટુંબનાં સાચાં સૂત્રધાર છે એવું મને કડવા અનુભવે ક્યારનું યે શીખવ્યું હતું. પણ ઘણા દિવસથી મનમાં જ સિંચી રાખેલા ઉદ્વેગને લીધે અને તે વખતના ઉશ્કેરાટને લીધે હું ભાન ભૂલીને બેનને તડ ને ફડ કહેવા લાગી. મેં સુણાવી દીધું કે "તમારાં જ આ બધાં કારસ્તાન છે."

બરાબર તે જ વખતે મારા પતિ ઓરડામાં દાખલ થયા અને એમણે મારા શબ્દો કાનોકાન સાંભળ્યા. આવી રીતે ચોખ્ખે ચોખ્ખું મોઢામોઢ મેં કદાચ અગાઉ ભાગ્યે જ કહ્યું હશે. એટલે પ્રમાણિકપણે હું અત્યાર લગી એમને કહી શકતી કે સાસુજી ને બેન તો ખોટું ખોટું ભંભેરે છે, અને હું સામો જવાબ આપતી નથી. પણ આ વખતે તો એમણે પોતે જ મારા શબ્દો સાંભળ્યા, તેથી હું આપોઆપ જૂઠી ઠરી. અને મારાં સાસુજી ને બેન સાચાં સાબીત થયાં. શા કારણસર ને શી ઉશ્કેરણીને લીધે હું આમ બોલી ગઇ એ મને પૂછવાની તસ્દી તો એ શેના જ લે? લાગલું જ એમણે મને કહી દીધું ' બેનનું આવું અપમાન કરે છે! અને વળી સામું બોલતી નથી એવો ડોળ કરે છે! આજથી તું મારા ઘરમાં નહિ. આજે જ તને પિયેર મૂકી આવું છું. આજથી તું મારી પત્ની નહિ ને હું તારો વર નહિ. જોજે હવે તને કદી બોલાવું તો."

થયું! વજ્રાઘાત થયો. મારી પિયર જવાની વૃત્તિ તો ક્યાંય ઘસડાઇ ગઇ. મારા આશા-મિનારાનો છેલ્લો થાંભલો કકડભૂસ થઇને પડી

ગયો, એમ મને ત્યારે લાગ્યું. મને એમના સ્વભાવની ખબર હતી. એક વાર જે નક્કી થયું, તે પછી મારી કોઇ પણ વિનવણીથી આજીજીથી કે કલ્પાંતથી એ ફેરવવાના નથી એની મને ખાતરી હતી. અને એમણે તો સામાન બાંધવાની પણ સૂચના આપી દીધી ! ડળક ડળક આંસુ સારતાં મૂંગે મોઢે મેં કપડાં બાંધવા માંડયાં. છતે પતિએ વૈધવ્ય મારે કપાળે ચોંટે છે એવું ભાન મને તરત જ થયું હતું. એમના માની સ્વભાવને લીધે પાછા આવવાની કોઇપણ આશા મારા દિલમાં રહી ન હતી. આખું જીવન વિધવાની કરુણ, અસહાય દશામાં–અને તે પણ પતિ હોવા છતાં–મારે ગાળવાનું રહેશે એ ખ્યાલ વિજળીના આંચકાની જેમ મારા મનમાં અથડાયો. નિરાશાની કાળી ઘોર મેઘલી રાત સિવાય બીજું કશું જ મને દેખાતું ન હતું.

પતિથી તજાયલી અને સમાજમાં હડધૂત થયેલી હું જ્યારે મારા પિતા પાસે આવી ત્યારે એમને અને મને શું શું થયું હશે! વળી મારે તો પિયેરમાં પણ સાવકી મા જ મારા સન્માન માટે તૈયાર હતી–એટલે તે વખતની મારી વેદના એક અંતર્યામિ જ જાણે છે. મારા પિતાને કાને પણ મારા હઠીલા ને જીદ્દી સ્વભાવ વિષે તથા મારા ગુન્હાઓ વિષે કંઇ કંઇ વાતો આવી હતી. પણ આખરે તો બાપ તે બાપ. એમણે મને સંઘરી. એ ન આશરો આપે તો બીજું કોણ આપે ?

થોડા વખત પછી એક સદ્‌વિચાર એમને સૂઝયો. આ વાર્તા લખવા શક્તિમાન થઈ છું તે પણ એ વિચારને પ્રતાપે. તે મુજબ ગુજરાતી સાત ચોપડી પૂરી કરીને વર્નાકયુલર ફાઇનલની પરીક્ષામાં હું બેઠી. અમને કોઇને–મને પોતાને પણ–કલ્પનાયે ન હતી કે હું હોંશિયાર નીવડીશ અને આવી સારી રીતે પાસ થઇશ. મને સ્કૉલરશિપ–છાત્રવૃત્તિ–મળી અને ત્રણ વરસમાં હું " ટ્રેન્ડ " [ થઇને મારું ગુજરાન મારી મેળે ચલાવી એવું દષ્ટિમર્યાદામાં દેખાવા લાગ્યું.

આમ મારા જીવનનિર્વાહનો ઉકેલાવા લાગ્યો, પણ તેથી કંઇ જે ઊંડી, અત્યંત, વ્યથા મારું મન, છતે [ થયેલા મારા ઘરભંગને લીધે, વેઠતું હતું કંઇ એમ થોડી જ જતી રહે છે ! વળી દૂર, મારા પિયેરથી પણ દૂર, ટ્રેનિંગ ક બોર્ડિંગમાં હું રહેતી હતી ત્યાં પણ કેટલીક વાર મારા ગત જીવનને લગતા સમાચાર મારે કાને અથડાતા હતા. મને ખબર પડી કે મારું શરીર જ પત્ની થવાને લાયક નથી એવી વાયકા મારાં સાસરિયાંઓએ એમના સંબંધમાં જે કોઇ આવે તેમની આગળ ફેલાવવા માંડી હતી. અનેક હડહડતાં જૂઠાણાંમાં આ એક અકલ્પ્ય ઉમેરાથી મને દુઃખ ન થાય તો કાં તો હું પથ્થર હોઉં કે કાં તો દેવી. પણ હું એ બેમાંથી એકે નથી.

વળી એક દિવસે મેં સાંભળ્યું કે મારા પતિને સંસાર દુઃખભર્યો લાગ્યો છે અને તે એકાએક ઘર છોડીને કયાંક જતા રહ્યા છે. મારા પિતાને તો આ સમાચારથી કશું યે થયું નહિ; કારણ તેમણે તો બધી જ આશા મૂકી દીધી હતી. પણ મને તો જરૂર લાગી આવ્યું, હૃદયના કોઇક છેક અંધારા ખૂણામાં, છૂપાઈ રહેલું આશાનું રસળતું રડયું ખડયું કિરણ પણ જાણે બૂઝાઇ ગયું એમ મને ત્યારે લાગ્યું. મારા પતિને સ્વપ્નમાં પણ આવ્યું નહિ હોય કે એમના જવાથી દૂર પડેલા એક આત્માને દુઃખ થશે. એમને મન તો હું એક નઠોર, હૃદયહીન, પોતાની વહાલી બેનને સંતાપનાર અને તેથી પતિને ત્રાસ આપનાર કર્કશા હતી: એટલે સંસાર છોડતી વખતે મારો વિચાર તો એમને આવે જ શેનો ?

પણ આ દુનિયામાં ચમત્કાર જેવી વસ્તુ

શક્ય છે કે નહિ એમ કોઇ મને આજે પૂછે તો હું છાતી ઠોકીને, બેધડક, કહું કે ' હા. ' એમના ગૃહત્યાગ પછી મારા જીવનમાં એક ભારે મોટો, આશાતીત, સ્વપ્નમાં પણ ન આવે એવો ચમત્કાર બન્યો. એમની ઈશ્વરની શોધની વૃત્તિ ખૂબ સાચી હતી, તેથી એમને આખરે સન્મિત્રો મળ્યા. તેમની સાથે તે એકાંતસેવન અને આધ્યાત્મિક મંથન માટે યાત્રાએ નીકળ્યા. ત્યાં એમને એમના આ નવા એક મિત્રે એમની જીવનકથા કહેવાની સૂચના કરી. એમણે ટૂંકમાં પણ જે બધું બન્યું હતું તે સાચેસાચું કહ્યું. એમને પોતાના દોષો છુપાવવા ન હતા, અને વાતાવરણ પણ ત્યાં ઘણું પવિત્ર હતું. બધી વાત સાંભળી રહ્યા પછી પેલા સહૃદયી પણ સ્પષ્ટવક્તા મિત્રે તેમને કહ્યું " ભાઇ...! મને તો આ બધામાં તમારો જ ગંભીર વાંક લાગે છે. ગમે તેવી બેન હોય તોપણ તેનો પક્ષ લઇને પોતાની પત્નીને, અર્ધાંગનાને, અન્યાય કરવો કે થવા દેવો એ મને તો ભારે દોષ લાગે છે. તે વખતે એવા સંજોગોમાં આપણે આપણું વર્ચસ્વ સ્થાપીને પત્નીને પોતાની પાંખમાં લઇ એને બચાવી લેવી જોઇએ. " મને તો આવું કશું કંઇ લાગ્યું નથી. બેન આગળ એમનું કશું જ ચાલતું ન હતું અને મને સમજવાનો અવકાશ જ એમને કોઇએ આપ્યો ન હતો. ગમે તેમ હોય, પણ પેલા મિત્રના આ કથન-થી મારા પતિના મનમાં પહેલી વાર મારે વિશે નવી દૃષ્ટિનું અમૃતબિંદુ રેડાયું.

પછી તો બનાવો વિજળીની ઝડપથી બનવા લાગ્યા. એમના નવા મિત્રોમાંના એકમાં એમને ખૂબ શ્રદ્ધા હતી. એ મિત્રે જોયું કે જ્યાં સુધી એક નિર્દોષ યુવતીને ઘોર અન્યાય ચાલુ રહેશે—અને તે પણ ખુદ પત્નીને જ—ત્યાં સુધી મારા પતિની ઉન્નતિ અશક્ય છે. મારા પતિની એમના ઉપરની દૃઢ શ્રદ્ધા-નિષ્ઠાથી અને મિત્રની સલાહ તથા કાર્યકુશળતાથી આખરે અશક્ય વસ્તુ શક્ય થઇ—ને તે હકીકત બની. બેનના પંજામાંથી ' ભાઈ ' છટક્યા. પસ્તાવાથી ભરપૂર એક કાગળ એમણે મને પાછી બોલાવવા માટે લખ્યો.

એ કાગળ મેં છાતી સરસો દાબ્યો ને હું ચોધાર આંસુએ રડી. ફરી ફરીને વાંચ્યો ને ફરી ફરીને રડી. મુએલું બાળક પાછું અપાવવાની વાત કોઇ કદી માને કરે તો તે પેલી માને કેટલું અશક્ય લાગે ? એટલી જ અશક્ય મારા પતિ મને પાછી બોલાવે એ વાત મને લાગતી. પણ જો કદી માતા તે બાળક ખરેખર પાછું મળે તો તેને કેટલો આનંદ થાય ? એવો આનંદ તે વખતે મને એ કાગળ વાંચીને થયો.

તે પછી પણ અનેક વિઘ્નો નડયાં. બેને ' ભાઈ ' ઉપરનું પોતાનું વર્ચસ્વ ચાલુ રાખવા કંઈ કંઇ પ્રયત્નો કર્યા. તે ચીડાયાં, ગુસ્સે થયાં, ઘણી વાર કાગારોળ કરી મૂકી, માંદાં થયાં, ઘરનાં બીજાં બધાંને ' એમની ' સામે ઉશ્કેરી મૂક્યાં, એમને ઘરમાં હડધૂત જેવા કરી નાખ્યાં અને એવું બીજું થાય એટલું કર્યું. પણ જેની પાછળ પરમાત્માનું બળ હતું એવા એમને—અને મને—હવે બેન શું કરી શકે ? પછી જાણેને આમ તો ભારે બળજબરમાન હોય !

આખરે બેન સમજ્યાં ને મારું ભાગ્ય ઊઘડયું. હું મારા પતિના બોલાવ્યાથી મારી ઉનાળાની રજાઓ દરમ્યાન મારે " ઘેર " આવી. એમની નોકરી એક જાહેર સંસ્થામાં છે ને ત્યાં જ એમને રહેવાનું છે તેથી ત્યાં અમે બે મારાં બીજાં સાસરિયાંથી અલગ રહ્યાં. મારા પતિ હવે મને જુદી જ દૃષ્ટિથી જુએ છે. આ આખોયે ક્ષણવારમાં થયેલો હૃદયપલટો પરમાત્માની એક અજબ ચમ-

કૃતિ જ મને તો લાગે છે. મારા પર પડેલા હથોડા આને લીધે અને મને ત્યારથી ઉપડેલા દુખાવાને લીધે કેટલીક વાર હું મારી જૂની ટેવ મુજબ અકળાઇ જાઉં છું. પણ મારા પતિ એમાં પોતાને જ જવાબદાર ગણીને, ઉદારતાથી એ બધું ગળી જાય છે. અને મને ખરેખર પરણ્યા પછી આટલે વર્ષે હવે જ ' નવોઢા 'ની સુખદ સ્થિતિ પ્રાપ્ત થઈ છે. જે બધાં મારા આ જીવનવર્તુલમાં આવેલાં છે તે બધાંનું પરમાત્મા કલ્યાણ કરો એવી દૃઢ ભાવના મારે રાખવી એમ મારા પતિના પેલા હિતસ્વી મિત્રે મને સમજાવ્યું છે, અને તેવી ભાવના રાખવાનો પ્રામાણિક પ્રયત્ન હવે હું કરું છું.

卐

# અંતરવિલોકન

( ૧ )

શાને હૃદય દીધાં પ્રભુ, શાને પ્રીતિપૂર ત્હેં પૂર્યાં,
શાને સૃજ્યાં કંઇ જન જગે, નિષ્ઠુર નિર્દય દીલનાં,
કાયા રચી કંઇ અવનવી, શીદ દર્દ ત્હેં તેમાં સીંચ્યાં,
મૂકી મતિને લાગણી, જેથી દુઃખો ઉન્મત થતાં.

( ૨ )

દેહ રચના ભિન્ન ને, વળી વર્ણ પણ જૂદા રચે,
તેમાં વળી પાષાણનાં, કે કાષ્ટ હૃદયો તું મૂકે,
કંઇ કંઇ સૃજે મૃદુ મુખ ને, અંગો સુકોમળ પુષ્પ શાં,
કોમળ નહિં માનસ ઘડે, હૈયાં મૂકે કાં વજ્રનાં ?

( ૩ )

કો'ને ચહું ક્યાં નવ ચહું, જ્યાં છે હૃદય એક જ પ્રભુ,
કો'નાં હૃદય કુમળાં જગે, મુશ્કેલ એ કળવું રહ્યું,
જે મ્હેં લહ્યું પ્રીતે ચહ્યું, ન્યારી કૃતિ ત્હારી ખરે,
નિષ્ઠુર કે નિર્દય તણી, ન્હોતી નિશાની તે પરે.

( ૪ )

જેને ચહ્યું જીવન ધર્યું, ચરણે મૂક્યું સર્વસ્વને,
આક્રંદને મુજ પ્રાર્થના, નવ સ્પર્શતાં તેના રૂદે,
સહેવું રહ્યું જીવન સદા, ને સારવાં અશ્રુ રહ્યાં,
અંતરવિલોકન અંતમાં, એ સ્નેહનાં દર્દો લહ્યાં.

શ્રી. જયન્તકુમાર ભટ્ટ

# ચાલતી ગાડીએ....

લેખક :
શા. રમેશનાથ રંગનાથ ગૌતમ

ઘોડાગાડી રસ્તે જતી હોય, એના પ્રવેશદ્વારમાં દાખલ થતે ચઢવાના પગથિયા ઉપર છોકરાં મફત સવારીનો લ્હાવો માણવા છાનાંમાનાં ચઢી જાય, ગાડીમાં બેઠેલાં મુસાફરો કાં તો તેમને ધૂતકારી કાઢે અથવા તિરસ્કાર મિશ્રિત રમૂજથી તેમનાં ગતકડાં નીરખે, રસ્તે આવતાં જતાં લોક આંગળી ચીંધતાં જાય, ને ડહાપણથી ના-પસંદગીભર્યાં ડોકાં હલાવે કે પછી હસીને રસ્તે પડે, ગાડીને ઉલાળ લાગવાથી કે પછી અવાજ થવાથી ગાડીવાનને એની ખબર પડી જાય, એ પાછલે હાથે ચાબૂક વીંઝે, છોકરાં એને ઢુકાવે-કોઇ વાર કોઇને એકાદ ઝપટ ચોંટી પણ જાય. પળવાર નફ્ફટ રીતે કે પણ અર્ધછોભીલાં પડીને હસતો ઊતરી જાય, વળી પાછું ગાડીવાનનું ધ્યાન ત્યાંથી ખસતાં મફત સવારીની મોજ ચોરી લે અને સમજે કે પોતે કોઇ મોટી મોથ મારી છે, વળી પાછી ગાડીવાનને ખબર પડી જાય, ચાબુક વીંઝાય.........એનો 'એ ક્રમ પુનઃ પુનઃ ચાલ્યા કરે.

છોકરાં સમજે કે કેવી સવારી કરી લીધી ! કેવી સડક કાપી ! કેવી ધાડ મારી ! ગાડીવાનની ગાળ, ચાબુકનો ચમ-ચમાટ, પગથિયા ઉપર ઉંધા પડીને ઠસ-ડાતે ટાંટિયે લટકવાની નાહકની અગવડતા, રસ્તે જતા લોકોનાં આંગળીચીંધામણાં તેમ જ ગાડીમાં બેઠેલાં નરનારીનાં અપમાન અને હડધૂતકાર. કોઇ વાર હાથની પકડ છૂટી જતાં છોલાતાં ઘૂંટણ અને ખોખરાં થતાં હાડકાં-ત્રાજવાના એક પલ્લામાં પેલી પાંચ દશ ડગલાંની સફર મૂકો, અને બીજા પલ્લામાં મૂકો આ બધી પારાવાર હેરાનગતીઓ; તો? તો એ બાળકને તો પેલી મોજનું પલ્લું ભૂકીને ભોંય અડકતું અને બીજું પલ્લું ગગનમાં ચગતું લાગશે. સમજદારી તથા વિવેક-વિચારથી સ્વચ્છ થયેલી આપણી ઠરેલ દૃષ્ટિને દેખાતો ક્રમ પેલા બાળકને ઊલટો જ ભાસશે; અને ગમે તેટલું સમજાવ્યા. દાખલા દલીલ બતાવ્યા છતાં એ તો પાછું લાગ મળતાં એની એ પ્રવૃત્તિ તરફ જ વળવાનું-અને તે પણ પોતીકા મજબૂત મજાના પગ આરામથી માઇલો કાપવા માટે પૂરતા સશક્ત હોવા છતાં.

એ વાહન સગરામ હોય, વિક્ટોરિયા હોય, ધીમે જતી મોટર હોય, રણશિંગું ગાડું હોય કે પછી સ્ટીમ રોલર હોય-છોકરાંને લાગ મળતાં એ તો પાછાં કોઇકની ચાલતી ગાડીએ અને તે પણ ચોરી છૂપીથી ચઢાય તેટલું ચઢી લેવાની વેતરણમાં પડવાનાં જ.

આ પ્રકાર આપણે બધે જ બનતો જોઇએ છીએ, અને એ બાળકોની બાલિશતાને ડાહ્યે મોંએ હસીએ છીએ.

પરંતુ આપણે પોતે ઘણું ખરું શું કરતાં હોઇએ છીએ ? જેને આપણે હસીએ છીએ એ જ બાળકો જો વાસ્તવિક દૃષ્ટિથી આપણી, કહેવાતાં મોટેરાંની પ્રવૃત્તિઓનું નિરી-ક્ષણ સમજપૂર્વક કરે-કરી શકે, તો તેઓ તિરસ્કારથી કહ્યા વિના ન જ રહે-परोपदेशे पाण्डित्यं अस्य मूढस्य गीयते ।

આપણી રોજની રહેણીકરણીને, આચાર-વિચારને, આપણા જીવનને આવરતી પ્રાયઃ પ્રત્યેક પ્રકારની પ્રવૃત્તિને-ખુદ આપણી ચિત્તની વૃત્તિ-પ્રવૃત્તિને પણ બની શકે તેટલી તટસ્થ, નિરપેક્ષ આંખે જો આપણે નીરખીએ તો આપણને શું દેખાય છે ?

કઇ બાબતમાં ડગલે ને પગલે પારકી

ગાડીએ નાહક વળગવાની લતે આપણે ચડેલા નથી ? સવારથી માંડીને આપણી દિનચર્યા તપાસીએ. ખાસ કરીને શહેરોમાં રહેનારાં માનવીઓમાંનાં કેટલાંને સવારે ઊઠવા સાથે દાતણને બદલે ટુથબ્રશ, અને કોયલાની ભૂકી કે છાણાંની રાખને બદલે એક યા બીજા લેબલનાં "ડેન્ટી ક્રિમ" વાપરવાનું વધારે પસંદ નહિ હોય ? પછી તરત-કોઈ કોઇ વાર તો તે પહેલાં જ–"એકચ પ્યાલા" ચાની (અને તે પણ કીટલીની હોય તો વધારે સારું !) અપેક્ષા નહિ રાખનારાં કેટલાં નાનાં કે મોટાં નર કે નારી, શહેરોમાં કે હવે તો ગામડાંમાં પણ જોવામાં આવે ? આ વસ્તુઓની સાથેસાથ જરૂર હોય કે ન હોય, તેના વિના ચાલે એમ હોય-કે ન હોય, તેના કરતાં વધારે માફક અને લાભદાયક વસ્તુઓ આપણા દેશના રિવાજ પ્રમાણેની ઉપલબ્ધ હોય કે ન હોય, તેનાથી ફાયદો નથી થતો અને નુકસાન થવાનો સંભવ છે એ જાણવામાં હોય કે ન હોય, તો પણ આપણે અજાણ્યે અને ઘણી વાર જાણ્યે પણ એ વસ્તુઓના ઉપયોગ તરફ ઢળતા થઇ ગયા છીએ, હજુયે વધારે પ્રમાણમાં ઢળતા જઇએ છીએ, એ હકીકતનો ઇનકાર કરી શકાય એવી આજે આપણી સ્થિતિ નથી, એ તો સર્વ કોઇ કબૂલ કરશે. પેલાં ગાડીને પૂંછડે અફળાતાં ટીચાતાં બાળકોની જેમ આપણને પણ તેમ નહિ કરવાની સલાહો મળતી હોવા છતાં, એ પ્રવૃત્તિનાં માઠાં ફળ સ્વયં ભોગવતા હોવા છતાં, વાહનમાં બેઠેલાઓના ધૂતકાર અને ચક્રુવટ નહિ તો તેમની તિરસ્કારમિશ્રિત રમુજ અનુભવતા છતાં, પોતાના જ પગે અથવા પોતાના હકનાં વાહનમાં પસાર થતાં વટેમાર્ગુઓની મજાક મશ્કરી વેઠતા છતાં, એ પરદેશી ગાડીનો ઉપયોગ કરવાના પરદેશીઓના પગપેસારાથી ઘસાઇ ગયેલાં પગથિયાંને વળગતા ઢસડાવાનો મોહ પ્રકટ નહિ તો પ્રચ્છન્ન પણ શું આપણામાંનાં ઘણાંને નથી ?

આ નોંધમાં લખ્યું છે તેનો હેતુ સદુપદેશ આપવાનો, ડહાપણ ડહોળવાનો, આત્મા અને કાયાના કલ્યાણના રાહ તરફ મુમુક્ષુને કે વિમુખને પણ વાળવાનો પ્રયત્ન કરવાનો નથી; કેટલીક હકીકતો તરફ આપણું-વાંચનારનું તેટલું જ લખનારનું પણ લક્ષ ખેંચવાના ઘણા જ પ્રાથમિક, આળોટવા પહેલાં "કડ કાઢવાના" સાદા સીધા હેતુથી જ આ લખાયું છે. અને એ દૃષ્ટિએ જોઇશું, તો આપણા પ્રાતઃકાળે એક યા બીજા રૂપે પ્રભુસ્મરણ કરવાના રિવાજનું સ્થાન ટાઇમ્સ, ક્રોનિકલ, ઇલસ્ટ્રેટેડ વિકલી, સિનેમાનટીઓનાં ચિત્રો તથા કરતુકોને બહેલાવતાં મુદતિયાં, બહુરૂપી અને એ કુટુમ્બનાં કોઇ ને કોઇ ચોપાનિયાંએ લીધેલું આપણને સ્પષ્ટ જણાશે. સવારમાં ટીથ બ્રશ કરીને ચા પીધા પછી-કે ચા પીને ટીથ બ્રશ કર્યા પછી—આપણને છાપું તો જોઇએ જ. તે વિના ઘડી ન ચાલે, એ પણ ચાલતી ગાડીએ ચઢી બેસવાનો જ પ્રકાર. છાપાની ઉપયોગિતાની ઉપેક્ષાનો આમાં પ્રશ્ન નથી. આ તો એ અત્યંત ઉપયોગી વસ્તુએ પોતાનું સ્વતંત્ર સ્થાન જમાવવાને બદલે ઓછી ઉપયોગી નહિ તેવી બીજી કોઈ દેશી પ્રવૃત્તિનું સ્થાન ચોરી લીધું છે, એ હકીકત તરફ અંગુલિનિર્દેશ માત્ર છે. આજકાલની અનેક વ્યસનોની ચાલી રહેલી ઝકઝોરમાં પણ છાપાનું વ્યસન પોતાનું અજોડપણું સાબીત કરવાના નિરંતર પ્રયત્નોમાં ઠીક ઠીક સફળતા મેળવી રહેલું છે એમ વર્તમાનપત્રોના વાચન તેમ જ સર્જનમાં પા સદીથી રચ્યા પચ્યા રહેનાર તરીકે મારો અભિપ્રાય બંધાયો છે. અને એ અભિપ્રાયમાં રહેલા તથ્યનો સાક્ષાત્કાર ન હોય તેવા શિક્ષિત માનવીઓ, જેને બન્ને અર્થમાં "વર્તમાન-યુગ" કહી શકાય તેવા આજના સમયમાં

કદાચ હશે, તો પણ બહુ જ થોડા હશે એ નિર્વિવાદ છે. આ પણ પારકી ગાડી જ ને ? એ ગાડીને આપણે ઠીક ઠીક અપનાવી છે, અને તે યોગ્ય જ છે. પરંતુ તે આપણા એક જૂના સુંદર અને ઉપયોગી વાહનને ભોગે બન્યું છે, એટલાં પૂરતું કહેવાપણું રહી જાય છે, અને તે પણ, ખરેખર કહેવા બેસીએ તો કેટલું બધું કહેવાને અહીં સુયોગ્ય અવકાશ છે !

પોશાકમાં અને ખાણીપીણીમાં પણ જરા સૂક્ષ્મતાથી વિચાર કરતાં આપણને સમજાશે કે વિદેશી ઢબછએ એ ક્ષેત્રોમાં પણ ઘણી હદ સુધી પગપેસારો કર્યો છે. આ બધી બાબતો લપસણી છે. જરાક પગલાં માંડવામાં બેદરકાર રહ્યા, જરાક લપસ્યા કે પછી પૂરા અષ્ટાંગ પડવાની જ વાર, " અરે સંતજી પગ પાવડી પરથી જુઓ આ ખસી ગયો .." જરાક વહેતું મૂક્યું, કે પછી આખા તણાઇ જવાની જ રાહ જોવાની રહી. સ્વર્ગથી પગ લપસ્યો તે શિવને શિર, ત્યાંથી ગોથું ખાધું તે પછાડ પહાડ ઉપર, અને ત્યાંથી ગુલાંટ મારી તે પડ ધરતીને પટે, ધરતી ઉપરથી પણ જે સરકણ ક્રમ ચાલ્યો તે જાય સીધી દરિયામાં એમાં ડૂબીને સમાઇ જવા. અથવા કહો કે બાવાજીની લંગોટીની ' માયા ફેલ ગઇ "ના કિસ્સા જેવો આવી બાબતોમાં ઘાટ બને છે, અને એક વાર બાવાએ લંગોટી જેવી નિર્દોષ દેખાતી વસ્તુ પણ વીંહારી, એટલે પછી ક્યાં અને ક્યારે અટકવું એ સમજવું એને કઠણ થઇ પડે છે, અટકવાનો નિશ્ચય કરવા અને નિશ્ચયને અમલમાં મૂકતાં મૂકતાં તો કેટલાંય પગથિયાં પસાર થઇ જાય છે અને દર વખતે નિશ્ચય નવેસરથી કરવાનો રહે છે. એટલે આવે પ્રસંગે પક્ષ-વિપક્ષની તુલનાના તર્ક, ન્યાય, વ્યાકરણ, મીમાંસા, ષડ્દર્શન કે પંચીકરણની અગમ-નિગમની ભૂલભુલામણીના ભ્રમણની પ્રાયશ્ચિત પશ્ચિમ બુદ્ધિની આસનાઇ કરવી નકામી નીવડે છે. ત્યાં તો " તરત બુદ્ધિ તરકડા "નું કામ છે, કે વિચાર આવ્યો ને અમલમાં મૂક્યો: એક ઘા ને બે કટકા.

એક લોકવાયકા છે કે એક કચ્છી ગૃહસ્થને મુસાફરીમાં એક મુલતાની-સિંધી સજ્જનનો મુકાબલો થઇ ગયો. લાંબી સફર, એટલે રસ્તાના એ ભેરુબંધો વાતે વળગ્યા. યોગ્ય સમયે કચ્છી ભાઇને ભૂખ લાગી. એની પાસે તો ઢેબરાં બાંધેલાં હતાં. અને તે પણ કચ્છી ઢેબરાં, હથેળા જેવાં સદળાં, ને એક દેતાં બીજું ન માગે એવાં. બન્નેએ પોતપોતાનાં ભાતાં ખોલ્યાં. સિંધી પાસે ઉત્તમ પ્રકારની વાનીઓનો સારો સરખો સંગ્રહ હતો. કચ્છીએ મનસૂબો કર્યો કે આ માલ પડાવું ત્યારે કચ્છી ખરો. બન્નેએ પરસ્પર આગ્રહ કરીને ડબ્બા જોડે મૂક્યા, ને ઉપાડ માંડયો. કચ્છીએ વાત કાઢી—ક્યાંના છો, ક્યાં રહેવું, ઇ. " આવું સુંદર ભાતું તો બાપીકા ઘરમાં જ બને. આપના પિતાશ્રી શું કરે છે ? " પ્રશ્ન થયો.

" એ તો ગુજરી ગયા છે. " ઉત્તર મળ્યો.

" અરેરે ! બહુ ભૂંડી થઈ ! કેમ કરીને ? શાથી ? વડીલને શું થયું હતું ?" એમ પ્રશ્નપરંપરા ચાલી. સિંધી ભાઇએ ભોળવાઇને માંડીને વાત કરી—પહેલાં સહેજ તાવ, પછી બેદરકારીને લીધે ન્યુમોનિયા, જાત જાતની અને ભાતભાતની સારવાર, મંદવાડની માંડીને વિગતો, અને તેમ છતાં અંતે, શું કરીએ, પ્રભુનું ધાર્યું થાય છે. ઇ. ઇ.

આ રામાયણ સિંધી બિરાદર વાંચતો હતા તે દરમ્યાન કચ્છી મહાજન મૂંગા મૂંગા હાથ મારતા હતા. પૂજ્ય પિતાશ્રીના અવસાનની કથા સમાપ્ત થઇ, ને બીજી તરફ ભાતાના ડબ્બાનું તળિયું સાફ થયું, ને કચ્છી

ખાવા વારો પણ કદાચ આવે. એક દૃષ્ટાંત લઇએ:

એક ગામડીઆ ભાઇના વાંચવામાં સરેરાશનો નિયમ આવ્યો. એમને એ સાચો લાગ્યો, ને ખૂબ ગમી ગયો. અમુક જમીનની સપાટી કોઇ સ્થળે બે ફીટ ઊંચી હોય, ને કોઇ સ્થળે ચાર ફીટ, તો સરેરાશના નિયમ પ્રમાણે એ જમીનની ઉંચાઇ ત્રણ ફીટની ગણાય, એ ધડ એના મનમાં બેસી ગઇ.

એને નદી પાર ટપીને સામે કાંઠે આવેલે ગામ જવાનો પ્રસંગ આવ્યો. એણે પૂછપરછ કરી તો ખબર પડી કે અમુક સ્થળે નદીની ઉંડાઇ સરેરાશ ત્રણ ફીટ છે. કુટુંબ સહિત એ સ્થળેથી નદી પાર ઉતરવાનો એણે વિચાર કર્યો, કેમકે ત્રણ ફીટથી નીચું એના કુટુંબમાં કોઈ નહોતું.

સ્ત્રીબાળકોને લઇને એ નદીમાં ઊતર્યો. કોઇ સ્થળે જરા ઉંડાણ હતું, તો કોઇ સ્થળે હતું ઉંચાણ. એમ ઉંડાં-છીછરાં મળીને સરેરાશ થતી હતી. આ ભાઇનો સંઘ અધવચ પહોંચ્યો, ત્યાં પાણી વધારે ઊંડું હતું, તેમાં કુટુંબ આખું ડૂબીને તણાઇ ગયું. પોતે મહામહેનતે બહાર નીકળ્યો. એને વિચાર થયો કે નદીની ઉંડાઇની "ઔસત" (સરેરાશ)માં જરૂર ફરક પડ્યો હશે. નહિ તો ત્રણ ફીટની સરેરાશમાં કુટુંબ ડૂબે નહિ. એણે ફરી પૂછપરછ કરી, તો ચોક્કસ માહિતી મળી કે ઔસત બરાબર ત્રણ ફીટ જ છે.

ભાઈ વિચારમાં પડી ગયા, કે "ઔસત જ્યોં કી ત્યોં. તો કુનબા ડૂબા ક્યોં?"

ટૂંકામાં, આપણે એટલું સમજીએ, કે અનુકરણની-પારકાની ચાલતી ગાડીના પગથિયા ઉપર તણાવાની બાળચેષ્ટા કરતાં કરતાં, કુતૂહલથી રમત રમતાં તેની આપણને ટેવ પડતી જાય છે, વ્યસન પડે છે, અને હવે તો એ આપણો સર્વગ્રાહી વ્યવસાય બની ગયો છે, અને હવે તો કુશળ સેનાનીની જેમ એની જ્યાં ત્યાં ધડ દઇને રુકાવટ કરવી આપણે ભાગે રહે છે. સદ્‌ભાગ્યે, આજના આપણા રાજકારણે વિશેષ નહિ તો એટલું અવશ્ય કર્યું છે, કે જીવનના પ્રાયઃ પ્રત્યેક ક્ષેત્રમાં વર્તમાન સ્થિતિની વિષમતા, તથા પાછાં પગલાં ભરીને એક વાર ચૂકેલા રાહે પાછા ચઢી જવાની ઇચ્છનીયતા પરત્વે એણે આપણને વિચાર કરતા કરી મૂક્યા છે. આજનાં બળો આપણને પેલી છોકરવાદી આંધીથી છોડવવા ખૂબ મથે છે. પરંતુ તેનાથી છૂટતાં પણ આપણને બહુ દુઃખ થાય છે. ગાંધીજીએ થોડા સમય ઉપર કહ્યું હતું તેમ, સૈકાઓની ગુલામીથી આપણું ચિત્ત એટલું તો વ્યાપ્ત થઇ ગયું છે કે તે હવે સ્વતંત્રતાની ઇચ્છા કરવા પણ અસમર્થ છે. આ કથન જેટલું રાજકારણી ક્ષેત્રને લાગુ પડે છે તેટલી જ તેની વાસ્તવિકતા આપણા જીવનનાં અન્ય પાસાં પરત્વે પણ છે.

આ વસ્તુ સમજવી અત્યારના મંથનકાળમાં કદાચ બહુ કઠણ ન લાગે, પરંતુ તે વિષે "યોગ્ય તે કરવા" માટે આપણે ધારીએ તે કરતાં વધારે મનોબળ અને સંકલ્પશક્તિની જરૂર પડે તેમ છે. આ કથન જે ન માને, તે અખતરો કરી જુએ, કે કઇ કઇ બાબતમાં પારકી ગાડીનું પગથિયું ખરેખર છોડી શકાય છે. "મૈં તો કંબલ કો છોડના ચાહતા હૂં, લેકિન કંબલ મુઝે નહીં છોડતા!"



# સ્ત્રી જગત

—શ્રી. સરોજીની નાયડુને એ. આઇ. સી. સી. ની બેઠકમાં હાજરી આપતાં મુંબઇ ખાતે પૂ. મહાત્માજી સાથે ડિફેન્સ ઓફ ઇન્ડિયા એક્ટ પ્રમાણે ગીરફતાર કરવામાં આવ્યાં છે.

—પૂ. કસ્તુરબા ગાંધીને પણ પકડી પૂ. ગાંધીજી પાસે લઇ ગયા છે.

—વિજયાલક્ષ્મી પંડિતને પણ અલ્હાબાદ ખાતે ગીરફતાર કરવામાં આવ્યાં છે.

—સુરત ખાતે વસુમતી દેસાઇને પણ પકડવામાં આવ્યા છે.

—મુંબઇમાં દેવયાનીબેન દેસાઇ પાર્લા મ્યુ. નાં સભ્યને ભાષણ કરવા માટે પકડવામાં આવ્યાં હતાં. તેમનો કેસ ચાલતાં તેમને ૬ મહિનાની સાદી સજા કરવામાં આવી છે.

—અમદાવાદમાંથી લીલાવતીબેન દેસાઇ જ્યોતિ સંઘનાં પ્રમુખને પણ ગીરફતાર કરવામાં આવ્યાં છે ને સાબરમતી જેલમાં રાખવામાં આવ્યાં છે. તેમણે એ આઇ. સી. સી. ની મિટિંગમાં હાજરી આપી હતી.

—શ્રી. ઇન્દુમતી ચીમનલાલ શેઠને પણ પકડવામાં આવ્યાં છે. ને હાલ સાબરમતી જેલમાં છે.

—અલ્હાબાદનાં ગોળીબાર થવાથી વિજયાલક્ષ્મી પંડિતનાં પુત્રીને વાગ્યું હતું. અને પાછળથી તે બેનનું અવસાન થયું છે. તેમની સાથે સાથે બે મુસ્લીમ બેનનું પણ અવસાન થયું છે.

—સૌ. હીરાબેન નાણાવટીના પ્રમુખપણા નીચે વડોદરાની શ્રી. ચીમનાબાઇ સ્ત્રી સમાજનો ગૌરી ઉત્સવ ઉજવાયો હતો. આ પ્રસંગે શેઠ લક્ષ્મીબાઇ હાજર હતાં. આ મેળાવડામાં શ્રી. હરિહરભાઇએ સુંદર કીર્તન કર્યું હતું. પ્રમુખ બેને પોતાને ઘેર પૌત્રજન્મની ખુશાલીમાં પેંડા વહેંચ્યા હતા.

—શ્રી. ગજરાબેન ઠાકોરભાઇ દેસાઇના પ્રમુખપણા નીચે અમરેલીમાં ગૌરી ઉત્સવ થયો હતો.

—અમદાવાદના જ્યોતિ સંઘમાં ગૌરી ઉત્સવ નિમિત્તે ફનફેર કરવામાં આવ્યું હતું.

—સૌ. મંજુબાઇ પટવર્ધનના પ્રમુખપણા નીચે વડોદરા રાષ્ટ્રીય સ્ત્રી સમાજે તિલક જયંતી ઉજવી હતી.

—વડોદરાની રાજમહેલ રોડ સ્ત્રી સમાજે શ્રી. ચંચળબેન પરીખના પ્રમુખપણા નીચે અને મહાલક્ષ્મી સ્ત્રીસમાજે શ્રી. દીપકબા દીક્ષિતના પ્રમુખપણા નીચે ગૌરી ઉત્સવો ઉજવ્યા હતા.

—સ્ત્રીઓની એક વિશાળ સભામાં સરદાર વલ્લભભાઇએ અમદાવાદમાં ભાષણ કર્યું હતું.

—પેરીસમાં એક ટોળા ઉપર એક સ્ત્રીએ ગોળીબાર કર્યો હતો. તેમાં સાત ફ્રેન્ચમેન અને એક જર્મન ઘવાયા હતા.

—યુનાઇટેડ સ્ટેઇટસમાં સ્ત્રીઓ નૌકાદળમાં કામ કરવા જોડાશે.

—સૌ. લીલા પંડિત પ્રમુખ તથા સૌ. શ્રીમતીબેન મંત્રી, કલોલ મહિલા મંડળ તેઓએ કલોલમાં શીવણ કલાસ શરૂ કર્યો છે.

—હિંદુ વારસા-હિસ્સાની બાબતમાં નજદિકનું સગું કોણ ? માના ભાઇ (મામા) નો છોકરો કે ફોઇનો છોકરો ? મુંબઇની હાઇકોર્ટની એક ફુલબેંચે અગાઉ એમ ઠરાવ્યું હતું કે ફોઇનો છોકરો બાપના લોહીથી નજદિકનો સગો હોવાથી મામા કરતાં તેને વધુ પસંદગી આપવી; પણ હાલમાં મુંબઇ હાઇકોર્ટની ફુલબેંચે એ સવાલનો ફરીથી નિર્ણય કરી આગલો ચુકાદો હવે અમલમાં નહિ રહે એમ ઠરાવી એવો ચુકાદો આપ્યો છે કે બાપની બહેનના ( ફોઇના )

છોકરા કરતાં માનો ભાઇ મામો એક પેઢી નજદિકનો સગો હોવાથી વારસદાર તરીકે મામાના છોકરાનો હક્ક પહેલો છે.

—નવસારી અને પાટણમાં જેમ સ્વતંત્ર મહિલા વિદ્યાલયો છે તેવું જ એક મહિલા વિદ્યાલય અમરેલીમાં ઉઘાડી આપવા અમરેલીની મહિલા સંસ્થાઓના આશ્રયે આ શહેરની સુશિક્ષિત બેનોએ એક અરજી વડોદરા સરકારને મોકલી છે. આ અરજીમાં એવી પણ માગણી મૂકી છે કે હાલ મિડલ સ્કૂલમાં કન્યાઓના ૧, ૨ અને ૩જા ધોરણના વર્ગો બેસે છે તે કન્યાઓને અનુકૂળ એવી મરાઠી શાળાના મકાનમાં બેસાડવાની તાત્કાલિક સગવડ કરી આપો.

—જોધપુરની લડતમાં મહિલા સત્યાગ્રહીઓનો ફાળો દિનપ્રતિદિન વધતો જતો હોવાથી સત્તાવાળાઓને મૂંઝવણ થતી દેખાય છે. પોલિસ ખાતાના અધિકારીએ આ કારણે સ્ત્રી પોલીસોની ટુકડી ઊભી કરવાનો આ અઠવાડીએ નિર્ણય [illegible] છે.

[illegible]મતી કમળાદેવી ચટ્ટોપાધ્યાયે ગઇ તા. ૧૨ [illegible]ે પુનામાં ' અમેરિકા અને યુદ્ધ ' એ વિષય [illegible]વેધક પ્રવચન કર્યું હતું. સ્ત્રીઓની એક [illegible]જી સભામાં ' હિંદી સ્ત્રીઓનું આજનું કાર્ય [illegible] ' એ વિષય ઉપર તેઓ બોલ્યાં હતાં.

—સુરતનાં જુદાં જુદાં સ્ત્રીમંડળો તરફથી ' ગૌરી ઉત્સવ ' યોજવામાં આવ્યો હતો.

—વડોદરામાં શ્રી ચીમનાબાઇ સ્ત્રી સમાજ તરફથી વડોદરામાં આવેલી રેલથી પીડાયેલાં ગરીબ કુટુંબોને મદદ કરવાનું નક્કી થયું છે. તો જે બેનોએ આ સમાજના સભ્યોને તેમ જ વડોદરાની અન્ય બેનોને કપડાંની તેમજ અન્ય કોઇ પણ જાતની મદદ આપવી હોય તેમણે તે સમાજના મકાનમાં જ્યુબીલી બાગમાં દર રવિવારે સાંજે પાંચથી સાત સુધી આપી જવા વિનંતિ છે.

—વરવિક્રયની વેદી પર, કરાંચીની આમીલ કોમની ૨૩ વર્ષની કન્યાએ પોતાની જાતનું બલિદાન આપ્યું છે.

**શ્રી ચિમનાબાઇ સ્ત્રી સમાજ–વડોદરા**

આ સંસ્થાની વાર્ષિક સભામાં, ગયા વર્ષનો હિસાબ રીપોર્ટ, તથા નવા વર્ષનું બજેટ મંજુર થઇ, વ્યવસ્થાપક મંડળની ચુંટણી થઇ હતી. જેમાં સૌ. હીરાબ્હેન નાણાવટી પ્રમુખ, સૌ. ગજરાબ્હેન દેસાઇ, સૌ. ચંચળબ્હેન અમીન, સૌ. ચંદ્રબાળા ડૉકટર, તથા સૌ. સવિતાબ્હેન બુચ ઉપપ્રમુખો; સૌ. સમજુબા દેસાઇ સલાહકાર, સૌ. સરલાબ્હેન મહેતા ટ્રેઝરર, મીસીસ વાડીઆ ઓડીટર, સૌ અવંતિકા આચાર્ય મહામંત્રી, સૌ. કુમુદબ્હેન ઠાકોર, સૌ. સુભદ્રાબ્હેન મહેતા અને મીસ નાજાં પાલીયા મંત્રીઓ, તથા નીચેનાં બ્હેનો વ્યવસ્થાપક મંડળનાં સભ્યો ચુંટાયાં હતાં:—સૌ. બાલાબ્હેન ઠાકર, સૌ. ગુણવંતબ્હેન ડૉકટર, સૌ. વેણુદાબ્હેન મહેતા, સૌ. મનુબ્હેન દેસાઇ, સૌ. પ્રમીલાબ્હેન દીક્ષીત, સૌ. ચંદ્રાબ્હેન દવે, સૌ. સુજ્ઞાબ્હેન દેસાઇ, સૌ. વીણાબ્હેન મજમુંદાર, સૌ. તારાબ્હેન શાહ અને સૌ. જયેશવતી પાઠક. આ સભામાં સમાજનાં નાણાનું ટ્રસ્ટ કરવાનું મહત્વનું કાર્ય થયું હતું અને સૌ. શારદાબ્હેન મહેતા, સૌ. સમજુબા દેસાઇ તથા સૌ. અવંતિકાબ્હેન આચાર્યને ટ્રસ્ટીઓ નીમ્યાં હતાં, ત્યારબાદ સૌ. શારદાબ્હેન મહેતા, કર્વે યુનિવર્સિટીનાં વાઇસ ચેન્સેલર નીમાયાં તે માટે તેમને અભિનંદન આપવાનો ઠરાવ પસાર થયો હતો, અને સમાજમાં વર્ષમાં ગમે ત્યારે સભાસદ થાય તો પણ આખા વર્ષની ફી લેવાનો, તથા ચાર મંત્રીઓને બદલે એક મહામંત્રી, તથા ત્રણ મંત્રીઓ નીમવાના ઠરાવો પણ પસાર થયા હતા.

# ગોષ્ઠિ



**વીસમા વર્ષે :**

સુશિક્ષિત ગુર્જર બહેનોની વાચનભૂખ સંતોષતા "ગૃહસુન્દરી" છતાં ઓગણીસ વર્ષ થયાં એકધારું નિયમિત પ્રકટ થતું રહ્યું છે. આ અંકે એ વીસમા વર્ષમાં પ્રવેશે છે, એ એક રીતે એને માટે તેમજ ગુર્જર બહેનો માટે એ આનંદનો વિષય છે.

સ્ત્રીસમાજના પ્રશ્નોની ચર્ચા કરતું વિવિધ વાચન "ગૃહસુન્દરી" દર માસે ગુર્જર બહેનોના કરકમળમાં નિયમિતપણે આપતું રહ્યું છે. એણે સ્ત્રીસમાજના સ્પર્શતા વિવિધ વિષયો આપવા પ્રયત્નો કર્યા છે. અવારનવાર ખાસ અંકો પણ આપ્યા છે. તેમાં પણ એના નવરાત્ર અંક અને દીપોત્સવી અંકો માટે ગુજરાત-બૃહદ્ ગુજરાતમાંથી એની વિશિષ્ટતા વ્યક્ત કરતા સંખ્યાબંધ પત્રો અમારા પર આવતા રહે છે.

હવે આવતા વર્ષથી એક વધુ વિશેષ અંક આપવાની પણ અમે યોજના કરી છે. તદનુસાર મે માસમાં "બાલાંક" આપવામાં આવશે. વળી યથાસંયોગ ખાસ "નાટક અંક" આપવાની યોજના પણ અમે વિચારી છે.

આ બધું "ગૃહસુન્દરી"ની પ્રગતિને માટે ઉત્તરોત્તર ગુણગ્રાહી ગ્રાહક વાચક બહેનોના સહકારને પૂર્ણવત્ ચાલુ રહી બીજાં બહેનોને "ગૃહસુન્દરી"નાં ગ્રાહક થવા આગ્રહ કરશો તો અમારી કાર્યપરાયણતામાં ઓર ઉમેરો થશે અને અમે વધુ ઉત્સાહપૂર્વક "ગૃહસુન્દરી"ને સર્વાંગસુંદર બનાવી વિશિષ્ટ વાચનસામગ્રી પૂરી પાડવા સમર્થ થઈશું.

આજે કાગળ છપાઈ વગેરેની મોંઘવારી અનહદ વધી ગઈ છે. એ સંજોગોમાં "ગૃહસુન્દરી"નું તંત્રસંચાલન પણ મુશ્કેલ-આર્થિક રીતે મુશ્કેલ બન્યું છે. છતાં એના લવાજમમાં જરા પણ વધારો કર્યા સિવાય અગાઉના જ લવાજમે અમે એનું સંચાલન રાખ્યું છે.

આ વર્ષ દરમિયાન જે જે લેખક-લેખિકા બહેનોએ અમને સહકાર આપ્યો છે, તેઓ સૌનો અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ અને તેઓ તેમનો સહકાર પૂર્વવત્ ચાલુ રાખે એમ વિનંતી કરીએ છીએ.

આવતો અંક

## નવરાત્ર અંક

તરીકે બહાર પડશે.

રાસલેખકોએ પોતાના રાસ તા. ૧૫મી સુધીમાં મોકલી આપવા વિનંતિ છે.

*

**અમર રહો એ મહાતંત્રી:**

આજના અંકે એક સખેદ નોંધ લેવી પડે છે. એકાએક શ્રી. મહાદેવભાઈનું શોકજનક અવસાન થયું. ચુમ્મોતેર વર્ષની વયે બાપુ આજે પવિત્ર બન્યા. ચંદનની માફક સુવાસ અર્પતા અર્પતા તેમણે પોતાનું સમસ્ત જીવન દેશને ખાતર ઘસી નાખ્યું. તેમની બાપુ પ્રત્યેની ભક્તિ અનન્ય હતી. કહોને કે બાપુ પાછળ મહાદેવભાઈ ઘેલા હતા. બાપુને પણ મહાદેવભાઈ વિના ન્હોતું ચાલતું. ખરેજ, આ યુગના તે હનુમાન હતા. ભક્તિ અને કર્મ બેમણે જીવનમાં એવાં વણી લીધાં હતાં કે તેજ ભક્તિ ને કાર્યની સુવાસ ફેલાવતા

છોકરા કરતાં માનો ભાઇ મામો એક પેઢી નજદિકનો સગો હોવાથી વારસદાર તરીકે મામાના છોકરાનો હક પહેલો છે.

—નવસારી અને પાટણમાં જેમ સ્વતંત્ર મહિલા વિદ્યાલયો છે તેવું જ એક મહિલા વિદ્યાલય અમરેલીમાં ઉઘાડી આપવા અમરેલીની મહિલા સંસ્થાઓના આશ્રયે આ શહેરની સુશિક્ષિત બેનોએ એક અરજી વડોદરા સરકારને મોકલી છે. આ અરજીમાં એવી પણ માગણી મૂકી છે કે હાલ મિડલ સ્કૂલમાં કન્યાઓના ૧, ૨ અને ૩જા ધોરણના વર્ગો બેસે છે તે કન્યાઓને અનુકૂળ એવી મરાઠી શાળાના મકાનમાં બેસાડવાની તાત્કાલિક સગવડ કરી આપો.

—જોધપુરની લડતમાં મહિલા સત્યાગ્રહીઓનો ફાળો દિનપ્રતિદિન વધતો જતો હોવાથી સત્તાવાળાઓને મૂંઝવણ થતી દેખાય છે. પોલિસ ખાતાના અધિકારીએ આ કારણે સ્ત્રી પોલીસોની ટુકડી ઊભી કરવાનો આ અઠવાડીએ નિર્ણય કર્યો છે.

—કમળાદેવી ચટ્ટોપાધ્યાયે ગઇ તા. ૧૨ મીએ ... અમેરિકા અને યુરોપ ... ના ... માગથી ... વીરહાક ... ને આજે કેટલીએ દેશભગિનીઓ કારાવાસ ... છે, સામી છાતીએ લાઠીઓ ને ગોળીના ... સહન કરે છે. આ નિઃશસ્ત્ર પ્રજા ઉપર ... અબળા ઉપર ગોળી ચલાવતાં ... સિપાહીઓ જરાકે આંચકો ખાતા નથી. ગામડે ગામડે ને શહેરે શહેરમાં ગોળીઓનો ઉપયોગ થયા-

મકાનમાં જ્યુબીલી બાગમાં દર. રવિવારે સાંજે પાંચથી સાત સુધી આપી જવા વિનંતિ છે.

—વરવિક્રયની વેદી પર, કરાંચીની આમીલ કોમની ૨૬ વર્ષની કન્યાએ પોતાની જાતનું બલિદાન આપ્યું છે.

### શ્રી ચિમનાબાઇ સ્ત્રી સમાજ-વડોદરા.

આ સંસ્થાની વાર્ષિક સભામાં, ગયા વર્ષનો હિસાબ રીપોર્ટ, તથા નવા વર્ષનું બજેટ મંજુર થઇ, વ્યવસ્થાપક મંડળની ચુંટણી થઇ હતી. જેમાં સૌ. હીરાબ્હેન નાણાવટી પ્રમુખ, સૌ. ગજરાબ્હેન દેસાઇ, સૌ. ચંચળબ્હેન અમીન, સૌ. ચંદ્રબાળા ડોક્ટર, તથા સૌ. સવિતાબ્હેન બુચ ઉપપ્રમુખો; સૌ. સમજુબા દેસાઇ સલાહકાર, સૌ. સરલાબ્હેન મહેતા ટ્રેઝરર, મીસીસ વાડીઆ ઓડીટર, સૌ અવંતિકા આચાર્ય મહામંત્રી, સૌ. કુમુદબ્હેન ઠાકોર, સૌ. સુભદ્રાબ્હેન મહેતા અને મીસ તાર્જ પાલીયા મંત્રીઓ, તથા નીચેનાં બ્હેનો, વ્યવસ્થાપક મંડળનાં સભ્યો ચુંટાયાં હતાંઃ—સૌ. બાલાબ્હેન ઠાકર, સૌ. ... સુમન્તબ્હેન ડોક્ટર, સૌ. ... ર્ય બહાદુર જ રહેવાની. શું આવા પ્રચંડ દાવાનળો બુઝાવી શકાય ? કેવી રીતે ? સામ્રાજ્યો તો પ્રેમનાં હોઇ શકે; દ્વેષ અને ક્રોધનાં નહિ. ભારતવર્ષની અંદર આવા વીરો અને વીરાંગનાઓ છે ત્યાં સુધી તેનો ભાગ્યોદય જ છે. અમર રહો એ શહીદો, અમર રહો તેમની આઝાદી. અમર રહો તેમની બહાદુરી. શહીદો મૃત્યુ નથી પામ્યા; અમરત્વ પામ્યા છે.

"ગુણસુન્દરી"

બાલવિભાગ

તન્ત્રી: નાગરદાસ ઈ. પટેલ, મલાડ

વર્ષ ૧૨ : અંક ૯ | પુસ્તક ૧૨ | સપ્ટેમ્બર : ૧૯૪૨

# હાથીની ફરિયાદ

મારે તે ભૂલ કેવી કીધી,
પ્રભુજી ! શાને તે સૂંઢ મને દીધી ?

નાક વધારી મારું મોઢું બગાડ્યું,
સારાયે દેહનું ગૌરવ ઘટાડ્યું,
સર્જન ટાણે શું ભાંગ પીધી ?
પ્રભુજી ! શાને તે સૂંઢ મને દીધી ?

સિંહ, શિયાળ, વાઘ વરુ કે ચિત્તો–
રહે છે શું રોજ તું એમનાથી બ્હીતો ?
કાં રે ના ખોડ એને કીધી ?
પ્રભુજી ! શાને તે સૂંઢ મને દીધી ?

પાણી તો એમને મોંથી પીવાય છે,
મોંથી ખોરાક લઇ રૂડું જીવાય છે,
શાને તો પૂંઠ મારી સીધી ?
પ્રભુજી ! શાને તે સૂંઢ મને દીધી ?

કહે તો કથા સતનારાણની કરાવું;
કહે તો મોદકથી બ્રાહ્મણ જમાડું;
અરજી ઉપાડજે સીધી,
પ્રભુજી ! શાને તે સૂંઢ મને દીધી ?

હરિલાલ ગો. પંડ્યા, એમ. એ.

# નારદજીનું પ્રાયશ્ચિત્ત

એક વખત નારદજી ભગવાનની સાથે ફરતા ફરતા પૃથ્વી પર આવી પહોંચ્યા. ખેતરમાં ઘઉંનો પાક સારો થયો હતો. ઘઉંની કંટીઓમાં દાણા ખૂબ ભરાયા હતા. ખેતરમાંથી નારદજીએ એક છોડ ઉખેડયો. એ છોડ બતાવતાં નારદજીએ કહ્યું: ' પ્રભુ ! ઘઉં તો ખૂબ લાગ્યા છે; હવે દુકાળ પડશે નહિ. '

ભગવાન બોલ્યા: ' તમને પણ ફરતાં ફરતાં દુનિયાની હવા લાગી. જરા વિચાર તો કરો. એમાં ઘઉંના કેટલા દાણા છે. એ એક એક દાણામાંથી પાછા કેટલા કેટલા ઘઉં થાત અને દસ વર્ષ પછી એ દાણાઓથી કેટલાની રોજી ચાલત. મને બતાવવા ખાતર કેટલાની રોટી ચાલી ગઈ? '

નારદજીને પોતાની ભૂલ સમજાઇ. તેમણે પોતાના પાપનુ પ્રાયશ્ચિત્ત કરવાનું નક્કી કર્યું. જોયું તો ભગવાન અલોપ થઈ ગયા હતા. નારદજી સમજી ગયા કે જ્યાં સુધી મારું આ પાપ દૂર નહિ થાય ત્યાં સુધી મને ભગવાનનાં દર્શન નહિ થાય. તેઓ વિચાર કરવા લાગ્યા કે હવે શું કરવું ?

નારદજીએ એક નાના બાળકનું રૂપ લીધું. જેના ખેતરમાંથી ઘઉં લીધા હતા તેને ત્યાં જઇ નોકરી કરવાનું નક્કી કર્યું. તેમણે નોકરીના બદલામાં ખાવું પીવું, કપડાંલત્તાં અને રહેવાનું માગ્યું. ખેડૂતે ખુશીથી તેમને નોકર તરીકે રાખ્યા. તેઓ ઘરનું કામકાજ કરતા, વખત મળતાં ખેતરમાં પણ જતા. ઘરના બધા માણસો આ બાળકનો સ્વભાવ અને ગુણ જોઈ ઘણા ખુશી થઇ ગયા. તેઓને નવાઈ લાગતી કે આટલો નાનો છોકરો આ બધું કામ કેમ કરી શકે છે! ધીરે ધીરે ઘરનો બધો બોજો બાળકના ઉપર આવી પડયો. બાળકની બધી બાબતમાં સલાહ લેવાતી અને તેના કહ્યા પ્રમાણે બધું કામ થતું. આ પ્રમાણે તેમણે કેટલાંય વર્ષો કાઢયાં. તેઓ આખો દિવસ કામ કરતા અને રાત્રે આકાશ તરફ જોયા કરતા. ભગવાનનાં દર્શન વિના એમને ચેન કેમ પડે ? પણ પાપ દૂર કર્યા વિના ભગવાનનાં દર્શન ન થઇ શકે.

ચાર વર્ષ થઇ ગયાં. ખેડૂતનું સારું ખોટું બધું જોવાનો ભાર છોકરા ઉપર આવી પડયો. છોકરાએ આ વર્ષે ઘઉં વાવ્યા. ઘઉં ખૂબ પાકયા. ઘઉં જોઇને બધા નવાઇ પામતા. જ્યારે ઘઉંનો પાક લણવાનો થયો ત્યારે છોકરાએ તે પાક લણવાની ના પાડી. ઘરના બીજા માણસોએ ખેડૂતને ફરિયાદ કરી કે છોકરો ઘઉં લણવાની ના પાડે છે. ખેડૂતે કહ્યું: ' છોકરો જેમ કહે તેમ કરો. એમાં જરૂર આપણો લાભ હશે.'

એ સાંભળી માણસો ચૂપ થઇ ગયાં. નારદજીએ બધા ઘઉં સળગાવી મૂકયા. બીજે વર્ષે એજ ઘઉંની રાખ ઉપર ફરી ઘઉંની ખેતી કરી. આ વખતે ગઇ વખત કરતાં ઘઉં ઘણા સરસ પાકયા હતા. આ વખતે પણ છોકરાએ ઘઉં લણવા દેવાની

ના પાડી. ખેડૂતે પણ તે છોકરો કરે તેમ કરવા દીધું કારણ કે ખેડૂતને એમ લાગ્યું કે છોકરાના કામમાં અડચણ કરીશું તો એને ખોટું લાગશે અને કદાચ ચાલ્યો જશે. ખેડૂતે પોતાના છોકરાઓને સમજાવતાં કહ્યું: "દિકરા ! ખોટું લગાડતા નહિ. આ કાંઇ સાધારણ છોકરો નથી પરંતુ કોઈ દેવ આ રૂપમાં આવેલ છે. આ એની કૃપા છે. જુઓને જ્યારથી એ આવ્યો છે ત્યારથી આપણાં દુઃખ જતાં રહ્યાં છે."

નારદજીએ આ વખતે ઘઉંને ખેતરમાં સડવા દીધા, ને બીજે વર્ષે તરબુચ વાવ્યાં. તરબુચ તો એવાં થયાં કે જેની વાત જ નહિ. તરબુચ જોઇ ઘરવાળાં તો ખુશ ખુશ થઇ ગયાં. આ વખતે પણ નારદજીએ કોઇને તરબુચ લેવા દીધાં નહિ. તરબુચ જોઇને ઘરડા ખેડૂતનું મન પણ બગડયું. તેણે નમ્રતાથી બાળકને તેનું કારણ પૂછયું. નારદજીએ કહ્યું: 'હજી થોડા દિવસ ધીરજ રાખો.'

નારદજી તરબુચને રાતદિવસ સાચવતા હતા. રાતે તેમની આંખો આકાશ તરફ જોઇ રહેતીઃ કદાચ ભગવાનનાં દર્શન થાય. આ વખતે તરબુચ ખેતરમાં જ સડી ગયાં. ખેતરમાં ખાતર સારૂં થયું અને જમીન પણ સારી થઇ. આ વખતે ફરી નારદજીએ ઘઉં વાવ્યા. ઘઉં સરસ પાકયા. ઘઉં જોઇને ઘરડો ખેડૂત ખુશ ખુશ થઇ જતો અને લોકોને કહેતોઃ 'આ છોકરાની બુદ્ધિ તો જુઓ.'

ઘઉં લણવાના દિવસો આવ્યા. ઘરડા ખેડૂતના મનમાં મોટી મોટી આશાઓ હતી. આ વખતે પણ ઘઉં લણવા દેવાની ના પાડી. ખેડૂતે કારણ પૂછયું. નારદજીએ કહ્યું: 'આટલી વખત મારું કહ્યું માનો. આ છેલ્લી વખત છે. હવેથી હું ના નહિ પાડું.'

દર વરસે ઠંડીના દિવસોમાં રાજહંસનું ટોળું સમુદ્ર તરફ જતું અને ગરમીની શરૂઆતમાં આ જ રસ્તે પાછું ફરતું. ખેતરમાં ઘઉં દેખીને દરેક વખતે રાજહંસનું ટોળું ઊતરતું અને એક રાત રહી ચાલી જતું. આ વખતે પણ તેમ બન્યું. સમુદ્ર તરફથી આવતું રાજહંસનું ટોળું નારદ મુનિના ખેતરમાં ઊતર્યું અને રાત રહ્યું. તેમણે રાજહંસને ઉડાડયા નહિ. રાજહંસોએ ખેતરમાંના ઘઉં ખૂબ ખાધા અને આખા ખેતરને વિષ્ટાથી ભરી દીધું. સવારે રાજહંસ ઊડી ગયા. નારદજી ખેતરમાં ફર્યા અને જોયું તો રાજહંસની વિષ્ટામાં જ્યાં ત્યાં મોતી પડેલાં હતાં. નારદજી મોતી વીણવા લાગ્યા. વાત એમ બની હતી કે રાજહંસ તો મોતીનો ચારો ચરે ને એમની વિષ્ટામાં પણ મોતી નીકળે. નારદજીએ ખૂબ મોતી વીણ્યાં અને ગાયના છાણમાં ભરી છાણાં બનાવી દીધાં. છાણાંઓને લઇ જઇ ઘરના એક ખુણામાં મૂકયાં.

નારદજીએ આ પ્રમાણે બાર વર્ષ પૂરાં કર્યાં. એક દિવસ અચાનક તેમણે દિવ્ય જ્યોતિ જોઈ અને જોયું તો ભગવાન સામે ઊભા હતા. નારદજી ચોંકી પડયા. ભગવાન તેમને પોતાની સાથે વૈકુંઠ લઇ ગયા.

નારદજી દેખાયા નહિ એટલે ખેડૂતે ઘણી શોધ કરી. તેમના વિષે એને ચિંતા

કહાડવામાં આવે આવી રીતે ધીમે ધીમે પણ ચોક્કસ રીતે જમીનની અંદર કાણું પાડવામાં આવે છે, ” મેં સમજાવ્યું.

દરરોજ સરલાએ એ કામ પર નજર રાખવા માંડી. બરાબર આઠ દિવસો થયા હતા. સરલા એકચિત્તે મજૂરોને કામ કરતા જોઇ રહી હતી ત્યાં તો શોરબકોર થઈ રહ્યો. આનંદના પોકારો થઈ રહ્યા. મજૂરો રંગમાં આવી ગયા. બોરીંગ કરાવનાર ગૃહસ્થ પણ આનંદમાં આવી ગયા.

" જુઓ, જુઓ, નાનુભાઇ! આ શું થયું ?" સરલાએ મ્હારૂં ધ્યાન ખેંચ્યું.

" સરલા, પાણી આવી ગયું લાગે છે, ચાલ આપણે જોવા જઇએ, ” કહેતાં મેં એને સાથે ઘસડવા માંડી.

અમે બોરીંગ ઉપર પહોંચ્યાં ત્યાં તો નાનકડી એક મેદની ટોળે મળી હતી. પેલા ભાઈ એમની સાથે વાતો કેરતા હતા.

" પાણી આવી ગયું, મહેનત ફળી. ” એ બોલતા હતા.

" ચાલો ઠીક થયું ” મેં કહ્યું ". ગરીબોના આશીર્વાદ મેળવશો. ” મેં ધીમે રહીને ઉમેર્યું.

ચાંદોદમાં કુવાનો અભાવ છે. નર્મદા નદીનો વિશાળ પટ અખૂટ પાણી આપે છે પરંતુ ચોમાસામાં અસહ્ય ત્રાસ પડે છે. નદીનાં પાણી કાદવવાળાં હોય તેને ઘેર લાવીને ઠારવાં પડે. રસ્તાની ભયંકરતા પણ ચોમાસામાં વિશેષ એટલે સ્રીઓને પાણી ભરતાં હાડમારી ખૂબ પડે એટલે આ બોરીંગ ખરેજ આશીર્વાદરૂપ થઇ પડશે એ માટે બે મત ન જ હોઇ શકે.

ત્રણ ચાર દિવસ વધુ થયા અને બોરીંગના ઉપર પમ્પ ગોઠવી દેવામાં આવ્યા. પહેલાં થોડુંક પાણી બહાર કાઢી નાખવામાં આવ્યું. પછીથી ધીમે ધીમે સારૂં પાણી બહાર આવવા લાગ્યું. લોકોએ એનાં આચમન લીધાં. અમારો પટાવાળો પણ લોટો લઇને પહોંચી ગયો હતો.

" હયો સાહેબ ! પાણી. બહુ મીઠું છે. ” કહેતાં ભીમસિંહે અમારી આગળ લોટો મૂક્યો.

" સરલા, આમ આવ. ” મેં સરલાને બૂમ પાડી.

". શું કહો છો ?" કહેતી સરલા દોડી આવી.

" લે આ પાણી પી, ” કહેતા મેં એક પ્યાલામાં એને પાણી આપ્યું.

" બીજું કંઈ નહિ ને સવારના પહોરમાં પાણી !" એને નવાઇ લાગી.

પાણીને જીભનો સ્પર્શ થયો અને એ હસી પડી. " કેટલું બધું મીઠું છે, વાહ રે વાહ ! ” કહી એ નાચવા મંડી. " આ શેનું પાણી છે ? ” એણે પૂછયું.

" આપણી સામેના બોરીંગનું.” મેં કહ્યું. અને એના આનંદનો પાર રહ્યો નહિ.

નવલકાન્ત નેમચંદ ભાવસાર

# સભ્યતાના નિયમો

આપણે સમાજમાં રહીએ છીએ; જંગલમાં એકલા વસવાટ કરતા નથી. એટલે સમાજના કેટલાક નિયમો આપણે જરૂર પાળવા ઘટે. આપણી રીતભાત સભ્ય અને ગૃહસ્થને છાજે એવી હોવી ઘટે. એવા થોડાક નિયમો આ રહ્યાઃ—

( ૧ ) રસ્તામાં ( શહેરોમાં ) ચાલતા હોય ત્યારે જમણી બાજુએ ચાલવું. વાહનો વગેરે ડાબી બાજુએ હંકારાય છે, માટે આપણે કોઇ અકસ્માતનો ભોગ ન બનીએ એ અર્થે આ રીતે જમણી બાજુએ પગે ચાલનારે જવું એ જરૂરી છે.

( ૨ ) રસ્તે ચાલતાં ગરદી હોય તો પણ કોઇને અથડાઇને જવું અથવા રસ્તે જનારથી આગળ જવા એને ધક્કો મારવો એ ખરાબ કહેવાય. જરા વાર લાગે તો પણ સભ્યતાથી કોઇને હરકત કર્યા વગર આપણા રસ્તે ચાલ્યા જવું જોઇએ.

( ૩ ) મોટાં શહેરોમાં સડકની બાજુએ જ્યાં પગથાર ( ફૂટપાથ ) હોય ત્યાં બનતા લગી તેની ઉપર જ ચાલવું જોઇએ. વાહનોથી આપણી સલામતી માટે સારો ઇલાજ છે.

( ૪ ) રસ્તે ચાલતાં અથવા બીજી રીતે કોઇને અથડી પડો અથવા પગ ઉપર પગ મુકાઈ જાય તો 'માફ કરજો !' એમ કહી સભ્યતાથી એની ક્ષમા માગજો. એમાં ખિસ્સામાંથી કાંઈ કાઢવું પડશે નહિ અને સામો માણસ તમારા વિવેકથી પ્રસન્ન થઇ એને પડેલી અગવડ ભૂલી જશે.

( ૫ ) રસ્તે ચાલતાં કોઈની સામે આંગળી કરી એની ટીકા ન કરશો; એ બહુ અજુગતું કહેવાય. કોઈના પોશાક કે વિચિત્રતાની મોટેથી ટીકા ન કરશો. કોઈની શારીરિક ખોડખાંપણની ટીકા કે નિંદા કરવી એ તો જંગલીપણાની હદ ઓળંગી જવા બરાબર છે એ વાત યાદ રાખજો.

(૬) ટોળાબંધી લોકોમાં થઇને તમારો રસ્તો હોય ત્યારે તમારે તમારી છત્રી કે લાકડી બગલમાં આડી અથવા ઊભી એવી રીતે ન રાખવી કે એની અણી કોઇના મોં કે આંખને અથડાય. એથી કોઇને કોઈ વાર ગંભીર શારીરિક ઇજાનો ભય રહે છે. છત્રી કે લાકડી એની અણીનો ભાગ નીચે રહે એ રીતે હાથમાં પકડવી. નાનાં બાળકો ઉંચાઇમાં મોટા કરતાં નીચાં હોય છે અને જો આ રીતે છત્રી કે લાકડીની અણી એમને વાગે તો કોઈ વાર એમને ગંભીર ઇજા થાય.

( ૭ ) ટ્રામમાં જે જગાએથી ઉપર ચડવાનું હોય તે જગાએથી જ ઉપર ચડવું જોઇએ; જ્યાંથી ઊતરવાનું હોય ત્યાંથી જ ઊતરવું જોઇએ. ચાલતી ટ્રામ, ટ્રેન

કે મોટર બસમાં ચડવું કે ઊતરવું એ કાયદાનો અને શિષ્ટાચારનો ભંગ કરનાર છે, એટલું જ નહિ પણ કાં તો જિંદગીભર અકસ્માત ઇજાના ભોગ બનવાનો સોદો છે, અથવા કોઈક વાર મોતને ભેટવાનો પણ ભય રહે છે. આ રીતે હોંશિયારીનું પ્રદર્શન કરવાની લાલચ કદી ન કરશો.

ટ્રામ, મોટર બસ વગેરેમાં એક પગ બેઠક ઉપર ઊંચો મૂકીને ન બેસવું જોઇએ.

સામાન્ય રીતે મોટી મોટર–બસોમાં ચડવા–ઊતરવાની જગા એક જ ઠેકાણેથી હોય છે. એ વેળા એવો નિયમ હોય છે કે પહેલાં ઊતરનાર ઊતરી જાય. તે પછી સ્ત્રીઓ અને બાળકો મોટર–બસમાં ચડે, અને પછી પુરુષો. તમારે આ નિયમ પાળી તમે સભ્ય અને વિવેકી છો એવી છાપ પાડવી જોઇએ.

( ૮ ) રસ્તે ચાલતાં ખિસ્સામાંથી કે પડીકામાંથી કશું ખાવું એ સભ્યતાથી વિરુદ્ધ છે. ઘેર કે તમારી ગાડી અથવા મોટરમાંથી કોઈ ફળ વગેરે ખાઓ તો કેળાંની છાલ વગેરે રસ્તામાં ગમે તેમ ન ફેંકશો. કેળાંની છાલ ઉપરથી કોઇનો પગ લપસી જશે, અને બિચારો કદાચ ગંભીર ઈજા પામશે.

( ૯ ) કેળાંની છાલ ઉપરથી કોઇનો પગ લપસે, અકસ્માતથી કોઈ પડી જાય અથવા કોઈ જાતની ઈજા પામે તો તેની ઉપર કદી હસશો નહિ. યાદ રાખજો કે કોઈ દિવસ તમને એવો પ્રસંગ નહિ જ આવે એની ખાતરી નથી; અને એવે પ્રસંગે તમારી કમનસીબીને લોકો પોતાના હાસ્યનો વિષય બનાવે એ તમને ગમશે નહિ.

( ૧૦ ) કોઈની સાથે રસ્તે ચાલતાં રસ્તાની વચમાં વાત કરવા ઊભા રહેશો નહિ. એકસાથે ૩ થી વધારે જણે એક હારમાં રસ્તા વચ્ચે ચાલવું ન જોઇએ.

( ૧૧ ) આગગાડીના ફૂટપાથ ઉપર ઊભા રહી મુસાફરી કરવાનો યત્ન ન કરશો. એ કાયદા વિરુદ્ધ છે; એટલું જ નહિ, પણ એમાં તમારા જાન માટે જોખમ સમાયેલું છે.

( ૧૨ ) રસ્તે ચાલતાં ભૂલા પડો તો તમારો રસ્તો બનતા લગી કોઈ દુકાનદારને અથવા ખાસ વિશ્વાસપાત્ર લાગતો હોય એવા માણસને જ પૂછજો. અજાણ્યા ગામ કે શહેરમાં તદ્દન અજાણ્યાને રસ્તો પૂછી તેના ઉપર વિશ્વાસ રાખવો કોઈ વાર નુકસાનમાં ઉતારે. જ્યાં પોલિસ ઊભો હોય ત્યાં પોલિસને રસ્તો પૂછવો એ સૌથી સારો માર્ગ છે. કોઈનું ચોક્કસ ઠામઠેકાણું જોઈતું હોય અને જો ટપાલી મળી જાય તો એને બનતા લગી પૂછી લેવાથી વખત બચશે અને સફળતા મળશે. [ અપૂર્ણ ]

રમણલાલ નાનાલાલ શાહ




પુસ્તક ૩૯મું | ઑક્ટોબર : ૧૯૪૨ | અંક ૨ જો

## નવરાત્ર અંક



# સંપાદકની નોંધ

'ગુણસુન્દરી' માસિકના સંચાલકોના આગ્રહથી આ વખતના 'નવરાત્ર-અંક'નું સંપાદન મેં સ્વીકાર્યું છે. રાસસાહિત્ય પ્રત્યેનો મારો પક્ષપાત ગુજરાતજાણીતો છે. મારા પાંચ-પાંચ રાસસંગ્રહોને ગુણગરવી ગુજરાતણોએ અંતરના ઉમળકાથી અપનાવ્યા છે. 'ગુણસુન્દરી' અને 'ગરબા' સાથેના સંબંધને લીધે આ 'નવરાત્ર-અંક'નો રસથાળ પીરસી શકું છું.

મારા પ્રિય વિષય પ્રત્યે મને અનુરાગ હોય એ સ્વાભાવિક છે. એ અનુરાગને લીધે હું અનેકોનો સહકાર મેળવી શક્યો છું. જે ભાઈબહેનોએ પોતાની કૃતિઓ મોકલી આપી સહકાર આપ્યો છે એ માટે પ્રથમ તો હું તે સર્વનો આભાર વ્યક્ત કરું છું.

ગઈ સાલ પ્રતિકૂળ સંજોગોમાં અને ઘણા જ ટૂંક સમયમાં મારે હાથે આવા જ એક માસિક 'સ્ત્રીબોધ'ના 'ગરબા અંક'નું સંપાદન એના સંચાલકોના અતિશય આગ્રહને અંગે થયું હતું. અને

પછી...પણ જવા દો એ વાત. પણ એ સંપાદન અનેકની ચાહના તો મેળવી શક્યું હતું. આ વખતે પણ એવા જ સંજોગોમાં આ અંક તૈયાર થયો છે. ગમે તે જાતના સાહિત્યનું સંપાદનકાર્ય હોય છે તો અઘરું. મારે હાથે આ કાર્ય કેવું થયું છે તે ગુજરાતની ગુણગરવી ગુણસુન્દરીઓ જ કહી શકશે.

પ્રતિ વર્ષે નવરાત્રિના નવલા દિવસો આવે છે ને જાય છે. અને ગરબાના ઉત્સવો એક યા બીજા સ્વરૂપે ઉજવાયા કરે છે.

છેલ્લા ત્રણેક વર્ષથી વિશ્વયુદ્ધનો તાંડવરાસ ખેલાઇ રહ્યો છે. આપણો ભારતદેશ પણ આજે વિપરિત સંજોગો અનુભવી રહ્યો છે. તો પછી ગુજરાત અને ગુજરાતીઓની વાત જ ક્યાં કરવી ? રાષ્ટ્રોત્કર્ષના આ સંઘર્ષણ પ્રસંગે સૌ પોતપોતાનાથી બનતો ફાળો આજે નોંધાવી રહ્યા છે. ગરબાની ગાનારી ગુજરાતણોએ રજપૂતાણીઓના ઇતિહાસને યાદ કરાવે એવા તેજસ્વી પ્રસંગો પોતાની નિડરતાથી–વીરતાથી બતાવ્યા છે ને બતાવે જાય છે. જે ગુજરાતણ ગરબા ખેલી શકે છે તે જંગનો રંગ પણ માણી શકે છે. એવી ગુજરાતણના ગરબા અવનિ જેટલા અમ્મર છે.

એકત્ર થયેલા રાસ–ગરબા–ગીતોને મેં મુખ્યત્વે પાંચ વિભાગોમાં રજૂ કર્યા છેઃ ૧ : પ્રાચીન રાસ; ૨ : લોકરાસ; ૩ : શક્તિના રાસ; ૪ : રંગભૂમિના રાસ; ૫ : અર્વાચીન રાસ.

× × ×

નવરાત્રિ એટલે નારીજીવનનો મહામહોત્સવ. એ પ્રસંગે સ્ત્રીઓ સંસારની તમામ ઉપાધિઓને વીસરી જઇ નિજાનંદમાં રસઘેલી બની બીજાનાં હૈયામાં પણ અમીસિંચન કરે છે.

> ' ઘૃતદીપક બધે અજવાળી કે ગરબા શિરે ધર્યા રે લોલ;
> નવકુંભના ગરબા નવ કે નવદુર્ગા ફેર ફર્યા રે લોલ. '

એવી અલબેલી નવદુર્ગાનો ગરબો નવરાત્રિના નવલા સમયે વચમાં લાકડાની માંડવી મૂકી દીપક ચેતાવી ગુજરાતણો મંડલાકારે ઘૂમતી ગાતી હોય, માથે માટીનાં છિદ્રોવાળી માટલીઓમાં દીપક મૂકયા હોય અને પગનો તાલબદ્ધ ઠમકો પડતો હોય ત્યારે આખુંય દૃશ્ય કેવું દેખાય ? ગરબે ઘૂમનારીઓનાં હૈયાં આનંદછોળે ચડેલાં હોય છે.

આ મહોત્સવની અધિષ્ઠાત્રી જગજનની મહાશક્તિ છે. ગુજરાતની હિંદુજનતાનો ઘણો મોટો ભાગ એવો છે કે જે શક્તિની ઉપાસના કરે છે અને શક્તિની ભક્તિદ્વારા નિજ જીવનમાં પણ શક્તિ પ્રગટાવવાની અભિલાષા રાખે છે.

જ્યારે મહિષાસુર નામનો રાક્ષસ દેવોને પણ ત્રાસદાયક થઇ પડયો હતો ત્યારે દેવોએ પરમાત્માને યાચના કરી અને એ અસુરના પંજામાંથી પોતાની મુક્તિ માંગી. એ સાંભળતાં વિષ્ણુ, બ્રહ્મા અને શિવજી વગેરે દ્વારા એક દિવ્ય શક્તિ પ્રગટી. સર્વ દેવોએ આ શક્તિને પોતાનાં આયુધોથી સજ્જ કરી. મહિષાસુર અને આ દિવ્ય શક્તિ વચ્ચે ઘોર સંગ્રામ ખેલાયો અને આસોની દશમીને દિવસે એ મહાશક્તિએ અસુરરાજનો પરાજય કર્યો.

એથી એ દિન વિજયાદશમી કહેવાય છે. અને એ શક્તિનું નામ મહિષાસુરમર્દિની પડ્યું. એ દિવ્ય શક્તિના વિજયનો નવરાત્રિ–ઉત્સવ આજ વર્ષોથી ઉજવાતો આવ્યો છે.

શક્તિના ઉપાસકો નવરાત્રિમાં પોતાના ઘરમાં શક્તિની સ્થાપના કરે છે અને ઘીનો અખંડ દીવડો ત્યાં નવે દિવસ ચેતાવેલો રહેવા દે છે અને એ નવે દિવસ અનન્ય ભક્તિભાવથી એ મહાદેવીનો મહોત્સવ ઉજવે છે.

એ પ્રસંગે નવરાત્રિમાં પ્રત્યેક સંધ્યાકાળે નાની નાની બાળાઓ માટીનાં છિદ્રોવાળો ગરબો માથે લઈ ઘેર ઘેર ગાતી ગાતી તેલ દીવેલના પૈસા પણ ઉઘરાવે છે :

'ગરબડિયા કોરાવો
ગરબે જાળીઓ મેલાવો
મારો કયો ભાઈ મેલાવે
મારો ..ભાઈ મેલાવે'

તેમજ એ બાળાઓ એવાં જ બીજાં ગીતો પણ ગાય છે:

'સુતી હોય તો જાગ રે, ગોરી ગરબો આવ્યો,
તેલ બળે ઘી પૂર રે, ગોરી ગરબો આવ્યો;
ગરબે ઝાલક ઝૂલક હીરા રે, ગોરી ગરબો આવ્યો.'

× × ×

'ગરબો મારો લાડકડો ને ઘર ઘર રમવા જાય જો.'

અને માથે જ્વારા લઈ હલકી ગણાતી કોમની સ્ત્રીઓ કે જે જોગણો તરીકે ઓળખાય છે તે પણ એ દિવસોમાં ઘેર ઘેર માગતી ગાતી સંભળાય છે :

'માતા! શોભે સરાડ નવ નોરતાં રે મા!
ભવાની મા ખેલે નોરતાં રે!
માતા! હું તો તારી સેવા કરીશ રે મૈયા!
માતા! હું તો લાગીશ તારે પાય રે:
ભવાની મા ખેલે નોરતાં રે!'
આજે લે આજે લે લવિંગ સોપારી
આજે લે કેવડ પાન મૈયા! મોરી મૈયા!
હું તો તારી પૂજા કરીશ મૈયા!
આંબાની ડાળે મા પારણાં બંધાવો મા!
હાલરડાં ગવરાવો મા!
હાલરડે છે હીરની દોરી મોરી મૈયા!
—હું તો૦'

શ્રી. ઝવેરચંદ મેઘાણી લખે છે : 'ગરબો' બીજે ક્યાંય, કોઈ પણ દેશમાં કે ગુજરાત સિવાય કોઈ પણ પ્રાંતમાં સરજાયો નથી. માટીના એક નાનકડા ને નક્શા વાસણમાં દીવાના પ્રકાશને પૂરી દેવો અને પછી સો સો છિદ્રો વાટે એનાં કિરણોને રમતાં મેલવાં. ચોમેર ફરતી, તેજ અને છાયાની જાળીઓ છવાઈ જાય! પ્રકાશનાં જાણે મોતી પરોવીને

ગલીચા ચંદરવા પાથર્યા હોયની! કિરણોની કેવી રમણીય ફૂલગૂંથણી! અને એ ગરબો પોતાને માથે મૂકીને કન્યાઓ જ્યારે ચાલે ત્યારે તો પ્રત્યેક માથા ઉપર એકેક આકાશ ખડું થાય. કેટલાંય આકાશો જાણે કે નાનકડાં રૂપ ધરી ધરીને ધરતી ઉપર રમવા ઊતરી પડ્યાં હોય એવું લાગે.

× × ×

પહાડોના શિખર પરથી દેવીઓ જ્યારે સોળ સણગાર સજી સેંથામાં સીંદૂર પૂરી અને માથા ઉપર ગંજાવર ગરબા માંડી માંડી રાસડા રમવા ઊતરી હશે, ત્યારે એ કાળી રાત્રિઓમાં કેવાં ઝોકાર અજવાળાં છવાતાં હશે. જોગમાયાઓનાં વિરાટ વસ્ત્રાલંકાર ઝળક ઝળક થતાં હશે, અને પહાડોનાં હૈયાં વીંધે તેવા સૂર છૂટતા હશે એમાં ય પવન પોતે વીંજણો બનીને ફરકતો હશે. એ ભવ્ય કલ્પના આપણી બ્હેનોની હથેલીમાં તો અહોનિશ રમતી હતી! એ કલ્પનાની બાથમાં વિરાટ સ્વરૂપો પણ સમાઇ જતાં અને નાજુક ભાવો પણ નાચતા. ગરબો વિરાટ છે અને નાજુક પણ છે. ગરબાની કલ્પના અજોડ છે.'

આજથી પાંચ હજાર વર્ષ ઉપર જગતના મહારાસધારી શ્રીકૃષ્ણ જમુનાને કિનારે રસિક રાસ રચતા. એ રાસની રચના એવી હતી કે એક એક ગોપી અને એક એક કહાન. એ રીતે મિશ્ર રાસ રચાતા.

આપણા આદિ ભક્તકવિ નરસૈંયાએ રાસલીલાનાં રસદર્શન કર્યાં હતાં અને જે દીઠું હતું તે વાણીદ્વારા વર્ણવ્યું છે :

**'વૃંદાવનમાં રચ્યો અખાડો, નાચે ગોપી ને ગોપાળ**
**તાલ પખાજ રબાબ વાંસળી, તાન મિલાવે નંદનો લાલ.'**

માધુર્યમૂર્તિ મીરાં, ભાલણ, પ્રેમાનંદ, દયારામ આદિએ પણ રાસેશ્વરની એ દિવ્ય લીલાને ભાવપૂર્વક ગાઇ છે. કવિ દયારામે એ રાસખેલનનું વર્ણન કર્યું છે;

**'હાં રે! વૃંદાવનમાં થનકકાર થેઈ થેઈ**
**રાધા કૃષ્ણ રમે રાસ ગોપી લહિ લહિ લહિ રે**
**બીજું નહિ નહિ નહિ રે!**

× × ×

**હાં રે! વાગે તાલ ને કરતાલ મૃદંગતાળી**
**હાં રે! કોઇ તંબૂરો ને કોઇ મૃદંગવાળી**
**હાં રે! સોળ સહસ્ર ગોપિકા છે એકબાળી**
**હાં રે! સર ચમકે સૂર ચમક,**
**ઘુઘરી ઘમકે નાચે થનક**
**થનક બલ બલ બલ ગોપી લઇ લઈ લઈ લઈ રે!'**

ગરબાના જન્મદાતા તરીકે કવિ વલ્લભ ભટ્ટનું નામ કહેવાય છે. એણે શક્તિના અનેક સુંદર ગરબા રચ્યા છે. 'બહુચરાજીના શણગાર'નું વર્ણન કરતાં જાણે કવિએ જગદમ્બાને જ ગુજરાતણની રસમૂર્તિ ન કલ્પી હોય એમ લાગે છે.

કવિ વલ્લભ ભટ્ટના ગાગરના અલૌકિક ગરબાની વિરાટ કલ્પના આપણને મુગ્ધ કર્યા સિવાય રહેતી નથી:

'ગગન મંડળ કરી ગાગરી રે મા!
સુંદર સકળ શોભા ભરી રે મા'

અને પછી તો આદિત્યનો અખંડ દીવડો કલ્પી કવિ પોતાની કલ્પનાનો વિહાર અજબ રીતે વિસ્તારે છે.

'વિશાળ વાદ્ય મંડપ મેરની રે મા!
યોજન પચાસ લક્ષ ફેરની રે મા!
સાતે સાગર ભર્યાં ઘી તણા રે મા'
એવા બહુ ખેલ બહુચરા તણા રે મા!
કચ્છપની ગાદી કરી ખરી રે મા!
મહામાયાએ માથે ધરી રે મા!
માને મળી તે મન લાગની રે મા!
ઉપર ઉઢાણી શેષ નાગની રે મા!
એકલ આકાશની આંકણી રે મા!
ગાગર ઉપર ઉઢાણી શેષ નાગની રે મા!'

એમ બહુચરા એ વિરાટ ગાગરમાં ત્રણે દેવ વિષ્ણુ બ્રહ્મા અને શિવને વસાવે છે, અને એ ગરબો લઈ શિરે ધરે છે. જાણે વલ્લભે પોતે સ્વયં જગદંબાને ગગનનો ગરબો લઈ ઘૂમતા ન નિહાળ્યાં હોય!

આવા અનેક ગરબા નવરાત્રિમાં ગવાય છે. પહેલાં નવરાત્રિમાં અને શુક્લ પક્ષના અજવાળિયાંઓમાં તેમજ રામનવમી, જન્માષ્ટમી, ગૌરીવ્રત આદિ પર્વો નિમિત્તે પણ ઉત્સવો ઉજવાતા અને હજુ ય ઉજવાય છે.

આજે બહુધા આપણે સ્ત્રીઓના જ રાસ જોઈએ છીએ. આરાસુરમાં અંબાજી મંદિરના ચોકમાં પુરુષો પણ જગદમ્બાના ગુણગીત ગરબા દ્વારા ગાય છે. વડોદરામાં તો નવરાત્રિના દિવસોમાં પુરુષોના ગરબા પૂર જોસથી ગવાતા ઘણી વેળા નિહાળ્યા પણ છે.

કાઠિયાવાડના જુવાનોના દાંડિયારાસની રમઝટ નિહાળવી એ અનેરી મોજ ગણાય છે. શરણાઈ ને ઢોલકના બોલ સાથે આખું વૃંદ રાસની રમણાએ ચડે છે. એમાં ગીતના બોલ નથી હોતા.

આજથી પાંચેક વર્ષ પહેલાંની આ વાત છે. અમારા મહોલ્લામાં રાસની રમઝટ જામી હતી. મારો જ રાસ કોઈ અનેરી અદાથી ખેલાતો હતો:

'જતી પૂનમરજ રે! ક્યાં તું ઉતાવળી?'

અને કોઈકે આવીને મને કહ્યું કે બાજુના મહોલ્લામાં હીજડાઓના રાસ ખેલાય છે. આ બાજુ ગરબો સુંદર જામ્યો હતો પણ આ નવીન પ્રકાર નિહાળવા હું તે સ્થળે ગયો.

બારેક હીજડાઓ દીવીની આસપાસ ઠેકડા મારતા જતા અને જોસથી તાળીઓ લેતા ગાતા હતા :

'કાળી તે કાળકા કાગળ મોકલે રે,
ભવાની મા ગરબે રમવા આવો જો !
હું કેમ આવું રે ! સહિયર એકલી !
સહીને ખોળે નાનાં બાળ જો !'

નહોતી ત્યાં કંઠની મીઠાશ; નહોતી ત્યાં તાળીની તાલબદ્ધતા કે નહોતી પગના ઠમકામાં એકતાનતા પણ ત્યાં આકર્ષણ એક જ હતું અને તે ગરબો ગાનારાની ગરબામય થઇ જવાની એકાગ્રતા. એ વૃંદને આસપાસના વાતાવરણની પડી જ નહોતી. પોતાની પૂરી મસ્તીથી એ વૃંદ ગાતું હતું :

'રંગતાળી રંગતાળી, રંગતાળી રે રંગમાં રંગતાળી.'

આપણા વર્તમાન રાસસાહિત્યને સંજીવની છાંટનાર છે કવિવર ન્હાનાલાલ. રાસ-રચનાની તો એમણે અજબ કલા સાધ્ય કરી છે એની કોઇથી ના નહિ પાડી શકાય :

'વરસે છે મંદ મંદ, અમીનાં કંઈ બુંદ બુંદ;
જળકે પડછંદ છંદ : દિગ દિગંત ડોલે
ઉરના અણુબોલ ભાવ, રૂપના અણુમોલ લ્હાવ;
છાંટે રસરંગ ધાવ : નયનની છોળે.
સંજીવની ઢોળી ઢોળી, પ્રકૃતિને રોળી રોળી;
ચેતનથી ચોળી ચોળી : મુગ્ધ વદન લાજે.
વિલસે રસના વિલાસ, પ્રકૃતિ ને પુરુષ રાસ;
ઉછળે આનંદહાસ : પ્રભુતા ગાજે.'

અને એવી સુભગ રાસરચનાઓ આપનાર આપણા બીજા અગ્રગણ્ય કવિ ખબરદાર જગતને ગુજરાતણોના રાસ જોવા નિમંત્રે છે અને કહે છે:

'આવો જુઓ રસ જોગવો
ક્યાંથી મળશે એ લાખેણા લ્હાવ રે ?
ગુર્જરી રાસે ઘૂમે રે.'

કવિવર ન્હાનાલાલે પોતાનો પ્રથમ રાસસંગ્રહ ૧૯૦૦ માં 'ન્હાના ન્હાના રાસ' બહાર પાડ્યા પછી 'રાસ' શબ્દ વધારે પ્રચલિત બન્યો છે. એમણે ગુજરાતણ બ્હેનોને આપેલી એ 'વીરપસલી' પછી પ્રત્યેક કવિએ પોતાના રાસ-ગરબા કે ગીતોના સંગ્રહોના નામ સાથે 'રાસ' શબ્દ જોડ્યો છે. અને આ નવરાત્ર અંકમાં પણ રાસ-ગરબા ગરબી-ગીતો વગેરેનો સમાવેશ થયેલો જોવામાં આવશે.

સ્વ. સાક્ષર નરસિંહરાવ રાસ અને ગરબા વચ્ચેનો ભેદ આમ સમજાવે છે: 'રાસમાં નૃત્યનું તત્વ મુખ્ય-મુખ્ય શું ? લગભગ સર્વાંગે સમાયું છે; જોડે જોડે સંગીત ભેળવાય છે, તેથી સંગીત અને નૃત્યના સંયુક્ત સ્વરૂપને રાસ નામથી ઓળખવાનો પ્રચાર ચાલ્યો.

પરંતુ ગરબામાં બે અંશો છેઃ (૧) નૃત્યાભાસ અલ્પરૂપ, અને (૨) ગીતસુંદરી (અલબત્ત તાલના સહકાર સાથે); તેમાં પૂર્વોક્ત અંગ ગૌણ અને ઉત્તરોક્ત મુખ્ય છે. તે સ્વરૂપનું વિસ્મરણ થવાથી માત્ર નૃત્યસ્વરૂપ ઉપર જ દૃષ્ટિ રાખવાથી જગત્માંથી બધા 'રાસ'–સંઘનર્તન, વગેરે પ્રકારોને 'રાસ-ગરબા'નાં સ્વરૂપ ગણવાથી ભ્રમ થાય છે.'

આજે શેરીઓ ગરબાસૂની થતી જાય છે અને એનું સ્થાન લીધું છે થીએટરોએ કે સંસ્થાઓના પટાંગણોએ; એવે પ્રસંગે રજૂ થતા ગરબામાં એનાં મૂળ તત્વોનો અભાવ હોય છે. એને વધારે ને વધારે નૃત્યનો રંગ આપવામાં આવે છે. પરિણામે ગરબાની જે ખૂબી છે તે મારી જાય છે.

અને થઇ પણ એમ જ રહ્યું છે. વડોદરામાં ઇચ્છાગૌરી ને સુરતમાં રાધાગૌરીના ગરબા ઘણા વખણાતા. ક્યાં છે આજે એવી ગાનારીઓ? આપણા સંસ્કારી ગણાતા કુટુંબો પણ હવે નૃત્યની દિશામાં પગથિયાં ચડી રહ્યાં છે. પરિણામે ગરબા જે ગુજરાતનું આગવું ધન છે એની અવહેલના થતી જોવામાં આવે છે. કવિ ન્હાનાલાલે આથી જ કહ્યું છે: 'રાસમાં નર્તકીનું નૃત્ય ન હોય, સોહાગણનું લાલિત્ય હોય, કુલવંતીની કમનીયતા હોય; રાસમાં નખરાં ન હોય, ગૃહિણીભાવની ગૃહિણીસહજ લજ્જારેખાવલિ હોય.'

અને આજે જેવી રીતે નૃત્યને માટે શિક્ષકો રોકી તાલીમો લેવાય છે–પછી એમા મર્યાદા કે સુરુચિનો ભલે ભંગ થતો હોય–પણ ગરબાનિપુણ કોઇ બ્હેન દ્વારા–પછી ભલે એ શહેર કે ગામડાંની હોય–તાલીમ લેવાની કલાને નામે કલાનો આંડબર કરનારાઓને ક્યા પડી છે?

રંગ બેરંગી દાંડિયા, રૂમઝુમ રણકારા કરતી ખંજરીઓ, કર્ણપ્રિય મંજીરા, બંસરી વગેરે સાજ સાથેની મોહક સજાવટથી રજૂ થતા રાસની રમઝટ નિહાળવી એ ગુજરાતીઓનું પરમ સૌભાગ્ય છે.

આ ઉત્સવપ્રસંગોએ એક વસ્તુ ખાસ ધ્યાન ખેંચે છે અને તે સ્ત્રીઓનો પરસ્પરનો અભેદ ભાવ. લક્ષ્મીનંદનોની કુલાંગનાઓથી માંડીને સમાજના સામાન્યમાં સામાન્ય નારીવર્ગ લગીની બધી જ સ્ત્રીઓ લક્ષ્મી, સત્તા કે ઉમરની મર્યાદાના ભેદભાવ વગર વચમાં મૂકેલી દીપિકાની આસપાસ મંડલાકારે ઘૂમી બીજા કોઇ પણ પ્રસંગે અકલ્પ્ય એવી એકતાનતા આ પ્રસંગે બતાવે છે. આવા પ્રસંગોએ નાની બાલિકાઓથી માંડીને સાઠ વર્ષ સુધીની ડોસીઓને પણ અપૂર્વ ઉત્સાહથી ગરબો ગાતી મેં નિહાળી પણ છે. હજુ પણ અમારા મહોલ્લામાં સાઠેક વર્ષની ઉમરની એક બ્રાહ્મણ ડોશી નવરાત્રમાં કેટલીક વાર જ્યારે ગરબામાં વાતાવરણ જરા ઠંડુ પડતાં દીપિકાની પાસે ઉભી રહી ગગનભેદી બુલંદ અવાજે કોઇ અનોખા ઢાળનો ગરબો ઉપાડે છે ત્યારે ગાનારી અનેક યુવતીઓને એ શરમીંદી બનાવી દે છે. સમગ્ર મંડળ કરતાં ય એનો અવાજ અને એની તાળીના તાલ વાતાવરણને મુગ્ધ કરી દે એવાં હોય છે.

રાસ-ગરબા દ્વારા સ્ત્રીઓને સુંદર વ્યાયામ મળે છે–મન તેમજ શરીરનો. સ્ત્રીહૃદયમાં નવા ભાવો જાગે છે. નવી ચેતના સ્ફુરે છે. જીવનમાં ઉલ્લાસ જાગે છે. એ આનંદ અને

ચેતના નવગુજરાતણોના હૈયામાં સ્ફુરી ગરબાના અસલ સ્વરૂપને પાછું ખડું કરી ગુજરાતની જે એક અને અજોડ કલા છે એને જીવંત રાખે એમ કોણ નહિ ઇચ્છે ?

આજથી પંદર વીસ વર્ષો પૂર્વે સાંભળેલા રાસો આજ પણ સ્મરણપટ ઉપર જાણે તાજા જ છે. બુલંદ અવાજ, તાળીઓના એક સરખા તાલ અને પગની ગતિ આપણને ગરબાના સાચા સ્વરૂપનો જાણે ખ્યાલ આપતાં. ' ગાજે પાટણપુરમાં ગરવી ગુર્જરનો ધણી રે ! ' એવી દીર્ઘ રચનાઓ સાંભળતાં પણ કંટાળો ઉપજતો નહિ. ઇતિહાસની આવી અનેક કથાઓ એમ શેરીએ શેરીએ ગવાતી ને શીખવાતી.

ગરબાના અભ્યાસીઓએ લોકહૃદયને ઓળખવું જોઇએ. એની લાગણીઓ પોતાના હૈયામાં ઉતારવી જોઇએ. અને એ બધાનો અભ્યાસ કરવો જોઇએ તો જ એની રચનાઓ સંઘશીલણને માટે યોગ્ય સ્વરૂપે પ્રગટીકરણ પામે.

અંતમાં આજની ગુજરાતણની મનોભાવનાનાં પ્રતિબિંબ રૂપ એક રાસ રજૂ કરી આ લાંબી થતી નોંધ સમાપ્ત કરું છું :

## આજની ગુજરાતણ

ગરબાઘેલી ગુર્જરી આજે રમતી રંગના રાસ રે !
પ્રાણ પ્રકાશે સ્વાર્પણ કરવા અંતરમાં અભિલાષ રે !
સેવા એનો શ્વાસ રે !
ફોરે શી સુવાસ રે !

ભારત મૈયા રોતી જોઈ, જોયા ઉર નિશ્વાસ રે !
સ્વદેશલક્ષ્મી દેશ દીપાવા, નીસરી છોડી નિવાસ રે !
વ્હાલાના વિલાસ રે !
કરવા દુઃખ વિનાશ રે !

વજ્જર જેવું હૈયું એનું, શક્તિનો અવતાર રે !
ચેતન ચમકે રોમે રોમે, ભક્તિભાવ અપાર રે !
માનવતા ભંડાર રે !
ખૂલશે મુક્તિદ્વાર રે

યોગીના આદેશ ભણી એ, સહુને શીખવે મંત્ર રે !
' જીવન સ્ફુર્તિ જાગૃત કરીને સંભાળો નિજ તંત્ર રે !
ભેદાશે ષડયંત્ર રે !
બનશે દેશ સ્વતંત્ર રે !

મોંઘામૂલી મૈયા ઉરનું, સમશે ત્યાં આક્રંદ રે !
ગુલામીબંધન તૂટતાં જોઈ, થાશે ઉર આનંદ રે !
ચમકે સુખનો ચંદ રે !
રમશું ગરબા છંદ રે ! '

રાધાષ્ટમી; સં. ૧૯૯૮ —મૂળજીભાઇ પીતામ્બરદાસ શાહ

# પ્રાચીન રાસ

આપણો પ્રાચીન કાવ્યભંડાર ભક્તિરસથી સભર ભર્યો છે. ભક્તરાજ નરસૈંયાને ગોલોકના રાસમંડળનાં દર્શન થયાં હતાં અને પછી મહેતાજીએ તો જે દીઠું તે ગાયું. કવિઓનો તો એ ધર્મ જ છે ને ? કવિએ પોતાના અનેક રાસ દ્વારા નિજ રસદર્શનની કવિતા ગુજરાતને આપી છે. ગુજરાતે એ કવિતાને અંતરના ઉમળકાથી માથે ચડાવી છે. એ રીતે રાસના જન્મદાતા તરીકે ભક્તકવિ નરસિંહ મહેતાને આપણે ગણી શકીએ.

રસમહિયારણ મીરાંની કવિતા ઉપર તો ગુજરાત મુગ્ધ છે. સ્ત્રીહૃદયના કમનીય ભાવો, 'સત્યદર્શી વર્ણનોની સચ્ચતા, હૃદયના સુકુમારતાવાળા વિવિધ ભાવોને પ્રતિબિંબિત કરતા ગંભીર અને સરસ ઉચ્ચારણો, નિષ્પ્રયત્ન સંગીતવાળી કડીઓની નૈસર્ગિક શોભા' વગેરેને લીધે આપણા હૈયાને એ અજબ રીતે આકર્ષે છે.

પોતાની અનેક મોહક રસભરી ગરબીઓ દ્વારા ગુજરાતણોનાં હૈયામાં વસી જનાર ભક્ત કવિવર દયારામે તો પોતાની ગરબીઓ દ્વારા રસની ઝડીઓ વરસાવી ગુજરાતણોનાં હૈયામાં પોતાનું સ્થાન જમાવ્યું છે. ગોપીનો અવતાર ગણાતા દયારામની કવિતામાં ગોપીનું જ હૃદય જાણે ચિતરાયું ન હોય એમ લાગે છે. એની ગરબીઓના મનમોહક ઢાળ, ફૂલ-ગૂંથણી સમી શબ્દગૂંથણી, અને નારીહૃદયની કમનીયતા સભર ભરી છે.

નરસિંહ મહેતાની શિષ્યા ગણાતી માનબાઈની આ વિભાગમાં આપેલી એક ગરબી પણ સ્ત્રીહૃદયની કુમાશની ઝાંખી કરાવે છે. કવિ ભાલણ અને મહાકવિ પ્રેમાનંદની દાણલીલાની ગરબીઓની મીઠાશ પણ ભૂલવા સરખી નથી.

તે ઉપરાંત સુરદાસ, પ્રાચીન સ્ત્રીકવિ દિવાળીબાઈ, રણછોડ અને કુબેરની રચનાઓ પણ પ્રાસાદિક હોઈ આપણું ધ્યાન ખેંચે છે.

આપણું પ્રાચીન રાસ-ગરબા સાહિત્ય ઘણું વિપુલ હોઈ ઘણો ઊંડો અભ્યાસ માગી લે છે. રણછોડ ભટ્ટે રચેલી 'રાસ પંચાધ્યાયી,' રાજે ભક્તનો 'શ્રીકૃષ્ણરાસ,' કહાનદાસનો 'ગોવર્ધન રાસ' આવી આવી સુભગ રાસ-રચનાઓનો ગુજરાતણોને મળેલો વારસો મહામૂલો છે. કવિ રત્નાની બારમાસી અને પ્રીતમની જ્ઞાનબારમાસી આપણા સાહિત્યમાં અનોખી ભાત પાડે છે. એ ઉપરાંત હરિદો, નિષ્કુળાનંદ, પ્રેમાનંદ સ્વામી આદિનો ફાળો પણ નોંધવા જેવો છે. આજની નવગુજરાતણ પ્રાચીન યુગના પડદા પાછળ દૃષ્ટિ નાંખશે તો એને એવી સુંદર ઘણી સામગ્રી મળી રહેશે. અને એને કહેવું પડશે કે આપણા પ્રાચીન કવિઓના કાવ્યભંડારથી ગુજરાતની કુંજો સભર ભરી છે. પણ વિમાનયુગમાં વિમાનવેગે પરિવર્તન પામતા આજના જમાનામાં જૂનાની ઝાંખી કરવાની ય કોઈ ફુરસદ લેશે ?

—સંપાદક

# રાસદર્શન

***

કામિની સર્વ ટોળે મળી, માંડ્યો વૃંદાવન રાસ;
બાવનાં ચંદન છાંટણાં, રમે માધવ પાસ.

રાસક્રીડા રમે માનની, ગુણ ગાએ ગોવિંદ;
કોકિલ કંઠે સ્વર કરે, સ્થિર થઇ રહ્યો ચંદ.

કાછ વાળ્યા સર્વ કામિની, સોહે સકળ શણગાર;
હાર હૈયાના લેહેકતાં, ઝાંઝરના ઝમકાર.

પલવટવાળી પટોલડી, ગોરી શામળી નારી;
કુંડળાકાર કરી રહી, મધ્યે આણ્યા મોરારી.

ત્રિભુવન ચર્ણે ચાલતાં, થાય દ્રમદ્રમકાર;
પગ તણા પ્રહાર વાજી રહ્યા, કોય ન લહે પાર.

શબ્દ કોય કોયકે ના સુણે, નહિ બોલે જુજવીવાણી;
રોહિણીપતિ રહે સ્થિર, ખટમાસ રાત્રિ વેરાણી.

બ્રહ્મ શારદા આપ થઇ, દેવો જુએ છે રંગ;
નાદ નિરઘોષ વાગી રહ્યા, તાલ તાલ મૃદંગ.

મુનિજન મન વિમાસી રહ્યા, ધન ધન કૃષ્ણાવતાર;
નરસૈયાના સ્વામી જુગમેં, પ્રગટિયા તે નિરધાર.

નરસિંહ મહેતો

# પેલી ચતુરાના ચિત્તનો ચાળો

પેલી ચતુરાના ચિત્તનો ચાળો રે, એને કોઇ નિહાળો રે;
એના અવર નેણુનો ઉલાળો રે,—એને૦

નથી રે ઘડી ચલાવ્યે ભામની, આપ બનીને આવી રે;
ચૌદલોકની સુંદર શોભા, એનાં નેણ કમળ વિસારી રે.—એને૦

ઘડ્યું રે ઘરેણું એને હાથે, ભરત ભરી છે ચોળી રે;
પહેરી સુંદડી કોર કસબની, કસુંબાના રંગમાં રોળી રે.—એને૦

શેઠે પુત્રીની સામું જોયું, બ્હેન કહાં થઇને આવી રે?
ઓરડીએ તાળું દેવડાવ્યું, કુંચી કહાં થકી લાવી રે?—એને૦

પુત્રી આવીને મંદિર ઉઘાડ્યું, મહેતાજી પય પાય રે;
પુત્રે આવીને પિતાને કહ્યું, મનમાં વિસ્મય થાય રે.—એને૦

આ પુત્રી મહેતાજી તમને સોંપી, એની અવર વેદના પામી રે;
શેઠાણી જઇ ચરણે લાગ્યાં, મળ્યો માનબાઇનો સ્વામી રે.—એને૦

માનબાઇ

卐

# નંદના ગોવાળિયા !

જા જા નંદના ગોવાળિયા ! તું શેનું માગે દાણ ?
જો આવીશ ઢુંકડો તો કંસરાયની આણ.

ઘેર જઇ પૂછ માતને રે, છાશ વેચતી કાલ;
દાણી થઇ વનમાં રહ્યો, કોની શીખ્યો તું ચાલ.

મસ્તક ઉપર પાઘડી ને અણીવાળાં લોચન;
કરમાં કાળી કામળી, કાં વદે મીઠાં વચન.

અંગમાં મોડીશ આવડું, તું રાખજે તારો ભાર;
ચંચળ ચાળા કહાન ! નારા. હું તો તોરી નહિ નાર.

મેં તને નિરમળ સાંભળ્યો રે, વસતે વૃંદાવન;
બરચે ભોળી ન જાણતો, અતિ કહ્યુ છે મારું મન.

પાધરે મારગ ચાલીએ રે, ગોવાળિયાની સાથ;
છેલપણું નવ કીજીએ, ભાલણ પ્રભુ રઘુનાથ.

કવિ ભાલણ

# ભૂલી મોતન કો હાર

ભૂલી મોતન કો હાર,
સખિ ! તટ જમના કિનારે.

એક એક મોતી મારું લાખ ટકાનું વ્હાલા!
પરોવ્યું સુવર્ણ કેરે તાર : સખિ ! તટ૦

સાસુ હમારી અતિ વઢકારી, વ્હાલા !
નણદલ વીખડાંનું ઝાર : સખિ ! તટ૦

પરણ્યો હમારો પરમ સોહાગી,
માર્યાં છે મોહના બાણ : સખિ ! તટ૦

બાઇ મીરાં કે પ્રભુ ગિરધરના ગુણ,
ચરણ કમળ ચિત્ત ધ્યાન : સખિ ! તટ૦

મીરાંબાઇ



# આજ વૃંદાવન રાસ

પ્યારી આજ વૃંદાવન રાસ; રાધે માન ગઇ;
મારો ગામળીઓ ચતુર સુજાણ, મોરલી અધર ધરી,
મોરલી અધર ધરી. પ્યારી૦

સહુ સખીઓએ સજ્યો શણગાર, એક શું એક મળી,
એક શું એક મળી. પ્યારી૦

ઊગ્યો શરદપૂનમનો ચંદ્ર, ખીલી કમળ કળી;
ખીલી કમળ કળી. પ્યારી૦

વાગે તાલ પખાજ વીણાયંત્ર, ઘમકે ઘુમરડી,
ઘમકે ઘુમરડી. પ્યારી૦

ત્યાં તો સુરનર મંગળ ગાય, બ્રહ્મા વેદ ભણે,
બ્રહ્મા વેદ ભણે. પ્યારી૦

ત્યાં તો સુરદાસને બલિહાર એ રસ જાય છળી,
એ રસ જાય છળી. પ્યારી૦

સુરદાસ

# દાણલીલા

[ રાધાકૃષ્ણના સંવાદ રૂપે રચાયેલા આ ગરબામાં મહાકવિ પ્રેમાનંદે કોઈ અનેરી ચમત્કૃતિ આણી છે. શેરીઓમાં આવા સંવાદરૂપ ગરબાની જ્યારે રમઝટ જામે છે ત્યારે વાતાવરણમાં અનેરો રંગ રેલાય છે.]

શ્રીકૃષ્ણ : ધૂતારી ઘુંઘટવાળી રે, આંજ્યા વિના આંખડી કાળી રે;
જોઓ કહી આપ્યા પાખી રે, રાધાને રોકી રાખી રે,
વહતાં વાયે વહાણું રે, સહુ એને વાજ આણ્યું રે,—ટેક
ઊંચી ને અલબેલડી રે, મુખ ઘણું ગુમાન;
જોબનિયાનું જોર જણાવે, હું ઉતારું અભિમાન.
ધૂતા૦-આંજ્યા.

રાધિકા : નાની વયમાં નામ જ કાઢ્યું, લોક કરે વખાણ;
મોં ખાયે ને આંખ જ લાજે, માંહો માંહે શું દાણ.
ચાલ્યો જા પાધરી વાટે રે, સાંખુ નંદરાયને માટે રે —ટેક

શ્રીકૃષ્ણ : આ ગોકુળમાં વસે ઘણી રે. મોટી જાત આહીર;
વહેવારની વાતે લજ્જા શાની દીસે વહકણીની પીર.
ધૂતા૦-આંજ્યા.

રાધિકા : પાધરી વાતે સે લડે રે, જેને હોયે બે બાપ;
દાણની શું તેં મહોર કરાવી, કંસે દીધી શું છાપ ?
ચાલ્યો૦-સાંખુ૦

શ્રીકૃષ્ણ : છાપ તો તારો બાપ કરાવે, રાંકડો વૃષભાન;
અમો કુંવર નંદ તણા, કોની ન માનું આણ.
ધૂતા૦-આંજ્યા૦

રાધિકા : સમજી બોલો શામળા વહાલા ! લોક સાથે શાં લાડ;
ભીખ માગીને પેટ ભરો તો, પરમેશ્વરનો પાડ.
ચાલ્યો૦-સાંખુ૦

શ્રીકૃષ્ણ : ગોપી ગાળ દિયો અહંકેરી, છે જોરાવરનો પોરો:
ભીખ માગ્યાની પેર કહું, તું કાન ધરની ઓરો.
ધૂતા૦-આંજ્યા૦

રાધિકા : કાન ધર્યાનું કામ જ શું છે, સમજ્યાં 'મનની વાત;
એવો કો દેખતી નથી જે, મુને અડાડે હાથ.
ચાલ્યો૦-સાંખુ૦

શ્રીકૃષ્ણ : જો આવે રાણી ઇંદ્રાણી તો, મૂકી જાયે માન;
તારું સર્વસ્વ લેઉં સુંદરી ! તો નામ ધરાવું કહાન.
ધૂતા૦-આંજ્યા૦

રાધિકા : તું છ વર્ષનો છોકરો ને, ચોરી પીતો છાશ;
સર્વસ્વ આપું શામળા ! તું આવે જો મુજ પાસ,
ચાલ્યો૦-સાંખુ૦

શ્રીકૃષ્ણ : તું મદમાતી આહીરડી ! હું નિપટ નાનું બાળ;
બાળપણું દેખાડશું, થવા દેની સંધ્યાકાળ.
ધૂતા૦-આંજ્યા૦

રાધિકા : સંવાદ કરતાં દિવસ વીત્યો, અબળા આકળી થાય;
પ્રેમાનંદ પ્રભુ જાવા દીજે, ગોપિકા લાગે પાય.
ચાલ્યો૦-સાંખુ૦

મહાકવિ પ્રેમાનંદ

# રાસખેલન

***

હાં રે ! વૃંદાવનમાં થનકાર થેઇ થેઇ.
હાં રે ! મધુવનમાં થનકાર થેઇ થેઇ.
રાધાકૃષ્ણ રમે રાસ ગોપી લહિ લહિ લહિ રે,
બીજું નહિ નહિ નહિ રે ! —વૃંદાવનમાં૦

હાં રે ! નૂપુર ચરણ કનકમેં ઝાંઝર જોડો,
હાં રે ! ઘૂઘરીઆળો ઓપે અકેકો તોડો,
હાં રે ! મોર મુકુટ મહિ વાંકડો અંબોડો.
હાં રે ! કુંડળ કાન કુંડળ કાનઃ
ભ્રૂકુટિ બાન તિલક તાનઃ
નેણબાણ કંપમાન, ફફા ફેઇ ફેઇ ફેઇ રે !....વૃંદાવનમાં૦

હાં રે ! વાગે તાલ તે કરતાલ મૃદંગ તાલી,
હાં રે ! કોઇ તંબૂરો ને કોઇ મૃદંગવાલી,
હાં રે ! સોળ સહસ્ર ગોપિકા છે એક બાલી.
હાં રે ! સૂર સળકે સૂર સળકે;
ઘૂઘરી ઘમકે નાચે થનક
થનક ગલ બલ બલ ગોપી લઇ લઇ લઇ લઇ રે !....વૃંદાવનમાં૦

હાં રે ! મુકુટ માંહે રૂપ દીઠું છે રાધાએ,
હાં રે ! મનમાં માનની વિમાસણ થાયે,
હાં રે ! હુંથી છાની રાખી છે મુકુટ માંહે.
હાં રે ! તે બહુ વહાલી હઠ ઝાલી,
બેઠી બાલી ઊઠી ચાલી,
ઘૂંઘટવાળી ભટ ભાળી,
દયા પ્રભુ જય જય જય જય રે !....વૃંદાવનમાં૦

દયારામ

[ ગુણસુન્દરી

# રામમુખ દર્શન

ચાલ્યા મુખ જોવા ભૂપાળ : આનંદ અતિ ઘણો રે;
જોવા મનમાં મોટી આશ : આનંદ અતિ ઘણો રે.

સાથે તેડયા શાણા ગોર : આનંદ અતિ ઘણો રે;
તે તો આવ્યા રાણીને મહેલ : આનંદ અતિ ઘણો રે.

પધરાવ્યા સારા પાટ : આનંદ અતિ ઘણો રે;
રહ્યાં ઊભાં દાસી દાસ : આનંદ અતિ ઘણો રે.

આવી રાજા બેઠા પાટ : આનંદ અતિ ઘણો રે;
જઇ રાણીને કહ્યો ઘાટ : આનંદ અતિ ઘણો રે.

માજી આવ્યા છે દશરથરાય : આનંદ અતિ ઘણો રે;
પુત્ર મુખ જોવાની ઇચ્છાય : આનંદ અતિ ઘણો રે.

સુણી માતા માંરૂપ રતન : આનંદ અતિ ઘણો રે;
તે તો તેડતાં બંને દાસ : આનંદ અતિ ઘણો રે.

વસ્ત્રમાં વીંટયા મારા નાથ : આનંદ અતિ ઘણો રે;
જેથી વાય ન ઊનો વાય : આનંદ અતિ ઘણો રે.

આવી દાસી લેઇ પુત્ર : આનંદ અતિ ઘણો રે;
લાગ્યું રાજાને મન સૂત્ર : આનંદ અતિ ઘણો રે.

દેખાડતી દાસી મુખ : આનંદ અતિ ઘણો રે;
તેથી પામી દિવાળી સુખ : આનંદ અતિ ઘણો રે.

દિવાળીબાઇ

ઞ

# પ્રભુજી પધારિયા

ફૂલના તકિયા ને ફૂલની ગાદીએ
ફૂલનાં કીધેએ બિછામણાં રે.
મારે પ્રભુજી પધારિયા.

આરતી ઉતારિયે ને તન મન વારિયે,
ભાવે તે લઇએ ભામણાં રે. મારે૦

કુંકુમ કેરા છાંટા દેવરાવીએ,
મોતીડે ચોક પુરાવિયે રે. મારે૦

હૈયડે હરખું ને નયણે નીરખું,
નહિ તે ત્યાં લજામણાં રે. મારે૦

માત પિતા સુત સંસારમાં,
અવર કાજે અળખામણાં રે. મારે૦

રણછોડના સ્વામી સંગે રમતાં,
મટી ગયાં દુઃખદામણાં રે. મારે૦

રણછોડ

# રાસખેલન

***

હાં રે ! વૃંદાવનમાં થનકાર થેઇ થેઇ.
હાં રે ! મધુવનમાં થનકાર થેઇ થેઇ.
રાધાકૃષ્ણ રમે રાસ ગોપી લહિ લહિ લહિ રે,
બીજું નહિ નહિ નહિ રે ! —વૃંદાવનમાં૦

હાં રે ! નૂપુર ચરણ કનકર્મં ઝાંઝર જોડો,
હાં રે ! ઘૂઘરીઆળો ઓપે અકેકો તોડો,
હાં રે ! મોર મુકુટ મહિ વાંકડો અંબોડો.
હાં રે ! કુંડળ કાન કુંડળ કાનઃ
ભ્રૂકુટિ બાન તિલક તાનઃ
નેણબાણ કંપમાન, ફ્ફ્રા ફેઇ ફેઇ ફેઇ રે !....વૃંદાવનમાં૦

હાં રે ! વાગે તાલ તે કરતાલ મૃદંગ તાલી,
હાં રે ! કોઇ તંબૂરો ને કોઇ મૃદંગવાલી,
હાં રે ! સોળ સહસ્ર ગોપિકા છે એક બાલી.
હાં રે ! સૂર સળકે સૂર સળકે;
ઘૂઘરી ઘમકે નાચે થનક
થનક ગલ બલ બલ ગોપી લઇ લઇ લઇ લઇ રે !....વૃંદાવનમાં૦

હાં રે ! મુકુટ માંહે રૂપ દીઠું છે રાધાએ,
હાં રે ! મનમાં માનની વિમાસણ થાયે,
હાં રે ! હુંથી છાની રાખી છે મુકુટ માંહે.
હાં રે ! તે બહુ વહાલી હઠ ઝાલી,
બે ઠી બા લી ઊ ઠી ચા લી,
ઘૂંઘટવાળી ભટ ભાળી,
દયા પ્રભુ જય જય જય જય રે !....વૃંદાવનમાં૦

દયારામ

# લોકરાસ

**' નિરખો આ રાસ લોક લોકના રે '**

—કવિ ન્હાનાલાલ

શ્રી. કાકા કાલેલકરના શબ્દોમાં કહીએ તો સાચે જ ' લોકગીત એ સાહિત્યનું મૂળ ધન કહેવાય. લોકગીતોનું માધુર્ય વનલતાની શોભા જેવું હોય છે. હવિષાન્નમાં જેમ મસાલાઓનો કૃત્રિમ સ્વાદ નથી હોતો તેમ લોકગીતમાં શબ્દાલંકાર, અર્થાલંકાર અને રચના ચમત્કૃતિની ભાંજગડ હોતી નથી. '

આથી જ લોકગીતોએ જનતાનાં હૃદયમાં પોતાનું સ્થાન જમાવ્યું છે. હજારોની માનવમેદની વચ્ચે ઊભા રહીને જ્યારે આપણા માનીતા કવિ મેઘાણી પોતાના મેઘગંભીર કંઠથી બુલંદ અવાજે ' ગુલે ગુલે ગુલાબની વાડીઃ ગુલાબે રમતાં'તા ' જેવાં અનેક લોકગીતો રજૂ કરે છે ત્યારે વાતાવરણ ધીરગંભીર બની જાય છે; સાંભળનારાં એ ગીત અને એના ગાનારાની એકતાનતામાં મુગ્ધ બની જાય છે. એવા એ ગીતોની મસ્તીનો નશો અજબ છે. તેજ પ્રમાણે ગઢવી મેરૂભા અને શારદા માસિકના તંત્રી રાયચુરાભાઇ પણ લોકગીતો દ્વારા અજબ રંગ જમાવે છે.

આવાં લોકગીતોનો સંગ્રહ કરવાનું સૌ પહેલું કાર્ય ગુજરાતમાં ' ચતુર સુંદર સ્ત્રી-વિલાસ ગરબાવળી 'ના સંગ્રહ દ્વારા થયું છે. તે પછી સ્વ. ભવાનીશંકર નરસિંહરામે ૧૯૧૨ માં 'ગુજરાતી જૂનાં ગીતો'ને નામે હાલરડાં, ઉખાણાં, જોડકણાં વગેરે કેટલાંક લોકગીતોનો સંગ્રહ પણ કર્યો હતો.

ત્યારપછી ૧૯૨૨ માં સ્વ. રણજીતરામ મહેતાએ સંપાદિત કરેલાં ગુજરાતનાં અનેક પ્રકારનાં લોકગીતોનો સંગ્રહ એમના અવસાન બાદ પ્રસિદ્ધિનો પ્રકાશ જોઇ શક્યો હતો. એ સંગ્રહે અનેકનું ધ્યાન ખેંચ્યું હતું. ત્યારપછીના સંશોધકોમાં શ્રી. ઝવેરચંદ મેઘાણી અને શ્રી ગોકુળદાસ રાયચુરા મોખરે આવે છે. શ્રી મેઘાણી સંપાદિત રઢિયાળી રાતના ત્રણે ભાગોએ ગુજરાતને ઘણાં લોકગીતોનો પરિચય કરાવ્યો છે. લોકગીતોના અભ્યાસીઓ માટે ' રઢિયાળી રાત ' તેમજ ' રસિયાંના રાસ ' એ સંગ્રહો ખૂબ ઉપયોગના છે.

આ વિભાગમાં ' સંદેશડો ' ગીત રજૂ કરનાર પાટણનિવાસી ભાઇ કનૈયાલાલ વૈદ્ય પાસે લોકગીતોનો મોટો સંગ્રહ હજુ અપ્રસિદ્ધ દશામાં છે. એની પાછળ એ લોકસાહિત્ય રસિયા મિત્રે ઘણી મુસ્કેલીઓ વેઠી એ ગીતો એકત્ર કર્યાં છે. જ્યારે એ પોતાનાં પોપચાં પુસ્તકસ્વરૂપે ખોલશે ત્યારે ગુજરાતને લોકગીતોનો એક સુંદર સંગ્રહ મળશે.

આ વિભાગમાં રજૂ કરેલાં અન્ય ગીતો લોકજીવનની આરસી સમાં છે. આવાં ધૂળમાં દટાયેલાં અનેક રસમોતી વીણવાનો પ્રયત્ન થાય તો કાળના પંજામાંથી હજુ ઘણું બચી શકે એમ છે.

—સંપાદક

# છેલછબીલો કાનુડો



સાહેલી મોરી હો ! ગોકુળ તે ગામને ગોંદરે,
જાશો ઝીણી વગાડે ઝાંઝ;
અલબેલો છેલછબીલો કાનુડો.

સાહેલી મોરી હો ! સસરો તે મારો રાજીઓ;
સાસુડી રાજાની રાણી;
અલબેલો છેલછબીલો કાનુડો.

સાહેલી મોરી હો ! જેઠ અષાઢીલો મેહુલો;
જેઠાણી ઝબૂકતી વીજ;
અલબેલો છેલછબીલો કાનુડો.

સાહેલી મોરી હો ! દિયેર બાજુ બંધ બેરખાં,
દેરાણી બેરખડાંની લૂમ;
અલબેલો છેલછબીલો કાનુડો.

સાહેલી મોરી હો ! નણદોઇ વાડી કેરો વાંદરો,
નણંદી ઠળકતી ઢેલ;
અલબેલો છેલછબીલો કાનુડો.

સાહેલી મોરી હો ! પરણ્યો તે મારો પાતળિયો,
અણમૂલો હૈયાનો હાર;
અલબેલો છેલછબીલો કાનુડો.

# છેલછબીલા છોગાળા !



મારું સોનાનું છે બેડું રે !
છેલછબીલા છોગાળા !

મારી રૂપાની ઉઢાણી રે !
છેલછબીલા છોગાળા !

હું તો સરવર પાણી ગઇ'તી રે !
છેલછબીલા છોગાળા !

મને કાળે બળદે મારી રે !
છેલછબીલા છોગાળા !

મારા આછા સાળુ ફાટયા રે !
છેલછબીલા છોગાળા !

ઓ ગોકુળ ગામના દરજી રે !
છેલછબીલા છોગાળા !

મારા આછા સાળુ સિવો રે !
છેલછબીલા છોગાળા !

મારી સાસુ ન જાણે સિવ્યા રે !
છેલછબીલા છોગાળા !

મારી નણંદ ન જાણે ઓટયા રે !
છેલછબીલા છોગાળા !

તારો સાંધ્યાનો સવૈયો રે !
છેલછબીલા છોગાળા !

તારો ઓટયાનો રૂપૈયો રે !
છેલછબીલા છોગાળા !

# સંદેશડો

## સંપાદક : શ્રી. કનૈયાલાલ ગિરધરલાલ વૈદ્ય

[ રાજપૂત સુંદરીઓનો ઉંડેરી હૃદય-વ્યથા વ્યક્ત કરતો ને પ્રેમની પરિસીમા દાખવતો દર્દભર્યો આ રાસ, એમની જ હૈયાં વલોવી નાખે એવી કરૂણરસ રેલવતી વાણીમાં; જેમાં પ્રિતમને મળવા અધીરી બનેલી-પિયુ પિયુ ઝંખતી-વિખૂટી પડેલી સારસડી જેવી એક યૌવનભરી ને કોડઘેલી નવ-પરણિત જુવાન રાજપૂત બાળાનો અદ્‌ભુત પતિપ્રેમ ઝળહળે છે !

જુવાન રાજપૂતાણી પળે પળે, જેમ કોઇ બપૈયો આષાઢી મેઘની રાહ જુએ, એમ ઘડી ઘડી અધીરી થતી પિયુના આગમનની વાટ જુએ છે. આશાભરી અબળા પિયુના નામની માળા એના મખમલશા હૈયામાં રાત દિ' જપે છે. પિયુ સંગે પ્રેમની રમતડી રમવા; એની વજ્ર શી મજબૂત ને હુંફાળી ગોદમાં લપાવા; એના બળવાન ભૂજપાશમાં પોતાની પુષ્પ શી કોમળ દેહ વેલને વિંટળાવવા; અને પોતાના હેલે ચડેલા જોબનનો લ્હાવ લેવા એ દિ' ને રાત આનંદના શમણાં સેવી રહી છે; એવે એક કાળી ચાકમ રાતના પરમા થતી છાની સણસણ એને કાને પડે છે—એના જીવનના સાક્ષીને પોતાનો કાળમુખો બાપ એવા વાવડ મોકલવાનો ઘાટ ઘડી રહ્યો છે કે: " જો ગરાસણીનો ખપ હોય, તો રૂપૈયા હો ને હાક રોકડા; સાથે અંગ માથે સજવાના બારે મૂલના દાગીના ને કપડાં છેડે બાંધીને આણું કરવા વે'લો વે'લો આવજે. જો એટલી સવડ ના હોય, તો તારી પરણેતરની આશા જ મેલી દેજે. ગરથ ગાંઠે બાંધીને લાવીશ, તો દિકરીને વળાવશું: નહિ તો અમારે ને તમારે મૂવાજીવ્યાના આ છેલ્લા રામ રામ છે ! "

જાણે કાળોતરો નાગ ડંખ્યો હોય એમ પારેવડાં જેવા કૂણા હૈયાંની બાળા થમકીને ઢોલિયા માથે ચડપ બેઠી થાય છે. સોમનાથનું સ્મરણ કરી, અંધારાં ઉલેચતી, કોઇ ન જાણે એમ એ સહિયરને ત્યાં પહોંચે છે. બધી વાત સમજાવી સખી સાથે પિયુને છાનો સંદેશ પાઠવે છે કે: " શું રાજપૂતાણીના એક ભવમાં બે ભવ થશે ? શું વનફળિયા કુંવરની બાયડી બીજાને જશે ? કે વાઘેલીના કુંવર વનફળિયા ! આ રૂપૈયા હો ને હાક, ને દાગીના ને કપડાં તો કાલેય આવી મળશે; પણ ગયો અવસર ફરીફરીને પાછો નહિ મળે; મારા જેવી ગરાસણી આખ ધરતી એક કરતાં ય પછી તારે હાથ કદિએ ય નહિ ચડે હો ? ને તારે ને મારે બેઉને માથે ભવ ખાધાનું મ્હેણું ચોંટશે; ને જગતની કે'ણી રહી જશે કે વનફળિયે બાયડી કરતાં રૂપૈયા વા'લા કર્યા. માટે હે રજપૂત ! આ ટાણે આ અધુંય મૂકી જજે;ક્યોંટે પરાપૈલ વખના ઘુંટડા જેમ તેમ કરી ગળી જજે; ને એક તારા જ ભરુંસે રહેલી આશાભરી અબળાને ઉદ્ધારવા ઘડીએ ય મોડી ન થાતાં, બેઠો હોય તો ઉઠીને આંહી દોડયો આવજે ! " ]

મોજને ને કુમતાં મૂધાં મહ્યનાં,
વાઘેલીના આણે વે'લો આવ્ય રે;
વનફળિયા કુંવર ! નાણાં મળશે ને ગોરી નૈ મળે.

હે વાઘેલીના રૂપૈયા હો ને હાક રે;
વનફળિયા કુંવર ! નાણાં મળશે ને ટાણાં નૈ મળે.

હે કડલાં ને કાંબિયું મૂંઘાં મૂલ્યની,
વાઝેલીના રૂપૈયા હો ને હાઠ રે;
વનફળિયા કુંવર ! નાણું મળશે ને ગોરી નૈ મળે.

હે ચણિયો ને ઓઢણી મૂંઘા મૂલ્યની,
વાઝેલીના રૂપૈયા હો ને હાઠ રે;
વનફળિયા કુંવર ! નાણાં મળશે ને ટાણાં નૈ મળે.

હે કંચવો ને કોરયું મૂંઘા મૂલ્યની,
વાઝેલીના રૂપૈયા હો ને હાઠ રે;
વનફળિયા કુંવર ! નાણાં મળશે ને ગોરી નૈ મળે.

હે ચૂડલો ને કાંકણી મૂંઘા મૂલ્યની,
વાઝેલીના રૂપૈયા હો ને હાઠ રે;
વનફળિયા કુંવર ! નાણાં મળશે ને ટાણાં નૈ મળે.

હે હોહરી ને સુમના મૂંઘા મૂલ્યનાં,
વાઝેલીના રૂપૈયા હો ને હાઠ રે;
વનફળિયા કુંવર ! નાણાં મળશે ને ગોરી નૈ મળે.

હે હાલરી ને હાંસડી મૂંઘા મૂલ્યની,
વાઝેલીના રૂપૈયા હો ને હાઠ રે;
વનળિફયા કુંવર ! નાણાં મળશે ને ટાણાં નૈ મળે.

હે વેળિયાં ને લોળિયાં મૂંઘાં મૂલ્યનાં,
વાઝેલીના રૂપૈયા હો ને હાઠ રે;
વનફળિયા કુંવર ! નાણાં મળશે ને ગોરી નૈ મળે.

હે નથણી ને ચૂનિયું મૂંઘા મૂલ્યની,
વાઝેલીના રૂપૈયા હો ને હાઠ રે;
વનફળિયા કુંવર ! નાણાં મળશે ને ટાણાં નૈ મળે.

હે ટીલડી ને દામણી મૂંઘા મૂલ્યની,
વાઝેલીના રૂપૈયા હો ને હાઠ રે;
વનફળિયા કુંવર ! નાણાં મળશે ને ગોરી નૈ મળે.

# વીંછુડો



[ આજથી પચાસ વર્ષ પહેલાં વડોદરામાં પ્રાચીન કાવ્યમાળાના એક સંશોધક સ્વ. નાથાશંકર શાસ્ત્રીની એક નાટ્યસંસ્થા શ્રી ભારત નાટ્યોદ્ધારક કંપનીને નામે ચાલતી હતી. એના 'રાધાવિલાસ' નાટકમાંનાં ગીતો મોટે ભાગે કવિવર દયારામ રચિત તેમ જ મહાકવિ પ્રેમાનંદ વગેરે અન્ય કવિઓનાં લેવાયાં હતાં. એ પ્રસંગે નાટકશાળાના તખ્તા ઉપર આ 'વીંછુડો' ભજવાતો હતો. એ કયી રીતે રજૂ થતો હશે એની તો કલ્પના જ કરવી રહી પણ એ વીંછુડો શ્રી ભરતરામ મહેતાને મુખે જેણે સાંભળ્યો હશે તેને એ પ્રસંગનો ખ્યાલ આવી શકશે. એમને એ કલા સાધ્ય છે એમ કહેવામાં કશી જ અતિશયોક્તિ નથી. આ જ ગીત ઉપરથી કોઈ ચિમનલાલ નામના અપ્રસિદ્ધ કે અલ્પ પ્રસિદ્ધ કવિએ બીજું લાંબું ગીત રચ્યું છે પણ સ્થળસંકોચને લીધે તે અહીં લીધું નથી.—સંપાદક ]

છાણાં વીણવા ગઈ'તી, મને વીંછુડે ચટકાવી રે;
મરી ગઈ મરી ગઈ અ ર ર ર ર ર,
ઊતાર મારો વીંછુડો હું મરી છેલડા મરી.
દીએરજી ઊતારે મને હાથે સોળે ચઢીઓ રે;
મરી ગઈ, મરી ગઈ અ ર ર ર ર ર.—ઊતાર૦

જેઠજી ઊતારે મને આંખે આંસુ આવે રે;
મરી ગઈ મરી ગઈ અ ર ર ર ર ર.—ઊતાર૦

સસરોજી ઊતારે મને છાતી શૂળ્યો વાગે રે;
મરી ગઈ મરી ગઈ અ ર ર ર ર ર.—ઊતાર૦

કાનજી ઊતારે મને ટાઢી લે'રો આવે રે;
જીવી ગઈ જીવી ગઈ હહહહહં જીવી છેલડા.—જીવી૦

# મારવાડણનો વાંક

સંપાદિકા : કુ. બાકુંવરબા

[ મારવીનો સ્વામી 'ઢોલો મારવાડણ' પરણી લાવ્યો છે મારવીનું સિમંત છે. તેથી તેના પિયરિયાં સિમંત પર આવ્યાં છે. મારવીનો વીર બ્હેનને માટે ચોખલિયાળી ભાતની ચુંદડી લાવ્યો છે. તથા તેણે ચોખાની ખીર કરી સગાં કુટુંબ અને પિયરિયાંને જમાડયાં. બધાં જમ્યાં પણ નવપરિચિત મારવાડણ શોક્ય એક ન જમી તેથી પોતાનું સારું ઇચ્છતી નથી એમ જાણી ઢોલા પાસે રાવ કરે છે. શોક્યનું સારું જોઇ કઇ લોકસુંદરી ઇર્ષા ન કરે ? સોમાં એક ટકા ઇર્ષા નહિ કરતી હોય. લોકગીતોના સાહિત્યમાં આ લોકગીત પણ સમજવા જેવું છે. ]

મારવી ઢોલા મારવાડણનો વાંક છે.—ટેક.

મારવી ઢોલા મારા ફળીમાં લીંબડી;
મારવી ઢોલા લીંબડે ચડી જોશ રે—મારવી૦

મારવી ઢોલા સામે કાંઠે ચાર ઘોડલાં;
મારવી ઢોલા વચલો મારો વીર રે—મારવી૦

મારવી ઢોલા વીરને ખભે ચુંદડી;
મારવી ઢોલા ચોખલિયાળી ભાત રે—મારવી૦

મારવી ઢોલા એક ચોખો ખરિયો;
મારવી ઢોલા તેની રાંધી મેં ખીર રે—મારવી૦

મારવી ઢોલા સગું કુટુંબ મેં નોતર્યું;
મારવી ઢોલા નોતર્યું મારૂં પિયર રે—મારવી૦

મારવી ઢોલા સગું કુટુંબ જમી રહ્યું;
મારવી ઢોલા જમી રહ્યાં મારા મૈયર રે—મારવી૦

મારવી ઢોલા વીર ને પિયુજી જમી રહ્યાં;
મારવી ઢોલા ન જમી નામાઇ શોક્ય રે—મારવી૦

# કરમદ

સંપાદિકા : કુ. બાકુંવરબા

[ લોકસુંદરી કરમદ વીણી લાવી ઘંટી ઉપર રાખે છે ત્યાં તેનો નાનો દિયર દેખી જાય છે. બાળસ્વભાવ પ્રમાણે તે ઢોળી નાખે છે. તેથી ગુસ્સે થઈ લોકસુંદરી તેને મારે છે. તે સાંભળી સાસુ દોડી આવે છે ને વહુને ધમકાવે છે. અને છેવટે પિયરીએ કઢાવે છે. આ લોકગીતમાં અતિ દાબ રાખનાર સાસુનું શબ્દચિત્ર છે ]

હું તો કરમદ વીંણવા ગઇ'તી રાજ કરમદડી;
મેં તો પાલી કરમદ વીંણ્યા રાજ કરમદડી.

મેં તો ઘંટી ઉપર મેલ્યા રાજ કરમદડી;
ત્યાં તો નાન દેરીડે દીઠાં રાજ કરમદડી.

મારાં પાલી કરમદ ઢોળ્યાં રાજ કરમદડી;
બાઇજી વારો છો કે વારૂં રાજ કરમદડી.

મેં તો સીંકા ભેળો ઢાળ્યો રાજ કરમદડી;
મેં તો પાટુ ભેળો પાડયો રાજ કરમદડી.

મેં તો બેવડી રાશે બાંધ્યો રાજ કરમદડી;
ત્યાં તો સાસુડી આવી દોડી રાજ કરમદડી.

વહુ ફાટય ઘણેરી રાખો રાજ કરમદડી;
મને બે ચાર પાટુ મારી રાજ કરમદડી.

તારાં ધણીને તેડાવું રાજ કરમદડી;
તારાં હાડકડાં ભંગાવું રાજ કરમદડી.

તને પિયરીએ વળાવું રાજ કરમદડી;
ધણી સાંજ પડીને ઘેર આવ્યો રાજ કરમદડી.

મારી બાઇજીએ માંડી વાત રાજ કરમદડી;
ધણી રીસ ભરેલો દોડયો રાજ કરમદડી.

મને બે ચાર ઢીંકા માર્યા રાજ કરમદડી;
મને પડખાની પાટુ મારી રાજ કરમદડી.

મને બેવડી રાશે મારી રાજ કરમદડી,
મને પરોણલે આગળ કરી રાજ કરમદડી;
મને પિયરીએ વળાવી રાજ કરમદડી.

# કાંતો

[ અહીં રજૂ કરેલાં બંને ગીતો વચ્ચે ઘણું જ સામ્ય હોઇ એક જ ભાવને વ્યક્ત કરતાં ભિન્ન ગીતો સરખાવવા જેવાં હોઇ સાથે મૂકયાં છે. સંપાદક ]

## ગોરી ! કાંતો

ગોરી કાંતો હો રાજ ! નવસરીઆ
શું કાંતું હો રાજ ! નવસરીઆ
નથી રેંટીઓ હો રાજ ! નવસરીઆ
મારું ગાડું ભંગાવું, એનો રેંટિયો ઘડાવું.
ગોરી !

શું કાંતું હો રાજ ! નવસરીઆ
નથી તરાક હો રાજ ! નવસરીઆ
ગોરી કાંતો હો રાજ ! નવસરીઆ
મારો ભાલો ભંગાવું, તેની તરાક ઘડાઉં.
ગોરી !

શું કાંતું હો રાજ ! નવસરીઆ
નથી પૂણીઓ હો રાજ ! નવસરીઆ
મારું ખેતર ખેડાઉં, એનાં કાલાં વેડાઉં.
ગોરી !

શું કાંતું હો રાજ ! નવસરીઆ
નથી ગમતું હો રાજ ! નવસરીઆ
ખાસ સોટા મંગાવું, તારો વાંસો ભંગાવું.
ગોરી !



## કાંતો કાંતો રે મોરી છેલણ બીબીઆં.

કાંતો કાંતો રે મોરી છેલણ બીબીઆં !
કેસે કાંતું મિયાં ! રેંટિયો મીલે ના. કાંતો.
મેરા ગાડાં ભંગાવું. તેરા રેંટિયા ઘડાવું. કાંતો૦

કેસે કાંતુ મિયાં ! તરાક મીલે ના;
મેરા ભાલા ભંગાવું, તેરી તરાક ઘડાવું. કાંતો૦

કેસે કાંતું મિયાં ! પૂણિયાં મીલે ના,
મેરા ખેતર ખેડાઉં તેરી પુણિયાં બનાઉં. કાંતો૦

કેસે કાંતું મિયાં ! કમરિયાં દુઃખતી.
મેરી લકડી મંગાવું, તેરા વાંસા ભંગાવું ગોરી. કાંતો૦

# લેરિયું

**

હો નણદલ માગે લેરિયું રે !
તે કેમ આપ્યું જાય !
હો નણદલ માગે લેરિયું રે !

મારા મહિયરનું લેરિયું:
પખતા પિયરનું લેરિયું:
તે કેમ આપ્યું જાય ?
હો 'નણદલ માગે લેરિયું રે !

હાથીખાનામાં હાથી ઝૂલે રે,
સારા સારા જોઇ જોઇ લ્યો;
હો નણદલ માગે લેરિયું રે !

સામી ઘોડારમાં ઘોડા બાંધ્યા રે,
સારા સારા જોઇ જોઇ લ્યો;
હો નણદલ માગે લેરિયું રે !

સામી ગમાણમાં ગાયો બાંધી રે,
સારી સારી જોઇ જોઇ લ્યો;
હો નણદલ માગે લેરિયું રે !

સામી ગમાણમાં ભેંસો બાંધી રે !
સારી સારી જોઇ જોઈ લ્યો;
હો નણદલ માગે લેરિયું રે !

તે કેમ આપ્યું જાય રે ?
હો નણદલ માગે લેરિયું રે !

સામી વળગણીએ લેરિયું રે !
તે લઇ અદીઠા થાવ રે;
હો નણદલ માગે લેરિયું રે !

મારા, મહિયરનું લેરિયું રે !
તે કેમ આપ્યું જાય રે ?
હો નણદલ માગે લેરિયું રે !

# રાજાનો કુંવર

**

ચાલો જોવા જઇએ રે, રાજાનો કુંવર.

ઝૂલણ ઘોરસીવાળો રે, રાજાનો કુંવર.
...ચાલો०

માથે કસબી ફેંટા રે, રાજાનો કુંવર.
...ચાલો०

બાંયે બાજુબંધ બેરખા રે, રાજાનો કુંવર.
...ચાલો०

દસે આંગળિયે વેઢ રે રાજાનો કુંવર.
...ચાલો०

પાયે રાઠોડી મોજડી રે, રાજાનો કુંવર.
...ચાલો०

ચાલે ચટકતી ચાલ રે, રાજાનો કુંવર.
...ચાલો०

# પુણ્યભૂમિ



ભારત પુણ્યભૂમિમાં જગ્યા એક નિહાળજો રે,
જો જો એની અંદર ગરવી છે ગુજરાતઃ
આઇ અંબે મૈયા ઉત્તરમાં બિરાજિયાં રેઃ
ભારત૦

: સાખી :

વસિયાં દેવી ડુંગરે, સન્મુખ એનાં ધામ;
જન જાત્રાએ ત્યાં જતા, કરવા પ્રેમ પ્રણામ.
કરી દર્શન માનાં સૌ જન તો સુખ પામતાં રે,
રહેતાં ગરબા ગાતાં, માના ચાચર ચોકઃ
ભારત૦

: સાખી :

ઉત્તરમાં અંબા વસ્યાં, પૂર્વે કાલિ માત;
દક્ષિણમાં તુળજા વસ્યાં, સુંવાળ બહુચર માત;
બેઠાં ચાર જોગણી રક્ષા કરવા તેહની રે,
જેહની રક્ષાથી સૌ ટળતા વિઘ્નઃ
ભારત૦

: સાખી :

દેવીની રક્ષા કરે, મળીને ચારે બ્હેન;
દુઃખ થાયે જો માતને, પડે નહિ કો ચેન.
એવી પુણ્યભૂમિમાં જન જે જન્મ જ પામિયા રે,
તેનો સફળ થયો આ જગમાહીં અવતારઃ
ભારત૦

: સાખી :

અંબા આદ્ય સ્વરૂપ છે, કાલિ ભયંકર રૂપ;
ભોળી બહુચર માવડી, તુળજા અનુપમ રૂપ.
પ્રગટયાં આદ્યશક્તિથી ચાર સ્વરૂપો તો જુદાં રે !
કરતો પ્રણામ નર્મદ જય ગરવી ગુજરાતઃ
ભારત૦

નર્મદ

' કવિ નાનાલાલના રાસ ગરબાઓને જનસમાજમાં ઝિલાતા જોઇને એમની પછી ઘણા કવિઓએ એ ક્ષેત્રમાં ઝંપલાવ્યું છે. એમાંના મોટા ભાગના રાસલેખકોથી રાસ ગરબાનાં મુખ્ય તત્વો પકડાયાં જ નથી, તેમ જ તેમના કવનમાં કશી નવીનતા કે રસવૈવિધ્ય નથી. રાસની રચનાકળામાં તેમની હથોટી બેસતી નથી. રાસની રચનામાં પણ પંક્તિના સંધિ પાડીને પછી તેમાં શબ્દરચના લયાનુસારી અર્થ સાધતી રાખવી જોઇએ. વળી મોટે ભાગે રાસમાં સંસ્કૃત શબ્દોનું ભરણું ઘણું કર્યાથી બધું ઔચિત્ય મારું જાય છે. વ્યવહારમાં જેમ પ્રસંગ પ્રસંગના પોષાક જુદા હોય છે તેમ પ્રસંગ પ્રસંગનું ભોજન પણ જુદું હોય છે. એ બધું સચવાય ત્યારે જ ઔચિત્ય આવે છે. કવિ નાનાલાલ પછી સ્વ. બોટાદકરે રાસના ક્ષેત્રમાં ઘણી લોકપ્રિયતા મેળવી છે, અને તેમની પછીના લેખકોમાં શ્રી. કેશવ હ. શેઠ અને શ્રી. મૂળજીભાઇ પિતાંબર શાહ એ બંને કવિઓએ કેટલાક સુંદર રાસ આપણને આપ્યા છે, અને એમના ઘણા રાસ લોકપ્રિય થયા છે. સમાજને કવિતા નથી જોઇતી એમ કોઈ કહી શકે નહીં. કવિતાની સિદ્ધ બનેલી રીતે કવિતા લખો તો જનસમાજ તે જરૂર વધાવી લેશે. માત્ર નવીનતાના કે વિદ્વત્તાના દંભને માટે કવિતાને નામે લઘુગુરુનાં ખોખાં ઊભાં કરશો તો કોઇ તેને ઝાંખીને જોવા ઇચ્છશે નહીં. '

વર્તમાન રાસસાહિત્યનું પ્રતિબિંબ પાડતી આરસી સમા આ વિભાગમાં આપણા લબ્ધપ્રતિષ્ઠિત કવિ ખબરદારથી માંડીને અનેક પ્રસિદ્ધ-અપ્રસિદ્ધ કવિઓની કૃતિઓનાં દર્શન થઇ શકે છે. ગરબા જેવું ક્ષેત્ર છે એવી બ્હેનોની કૃતિઓ પણ અહીં સારા પ્રમાણમાં રજૂ થઇ છે. ' ગુણસુન્દરી ' માસિકની કારકિર્દીમાં જૂના નવા કવિઓનું આવું અપૂર્વ સંમેલન એમની રચનાઓ દ્વારા મારા ધારવા પ્રમાણે આ પહેલી જ વાર થાય છે. અને આ સંમેલનની સફળતાનો કંઇ પણ યશ મળે તો તે એ કવિઓને જ છે.

વિવિધતાથી સભર ભરેલા આ વિભાગમાં રજૂ થયેલ પ્રત્યેક રાસ-ગરબો પોતાનો પરિચય પોતાની મેળે જ આપી દે છે અને સાથે સાથે પોતાના સર્જકની સર્જનશક્તિ પણ બતાવી આપે છે. આખા યે વિભાગની કલગીરૂપ 'નવરાતનાં નોતરાં'ના રાસમાં કવિ આજની રણુશૂરી ગુજરાતણનું સુંદર રંગચિત્ર દોરી રાષ્ટ્રોત્કર્ષના આજના અવસરે એની કર્તવ્ય-ભાવનાનું દર્શન કરાવે છે. તે ઉપરાંત આ વિભાગમાં જગદંબા ને જન્મભૂમિનાં જયગીત, દેશની વર્તમાન દશાનાં દર્શન, રસરાજ કનૈયાના રસરાસ, વિરાટ કલ્પનાભર્યો બ્રહ્માંડનો ગરબો, ઊંચે ઉડવા મથતા વિહંગરાજને ઉદ્‌બોધન, વસંત, શરદ, વર્ષા ને ચાંદનીની રસ-રમણા, જગમાં કુંકુમ ઢોળતી સોહાગણોના સોહાગભાવ, આકાશને ધરતીનાં ગીતો, વિનોદ-ગીતો, જીવનનાં ઉર્ધ્વગામી તત્વોનું દર્શન આદિ વિષયોને સ્પર્શતા અનેક ભાવનામય રાસોથી ગુર્જરીની રાસકુંજો જરૂર અધિક સોહામણી બનશે. જગતના મહારાસધારી રાસેશ્વર શ્રીકૃષ્ણે દીધેલા રાસના અમૂલ્ય વારસામાં વૃદ્ધિ કરી ગુજરાતણો જીવનમાં અમૃત સિંચે અને ગુજરાતની ગૃહકુંજોને અમૃતે છલકાવે એવી અભિલાષા મારા જેવો રાસ રચનારો ગુજરાતી જરૂર રાખી શકે.

—સંપાદક

# વિહંગરાજ !

*

ઉડવાને આભને ઓવારે,
કે આવડા શું રાચ્યો, વિહંગરાજ !
ચડવાને મેરુને મિનારે,
કે ઠમ્મકે શું નાચ્યો, વિહંગરાજ !
—ઉડવાને૦

પાંગરતી પાંખ, રાજ ! લચકાશે લ્હેરિયે,
પવનની પાવડીને ભારે :
કે આવડા શું રાચ્યો, વિહંગરાજ !
—ચડવાને૦

નાજુકડી ચાંચ, ને ચણવા શા તારલા,
આ કા શ ગં ગા ને આ રે :
કે આવડા શું રાચ્યો, વિહંગરાજ !
—ચડવાને૦

હળવેરી વાય હવા ઉંચાં આરોહણે,
રૂંધાશે શ્વાસ હુડુકારે :
કે આવડા શું રાચ્યો, વિહંગરાજ !
—ચડવાને૦

ઉંચે છે આભલાં, ને નીચે પતાળનીર;
મધ્યે ના મેના સહચારે :
કે આવડા શું રાચ્યો, વિહંગરાજ !
—ચડવાને૦

માણે સૂરજ ચડી મધ્યાહ્ને, સાહ્યબી;
લૂંટાતો સન્ધ્યા સીમાડે !
કે આવડા શું રાચ્યો, વિહંગરાજ !
—ચડવાને૦

ગિરઓના ગર્વ શા ? મેલી મન્દિરિયાં !
બેસો મન્દિરને ગભારે;
કે નેહડે નાચ્યો, વિહંગરાજ !
—ઉડવાને૦

કેશવ હ. શેઠ

# જગદંબા

મા ! આજે તવ અનુપમ સ્મૃતિઓ ઝબકી જાગતી રે લોલ !
ભાવ ભક્તિની ભરતી ફેરી નોબત બાજતી રે લોલ !
મા ! તુજ નામ મધુર મુખ જપતાં કંઈ કંઈ થાય છે રે લોલ !
તારા પ્રેમતણા આવેશે મત્ત થવાય છે રે લોલ !
મા ! મહિમા તવ ચૌદે લોકે પ્રકટ પ્રકાશતો રે લોલ !
યશ તારો મા ! દશ દિશ વ્યાપી મેઘો ગાજતો રે લોલ !
મા ! તુજ ગાન કરે બ્રહ્માંડ અનાદિ કાલથી રે લોલ !
સ્તોત્રો તારાં સુણું ગવાતાં તારક-તાલથી રે લોલ !
મા ! તારા પુલકંત પ્રકાશો સૂર્ય સમર્પતા રે લોલ !
નક્ષત્રોની માલા તારાં કિરણો ગૂંથતાં રે લોલ !
મા ! તવ હૃદયામૃતના બિંબે ચમકે ચંદ્રમા રે લોલ !
ઝરમર ઝરંત તાજી શાંતિ મંજુ મનોરમા રે લોલ !
મા ! તારી કરુણાની ધારા મેઘ ઉતારતા રે લોલ !
હાય વરાળો પૃથ્વી કેરી પળમાં ઠારતા રે લોલ !
મા ! તું અદ્ભુત એક અકળ આશ્ચર્યસ્વરૂપિણી રે લોલ !
ગૌધેરી માંગલ્યવિધાત્રી શુભ સંધાયિની રે લોલ !
રોમે રોમે તારે ફૂટે સેરો પ્રેમની રે લોલ !
તારી છાયામાં રેલાતી રિદ્ધિ ક્ષેમની રે લોલ !
મા ! તારું સ્મિત હૃદયાહ્લાદક જ્યોત્સ્નાઓ ઝરે રે લોલ !
નયણાં તારાં કૃપાકટાક્ષે ક્લેશ બધા હરે રે લોલ !
મા ! તારે ખોળે અમ મસ્તક આશ્રય પામતું રે લોલ !
તારે ચરણે હૃદય રમતું થનગન નાચતું રે લોલ !
અંધારાં યુગ યુગનાં માડી ! અંધ બનાવતાં રે લોલ !
તારી સંનિધિની આભાએ લોપ થઈ જતાં રે લોલ !
મહાકાલની મહિમાવંતી શક્તિ શુભંકરા રે લોલ !
દુરિત દલોનું દારણ કર મા ! કાલી કૃપાપરા રે લોલ !
આત્માનાં અમ દારિદ્ર્યોનાં દુઃખ નિવારતાં રે લોલ !
પ્રેમલ તારાં પગલાં ઝંખું થી વિસ્તારતાં રે લોલ !
ક્ષુદ્ર અમારા જીવનમાં મા ! તારા તેજસે રે લોલ !
ઐશ્વર્યે ભર મહેશ્વરી ! મા ! શિવ સાક્ષાત્ હસે રે લોલ !
તું સર્વસ્વ અમારું માડી ! તુજમાં સૌ સહુ રે લોલ !
એક ઉમળકે ઢળી પડી મા ! તુજ થાવા ચહું રે લોલ !

પૂજાલાલ

# સુન્દરીઓ સંજોગણુ !

O

જોગવતી જગને, સ્નેહે;
સોહે સુન્દરીઓ સંજોગણુ !

પ્રકૃતિની દિવ્ય દુહિતાઃ
સહકારે, સત્સંહિતાઃ
રેલે ઐશ્વર્ય-સરિતાઃ
સોહે સુન્દરીઓ સંજોગણુ !

દિગ્ધરી, સંયમે, કાલિકાઃ
પ્રસર્જનની પ્રણાલિકાઃ
અભય, ફેરી વૈતાલિકાઃ
સોહે સુન્દરીઓ સંજોગણુ !

માંડે સંસાર-મંદિર-
માયાળુ, હૈયાંનું, સ્થિરઃ
સ્વાર્પણ-શૃંગાર, અધીરઃ
સોહે સુન્દરીઓ સંજોગણુ !

નિયામિકા નરની નારીઃ
અગ્રેચરી અપનાવનારીઃ
સંગીતા ગજાવનારીઃ
સોહે સુન્દરીઓ સંજોગણુ !

સ્ત્રીને પગલે જ પનોતે,
પરાક્રમી વીર જ પ્રકટેઃ
દશદિશ રક્ષે જ સ્વદેશે !
સોહે સુન્દરીઓ સંજોગણુ !

લલિત

# આફતની વીજ

O

ઊઠ જાગ જાગ દેવી હિંદ માત રે !
આફતની વીજ તારા આભમાં ઝબુકતી !
તારા ઘરમાં પેઠી છે ઘણી ઘાત રે !
સ્વજન માંહી વેદનાની જ્વાળ જો ભભુકતી !
—ઊઠ૦

કાળી ગટા ઘોર તારે શીશ જો ઘૂમી રહી,
જેને વાય છે તોફાની ઝંઝાવાત રે !
આફતની વીજ તારા આભમાં ઝબુકતી.
—ઊઠ૦

ત્રાંબાળુ દ્વાર તારે સંકટનાં ધમધમે,
તેના થાય છે પ્રચંડ આઘાત રે !
આફતની વીજ તારા આભમાં ઝબુકતી.
—ઊઠ૦

આજે સપૂત તારા યજ્ઞમાં હોમાય છે,
જેની જગમાં વિખ્યાત થઇ વાત રે !
આફતની વીજ તારા આભમાં ઝબુકતી.
—ઊઠ૦

ઊંઘતાં સંતાનને ઊઠાડ હાથ ફેરવી,
તેને ઊગતું દેખાડ તું પ્રભાત રે !
આફતની વીજ તારા આભમાં ઝબુકતી.
—ઊઠ૦

ત્રિભુવન વ્યાસ

# બ્રહ્માંડનો ગરબો

કોઇ અદ્દભૂત બ્રહ્માંડનો આ ખેલ,
જેમાં રસભર સહુ ખેલી રહેલ:
આ વિશ્વ ગરબે ઘૂમે હો રંગ !

: સાખી :

પૃથ્વી ગરબો થાઇ રહી, ઘૂમી ગોળ સદાય;
પેલો ગોળ ઘૂમી રહ્યો, સૂર્ય ગગનની માંય.

જોઉં આખીય નક્ષત્રમાળ,
વહી અંતરિક્ષ-ચૉકે રસાળ;
સદાય ગરબે ઘૂમે હો રંગ !

: સાખી :

જળ વરાળ થઇ ગગન જઇ, પાછું વારિ સમગ્ર;
જળ રૂપ થઇ આવે નીચે, એ પણ અદ્દભૂત ચક્ર.

ફરે વાયુ વંટોળ ગોળગોળ:
એમ સાખુંય વિશ્વ ચકડોળ:
અખંડ ગરબે ઘૂમે હો રંગ !

: સાખી :

ઉગ્ર કર્મથી સ્વર્ગ ને, સ્વર્ગથી મૃત્યુ લોક;
વર્તુલ જનિમૃતિનું ફરે, એ પણ દિવ્ય પ્રયોગ.

વૃક્ષમાંથી બીજ, બીજમાં વૃક્ષ,
ઘૂમે સિંધુગોળ, જગત્ સમક્ષ;
બધુંય ગરબે ઘૂમે હો રંગ !

: સાખી :

બ્રહ્મમાંથી સઘળું થઇ, અને બ્રહ્મની માંય;
સર્વ રમે એ પણ ખરે, ગરબો દિવ્ય લહાય.

આમ ગરબે ઘૂમે સર્વ કાંઇ,
તેના અંતરઅંતરની માંહિ;
હું યે ગરબે ઘૂમું હો રંગ.

સ્વ. શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજી

# કૃષ્ણકિશોર

[ ઢાળ : મમ હૃદયસરે રમનારા ]

પેલો નાચંતો નચવંતો,
પેલો ગાજંતો ગજવંતો;
પેલો હાસંતો હસવંતો,
સુંદર સ્યામલ કામણખોર.
પેલો૦

કંઇ રસરમતો એ ખેલંતો,
કંઇ રાસરસે ખેલાવંતો;
કંઇ કંઇ એહ અકલકલંતો,
મનનો મધુરો મોર.
પેલો૦

કંઇ પાયઘુઘરી ઠમકાવંતો,
કંઇ વનવન વેણુ બજાવંતો;
કંઇ કંઇ રથલપર એ અણુછંતો,
આવી ચડે ચિત્તચોર.
પેલો૦

કંઇ મંજ કુંજસમાં ગુંજંતો,
કંઇ યમુના તટપર વિલસંતો,
કંઇ કંઇ અણુસારા સારંતો,
જય જય કૃષ્ણકિશોર.
પેલો૦

શ્રી. જયંતીદેવી

# વધામણી

[ ઢાળ : ગુલાબી કેમ કરી જાશો ચાકરી રે ]

ઓ ગગનમાં ઊગીયા ચમકતા તારલા રે,
કે ચળકશે ઝરતા સમરના ઘાવ;
વીરનર ! યુદ્ધની લ્યોને વધામણી રે.

ઓ આકાશમાં ઝબૂકે ઝીણી વીજળી રે,
કે ઝબૂકશે મેદાને વીરની તલવાર;
વીરનર ! યુદ્ધની લ્યોને વધામણી રે.

ઓ ઊછળે દેવતા મારા દિલમાં રે,
કે છૂટશે સમરમાં આંખથી અંગારઃ
વીરનર ! યુદ્ધની લ્યોને વધામણી રે.

ઓ નિશાન તે ચડ્યાં ઊંચે વાદળે રે,
કે લાગશે સૂરજને તીણી ધારઃ
વીરનર ! યુદ્ધની લ્યોને વધામણી રે.

ઓ સાંભળો ભૈયા ! શંખ ફુંકાતો રે,
કે આવ્યો અંતરથી રણનો આદેશઃ
વીરનર ! યુદ્ધની લ્યોને વધામણી રે.

ઓ આજ મારો અમૂલખ દિવસ ફળશે રે,
કે ફળશે મારા યુદ્ધના કોડઃ
વીરનર ! યુદ્ધની લ્યોને વધામણી રે.

મોહિનીચંદ

# માટીનો ગરબો

o

હાં રે મને માટીનો ગરબો અપાવજો,
મારી સહિયરના સાથને તેડાવજો જી રે,
માટીનો ગરબો અપાવજો.

હાં રે ચોક વચ્ચે બાજઠડો ઢળાવશું,
મારા ગરબાને ત્યાંજ પધરાવશું જી રે,
માટીનો ગરબો અપાવજો.

હાં રે અમે ચોકે તે ગરબે ઘૂમશું,
રાસ જોવાને તમને બોલાવશું જી રે,
માટીનો ગરબો અપાવજો.

હાં રે માટી ચંદાસખી તમારી દીકરી,
ગ્રહ તારા સમાન સખી સાથની જી રે,
માટીનો ગરબો અપાવજો.

હાં રે મારા ગરબામાં તારલા દીપે ઘણું,
જાણે આકાશ ચોકમાં ઊતર્યું જી રે,
માટીનો ગરબો અપાવજો.

જયંમનગૌરી પાઠકજી

## ધરતી તપી

ધરતી તપી ને ઘોમ ધખિયા,
અંગાર પગે ડંખ્યા,
સૂરજ ! જરા શીળા પડો હો !

લીમડાની છાંય ગામ ઝાંપે,
અદુલી મેના કાંપે,
સૂરજ ! જરા શીળા પડો હો !

કુમળીને લૂ જરી લાગી,
સરવરિયા પાળ આઘી,
સૂરજ ! જરા શીળા પડો હો !

આસોપાલવ ગયા ઊંચા,
કે ગોખરૂ ખુંચ્યાં
સૂરજ ! જરા શીળા પડો હો !

કેળના વીંઝણા ન ચાલે,
ન એક ડાળ હાલે,
સૂરજ ! જરા શીળા પડો હો !

વસમી આ વન કેરી વાટે,
કે ડુંગરાની છાટે,
વિસામો સેહ્ય શીળા પડો હો !

રંગ ભરી વાદળી બોલાવું,
કે મેઘને હું કહાવું,
સૂરજ ! જરા શીળા પડો હો !

ચાસમાં ફરે એ અલબેલો,
કે ચાકરી અઢેલો,
સૂરજ ! જરા શીળા પડો હો !

**રમણલાલ વ. દેસાઇ.**

## શી સ્નેહવીણા વાગે

શી સ્નેહવીણા વાગે.
જીવન જાગે છે પ્રેમના પ્રકાશમાં;
પિયુ આવે છે ઉરના આવાસમાં.

: સાખી :

કમનીય કંકણ કંથનાં, પતિભક્તિ શણગાર;
સાલુડા સોહાગના, શીયળ કંચુકી સાર.
કંથ કંથ નામ રટી કંથમાં સમાઇએ,
વ્હાલમમાં ચિત્ત–ગીત એનાં એ ગાઇએ;
નયને વસાવી એના નયને લખાવીએ.
એ છે વ્રત પ્રાણના વિકાસનાં છે.
પિયુ૦

કુમકુમનો ચંદ્ર ભાલે, છલકાય વદન વ્હાલે;
હૈયાની ડાળ ડાળે, વધાવો સ્મિત માળે.
ઝીલો જ્યોતિ એ પ્રેમલ ઉજાસમાં.
પિયુ૦

: સાખી :

નયન–નયનની કુંજમાં, નિર્મળ નેહ પરાગ;
રસમાળી સિંચી રહે, વિમળ જીવન ફૂલબાગ;
ઉરની કોકિલ એને ટહુકે બોલાવતી;
મનમનની મેના ગીત મીઠાં આલાપતી.
પિયુ આવે છે ઉરના આવાસમાં.

**રઘુનાથ બ્રહ્મભટ્ટ**

# વેણીનાં ફૂલ

જગતહૈયે સુવાસ પસરાવતાં
મારી વેણીનાં ફૂલ;
સ્નેહસંદેશો છાનો કૈં લાવતાં
મારી વેણીનાં ફૂલ.

સ્વામીસ્નેહનાં પ્રતીક સમાં ફૂલડાં એ લોલ,
સ્નેહગ્રંથીનાં એ બન્ધનો અમૂલડાં રે! લોલ,
સ્વામીહૃદયને ઝુલાવનાર ઝૂલણાં રે! લોલ;
મર્મ દામ્પત્ય કેરા સમજાવતાં
મારી વેણીનાં ફૂલ.

અનુપ સુસ્વરૂપ ફૂલનાં એ રૂપ છે રે! લોલ,
દેવદોહ્યલી સુવાસ એ અનુપ છે રે! લોલ,
કલા – કમનીયતા – કામણસ્વરૂપ છે રે! લોલ,
અર્પે સ્વામીને ચરણે ધરાવતાં
મારી વેણીનાં ફૂલ.

ચાંપશી વિઠ્ઠલદાસ ઉદ્દેશી

# નાવિક

નાવિક કોણ નૌકા ઉતારે કિનારે?
તૂફાનમાંથી તારે કો મુક્તિને મિનારે?—નાવિક કોણ.

ધ્રૂજવે ચૉફેર ઘોર ઝંઝાનિલ જોરથી;
ઉછળે પ્રચંડ છોળ પ્રલયંકર શોરથી:
ડગમગ ડોલન્ત નાવ ધારે.—નાવિક કોણ॰

ઘેરે ઘન અંધકાર, ચમકે છે વીજળી;
વરસે અખંડધાર ધારાઓની ઝડી:
ડગડગ ડૂબન્ત નાવ તારે—નાવિક કોણ॰

શઢ સૌ ચીરાય, હાથ રહેતું સુકાન ના;
દિશા ના દેખાય, ધ્રુવ તારકનું ભાન ના:
નિરવધિ વિનાશને નિવારે—નાવિક કોણ॰

ચતુરભાઈ શંકરભાઈ પટેલ

# મારો દીપ

કેમ ન મારો, કેમ ન મારો દીપક પેટે રે ?
એક જ મારો એક જ મારો દીપ ન પેટે રે !

વીજ પરે કૈંક વીજ પડે છે,
વાદળનાં દળ તો ગગડે છે;
જ્યોત પરે બીજી જ્યોત ચડે છે.

તોયે મારો—
કેમ ન મારો, કેમ ન મારો દીપક પેટે રે ?
એક જ મારો એક જ મારો દીપ ન પેટે રે !

રવિ થકી શશી એક બળે છે,
તારક દીપક કૈંક જળે—છે;
દીવડે દીવડા નિત્ય બળે છે,
એકથી એક અસંખ્ય મળે છે.

તોયે મારો—
કેમ ન મારો, કેમ ન મારો દીપક પેટે રે ?
એક જ મારો, એક જ મારો દીપ ન પેટે રે !

રતુભાઇ દેસાઇ

# ભૂલી પડેલી ગોપી

[ ઢાળ : 'લેગી લેગન બનાકે ગીધર ગયોરી ?' ]

ગોપી 'કૃષ્ણ' 'કૃષ્ણ' કૃષ્ણ'
રાધેકૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ કરતી ફરે રે—ગોપી૦
"મોર ! તેં ક્યંઇ મોહનને દીઠા ?
વ્હાલો તારી પેઠે લટકા કરે રે"—ગોપી૦
"હંસ ! તેં ક્યંઇ હરિને દીઠા ?
વ્હાલો તારી પેઠે ઠમકા કરે રે"—ગોપી૦
"કોયલ ! તેં ક્યંઇ કેશવને દીઠા ?
વ્હાલો તારી પેઠે ટહુકા કરે રે"—ગોપી૦
"પોપટ ! તેં ક્યંઇ પ્રભુજીને દીઠા ?
વ્હાલો તુજને ભણાવી પોતે ભણે રે"—ગોપી૦
"ગવરી ! તેં ક્યંઇ ગોવિંદને દીઠા ?
વ્હાલો તારા તે દૂધનું પાન કરે રે"—ગોપી૦
"ધરતી ! તેં ક્યંઇ ધરણીધર દીઠા ?
વ્હાલો તારી પરે કોમળ ચર્ણ ધરે રે"—ગોપી૦
"આકાશ ! તેં ક્યંઇ અચ્યુત દીઠા ?
તારી ચારે કોરે તે દષ્ટિ પડે રે"—ગોપી૦
"હવાં વ્રજજીવન આવી મળે તો
નિશ્ચે અમારા કે' પ્રાણ ઠરે રે"—ગોપી૦

મંજુલાલ મજમુદાર

# જીવનરાસ

હવે લેજે વિસામો કોયલ રાણી !
તારા ટહૂકાની મોજ અમે ખૂબ માણી,
હવે ગાશું તે વીરગાની વાણી;
કે ગરબે કોડ આણી રે. ૧

અલ્યા ફૂડા કનૈયા ! તું ઉભો રહેજે,
પાછી આવું છું, સહેજ મારી વાટ જોજે;
હમણાં સૂઈ જા તું શ્યામ ! સોડ તાણી;
કે ગરબે કોડ આણી રે. ૨

કુંળાં ફૂલડાં ! સંકોરજે પાંખડીઓ,
માતી તરસે મીંચાઇ રહી આંખડીઓ;
પાઇ આવું આંસુડાંનાં પાણી;
કે ગરબે કોડ આણી રે. ૩

ગોરી ચંદા ! તારલિયાની ગૂંથી વેણી,
અલિ ! ગરબે રમવાને ઓરી આવ બેની !
હેરી કરશું કેસરિયાંની લહાણી;
કે ગરબે કોડ આણી રે. ૪

વાટ વહાલા વસંતરાજ ! જોઉં તારી;
ભરી હૈયાંના શોણિતની પિચકારી
હોરી જીવનસંગ્રામની મેં માંડી
કે ગરબે કોડ આણી રે. ૫

રાસ રૂદ્ર કેરા તાંડવને તાલે રમશું;
ઉની હૈયાંની ભસ્મ તારે ભાલે ધરશું;
માડી ! આવજે તું ચંડી રૂપ ધારી
કે ગરબે કોડ આણી રે. ૬

રમેશનાથ રંગનાથ ગૌતમ

# એ કોણ ?

સખિ ! ઓળખ્યો એ કોણ છે ઉભેલો ?
ગુમાનનો ભરેલો. ટેક.

એની આંખો શા કરે ચમકારા,
જાણે ઉડે છે તેજના ફુવારા,
દિસે અજબ જાદુગર શો છેલો,
ગુમાનનો ભરેલો. સખિ૦ ૧

જુએ સૌને ચોપાસ મીટ માંડી,
એને જોઇને જગત થાય ગાંડી,
અભયમૂર્તિ શો ઉભો અકેલો,
ગુમાનનો ભરેલો. સખિ૦ ૨

એની મોરલીથી માધુરી ઝરે છે,
તે તો સચરાચર ચેતના ભરે છે,
વહે પ્રેમનો પયોધિ છલકેલો,
ગુમાનનો ભરેલો. સખિ૦ ૩

લોક કહે છે એ નંદનો કનૈયો,
મીઠી મોરલીનો મોંઘો બજવૈયો,
ગોપબાલોનો વ્હાલો અલબેલો,
ગુમાનનો ભરેલો. સખિ૦ ૪

જગજીવનદાસ દયાળજી મોદી

# ભારતીચરણે

અમારાં વંદન શત શત વાર,
મૈયા ભારતીચરણે !
અમારા ધન્ય સદા અવતાર
મૈયા ભારતીચરણે !

ઉન્નત હિમગિરિશૃંગ સુહાગી,
રત્નાકર ઉર્મિ અનુરાગી;
સુહાવે સીમા શોભનકાર,
મૈયા ભારતીચરણે !

જળ જળ ભર સાગર સરિતાઓ,
વનઘેરી મઘમઘતી કુંજો !
ભર્યાં અમીરસ ઔષધ ભંડાર;
મૈયા ભારતીચરણે !

વિશ્વમનોહર વાડી અમોલી,
કોકિલ–હંસ–કલાપી કેલી !
મધુરા કૂજનના ટહુકાર,
મૈયા ભારતીચરણે !

મંજૂલ મીઠા સમીર શરોદે,
રસવંતી નવપલ્લવ ગોદે;
રમે નિત બાળક કિલકિલકાર,
મૈયા ભારતીચરણે !

ઉજ્જ્વલ આંગણુ રસરંગોળે !
મંગળ–ઉત્સવ–રાસ–હિંડોળે;
સદા જ્યાં મંદિર જયજયકાર,
મૈયા ભારતીચરણે !

દેવોને પણ દુર્લભ એવી !
જન્મભૂમિ અમ ભારતી દેવી !
દીએ સુખ–સ્વાતંત્ર્ય–સ્વરાજ,
મૈયા ભારતી ચરણે !

જગુભાઇ મો. રાવળ

# અભિલાષ

૧

સાહેલડિ, સંચરવાં સાથે અનંતમાં
ડોલાવી ડુંગરો દિગંતમાં,
સાહેલડિ,—

૨

વાગે રણહાક ઘૂમે રણમાં વીરાંગના
ઝૂકે છે જીવનના જંગમાં,
સાહેલડિ,—

૩

સોહાવું સૃષ્ટિનાં અણભીંજ્યા અંચળે
શમણાના સાચા તરંગમાં,
સાહેલડિ,—

૪

વસમી છે વાટ મારા ખારા ભવસાગરે
તરવાં સંગાથે ઉમંગમાં,
સાહેલડિ,—

૫

ખેલીશું ખેલ ગિરિશૃંગે વિહંગશાં
નીલી અનેરી વસંતમાં,
સાહેલડિ,—

રમણીક દલાલ

## સોહાગણ

[ ઢાળ : રોજ રોજ બેડલા વારા ]

હૈયામાં જ્યોતિ ઝળકાવે, સોહાગણ,
ચાંદની શું મુખ મલકાવે:
નેહભર્યાં નયણાં નચાવે, સોહાગણ,
હૈયાને હેતથી હસાવે.

ગુણવંતી હો શોભતી પ્રકાશે, સોહાગણ,
જીવન રસભરી ચાશે.
ફૂલડાં શી ફોરમ સુહાસે, સોહાગણ,
જીવન વાડી ઉલ્લાસે.

કોડીલા ભાવ ભર્યાં ભાવે, સોહાગણ,
આનંદ રસ છલકાવે.
જીવનસખ્યને સોહાવે, સોહાગણ,
ફૂલની તે વેલ પ્રફુલ્લાવે.

રંગ સોહે ગુલાબી ગાલે, સોહાગણ,
સોહે શી બીજ બિન્દી ભાલે.
અંબોડે વેણી સોહે બાલે, સોહાગણ,
પ્રસરે છે પરિમલ ચાલે.

રાસ ગાતી એવા દિવ્ય રાગે, સોહાગણ,
સોહન્તી ફૂળના સોહાગે.
મધુબંસી શા બોલ મીઠા લાગે, સોહાગણ,
હૈયામાં ચેતના જાગે.

ધૈર્યચન્દ્ર ર. બુદ્ધ

## વર્ષાસુન્દરી

સખિ ! ઊંચી અગાસી સારી ઓપતી,
ત્યહીં છૂટી મૂકીને કેશમાલા
એ કો દેવબાલા :
રમવાને આજ ઉતરી !
ટેક—

એણે ઓઢી છે આસમાની ઓઢણી,
નવલ વાદળીની કેવી નિજ અંગ
નવલવર્ણના રંગ :
રમવાને આજ ઉતરી !

દૂર સંભળાતી મોરની કેકાવલિ,
વીજળીની ચમકે છે તેજરેખા
સેમાં દે છે દેખા :
રમવાને આજ ઉતરી !

એ તો આષાઢની મેઘમાલિની,
વર્ષાની અવિરત ધારા
શા જલના ફુવારા :
અંઘોળવાને ઉતરી !

જનાર્દન પ્રભાસ્કર

# સખિ, ગૂંથોને હાર !

સખિ ! ગૂંથોને હારઃ (૨)
ફૂંરે ફૂલડાંનો બ્હારઃ (૨)
ભારત માતાને કાજ સખિ ! ગૂંથોને હાર !
શતદલ કમળોના હાર, ભારતમાતાને દ્વાર,
ઉડે રંગના ફુઆર, ચઢે પ્રેમના જુઆર;
સખિ ! ગૂંથોને હાર ભારતમાતાને કાજ.

ઉડે અબીલ ગુલાલ, ભારતમાતાને ભાલ,
સખિ ! સુમનની માળ, લાવો આણી ઉરવ્હાલ !
સખિ ! ગૂંથોને.

વીણો વનવનનાં ફૂલ. થાય છવન છો ડૂલ,
માતૃસેવાનાં મૂલ મોઘાં કરજો ના ભૂલ.
સખિ ! ગૂંથોને.

ઉડો ઉંચે આકાશ કાઢો સાગરનો ક્યાસ,
રાખો કૈં ના કચાશ માતૃમુક્તિની આશ.
સખિ ! ગૂંથોને.

સખિ, ઉડોને આજ, ભારતમાતાને કાજ,
જુઓ આવે સ્વરાજ, ભારતમાતાને તાજ.
સખિ ! ગૂંથોને.

માતૃમુખે સુહાસ, નવલમુક્તિના રાસ,
ગાઓ આણી ઉલ્લાસ, ફળે અંતરની આશ.
સખિ ! ગૂંથોને.

શતશત ગૂંથોને હાર, ખૂલે મુક્તિનાં દ્વાર;
હવે વિરામી રાત, ઉગે નવલું પ્રભાત.
સખિ ! ગૂંથોને.

જેહાલાલ ત્રિવેદી

# વિરાટરાજ

મારા રાષ્ટ્રનો વિરાટરાજ રમણે ચડયો રે.
રમણે ચડયો
કે વિશ્વે શમણે ઢળ્યો,
રાષ્ટ્રનો વિરાટરાજ રમણે ચડયો રે.

લાખ લાખ સૂરજોની જાગેલી ઝંખના,
કોટિ કોટિ કિરણોની આંજેલી કલ્પના;
હાં રે એના અંતરનો નાદ બ્રહ્માંડે જડયોઃ
રાષ્ટ્રનો વિરાટરાજ રમણે ચડયો રે.

રમણે ચડયો
કે આત્મજોહરે ઢળ્યો,
રાષ્ટ્રનો વિરાટરાજ રમણે ચડયો રેઃ
ડોલરિયો દેશપ્રાણ રમણે ચડયો રે.

સો સો વરસોની તિમિર આંધીને ઉડાડશે,
એક ને અખંડ સર્વરાજ્યને ઉજાળશે;
હાં રે પરમ વિશ્વનો પુરુષ શક્તિસાંગે લડયોઃ
રાષ્ટ્રનો વિરાટરાજ રમણે ચડયો રે.

રમણે ચડયો
કે મોક્ષઅંજને ઢળ્યો,
રાષ્ટ્રનો વિરાટરાજ રમણે ચડયો રેઃ
કેસરિયો લોકપ્રાણ રમણે ચડયો રે.

દેશળજી પરમાર

## વિસરૂં

[ ઢાળ : મારી ભરછક હૈયું છલકાય રે,
સખિ ! નમતાં હું નીતરૂં ]

તારૂં મદભર મુખ મલકાય રે,
સખિ ! જમતાં હું વિસરૂં !
તારૂં રસભર ઉર છલકાય રે,
સખિ ! ભમતાં હું વિસરૂં !

તારૂં હૂર જેવું નૂર :
તારો નૂર જેવું શૂર :
નેહ નવલા મને નિત પાય રે,
સખિ ! જમતાં હું વિસરૂં !

રમણિક કિશનલાલ મહેતા

## સૂની રજની

રજની સોરે સૂની સૂની:
વાટડી જોતી વ્હાલમ વિધુની;
વીતતી વેળા મધુની:
ટમકે ટમટમ મીટના મટકે,
તારક અશ્રુ બની ટમકે,
પડઘો આશકિરણ પ્રકટાવે. રજની.

જળભર વાદળી વેગે આવે,
સુખદ વધાઇ સુણાવે;
ભાવની ભરતી ઉર ઉભરાવે,
શશિયર સંગ મિલાવે;
પાય કટોરી ચંદ્ર અમીની. રજની.

જયકુમારી પટેલ

## મોરમયૂરી

પનઘટ નાચે મોરમયૂરી (૨)
મુજ ઉર લાગે પલપલ મધુરી
પનઘટ નાચે મોરમયૂરી.

કુંજમાં વરસે વારિ આજે,
સૌરભ ભરિયા કંઠ વિરાજે;
ફૂલ ફોરમ શી બહેકી રહી
પનઘટ નાચે મોરમયૂરી.

અંતર ઉછળે. મન પણ આજે,
સૂર-સંચિત જલ છમ છમ નાચે:
કોકિલા ગીત ગાઈ રહી
પનઘટ નાચે મોરમયૂરી.

શાન્તિલાલ ઓઝા

## વર્ષા

[ ઢાળ : સખિ ! ચંદ્ર સુધા નભથી નીતરે. ]
ઘન ઘોર ઘટા નભ આવી રહી,
ચમકી વીજ માર્ગ બતાવી રહી. ઘન૦
દાદુર બોલત નાચત મયૂરો,
વિધિ નિજ બંસી બજાવી રહી. ઘન૦
બળતા હૃદયે કંઇ શાન્તિ થઇ,
થનગન મન મોર નચાવી રહી. ઘન૦
છલકે ગંગા છલકે યમુના,
ઉર પ્રેમી તણા છલકાવી રહી. ઘન૦
પ્હાડ ભીંજે વન વૃક્ષ ભીંજતા,
ચુંદડી નવરંગ ભીંજાઇ રહી. ઘન૦
શ્યામ ઘટા રજની શ્યામલ આ,
શ્યામ સ્વરૂપ સમજાવી રહી. ઘન૦

મોઢ

## અધુરાં સ્વપ્ન

આજને સમે, સખિ ! સ્વપન અધુરાં,
અધુરાં એ સ્વપનનાં સ્વાદ સખીરી !
સખીરી ! કેમ કરી કરવા પૂરા જી.
આજને૦

પહેલે રે પ્રથમથી ઊંચી ઊંચી આશા,
આશાના બંગલા બનાવ્યા, સખીરી !
સખીરી! ધૂળ ને માટીના પાયા ડૂલિયાજી,
આજને૦

મેં તો રે જાણ્યું, બાઇજી ! ફૂલડે પૂજાઇશું,
ફૂલડાંમાં કાળા કાળા નાગ, સખીરી !
સખીરી ! વિષના ડંખે અમે ડંખિયાંજી.
આજને૦

જોઇ જાચી, પ્રીતડીની પહેલ કરી દીધી,
કીધી ના કીધી રસગોઠડી, સખીરી !
સખીરી! સ્વારથના શળે કંઇ સાલવ્યાંજી.
આજને૦

દિલને ડોલાવનારી મીઠી મોંઘી મૂરતી,
મૂરતીનાં મધુરાં મિંચામણાં, સખીરી !
સખીરી ! અધુરા નયનદોર તૂટિયાંજી.
આજને૦

ઉપેન્દ્રશર્મા ત્રિવેદી

## મહેમાન થાઓ !

એક દી' તો મહેમાન થાઓ,
ઓ નણદીજી ! મહેમાન થાઓ.

કડવા તે લીમડાની ડાળી મંગાવું,
દાતણનો લા'વો લઇ જાઓ,
ઓ નણદીજી !' મહેમાન થાઓ.

કાળી ને મોળી ચા હોંસે બનાવું,
પીણાનો લા'વો લઇ જાઓ,
ઓ નણદીજી ! મહેમાન થાઓ.

કાણી કૂંડી શીળાં જળે ભરાવું,
ના'વણનો લા'વો લઇ જાઓ,
ઓ નણદીજી ! મહેમાન થાઓ.

વાસી વાનીઓના ભોગ ધરાવું,
ભોજનનો લા'વો લઈ જાઓ,
ઓ નણદીજી ! મહેમાન થાઓ.

ગંધાતાં ગાદલાંની સેજ સજાવું,
પોઢણનો લા'વો લઇ જાઓ,
ઓ નણદીજી ! મહેમાન થાઓ.

ભરતરામ ભાનુસુખરામ મહેતા

## અમૃત આકાશ

[ રાગ : કાળીઆણી કડ પાતળી...]

અમરત આકાશ મારાં અંતરે !
સૂર્યે સુખ આજનાં ઉગાડ્યાં—હો, વાલમા !
અમરત૦

જાગ્યાં જંપેલ જળ, જાગ્યા પવનજી,
જાગ્યાં અઘોરઘોર વન—હો, વાલમા !
અમરત૦

કૂણેરાં કુંપળો ઉઘડે ગગનજી,
ઊડે પતંગ પચરંગ—હો, વાલમા !
અમરત૦

જાગ્યાં અધીરકંઠ પંખીનાં વૃંદજી,
છેડ્યા છે આવનાર છંદ—હો, વાલમા !
અમરત૦

જાગ્યાં હો, જનમન, જાગ્યાં જીવનજી,
જાગ્યા જગત લોકસંઘ—હો, વાલમા !
અમરત૦

નમણી સવાર મારાં નયણે જો, જાગતી,
ભરિયાં જી રૂપ એ પ્રસન્ન—હો, વાલમા !
અમરત૦

આજે રે ક્યાંક કૈંક જાગે છે પ્રાણમાં !
ભમતી જી પ્રેમની સુગંધ—હો, વાલમા !
અમરત૦

સ્વપ્નસ્થ

## શ્રાવણ

[ ખમાચની ઠુમરી, તાલ : દાદરા ]

મેઘનાં મૃદંગ રમ્ય ગાજે...
નાચે સૃજન એક તાલ આજે.
મેઘનાં૦

મસ્ત પવન પ્રબલ ધસે,
ઢળી ઢળી તરુકુંજ હસે,
કલકલ્લોલ ઝરણબોલ ગાજે,
મેઘનાં૦

બકુલ ભીનાં ફૂલ ઝરે,
ખરે સભર સરોવરે,
દૂર મધુર બંસી કપર્દી બાજે.
મેઘનાં૦

વીજળી હાસ્ય ચપલ હસે,
નદી બની અધીર ધસે,
જાય વહી સિન્ધુમિલન કાજે.
મેઘનાં૦

ગા રે મન આનંદગાન,
સૃજન સંગે એકતાન,
નીલવરણુ અખિલ ગગન રાજે.
મેઘનાં૦

નાથાલાલ દવે

# વસંતગીત

મનહર કંઇ ઇન્દુનો પ્રકાશ જો, શોભતો વસંત રંગ સંગમાં,
યૌવન મદભારથી ઝુકેલ જો, શોભતો વસંત રાજ રંગમાં—
સાખી : તરૂવેલી લપટાઇઆ, જો સખી પ્રેમી સ્થાન;
ગુંજારવ આ કરી રહ્યા, ભ્રમર મધૂરૂં ગાન.
વનસ્પતિ સુધા મહીં ઝઝુમી આ રહી,
પુષ્પ હાસ્ય જો કરે, સુગંધી પાથરી.
કરગ્રહી સુમનતણી કમાન જો, વ્યાસ થયો સુર અંગઅંગમાં—મનહર.
સાખી : સમીર સુવાસિક લહરીઓ, લાવતી શો સંદેશ;
સૂચન કરતી સર્વને, શોધો પ્રેમ પ્રદેશ;
કંઇ ઝરતો મધુરેવ સુધા રશ્મીઓ મહીં;
પીએ પ્રેમી પંખીડાંઓ આ વન વિષે રહી;
ભાગ્યવાન સર્વ એ ગણાય જો, જીવન સુખ મેળવે ઉમંગમાં—મહનર.

પ્રાણલાલ પ્ર. બક્ષી



# કામણ કેવાં કર્યાં ?

[ ઢાળ : ઝીણા ઝરમર વરસે મેહ, ભીંજે મારી ચુંદલડી— ]

નણંદ : ભાભી આવડાં તે શા માન, કામણ કેવાં કર્યાં ?
ભાઇસાહેબ ભૂલ્યા ભાન, ( એ ) શાથી ' વહુ ઘેલા ' કર્યાં !
ભાભી : નાની નણદી મારાં ડાહ્યાંડમરાં, કયાંથી લાવ્યા આવી વાત રે;
તમે પણ એક દી' સાસરે જાશો, ત્યારે પડશે આ પંચાત—
કામણ એવાં કર્યાં.
કામણ ડુમણની વાત છે ખોટી. સાચી સ્વામીની સેવા રે;
પતિપરાયણ પ્રમદા હોય તો પામે મીઠા મેવા—
કામણ એવાં કર્યાં.
નણંદ : 'બી. એ. બનીને આવી છેક રહી ભોળી' સહિયર સૌ સોસાતી રે;
' ભણીભણીને ઉધરાવ્યું ઢાંકણીમાં ' હસતી સૌ મદમાતી—
કામણ કેવા કર્યાં.
ભાભી : ભણ્યા તેથી શું ટળ્યા માનવીમાંથી કે છાંડયા સ્ત્રીના સંસ્કાર રે;
ભણેલી ' ઘરની રાણી ' બને તો પાથરે સુખના અંબાર—
કામણ એવાં કર્યાં.
પતિ, વડીલ, સગા સ્નેહીની સેવા, જીવન જ્યોત ઝળકાવે રે;
ભણેલ ભામિની સુગૃહિણી બને તો સંસારમાં સ્વર્ગ લાવે—
કામણ એવાં કર્યાં.
નાની નણદલ કુળદિપિકા થાજો, કરજો જીવન ઉદ્ધાર રે;
સેવા રૂપી સાચાં કામણ કરો તો રીઝે ભરથાર ને કિરતાર—
કામણ એવાં કર્યાં.

તારાચંદ પોપટલાલ અડાલજા

# પ્રણય–પંથ

ક્યાં છે પીડા પ્રેમને પંથે
કહેશો આપ લગાર !
સલૂણા !

સ્વપ્ને આવો સ્નેહ–સ્મરણમાં
બાજે પ્રેમ સિતાર !
સલૂણા !

પ્રિયતમ ! પ્રેમતણા શાં મૂલ્યો ?
સ્નેહ તણા રસથાળ;
જેના આસ્વાદનથી ભાગે
જીવનની જંજાળ;
એ છે સુખતણો આગાર
સલૂણા !

દીપક બાળી ભસ્મ કરે છે,
આગ તણા અંગારે,
તોય પતંગો પડે તડપતાં
તેજ તણા અંબારે;
એ છે પ્રીત–રીતનો સાર
સલૂણા !

ભ્રમર કમળમાં શું બાળે છે,
તન્મય ત્યાં થઇ જાતો;
બીડાય જ્યારે કમળ પાંખડી
બંધનમાં બંધાતો;
એ છે દિવ્ય પ્રેમનો સાર
સલૂણા !

સ્વ. કુ. મોતીસિંહજી મહીડા

# મહીનાં દાણ

સહુ ગોપીનો સાથ સજી સોળે શૃંગાર,
એ તો રૂમઝુમતી ચાલી મહી વેચવા.
મહી વેચવાનું તાન ઉર ધરીને ગુમાન,
એ તો રૂમઝુમતી ચાલી મહી વેચવા.

મારગ રોકીને કહાન તો ઉભો રહ્યો,
લાવો મહીડાનાં દાણ એમ ટોકતો,
ના ના નહીં દઇએ દાણ જાઓ કાળા હો કહાન !
એ તો રૂમઝુમતી ચાલી મહી વેચવા.

રાવ જઇને યશોદા માને કરે,
માડી ! કહાનાને કૈંક તો વારો તમે,
આવે વાટે ને ઘાટ કરાવે બહુ ઉચાટ,
એ તો રૂમઝુમતી ચાલી મહી વેચવા.

વળી મહીડાંનાં દાણ એ તો માગતો,
મારી સાડીનો પલ્લવ એ તાણતો,
મારાં મોંઘાં ગોરસનાં દાણ શેં અપાય,
એ તો રૂમઝુમતી ચાલી મહી વેચવા.

સૌ. દીપકબા દેસાઈ

# સુકાનીને

નૌકા પાર ઉતાર, સુકાની !
નૌકા પાર ઉતાર.
તું છે એક આધાર, જીવનનો,
તું છે એક આધાર.

જીવ અજંપે, કાળજ કંપે;
માથે કાળી રાત ઝઝૂમે;
તેમાં તુંજ આધાર...જીવનનો
તું છે એક આધાર.

મેઘ ભુજંગે, વિદ્યુત રંગે;
વાયુની સંગે, અંબર અંગે;
છૂટે ભય હુંકાર...તે કાળે,
તું વિણ કોણ આધાર?

શૃંગે શૃંગે, અબ્ધિ તરંગે;
અવનિ કેરૂં અંતર રંજે;
વરસી મૂશળધાર...સુકાની !
તું છે એક આધાર.

નૈયા ડોલે, સાગર ખોળે;
પ્રાણ ધરી નિર્ભય તુજ ખોળે;
ડુબાડે કે તાર ભવાર્ણવ...
તું છે એક આધાર.
નૌકા પાર ઉતાર, સુકાની !
નૌકા પાર ઉતાર.

સન્મુખગૌરી પંડિત

# રોકો ન માર્ગ મારો

રોકો ન માર્ગ મારો, ઓ શ્યામ:
કે જાઉં ઘેર વ્હેલી પુગી રે !
પ્હણે છે ગયો આથમી દિનેશ:
રહી છે બીજ આંહીં ઉગી રે !

વ્હેલવ્હેલી નીસરી છું આજે હું બારણે
જળબેડાં ભરવાને કારણે:
સલુણા શ્યામ !
જળ બેડાં ભરવાને કારણે:
છાનીમાની છટકી, ભરી મટકી ઉપર મટકી,
ઉભી એક અટકી ન મારે કાજ:
સાહેલીઓ કોની સગી રે ?
...રોકો ન માર્ગ૦

પૂરી ભરાઇ રહી જ્યારે મુજ ગાગરી
મેં જેમ તેમ મસ્તકે ધરી,
સલુણા શ્યામ !
જેમ તેમ મસ્તકે ધરી;
ચલી ધડક ધડક છાતી, ચરણ ચરણ ઠોકરાતી;
જતી કમર બની બેવડી મુજ હાય !
આંખોએ મારી મુજને ઠગી રે !
...રોકો ન માર્ગ૦

પતીલ

# નવરાત્રિઓ આવી આજ ફરી !

રાસ તણે મન્દિર,
પધારો રાસ તણે મન્દિર !
ગુણઘેલું મન્દિર,
ગુર્જર રાસ તણે મન્દિર !

સૈકા જૂના લોકજીવનથી
ગરબે ઊજળું દ્વારઃ
નરનારીના ઉત્સવ જીવને
ગરબા ઊજળો પ્યારઃ
પધારો રાસ તણે મન્દિર !

ઝરમર ઝરમર મેહૂલો વરસે
ઉર તણે આકાશઃ
પ્રેમને ફરફર ઉર ભીંજાતાં
શરદ્તણે અવકાશઃ
પધારો રાસ તણે મન્દિર !

ભાવભીનાં સ્વાગત કંઇ દે છે
ઉર વીણા ઝંકારઃ
હૈયાના હિંડોળે હીંચે
ગરબી-ગરબા-તારઃ
પધારો રાસ તણે મન્દિર !

સાગરને મળવાને કાજે
દોડે સરિતા નીરઃ
શરદ્પૂર્ણિમા દેખી દેખી
ઘેલું ગુર્જર તીરઃ
પધારો રાસ તણે મન્દિર !

ને સુખદુઃખના ભાવ અખંડિત
ગૂંથ્યા જેને ચીરઃ
ગુર્જર જેવું રાષ્ટ્ર ઘડીને
કીધાં અદ્ભુત વીરઃ
પધારો રાસ તણે મન્દિર !

જગતે અમીનાં જળ વર્ષણથી
પાયાં શુદ્ધ સલિલઃ
લોકજીવનની અમૃત ઉષા
વહેતી અંગ અનિલઃ
પધારો રાસ તણે મન્દિર !

રૂપે, રંગે, અંગે, જંગે
ગુણસુન્દર સુંદરીઃ
ગુજરાતણુની નવરાત્રિઓ
આવી- આજ ફરીઃ
પધારો રાસ તણે મન્દિર !

અંબાલાલ ન. શાહ

# ધ્રુવતારકને

[ ઢાળ : શ્યામરંગ સમીપે ન જવું ]

તારામાં તમ મને વ્હાલા,
રે ધ્રુવજી ! તારામાં તમ મને વ્હાલાઃ
દીપી રહો નિરનિરાળાઃ રે ધ્રુવજી !
લાખેલાખ ઉડુની જ્યોતિ વિસારું,
અનેરાં તમ અજવાળાંઃ—રે ધ્રુવજી !
વર્ષોનાં તપ તપો પ્રભા એ પામિયા,
કાપવા અંધારાં કાળાં ?—રે ધ્રુવજી !
ઉત્તર દિગંત તણા જ્વલંત તમ ભોમિયા,
ખોલો નાવિક ભીડ તાળાંઃ—રે ધ્રુવજી !
કાળામાં કાળી હોય ભલે નિશા, પણ
તમ તો રહો ઝળકી રૂપાળાઃ— રે ધ્રુવજી !
આભ ભલે ચૂમે ઉછળતો મહેરામણ,
તમ પર ના ઝાંખપજાળાંઃ—રે ધ્રુવજી !
થાકે ચાંદા સૂરજ ભમીભમીને,
નિશ્ચલ તમ રહેવાવાળાઃ—રે ધ્રુવજી !
સાચું દિશાસૂચન કરી સહોદિત
જીવો બચાવો રઢિયાળાઃ રે ધ્રુવજી !
બની પ્રભુજીના તેજોમય અંગુલિ
ઝગવો મારગ અમ કાંટાળાઃ—રે પ્રભુજી !

જેહાંગીર માણેકજી દેસાઇ

# ગરબે ઘૂમે છે ભારતી

[ રાગ : ' સોના વાટકડી ' ]

ગાજે ગંભીર આભ, ધરણીમાં ધમધમાટ,
વાયુના થાય સુસવાટ —
ગરબે ઘૂમે છે ભારતી.

કેસરિયા ચુંદડી ને ભાલે છે ટીલડી
ફરસી – ત્રિશૂળ – ચક્ર–હાથ—
ગરબે ઘૂમે છે ભારતી.

કરતી બુલંદ સાદ, " છાંડી ઊંઘ ને પ્રમાદ
જગવો તમ આત્મપદ આજ"
ગરબે ઘૂમે છે ભારતી.

"ફગવી સહુ પાશ કરો સાચો જીવને પ્રકાશ"
—દેતી સંદેશ ભવ્ય માત,
ગરબે ઘૂમે છે ભારતી.

ઉછળી ધસતા અનેક હૈયામાં હામ-ટેક
જોમનિધુ જીવવાને કાજ.
ગરબે ઘૂમે છે ભારતી.

સૌ. સવિતાલક્ષ્મી હ. બુચ.

# ચાંદની ખીલી.

શરદ્ પૂર્ણિમાની રાત,
સખિ ! ચાંદની ખીલી.
અનિલ સુરભી સંગાથ,
સખિ ! ચાંદની ખીલી..

અવનિને ચોક એણે અજવાળાં પાથર્યાં,
જગમાં વેર્યો શા ઉજાસ;
યૌવનને આંગણે તનમનતી ઘેલી,
આશા રમંતી રે રાસ;
સખિ ! ચાંદની ખીલી.
શરદ્૦

ચરમે શિતળતા મારી આંખડીને ઠારતી,
દેખી ઠરતું મારું ઉર;
કુદરતને હિંચકે રે હું તો હિલ્લોળતી,
પ્રગટે આશાના અંકુર;
સખિ ! ચાંદની ખીલી.
શરદ્૦

રંગ રંગ ભીના રોજ આવે રે સોણલાં,
નયનોમાં દિસ-તું ઘેન;
ઝબકી ઝબકી હું તો સ્વપ્નોથી જાગતી,
કેમ કરી ઘેરાય નેન;
સખિ ! ચાંદની ખીલી.
શરદ્૦

ચાવર

# મનડાનું મોતી

O

ક્યાં રે ખોવાયું મનડાનું મોતી,
મનડાનું મોતી.
થાકી થાકી હું ગોતી ગોતી,
મનડાનું મોતી.

એ રે મોતી મ્હારા હૈયાનું હીર છે,
બ્હાવરી બની મારું હૈયું અધીર છે;
રાતડી વીતાવી મેં રોતી રોતી,
મનડાનું મોતી.

મોતીની જ્યોત ટાળે જગનાં અંધારિયાં,
પ્રગટે પ્રકાશ મારે ઉર ઉર અજવાળિયાં;
છલકયાં અશ્રુ, છાની લ્હોતી લ્હોતી,
મનડાનું મોતી.

પૂજ્યાં વદવત્ત દેવ એક એક મંદિરે,
આરતિ આરાધના કીધી ગંગાતીરે.
પામી વરદાન હું મ્હોતી મ્હોતી
મનડાનું મોતી.

ઝબકીને જાગી મારી ઘેરુડી આંખડી,
હબકીને ભાગી દીઠી મેઘલ રાતડી;
મારૂં સ્વપ્ન સર્યું વાત ખોટી ખોટી,
મનડાનું મોતી.

મોંઘુ મોતી મારો મોંઘેરો પ્રાણ છે
બીધું ગોતી એ જીવનરસ લ્હાણ છે;
ઘેલી દિનરાત હું જોતી જોતી,
મનડાનું મોતી.

વાડીલાલ શાહ

# ચાંદનીને



પ્રીતમની સેજ ઉપર જાજે હો ચાંદની !
પ્રીતમની સેજ ઉપર જાજે !

રીસ કેરી ઝાળમાં ભડભડતી છાતી એની;
અમૃતવર્ષી કરી ઠારજે :
છબ્યાંને જાગરણે સૂકેલી આંખડીના
હળવેથી પોપચાં વાળજે ! -
હો ચાંદની ! પ્રીતમની સેજ ઉપર જાજે !

નિંદરના ઘેન નેન વ્હાલમને સિંચી એનું
હૈયાના ભારને ઉતારજે
કોડભરી રહોડ એની સોહવજે, બ્હેની ! ભલે
લગીર મને યે સંભારજે
હો ચાંદની ! પ્રીતમની સેજ ઉપર જાજે

કિરણના કામણથી પોઢેલાં પ્રીતમમ
સૌન્દર્ય-સોણલાં જગાડજે :
જેવી ને તેવી, અલિ ! લોજે મને નાથને
નિંદરને નેણલે ઝુલાવજે !
હો ચાંદની ! પ્રીતમની સેજ પરે જાજે !

કરસનદાસ માણેક

## ભાભીની ચુંદડી



ચુંદડીએ સોહે ભાભી મલકે છે મુખડું
જાણે ચંદ્રે વરસાવી અમીધારઃ
ભાભીની રંગભરી ચુંદડી.

ઝીલ્યા ઉષાના રંગ મયૂરોના પીંછશા
સર્પોના દામ શા સંસ્કાર
ભાભીની રંગભરી ચુંદડી.

ચોડયા ચતારા જાણે ચમકે છે તારલા
વીજળી શી ઝળકે કિનારઃ
ભાભીની રંગભરી ચુંદડી.

મ્હેંકે સોહાગ એમાં ભાવભરી આશના
રૂપ રૂપના જાણે અંબારઃ
ભાભીની રંગભરી ચુંદડી.

શીલ અને સત્વના તેજભરી શોભતી
મન મોહે છે ભાઈનું અપારઃ
ભાભીની રંગભરી ચુંદડી.

અખંડ સૌભાગ્ય રહો ભાભીની ચુંદડી;
આશીષ આપું ખરી પ્યારઃ
ભાભીની રંગભરી ચુંદડી.

દીવાળીબ્હેન ભટ્ટ

## વસંતના મલકાટ

O

વાયા વસંતના વાયરા, સાહેલડી !
તનમનના બાગ જો ખીલી રહ્યા;
મ્હેક મ્હેક મ્હેકે મંજરી, સાહેલડી !
મનના મહેરામણ મ્હેકી રહ્યા.

આવી સ્વારી વસંતની, તનમન શાં મલકાય;
રસભીનાં હૈયાં સખિ—
પ્રિય સ્મરણે પળપળમાં છલકાય રે સાહેલડી !
મનના મહેરામણ મલકી રહ્યા.

આંખે અંજન સ્નેહનાં, નિશદિન જો અંજાય;
વસંતના શબ્દે સખિ—
ભરી રસરસની બંસરી બજવાય રે સાહેલડી !
મનના મહેરામણ મલકી રહ્યા.

સુંદર નયને પ્રિયનાં, દર્શન પળપળ થાય;
તેજભરી તનવેલી સખિ—
એમાં નિતપ્રીત પૂજા સચવાય રે સાહેલડી !
મનના મહેરામણ મલકી રહ્યા.

મદનરાજની આંખડી, રસધારે ઉભરાય;
રસબોળે પોઢતાં સખિ—
એની આંખે આંખ મેળવી હસાય રે સાહેલડી !
મનના મહેરામણ મલકી રહ્યા.

કુ. સ્વપ્નસેવી

# મનામણાં



ભૂલી જઈને સાન, નયને કર્યાં ફરમાન;
અંતરે અરમાન, સ્નેહલ આત્મનાં સનમાન.
આદર્યાં એ રજનીએ મીઠડાં મનામણાં,
પાથર્યાં એ ચંદનીએ ચીર શે સોહામણાં.
આવો હો રાજ ! ઉર તલસે છે આજ;
સ્વામી સુખના હો સાજ ભૂલી તુજ વિણ કાજ.
કેમ ? રુઠયા રસરાજ શાને છુપ્યા પ્રિય આજ,
એમ રુઠ્યા વર કાજ શાને ગૂંથ્યા નિજ સાજ.
ભાન ભૂલી...( ૨ ) રજની ને ચંદની કરતી આક્રંદ;
એના સ્વરથીં વિહ્વળ ધરા ચમકી કાં મંદ.
હળ્યાં ઘેલાં ઉછંગે સૂતેલાં સહુ બાળ;
વિરહે બાં'વરી ત્રિપુટી ધરા ભૂલી નિજ બાળ.
યુગ યુગની રસધાર........ઘોર છાયા અંધાર;
પ્રલયપૂરના ભણકાર........કાળખંજરી અણકાર.
વિશ્વ શાંતિને કાજ હરે ભૂમિનો ભાર;
નવસૃજનતાને કાજ પાન ઝુલતા કુમાર.
રમ્ય ચંદ રાસ ભ્રાંતિ ઉરમાં;
નથી કાંતિ રહી કાંતિપુરમાં.
નથી ખેલવાં............( ૨ )
એવાં પ્રલયકાળે કુસણાં શાં મેલવાં....
ના 'કે.' કરશો મનામણાં............આદર્યાં૦

સૌ. હસુમતિ ધીરજલાલ દેસાઇ

# આજ શરદને રંગ

卐

આજ શરદને રંગઃ
રાસ રમવા પ્રસંગઃ
　　રાસે રમવાને આવો સુંદરી રે ?

માતપૂજનને કાજઃ
સજી સુંદર કૈં સાજઃ
　　માને પૂજવાને આવો સુંદરી રે !

સોહે છે આજ શશી આભલાને આંગણે;
રૂડો ગરબો કોરાવિયો છે આંગણામાં આપણે.
　　ગરબે ઘૂમવાને આવો સુંદરી રે !

નવરાત્રિમાં કરી નવચંડીની સ્થાપના;
અક્ષતે વધાવી જ્યોતને હેતે ઓવારણાં.
　　માને દર્શને સૌ આવો સુંદરી રે !

શીતળ ચંદ્રિકા પ્રકાશઃ
એવો ઉરમાં ઉલ્લાસઃ
　　ગરબે ઘૂમવાને આવો સુંદરી રે !

સૌ. ધનિષ્ઠા મજમુંદાર

# વ્હાલાં લાગો છો

○

આવો કુમકુમ પગલે બ્હેન,
　　વ્હાલાં લાગો છો.
તમે સદાયનાં સુખ દેણ,
　　વ્હાલાં લાગો છો.
તમે હસો ત્યાં ફૂટે ફૂલ,
　　વ્હાલાં લાગો છો.
તમ બોલડે મોતીનાં મૂલ,
　　વ્હાલાં લાગો છો.
તમે ચાલો રૂપાળી ચાલ,
　　વ્હાલાં લાગો છો.
અંતરમાં ઉપજે વ્હાલ,
　　વ્હાલાં લાગો છો.
સદા આવો અમારે ઘેર,
　　વ્હાલાં લાગો છો.
કરશું સહુ આપણે લ્હેર,
　　વ્હાલાં લાગો છો.

મુક્તા મંગળજી

# પૂર્ણિમા

[ ઢાળ : જુનાગઢથી તે હતરી ગોવાલણી રે ]

સખિ ! ઉગ્યો આકાશે મધુ ચંદ્રમા રે,
તેજ ઝીલો શરદ રાત પૂર્ણિમા રે;
સખિ ! ગરબે રમવાને વ્હેલા આવજો રે
ગગનમંડળમાં તારલિયા સાથમાં,
ખેલે અનંત રાસ કોટિ બ્રહ્માંડમાં;
રાસ રંજની પ્રકાશ પૂર્ણ ચંદ્રમા રે.
સખિ !

ચાંદની સુરમ્ય ઝગે રસધાર રેલતી,
આભની અટારીએ ગોળ ગોળ ઘૂમતી;
હાસ્ય મીઠા આભલિયેથી વેરતી રે.
સખિ !

સરિતાનાં નીરમાં પ્રતિબિંબ પાડતો,
ચંદ્રિકાની વાટ જોઇ આકાશે મ્હાલતો;
જગતમાં દિવ્ય તેજ આપતો રે.
સખિ !

એવા અમૂલ્ય તેજ ઝીલો સાહેલડી,
આવો આવોને રાસ રમીએ અલબેલડી !
ગરબા સાહેલી મધુર ગાઇએ રે.
સખિ !

હૈયે ઉલ્લાસ ધરી ચંદ્ર તેજ ઝીલીએ,
ગરવી ગુજરાતના ગરબા દીપાવીએ;
રાસ ઝરણાંના વ્હેણમાં નાહીએ રે.
સખિ !

સુશીલા તારમાસ્તર

# હસતાં જીવનિયાં

હૃદયમાં ધરી હોંસ સંતોષઃ
જીવજો હસતાં જીવનિયાં;
કરો નહિ આફતનો અફસોસઃ
જીવજો હસતાં જીવનિયાં.

સુખ ને દુઃખનાં છે ખેલડિયાં,
તડકા પછીજ છે છાંયડિયાં;
એમાં કરવો શાને રોષ ?
જીવજો હસતાં જીવનિયાં.

ચડતી પડતીના છે વારા,
આવતાં અજવાળાં અંધારાં;
ન ગણવો સૃષ્ટિક્રમમાં દોષઃ
જીવજો હસતાં જીવનિયાં.

કુંજે પંખીડાં કલ્લોલે,
મ્હાલો એવી હર્ષની છોળે;
નિરંતર રાખીને ખામોશઃ
જીવજો હસતાં જીવનિયાં.

મનોરમા મંગળજી શાસ્ત્રી

# ગોવાલણનો રાસ

ઘેલી ગોવાલણી ! ચાલી ક્યાં મતવાલી ?
ધીરી ગોવાલણી ! ચાલી ક્યાં મતવાલી ?

શિરપર મટુકી, અમૃત-રસની
ચાલે ત્યાં છલકાતી
પુછું ગોવાલણી ! ચાલી ક્યાં મતવાલી ?

સેંથલે સીંદુર, ભાલે કુમકુમ
કેસરની આડી,
સુંદર ગોવાલણી ! ચાલી ક્યાં મતવાલી ?

કામણગારી, આંખડી તારી
અંજનથી અણિયાળી
મદભર ગોવાલણી ! ચાલી ક્યાં મતવાલી ?

મોતી ઝુમણાં, લટકે કાને
નમણે નાકે નથની
નાજુક ગોવાલણી ! ચાલી ક્યાં મતવાલી ?

બાંહે બાજુ, હાથે પ્હોંચી
અનુપમ રત્ન જડી
મનહર ગોવાલણી ! ચાલી ક્યાં મતવાલી ?

પાયે નેપુર, ઠમકે રણઝણ
ચાલે સુધીરી
અધીરી ગોવાલણી ! ચાલી ક્યાં મતવાલી ?

સમીરે, ચુંદડી, ફરફર ઉડે
મુખડે લટ લ્હેરાતી
ચંચલ ગોવાલણી ! ચાલી ક્યાં મતવાલી ?

જાણું તારે, જમુના - ઘાટે
વાટ જુવે વનમાલી
વ્યાકુલ ગોવાલણી ! ચાલી ક્યાં મતવાલી ?

ગોરસ કહાનો, મૂલવે મોંઘાં
ગોરસનાં - પ્રેમી
નિર્મળ ગોવાલણી ! ચાલી ક્યાં મતવાલી ?

ગોરસ - સાટે રમતી - રાસે
ભવસાગર તરતી
અનુપમ ગોવાલણી ! ચાલી ક્યાં મતવાલી ?

અમૃત અદકી, પ્રીત પ્રભુની
અંતરમાં ધારી
આતુર ગોવાલણી ! ચાલી ક્યાં મતવાલી ?

ઘેલી ગોવાલણી ! ચાલી ક્યાં મતવાલી ?
ધીરી ગોવાલણી ! ચાલી ક્યાં મતવાલી ?

સૌ. મનોરમા મોહનલાલ સંપટ

# પ્રલયની મહારાણી

[ ઢાળ : મા ! તું પાવાની પટરાણી ]

મા ! તું પ્રલયતણી મહારાણી કે વિશ્વ વિનાશિકા રે લોલ;
મા ! તારૂં રૂદ્ર ભયંકર રૂપ કે કાળી કાલિકા રે લોલ.
મા ! તારાં રક્ત સમાં બે નેણ કે અંગારા તગે રે લોલ;
મા ! તારે ખોપરીઓની માળ કે કંઠ વિષે ઝગે રે લોલ.
મા ! તેં હસ્ત ધરી તલવાર કે ઘાવો ઝીંકતી રે લોલ;
મા ! તારે આંતરડાંની હાર કે કંદોરા સમી રે લોલ.
મા ! તારી યુગયુગની છે ભૂખ કે મ્હોંહું ફાડતી રે લોલ;
મા ! તારી જ્વાળ સમી આ જીભ કે જગ થરકાવતી રે લોલ.
મા ! તારે ખપ્પર સોહે હાથ કે લોહી થકી ભર્યું રે લોલ;
મા ! તું લેતી ક્ષણ ક્ષણ ઘૂંટ કે ખાલી થઇ જતું રે લોલ.
મા ! તારૂં રૌદ્ર છે તાંડવ નૃત્ય કે ધરણી ધમધમે રે લોલ;
મા ! તારૂં કાળ કરાળું કૃત્ય કે જગ આખું દમે રે લોલ.

મા ! તારા ફરફરતા છે કેશ કે રક્ત ભીંજાયલા રે લોલ;
મા ! તારી હાકલે દેશોદેશનાં લોક ઘવાયલાં રે લોલ.
મા ! તેં માનવ શબ મસ્તકનાં કીધાં ઢોલકાં રે લોલ;
મા ! તારે ઠેકે થથરે વિશ્વ કે રૂપ વિલોકતાં રે લોલ.
મા ! તારૂં ચંડી કેરૂં સ્વરૂપ કે દૈત્ય વિનાશતું રે લોલ;
મા ! તારૂં મહિષાસુર મર્દનનું રૂપ થતું છતું રે લોલ.
મા ! જગ 'ત્રાહિ' 'ત્રાહિ' પુકારી કે પાય વિષે પડે રે લોલ;
મા ! તારી સિંહ સમી આ ત્રાડ કે આભ વિષે અડે રે લોલ.

મા ! તું પ્રલય તણી મહારાણી કે વિશ્વ વિનાશિકા રે લોલ;
મા ! તારૂં રૂદ્ર ભયંકર રૂપ કે કાળી કાલિકા રે લોલ.

મનુ હ. દવે

## બ્હેન

*

[ ઢાળ : ઓધવજી ! સન્દેશો કહેજો શ્યામને ]

બ્હેની ! તારા ગુણગાનને હું ગાઉં શું ?
  તુજ સમ જગમાં બીજું કો ન દયાળુ જો !
સમજે તું વીરાનાં ઉરનાં દુઃખડાં,
  બ્હેની ! તારું દિલ હરદમ માયાળુ જો !
સંકટ સમયે ધીરજ દેતી વ્હાલથી,
  સાચા મિત્ર સમી તું જગમોઝાર જો !
સુખમાં સાથ વસી તેમાં વૃદ્ધિ કરે,
  દુઃખમાં પંથ નવલ કો દાખવનાર જો !
મૂર્તિમંત દયા સ્વરગેથી ઊતરી
  સાચે તું તો કલ્પનાથી છે પાર જો !
વિશ્વસદનની ભગિનીઓના ચર્ણમાં,
  ઝૂકાવી દઉં નિજ, શિર વારંવાર જો !

મીનુ દેસાઈ

## દુઃખડાંની માળ

*

દુઃખડાંની માળ મને દુઃખડાંની માળ,
  દેજો દયાળ ! મને દુઃખડાંની માળ.
દુઃખડાંથી સહવાની હિંમત કૈં આવતી,
લાગે છે આતમમાં ડૂબકી જે ભાવતી;
  જીવનની સમજુ તો બાંધે છે પાળ:
  દેજો દયાળ ! મને દુઃખડાંની માળ.
દુઃખડાંથી સુખડાંની કિંમત છે આવતી,
દુઃખડાંથી વાતો ના લૌકિક હો ફાવતી;
  દુઃખડાંથી સમજુ તો જાગે તત્કાળ:
  દેજો દયાળ ! મને દુઃખડાંની માળ.
દુઃખડાંને યાચિયાં છે ભક્તોએ ભાવથી,
દુઃખડાંને દેખિયાં સૌ સંતે સદ્‌ભાવથી;
  દુઃખડાંથી લાગે છે જીવનની ભાળ:
  દેજો દયાળ ! મને દુઃખડાંની માળ.

રવિશંકર નરોત્તમદાસ પાઠક

# * દાદા હો દીકરી

[ લોકગીત ]

દાદા હો દીકરી, દાદા હો દીકરી
મોટે શું ઘર જોશો રે નહિ
મોટાંને ઘેર દેશો રે નહિ
મોટાંની વડાઈઓ મારે મન દોહ્યલી રે
સૈયાં ન સમજે, દાદા હો દીકરી.

ખાંડણિયાં ખંડાવે રે સહી
પાણીડાં સિંચાવે રે સહી
મધરાતો વીતી'તી તોયે ન થાઉં મોકળી રે
સૈયાં ન સમજે, દાદા હો દીકરી.

કાયાને કંપ આવે રે સહી
જીવનને જંપ નાવે રે સહી
પાછલા પરોઢની ઘમ્મર ઘંટી તાણવી રે
સૈયાં ન સમજે, દાદા હો દીકરી.

પેટ પાટા બંધાવે રે સહી
ઘરના ઠસરડા તાણો રે બાઈ
મેણાં ટોણાં દઈને રાતે રડાવતી રે
સૈયાં ન સમજે, દાદા હો દીકરી.

ઉડતા પંખીડા વીરા !
સંદેશો લઇ જાજે રે સહી
દાદાને જઈ કહેજે રે સહી
દાદાને જઇ કહેજે કે દીકરી દુખી મરે રે
સૈયા ન સમજે, દાદા હો દીકરી.

કૂવે હવેડે પડશો ન સહી
અફીણિયાં નવ ખાશો રે સહી
અજવાળી આઠમનાં આણાં વાળશું રે
સૈયા ન સમજે, દાદા હો દીકરી.

શાન્તિકુમાર પંડયા

* વાગડના મૂળ લોકગીત "દાદા હો દીકરી" ના ભાવોમાં ફેરફાર સાથે.

# પોપટને પાળી રાણી ! પાર ઉતારજો

*

પોપટને પાળી રાણી ! પાર ઉતારજો,
બંધન બાંધેલ એની પાંખ છે જી રે !
વનની જન્તુની એની ધાતા સુહાગણી,
પીંજર પડ્યાંને હૈયે ઝાંખ છે જી રેઃ
—પોપટને.

સળિયાની સ્હોડે બાંધી દેહોની કાંચળી,
પાંખોના દેવ બન્યા દોહ્યલા જી રે !
રગદુનાં ફૂલ પ્રાણગંધો પરવારીને,
હીરલા કાયાના થયા કોયલા જી રે !
—પોપટને.

મારે મહ્રોલતાં જીવનઝરણાં છે, રાણી !
તારે પીંજર-છાંય પૂરવાં જી રે !
પીંજરને પાશ મારે પોયણાં સંકોરવાં,
આતમભાતોએ ઉર ખોલવાં જી રે !
—પોપટને.

રણના વિરાટખૂણ ખંડેરી સાદનાં,
ગાનો ખંખેરી તાન ખેંચતા જી રે !
જીવડો ચડે છે વ્યોમતારલીને તેડવા,
ઘરડું પીંજર-પાશ પ્રીછતું જી રે !
—પોપટને.

પથ્થરને લાધ્યું છે ભૂમિનું પીંજરું, ને
જળને ઝંકાર-પાશ જલધિ જી રે !
આકાશી ગેબને જ્યોતિની ઝાલરીના
પીંજર, આતમવાસ તુજથી જી રે !
—પોપટને

તારો વિરાટરાજ પીંજર આ પ્રાણનો છે,
રૂડા થડકાર મને નાખજે જી રે !
ઊડવા ના આભ-શૃંગ, પ્રાણો પલોટવા
હળવા હાથેથી ચણ્ય નાખજે જી રે !
—પોપટને.

સુધાંશુ

## શાંતિ ક્યાંથી ?



મારી માતાના ઉરમાં ઉચાટઃ
બ્હેન ! મને શાંતિ ક્યાંથી ?
મેં તો લીધી છે વીરતાની વાટઃ
બ્હેન ! મને શાંતિ ક્યાંથી ?
એના વીરા–હીરા જેલવાટઃ
ની વીરી–હીરી રણવાટઃ
બ્હેન ! મને શાંતિ ક્યાંથી ?
આજ અશ્રુના સાગર ભરતી ભર્યાં;
આજ ભક્તિની ભાવનાએ જાદુ કર્યાં.
બ્હેન ! મને શાંતિ ક્યાંથી ?
હું તો ધવાઇ બ્હેન ! જ્વાળાને જંગઃ
મને લાગ્યો છે ક્રાંતિનો કેસરિયો રંગઃ
બ્હેન ! મને શાંતિ ક્યાંથી ?

**રસૂલભાઇ ન. વહોરા**

## સનાતન રાસ



રાસ રચાવો રાસ,
રસિયાં ! રાસ રચાવો રાસ.
આતમ અન્તિમ આશ,
રસિયાં ! રાસ રચાવો રાસ.
બસૂર ગાયાં ગાણાં અગણિત,
હવે સૂણાવો લલિત સંગીત,
ધૂન મચે અવિનાશ,
રસિયાં ! રાસ રચાવો રાસ.
જીવનગંગા પાળે બાંધી,
નહિ વિમોચન ! મુક્તિ લાધી,
તોડો અતૂટ આ પાશ,
રસિયાં ! રાસ રચાવો રાસ.
આંખની આંધી અગાધ ઉખડે,
વાટડી તારા મિલનની જડે,
દિશ દિશ થાય પ્રકાશ,
રસિયાં ! રાસ રચાવો રાસ.

**રઞ્જનમ્**

# સૌભાગ્યવતી

ગોરમા ! અક્ષત રહેજો આ કે મારે સેંથલે સિંદૂર,
ગોરમા ! ગાજો ગૃહના ખંડ કે કંકણ સૂરથી ભરપૂર.
ગોરમા ! અક્ષત રહેજો આ લલાટે ચન્દ્રકે સોહાગ,
ગુલાબ મોગરાને ગજરે દીપો દેહનો ફૂલબાગ.
સુહાગણ ગૃહલક્ષ્મીના હોઠ, મારાં અમર રહો એ લાસ્ય,
છાની છપની મીઠી ગોઠ, મારાં અમર રહો એ હાસ્ય.
મારે નૂપુરને ઝંકાર, ગૂંજે કલ્લોલતું રે લોલ,
ઉજળાં એથી શું ગૃહદ્વાર, દીપતાં અમોલ શું રે લોલ !
મારો અંબોડો શું અનુપ, છૂટી નાગણી રે લોલ !
મારે દિલમાં ઊર્મિ છોળ, મીઠી કુંળી લાગણી રે લોલ !
મારે કુમકુમ પગલે પુણ્ય ગૃહનાં પાંગરે રે લોલ !
મારે મુખડેથી શું પુષ્પ કે મુક્તા ઝીણાં ઝરે રે લોલ !
હું આનન્દનો અવતાર, ધન્ય સોહાગણી રે લોલ !
એ અમર કંકણ રણકાર, રહો ઈશ માગણી રે લોલ !

ऋतूनां कुसुमाकर

❧

# કરુણાસાગરને

તમારી વિશ્વવિપુલ પ્રતિભાને સ્વામિન્ ! નયને કેમ ઝીલાય ?
અનહદ વહતી સાગર ભરતી અંજલિએ ન સમાય...સ્વામિન્

શતશત ધારે ઝરે તેજ તવ જલથલમાં છલકાય,
વિરલા ચાખે સંજીવન એ, અજર અમર થઈ જાય,
જીવન નવરંગી સોહાય.

દુનિયાદારીમાં ક્યાંથી પામે, અખંડ સુખની રાય,
પડછાયા પાછળ લાખોનાં અંબહીર ખરચાય,
આશાનાં અમૃત વિષ થઈ જાય.

દુષ્કાળનાં ભીષણ તાંડવ દીઠાં – સહ્યાં ન જાય,
કાળદાહમાં પડતી અવનિ મોત પછાડા ખાય,
દિશાભર પડછંદા સંભળાય.

કરુણાસાગર ! કરુણ સ્વરોનાં, ક્રન્દન ક્યાં વહી જાય ?
સૌમ્ય સ્વરૂપ તમારું જોવા આંખડીઓ અકળાય,
અમારાં અંતર આજ સુકાય.

– ચંદ્રકાન્ત શુકલ –

# ગીતાસર્જન

[ ઢાળ : જશોદા ! તારા કાનુડાને સાદ કરીને વાર રે ! ]

: સાખી :

રોપ્યો રણનો થાંભલો, વાગ્યાં કૈં રણશિંગ;
જોધનજોદ્ધા જાગિયા, વિશ્વ થયું આ દિંગ.

કુરૂક્ષેત્રના રણમેદાને, પાંડવ કૌરવ યુદ્ધ રે !
જંગે ચડિયા ઉર ઉમળકે, બાળક ને વળી વૃદ્ધ રે !
બળિયા ને પ્રબુદ્ધ રે !
મનમેલા ને શુદ્ધ રે !

પાર્થ તણા જે સારથિ બનિયા, બોલ્યા એ મજરાજ રે !
'જીવનમાં તું જોમ ભરીને, ઝૂઝજે જીતવા કાજ રે !
મેળવજે સ્વરાજ રે !
વરજે કીર્તિ-તાજ રે !

બાણાવળીના બાહુ બળિયા, જગમાં જય જયકાર રે !
પુરૂષાતનનો સાગર વહેશે, સફળ થશે અવતાર રે !
ઊભો રણમોઝાર રે !
મારી શીખ સ્વીકાર રે !

'માયા બંધન મુંઝવે મુજને, જીતું કેમે જંગ' રે !
સગાં સંબંધી કેરી પ્રીતિ, રાખું ક્યાંથી રંગ રે !
ઊંડે ઉર ઉમંગ રે !
દર્દ ભર્યો પ્રસંગ રે !

હિંસા કરવી કેમ કરીને, છોડી દઉં હથિયાર રે !
સિંહાસનનો શોખ નથી કૈં, અહિંસા જાગે અપાર રે !
થાશે ના જ પ્રહાર રે !
પાર્થ તણો. નિર્ધાર રે !

પાર્થ તણી એ વાણી સુણી, બોલ્યાં ત્યાં મોરાર રે !
'ધર્મ તણી તો રક્ષા કરવી, માનવ જીવન સાર રે !
ભારતના આધાર રે !
લોક. કરે પોકાર રે !

સાધુજનના રક્ષણ કાજે, દુષ્ટ તણો સંહાર રે !
અહિંસા છૂપી હિંસા માંહી, ફેંકી દે અંધાર રે !
જંગ મહીં ઝૂઝનાર રે !
સ્વતંત્રતા પૂજનાર રે' !

કર્મ ધર્મના મર્મ ભરેલા, ગીતા કૃષ્ણે બોલ રે !
'પ્રેમભક્તિના પુનિત પૂજારી ! આંખો તારી ખોલ રે !
મારો તુજને કોલ રે !
જોશે સૌ ભૂગોલ રે !

અર્જુન ઉરમાં વીરતા સિંચી, પ્રેરી ગીતા સંદેશ રે !
ભાવ ભરેલી ભાષા એની, સ્વતંત્રતા આદેશ રે !
થાય હૃદય ઉજેશ રે !
રાચે ભારત દેશ રે !

: સાખી :

સ્વતંત્રતાના સર્જને, ગીતા મુક્તિ ગાન;
કૃષ્ણમુખની માધુરી, પીઓ અમૃત પાન.

મૂળજીભાઇ પી. શાહ



—વડોદરામાં પણ પ્રજામંડળની સામેના રાજ્યની નોકરશાહીનાં પગલાં સામે જુદા જુદા પ્રત્યાઘાતો ચાલુ રહ્યા છે ધારાસભામાંથી પ્રજામંડળ પક્ષના લગભગ દશ સભાસદોએ રાજીનામાં આપ્યાં છે. શહેરની સુધરાઇમાંથી પણ પ્રજામંડળ પક્ષના સભાસદોએ રાજીનામાં આપ્યાં પછી સરકાર નિયુક્ત મહિલા સભાસદ (જેઓ પારસી છે) ડૉ. કુ. ખાનાએ પણ રાજીનામું આપી દીધું છે.

—સક્કરમાં વિદ્યાર્થીનીઓએ ગાંધી ટોપી પહેરવા માંડી છે.

—મુંબઇમાં પ્રાથમિક શિક્ષણ સમિતિમાંથી સૌ હંસા મહેતાએ રાજીનામું આપ્યું છે.

—સ્ત્રી જીવનને સ્પર્શતા સવાલોના વિશાળ ક્ષેત્રને પહોંચી વળતું અને સાદી, સરળ, અને ઘરગથ્થુ ભાષામાં લખાયલું પુસ્તક ' સંસ્કાર લક્ષ્મી ' ગુજરાતી સાહિત્યમાં સુંદર ઉમેરો કરે છે.

—મુંબઇમાં રાગોર સોસાયટી સ્થાપવા માટે કાવસજી જહાંગીરજી હોલમાં શ્રી. સરોજીની નાયડુના પ્રમુખપણા હેઠળ સભા મળી હતી.

—મુંબઇમાં ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળની વ્યવસ્થાપક સમિતિએ શ્રી મહાદેવભાઇના અવસાન માટે ઠરાવ કર્યો છે.

—કલાપીનાં સ્નેહરાજ્ઞી શ્રી. શોભના (મોંઘીબાઇ) નું અવસાન થયું છે. ગુજરાતના એક મહાન કવી શ્રી. કલાપીને પ્રેરણા આપનાર વ્યક્તિ તરીકે એમનું સ્થાન અનોખું હતું.

—અત્યારના કપરા અને અગતના યુદ્ધ કાળમાં યુરોપમાં અનેક સ્ત્રીઓ પોલાદ (લોખંડ) સાથે સંકળાયેલા ઉદ્યોગોમાં પુરૂષોની બરોબરીનું કામ કરી રહી છે.

—રાજકોટ વનિતા વિશ્રામ લોકપ્રિય ગૃહરાજ્ઞી બેન છૂટાં થતાં તેમની જગોએ બીજાં બેનની નિમણુંકનો બાળાઓએ કોઇ એક કારણસર વાંધો લીધો હોવાના પરીણામે એક શિક્ષકની તેમના ઉપર દેખરેખ રાખવા નિમણુંક કરવામાં આવી. આ પ્રણાલિકા વિરૂદ્ધ હોવાથી બાળાઓએ આશ્રમ ખાલી કરી નાખ્યો છે.

—વિલાયતમાં હવાઇ દળની યુવતિઓ નાની તોપો, રાઇફલો, મશીનગનો, ટોમીગનો વિગેરે વિમાન યુદ્ધને ઉપયોગનાં શસ્ત્રોની સાફસુફી અને નિભાવનું કાર્ય કુશળતાપૂર્વક કરે છે.

—કચ્છ માંડવીમાં પહેલી વાર જ મફત ધર્માદા પ્રસુતિગૃહ ઉઘાડવામાં આવ્યું છે. એના ખરચને નભાવવા માટે શેઠ લીલાધર મોરારજીએ એક લાખ રૂપીયાની ગંજાવર રકમ ભેટ આપી છે એમના જ પુત્ર શ્રી. વિજયસીંહે રૂપીયા પચ્ચીશ હજારની અને શેઠ વિસનજી કલ્યાણજીએ રૂપીયા બાવીસ હજારની રકમ ભેટ આપી છે.

## મુંબઈમાં લશ્કરી સીપાઇઓનો સ્ત્રીઓ પર હુમલો

ઓગસ્ટની શરૂઆતમાં મુંબઇ ઉપનગર વિસ્તારમાં લશ્કરી સિપાઇઓએ ત્રણ યુવાન સ્ત્રીઓ પર હુમલો કર્યો હતો. મુંબઇ સરકારના માહિતી ખાતાએ એક યાદી પ્રગટ કરી આ બનાવની દીલગીરી સાથે જાહેરાત કરી છે. અને પોલીસને આ ગુન્હેગારો પકડવામાં સફળતા ન મળી હોવાનું પણ જણાવ્યું છે. યાદીમાં સરકારે તકેદારીનાં પગલાં તરીકે શહેરના પૂર્વ અને દક્ષિણનાં બધાં વિસ્તારો અફસરો સિવાયના હિન્દી સીપાઇઓ માટે બંધ કરવાની, આવા વિસ્તારો પર ચોકી રાખવાની, આ વિસ્તારની સરહદો પર સવારના ૭ થી ૯ અને સાંજના ૬ થી ૮ સુધી પહેરો ભરવા માટે લશ્કરી ચોકીયાતો રાખવાની જાહેરાત કરી છે. બીજા લશ્કરી છાવણીઓની આસપાસના વિસ્તારોમાં પણ આવાં જ પગલાં લેવામાં આવ્યાં છે.

# ગોષ્ઠિ



### વડોદરાનો લગ્નવિચ્છેદનો કાયદો :

સામાજિક સુધારાને લગતા કાયદાઓ એ વડોદરા રાજ્યની એક ખાસ વિશિષ્ટતા છે. એના બાળલગ્ન–પ્રતિબંધક નિબંધ, લગ્નવિચ્છેદ નિબંધ તેમ જ તાજેતરમાં બહાર પડેલો સ્ત્રીકબજા નિબંધ વગેરે નિબંધો વડોદરારાજ્યની શાસન-પ્રણાલિને ખાસ શોભા આપે તેવા છે. પરંતુ એક યા બીજા કારણે એ નિબંધોનો પ્રજા પૂરતો લાભ લેતી જણાતી નથી.

તાજેતરમાં જ બહાર પડેલી વડોદરા સરકારની એક પ્રેસ-નોટમાં લગ્નવિચ્છેદ કાયદાના ૧૯૪૦–૪૧ની સાલમાં લેવાયેલા લાભનાં આંકડા બહાર પડયા છે. તેમાં જણાવાયું છે કે, આ નિબંધનો કુલ ૩૨ જણે લાભ લીધો છે; તે પૈકી ૩૧ સ્ત્રીઓ અને ૧ પુરુષે એ કાયદાનો આશ્રય લીધો હતો.

> આવતો અંક
>
> **દિપોત્સવી અંક**
>
> તરીકે
>
> પ્રગટ થશે.

સામાન્ય રીતે કાયદાનો આશ્રય લેવા પુરુષો જ દોડી જાય છે; અને ભાગ્યે જ થોડી સ્ત્રીઓ કાયદાનો આશ્રય લેવા જતી હશે. પરંતુ અહીં તો સ્ત્રીઓએ જ આ કાયદાનો લાભ લીધો છે. એ અજાયબ થવા જેવું છે. પરંતુ એ સ્ત્રીઓ આ કાયદાનો લાભ લેવા કેવી રીતે પ્રેરાઇ અને તેની આજુબાજુના શું સંજોગો હતા તે જાણવા મળે તો તેનો લાભ કેમ લેવાયો છે તે જાણવા મળે. ગમે તેમ હો, પરંતુ એ કાયદાનો લાભ તો લેવાયો જ છે. એટલે કાયદો પણ તેની સાર્થકતા થઇ લેખી શકાય.

બીજી બાજુ પુરુષોનું પ્રમાણ આ કાયદાના આશ્રયે નજીવું ગયું છે તે પણ એક વિચારણીય પ્રશ્ન છે.

*

### હાલની કટોકટ પરિસ્થિતિ :

ગયા ઓગસ્ટ માસથી દેશના રાજદ્વારી વાતાવરણમાં ભારે મુશ્કેલ અને કટોકટીભર્યો મામલો ઉપસ્થિત થયો છે કોંગ્રેસનું પગલું ભરાયું નહોતું તે પહેલાં તો બ્રિ. સરકારે કોંગ્રેસ આગેવાનોને ઉપાડી લીધા. અને કોંગ્રેસમાં માનનાર પક્ષે અથવા બ્રિ. સરકાર વિરોધી તત્ત્વોએ દેશભરમાં અવ્યવસ્થાનાં આંદોલનોને વ્યાપક કરી દીધાં છે. સ્થળે સ્થળે તાર-ટેલિફોનનાં દોરડાં કપાયાના, રેલવેના પાટા ઉખાડાયાના તેમજ સરકારી મિલકતોને નુકસાન પહોંચાડાયાના સમાચારો રોજબરોજ પ્રસિદ્ધ થતા રહે છે.

આ રાજદ્વારી અશાંતિને શાંતપાડવાના કેટલાક પક્ષીય નેતાઓએ કરેલા પ્રયત્નો પણ નિષ્ફળ નિવડયા છે; ત્યારે સરકારે પોતે થઇને આ દિવસે દિવસે વધતી જતી આંધીને અટકાવવા પ્રયત્નશીલ થવું જોઇએ; અને સર્વપક્ષ પરિષદ જેવી એકાદ સભા બોલાવી તેમાં કોંગ્રેસ (જે પણ એક પક્ષ છે) તેના આગેવાનોને નોતરી હાલ ઉભી થયેલી અવ્યવસ્થાનો અંત લાવવા પહેલ કરવી જોઇએ. વિનીત જણાતા નેતાઓ પણ બ્રિ. સરકારની આ નીતિને વખોડી રહ્યા છે ત્યારે તો એ સરકારે દેશની પરિસ્થિતિનો કંઇક ક્યાસ કાઢી ઉકેલનો માર્ગ સત્વર હાથ ધરવો જોઇએ.

આશા રાખીએ, દેશના બારણે જ્યારે દુશ્મનોનાં દુંદુભિ વાગવાનો વખત આવ્યો હોય ત્યારે બ્રિ. સરકાર હિંદી લોકમતને એકત્રિત કરી એના સામના માટેનાં ચક્રો ગતિમાન કરવાનાં સત્વર પગલાં ભરવા પ્રેરાય

*

**આભારદર્શન :**

દરવર્ષ અમો "ગુણસુન્દરી"નો નવરાત્ર અંક પ્રકટ કરીએ છીએ અને તદનુસાર આ વર્ષે પણ આ નવરાત્રના દિવસો માટે આ ખાસ નવરાત્ર અંક વાચક બહેનોના કરકમળમાં સાદર કરીએ છીએ.

આ વખતે, એનું સંપાદનકાર્ય, જાણીતા ગુજરાતી રાસસર્જક શ્રી. મૂળજીભાઇ શાહે કર્યું છે અને તેમાં તેમણે મેળવેલી સફળતા અંકમાં અપાયેલ સામગ્રી પરથી સહજે જોઇ શકાશે. આ અંક તૈયાર કરવામાં શ્રી. મૂળજીભાઇએ લીધેલી જહેમત માટે "ગુણસુન્દરી"નાં વાચકો તરફથી અહીં તેમનો આભાર માનીએ છીએ.

અને આ સ્થળે મેસર્સ એન. એમ. ઠક્કરની કંપનીના ઉત્સાહી સંચાલકનો આભાર ન માનીએ તો અમે કૃતઘ્ની લેખાઇએ. આ અંક સુશોભિત બનાવવામાં વપરાયેલા કેટલાક બ્લોકો જો અમને મળ્યા ન હોત તો આ અંકને આવા રૂપમાં અમે સજાવી શક્યા ન હોત. એટલે આ અંક તૈયાર કરવામાં એમનો પણ વિશિષ્ટ સહકાર હોઇને તેમનો અત્રે આભાર માનીએ છીએ.

અને આપણા ખ્યાતનામા ચિત્રકાર શ્રી. કનુ દેસાઇનો પણ અત્ર આભાર માનીએ છીએ. આ અંકમાં અપાયેલું તેમનું કલાત્મક ચિત્ર તેમના સહકારને જ આભારી છે.

*

**નવરાત્ર :**

ગુજરાતની હિન્દુ સ્ત્રીઓનો નવરાત્રનો અપૂર્વ ઉત્સવ સ્ત્રીઓએ અવશ્ય ઉજવવો જોઇએ. રસઘેલી ગુજરાતણોએ જીવનમાં આનંદ બહેલાવવાને માટે, કુદરતની ચોમાસાના વરસાદથી લીલા વાઘા ધરી સુંદર બનેલી કુદરતના ખોળામાં ખેલવા માટે અને દુનિયામાં આનંદ ફેલાવવા માટે યોજાયલો આ ઉત્સવ સ્ત્રીઓને ઘણો આલ્હાદદાયક છે. આ આનંદોત્સવ નિહાળવા માટે પુરુષોનાં ટોળાં નિકળી પડે છે. આ ઉત્સવમાં સ્ત્રીની મહાન દિવ્ય શક્તિ કેટલી અદ્ભુત હોય છે, તે શક્તિના સન્માનથી દુનિયાનું કેવું રક્ષણ અને પોષણ થાય છે અને તેની અવગણનાથી કેવા મહાન અનર્થો ઉપજે છે તે પ્રકટ થાય છે.

આ ઉત્સવ ગામડાંમાં ઉજવાય છે તેવો શહેરોમાં ઉજવાતો નથી. તેમ છતાં ગામડાંની સ્ત્રીઓ અભણ છતાં અદ્ભુત રસ લે છે. શહેરોમાં ગામડાંની માફક નથી થતો-તેનું મુખ્ય કારણ શહેરી સ્ત્રીઓની નાજુકતા વગેરેના ખોટા ખ્યાલોને આભારી છે—આવા ખોટા ખ્યાલો દુર કરી નવરાત્ર ઉજવે એ ઇચ્છવા યોગ્ય છે.

કેટલાક કહેશે કે આ સમયે ઉત્સવો ઉજવવા નથી. મહાત્મા ગાંધીજી જેવા આપણા દેશના મહાન નેતાઓ જેલમાં હોય અને દેશમાં ચોમેર અશાંતિનું વાતાવરણ હોય ત્યારે ઉત્સવો ઉજવવાના હોય ?

પરંતુ કેટલાક ઉત્સવો માત્ર આનંદ કરવા ખાતર જ ઉજવાય છે ત્યારે કેટલાક ઉત્સવો કોઇ ગંભીર કાર્ય કરતાં પૂર્વે ઉજવાય છે. દાખલા તરીકે યુધ્ધે ચઢવાનું હોય તે દિવસની આગલી રાત્રિ આનંદોત્સવમાં પસાર કરવામાં આવે છે જેથી અવનવો ઉત્સાહ પ્રકટી નીકળે અને અજબ જુસ્સો આવે. હિન્દની બહેનોએ હમણાં એવા ઉત્સવો ઉજવવાના છે જીત મેળવવા માટે. તેમણે પોતાના પતિઓ અને સંતાનોને તૈયાર કરવાના છે. તેમનામાં ઉત્સાહ પ્રેરવાનો છે. બહેનો જેટલે ઉત્સાહ, જુસ્સો ભરી શકશે તેટલો બીજા કોઇથી પ્રેરી યા ભરી શકાશે નહી. તેટલા માટે જ ઉત્સાહ અને જુસ્સાની જ્યોતિ તેમણે પોતાનામાં જ પ્રથમ જગાવવી જોઇએ. નવરાત્રનો ઉત્સવ ઉજવવાથી બહેનો આ ઉત્સાહ અને જુસ્સાનો સંગ્રહ કરી શકશે. નવરાત્ર પછી તરત જ વિજયાદશમી આવે છે તે તો સા[illegible] સામાન્ય વાત છે; પરંતુ તેમાં શું રહસ્ય છે? વિજયાદશમીને દિવસે પુરૂષવર્ગને પોતાની આવતા વર્ષની વિજયયાત્રાનો આરંભ કરવાનો છે. [illegible] દિવસે તેઓ પુરબહારમાં, ઉત્સાહમાં અને જુસ્સામાં હોવા જોઇએ. એ ઉત્સાહ અને જુસ્સો તેમાનામાં આણવાને માટે સ્ત્રીઓએ પ્રથમ [illegible] વાતાવરણ ઉત્પન્ન કરવું જોઇએ. નવરાત્રના ઉત્સ[illegible]વથી એવું વાતાવરણ ઉત્પન્ન થાય છે એ સહ[illegible] ખ્યાલમાં આવી જશે. ગુજરાતના પુરૂષવર્ગે પોતાની વિજયયાત્રાનો આરંભ વિજયાદશમીથી કરવાની જરૂર છે. ગુજરાતનો સ્ત્રીવર્ગ-નવરાત્રનો ઉત્સ[illegible] ઉજવી તેમને એવા આરંભને માટે બરોબ[illegible] અનુરૂપ બનાવશે જ !

# ગુણસુંદરી

## સ્ત્રીહિતોપદેશ



દીપોત્સવી અંક

વ્યવસ્થાપક :
નટવરલાલ ઠક્કર

તંત્રી :
શ્રી. જયવતી દેસાઇ

સહતંત્રીઓ :
શ્રી. રમા ઠાકોર, બી. એ.
શ્રી. વનમાળા દેસાઇ, બી. એ.

તંત્રી બાલવિભાગ :
નાગરદાસ ઇ. પટેલ

માનતંત્રી તથા વ્યવસ્થાપક :

ન સાહેબ, લુણાવાડા રાજ્ય

નવેમ્બર

અંક ૩ જો

આદ્યતંત્રી અને સ્થાપક જયકૃષ્ણ ના. વર્મા, હાલ દિવાન સાહેબ: લુણાવાડા રાજ્ય

# ગુણસુન્દરી

દીપોત્સવી અંક

તંત્રી :
શ્રી. જયવતી દેસાઇ

વ્યવસ્થાપક :
નટવરલાલ ઠક્કર
લુહાણામિત્ર પ્રેસ. વડોદરા.

સહતંત્રીઓ :
શ્રી. રમા ઠાકોર બી. એ.
શ્રી. વનમાળા દેસાઇ બી. એ.

પુ. ૩૯ મું ] નવેમ્બર : ૧૯૪૨ [ અંક ૩જો.

## અનુક્રમણિકા



# દીપોત્સવ
અને
# નવા વર્ષનાં
# અભિનંદન

# દિવાળી જુગ જુગ રહો

આવ્યું આવ્યું દિવાળી આણું
          દિવાથી જુગં જુગ રહો.
હવે વાયું આનંદે વ્હાણું
          દિવાળી જુગ જુગ રહો.

અજવાળી રાત તોયે કાજળશી લાગતી,
ઊંઘું પડીને પાછી સોણલે હું જાગતી,
બ્હેન થાકીને સોડ પાછી તાણું
          દિવાળી જુગ જુગ ,રહો.
મને તેડાવે, ઉર જે છુપાણું
          દિવાળી જુગ જુગ રહો.

સાત સાત જોડ બ્હેની કપડાં કરાવ્યાં,
સોનીને હાટ જઇ ઘરેણાં ઘડાવ્યાં,
છતાં સાસરિયાં કહેશે શું (?) જાણું,
          દિવાળી જુગ જુગ રહો;
તોયે આનંદે હૈયું ભરાણું,
          દિવાળી જુગ જુગ રહો.

ચોકે રંગોળી રોજ પૂરશું પ્રભાતે,
ગોખે પ્રગટાવી દીવા હરખાશું રાતે,
પરણ્યા પછીનું પ્હેલું આ ટાણું,
          દિવાળી જુગ જુગ રહો;
નવું નવું કરીશ નીત ખાણું,
          દિવાળી જુગ જુગ રહો.

દાદાના દેશમાં સોળ સોળ વર્ષથી,
માણી દિવાળી, હવે ઝાઝેરા હર્ષથી,
મ્હારા વ્હાલમની સંગ બ્હેની માણું,
          દિવાળી જુગ જુગ રહો;
અમે ગાશું અપૂર્વ પ્રેમ ગાણું
          દિવાળી જુગ જુગ રહો.
આવ્યું આવ્યું દિવાળી આણું
          દિવાળી જુગ જુગ રહો;
હવે વાયું આનંદે વ્હાણું
          દિવાળી જુગ જુગ રહો.

સૌ. ઊર્મિલા રજનીકાન્ત ભટ્ટ

# મહીડાનાં દાણ

[ નૃત્ય ગીત ]

( છલકાતું આવે બેડલું...એ રાગ )

ઝલકન્તી આવે ગોપીઓ
ઝુપંતો આવે કાન રે
મહીડાંની મટુકી ફોડવા.

[ ઉપર્યુક્ત પંક્તિઓ નેપથ્યમાંથી ગવાતી હોય છે ત્યારે રાધા એક બાજુએથી નૃત્ય કરતી કરતી હાથમાં મટુકી સાથે ગાતી ગાતી પ્રવેશે છે: ]

રાધાઃ— મારે જાવું મહીડાં વેચવા
કોઈ આવો મારી સાથ રે
(હાં) કાનો મારગ રોકશે.

[ બીજી બાજુથી ગોપીઓ પ્રવેશે છે. ]

ગોપીઓઃ— તું તો ભોળી વ્રજની નાર રે
તારે હૈયે વસતો કાન રે
તું શાને અમને ભોળવે ?

રાધાઃ— મારી સહિયર તમને વિનવું
રાખન્તી મનમાં માન રે
મેણાં શીદને મારતાં ?

[ રાધા એકલી આગળ વધે છે: રસ્તામાં કાન મળે છે ]

રાધાઃ— કાના મારગડો તું મેલને
ઝુપંતી આવે ગોપીઓ
મારે જાવું મહીડાં વેચવા.

કાનઃ— હું છું મારગડાનો રોકીઓ
છાને આવે ગોપીઓ
(તું) દાણ અમારાં દેતી જા.

રાધાઃ— કનૈયા કામણગારા રે
તું શાને માગે દાણ રે
તું ભેરુ પડ માં ચોરવા.

કાનઃ— હું તો વ્રજનો રહેવાસી રે
મારે મહીડાંની નવ ખોટ રે
મારા હૈયાની તું ચોરટી.

[ કાન મટુકી ફોડી નાખે છે: અને ગોપીઓ આવી પહોંચે છે. ]

રાધાઃ— તું ભેરુ પડ માં ચોરવા !

કાનઃ— તું દાણ અમારાં દેતી જા !

[ કનૈયો અને ગોપીઓનો સંયુક્ત રાસ શરૂ થાય છે. ]

( છેલ્લી બે કડીઓ ફરી ફરીને ગાવી. )

• પડદો પડે છે •

શ્રી. જયંત પંડ્યા

૩૫ થી ૩૫



ડીઝાઇન આર્ટીસ્ટ ] [ સૌ. ભામિની વિ. મહેતા

રંગોળીનો એક કલાત્મક નમુનો

# શારદા પૂજન*

મૂળ બંગ લેખક :
**શ્રી. અસમંજ મુખોપાધ્યાય**

અનુવાદક :
**શ્રી. ટોપણ દયાળજી પેલાણી**

ચાળીસ પચાસ વીઘાં ખુલ્લી જમીન ઉપર પાંચ સાત માટિયાર ખોરડાં શોભાવતો ગામનો વૈષ્ણવ મહોલ્લો એકદમ રેલ્વે સ્ટેશનની લગોલગ આવેલો હતો. આંબા, જાંબુ, જામફળ, સીતાફળ, કેળ, દાડમ, બકુલ વગેરે ઝાડોની છાયાથી છવાયેલો આ મહોલ્લો કુંજવન સરખો એક જુદી જ ભાત પાડતો ગામથી અનોખો તરી આવતો હતો. આ મહોલ્લાની ઉત્તર પશ્ચિમે ગામની દક્ષિણ દિશા તરફ-ખુલ્લાં ખેતરો હતાં અને એ પાંચ સાત ખેતરો વટાવતાં જ ગામ આવતું.

પ્રભાતનું પ્રથમ સૂર્ય-કિરણ આ મહોલ્લાનાં તરુઓને પાંદડે પાંદડે અને માટિયાર ખોરડાંઓને નળીએ નળીએ સર્વથી પ્રથમ આવી ઝળકતું. વર્ષા ઋતુની પહેલી વૃષ્ટિધારા જ્યારે ધરતી ઉપર પડવી શરૂ થતી, ત્યારે પણ ખરું પૂર્વની હવાનાં ઝાપટાંથી વૈષ્ણવ વાડાની આ માટીને જ સહુથી પહેલાં અમૃત-ધારાથી ભીંજવી જતી ! દક્ષિણે રેલવે લાઇન, અને તેની પેલી પાર ખુલ્લું મેદાન, આ મેદાનમાંથી જ વસંત ઋતુનો પહેલડો પવન આ રસ્તે જ ગામમાં પ્રવેશ કરતો. કાકાદૌવા, ગેરૂ પોપટ, મેના, કોયલ, બપૈયા વગેરે પક્ષીઓ આ વાડાનાં વૃક્ષોને પાંદડે પાંદડે સૌથી પહેલાં આવી સુમધુર કીલકીલાટ કરવો શરૂ કરી દેતાં.

વૃદ્ધ કૃષ્ણદાસ વૈરાગી એની નાની સરખી કોટડીની ઓસરીમાં બેસી આ બધું જોતો, સાંભળતો અને તેમ કરી આનંદિત થતો. તેના વૈરાગી જીવનનાં પૂરાં ૬૫ વર્ષો આ કોટડીમાં આ રીતે જ વ્યતીત થઇ ગયાં હતાં.

તે ફક્ત નામનો જ બાવો-'વૈરાગી' નહોતો, એ ખરેખરો વૈરાગી હતો. તેનું આ સંસારમાં કોઈ નહોતું-કાંઇયે નહોતું. હતાં ફક્ત રહેવાની આ નાની કોટડી અને ભજન ગાવાનો એક એકતારો: એ જ ફક્ત એની માલમિલ્કત હતી. અને હતું તેનું અનેક તડકા છાંયડા જોઇ આવેલું જીર્ણ વૃદ્ધ શરીર અને તે શરીરમાં જૂના કાળની, સ્મૃતિ ધારણ કરી રહેલું તેનું અંતર, અને તે અંતરમાં અતિશય ભક્તિપૂર્વક અને અત્યંત ગૌરવભર્યા આદરમાનથી પ્રતિષ્ઠિત કરેલો હતો તે અંતરનો અંતરયામી કૃષ્ણદાસ ! ખરેખર, કૃષ્ણનો જ એ દાસ હતો, રાધારાણીનો તે હતો ચરણાશ્રિત પરમભક્ત.

ભજન કરી ભીખ માગી તે દિવસો નિર્ગમન કરતો હતો. પહેલાં તો ગામે ગામ ફરી એ ભીખ માગતો, પણ હાલમાં એનાથી તેમ બની શકતું નહોતું. શરીરમાં અગાઉની શક્તિ રહી નહોતી; તેથી હવે તે વૃદ્ધે બીજો માર્ગ પકડ્યો હતો. હવે રેલવે કંપનીની માસિક ટિકિટ ( મંથલી પાસ ) ખરીદી હાથમાં એકતારો તંબુરો લઇ ગાડીએ ગાડીએ ભજન ગાતો ગાતો એ ફરતો. એમાંથી જે કાંઈ સાધારણ આવક થતી તેનાથી તેનો ગુજારો ચાલતો હતો.

તે દિવસે દિવાળીને દિવસે જ તેની તબિયત જરા નાદુરસ્ત થઇ આવી, ભજન કરવા બહાર નીકળવાની તે દિવસે તેની

* મૂળ બંગ વાર્તા 'નૂતન ખાતા'નો અનુવાદ.

## દિવાળી

નવરંગી આજ સખિ ! આવી દિવાળી,
ચાલો ફૂલહારથી વધાવીએ જી રે.
વિવિધ રંગો લઈ આજ આપણે
કુંકુમના સાથિયા પૂરીએ જી રે.
નવ વર્ષે નારિવૃન્દ જાતાં મંદિર-વાટ
અંતર-દીપ પ્રકટાવવા જી રે.
નવલા વર્ષે પરસ્પર ભેટતાં
હેત-સાગર સખિ ! ઉછળે જી રે.
ના રે ગમે તે મને પાછી સિધારતી,
લાગે છે વિદાય-વસમી જી રે.
દિવાળી પાછી પ્રેમે આવજે તું વે'લી
હર્ષ થકી અમે વધાવશું જી રે.

શ્રી. પુરુષોત્તમ ગુલાબભાઈ નાયક

મરજી નહોતી, પણ એક રૂપિયો, અને કાંઇ નહિ તો ઓછામાં ઓછા આઠ આનાના પૈસા તો તેને તે દિવસે જરૂર જરૂર જોઇએજ. ગામમાંથી શારદાપૂજન નિમિત્તે તેને આમંત્રણો મળ્યાં હતાં-ત્યાં જવું પણ જોઇએ અને મૂરતમાં કાંઇક રકમ જમે પણ આપવી તો જોઇએ જ ને.

ગામમાંની કોઈ પણ દુકાનેથી તે ઉધાર વસ્તુ લઇ કરજ કરતો નહિ એને કરજ હતું પણ નહિ. પણ દર વર્ષે ચોપડા-પૂજન નિમિત્તે દરેક દુકાનેથી તેને આમંત્રણ મળતું. આમ માનપૂર્વક આ બધા દુકાનદારો જ્યારે તેના જેવા એક ભિખારીને આમંત્રણ આપે ત્યારે તેને ગયા વિના પણ કેમ ચાલે ભલા ! નવા ચોપડાનું શારદા-પૂજનનું નિમંત્રણ. જવું તો જોઇએ જ અને જવું એટલે મૂરતમાં કાંઇ રકમ જમે આપી આવવી જ પડે ને ! ! ગામમાં હતી ચાર દુકાનોઃ દરેક દુકાને ચાર ચાર આના દઇ શકાય તો સારું લાગે,-કાંઇ નહિ તો પછી બબ્બે આના તો ખરા જ, તેથી આજ સવારમાં વહેલો. વહેલો કૃષ્ણદાસ હાથમાં એકતારો લઇ કોટડીમાંથી બહાર નીકળી રસ્તે પડ્યો.

[ ૨ ]

મગરાથી બૅંડલ સ્ટેશનઃ ફક્ત આટલાં સ્ટેશનો વચ્ચેજ જતી આવતી ગાડીઓમાં તે ફરતોઃ

તે દિવસે શરીર અસ્વસ્થ હતું. તે ભજન પણ બરાબર ગાઇ શકતો નહોતો. ઘણો પ્રયત્ન કર્યો છતાંયે કોઇ રીતે તે પોતાના સૂરમાં મીઠાશ લાવી શક્યો નહિ. તેને લાગ્યું કે તેના સૂર સાથે એ એકતારાએ પણ સંપ સાધ્યો હતોઃ એ બરાબર વાગતો નહોતો. તેથી જ દિવસ નમતાં બેંડલ સ્ટેશનના પ્લૅટફાર્મ ઉપર ઊભા રહી ગાડીની વાટ જોતાં જોતાં કૃષ્ણદાસે વિચાર કર્યો કે હવે વધુ ખેપ કરવી નથી, આ ગાડીમાં જ ઘેર પાછા ફરવું છે, ભીખના પૈસા ગણી જોયા, -પૂરા આઠ આના પણ ભેગા થયા નહોતાઃ-બે પૈસા ઓછા હતા. ઘેર પાછા ફરવાની આ ગાડીમાં તેને બે ચાર પૈસા જરૂર મળી જશે.

[ ૬ ]

ટણુણુણુ ! ટણુણુણુ ! ગાડીનો ઘંટ વાગ્યો; ગાર્ડની સીટી વાગી ચૂકી; કૃષ્ણદાસ એક ડબ્બામાં ચડી ભજન ગાવાની શરૂઆત કરવા જતો હતો પણ વિઘ્ન આવી પડતાં તેમ બની શક્યું નહિ. પેલી તરફ બારી પાસે એક સ્ત્રી બેઠી હતી તેને અનુલક્ષીને જ ઘોંઘાટ થતો જણાતો હતો.

સ્ત્રી હતી આધેડ વયની. એણે સુતરાઉ સફેદ લાલ કિનારની સાડી પહેરી હતી; એના માથા ઉપરનું વસ્ત્ર કપાળ સુધી નીચું તાણેલું હતું. ભયભરી વ્યાકુળ નજરે પોતાની સામે ઊભેલા 'ચેકર' તરફ જોઈ રહી તે કહેતી હતી—" દોહાઈ તમારી મારા બાપ-હું જુઠું બોલતી નથી. હું છીરામપુરથી બેઠી છું ને મારે જવું છે મગરા. ટિકિટ બેય મારા ભાઈ પાસે છે, મારા બાપલા."

ચેકર' ગર્જના કરી ઉઠયો: ગાડીના ડબ્બાની લાકડાની જમીન ઉપર જોરથી બૂટની ઠોકર મારી તે બોલ્યો—" અરે જા રે જા રાંડ. ક્યાં છે તારો ભાઈ, મને દેખાડતો ખરી ! એ-પેલો, પેલી તરફ પગ ઝુલાવતો ઝુલાવતો ઉપર બેઠો છે તે-એ જ ખરું ! "

તે સ્ત્રીએ એક વાર તે ચીંધેલી દિશા તરફ ઊંચે જોયું અને ડબ્બામાંની આ જનમેદની વચ્ચે ગભરાઈ ગઈ હોય તેમ બોલી 'ના બાપુ,—એ નહિ. હું ગાડીમાં ચડી આવી; એ ક્યાં ગયો ? બીજા ડબ્બામાં ચડી ગયો કે શું થયું ? હું તેને શોધી શકી નથી.

" ત્યારે કાઢ પૈસા રોકડા. એ બધી વાતો હું સાંભળવા માંગતો નથી. જલદી કાઢ પૈસા જોઉં." કહી 'ચેકર મહાશય' હાથમાંની પાકા પુઠાંની નોટબુકના પૂંઠા ઉપર ધીમે ધીમે પેન્સિલ ઠોકવા લાગ્યો.

" પૈસા તો મારી પાસે નથી ભાઈ ! એ બધું છે એની પાસે, ભાઈ તમે આટલી વારથી લમણાઝીક કરો છો; પણ મારી પાસે પૈસા હોય તો હું આપી ન દઉં ક્યારની ? ભાઈ મારો ક્યાં ગયો રે ! " કહી તે સ્ત્રી ડબ્બામાં ચોતરફ અસંખ્ય માણસો વચ્ચે ભયભરી વિહ્વળ નજરે તેના ભાઈને જાણે શોધવા લાગી

કૃષ્ણદાસ એક બાજુ ઊભો હતો તે ઊભો જ રહ્યો.

ઉતારુઓમાંથી એક જણ બોલી ઉઠયો: ચાલાકી ! ચાલાકી !! આજકાલ સ્ત્રી-ઠગોની સંખ્યા દિવસે દિવસે વધતી જાય છે, ભાઈ."

બીજા એકે કહ્યું—" તે દિવસે, શેઠ, સીહુરા સ્ટેશને આ સ્ત્રીને મળતી જ એક સ્ત્રી—"

તેને વચ્ચે જ બોલતો અટકાવી, પેલી તરફથી મોંમાંથી સિગારેટના ધુમાડા કાઢતા કાઢતા એક ગૃહસ્થ બોલી ઉઠ્યા—" અરે ભાઈ ! આ બધી સ્ત્રીઠગો તો પુરુષઠગોથીએ ચાર ચંદા ચડી જાય તેવી છે ! ઉઃ, જુઓ તો ખરા મારા ભાઈ, શું એની ચતુરાઈ ! "

## રંગોળી

ઉષાને અંધારે નવનીત રંગે;
ઉલ્લાસ ફુવારો હો પસરે,
આંગણીએ રંગોળી પૂરીએ.
ખુલ્યાં-ફાલ્યાં આ ફૂલડાં જે બાગમાં;
સહુએ મ્હોરીશું એમ,
ઘુમશું એ ફૂલડાંની જેમ.
કરમાં ઠંકાવટીને ફૂલડાંનો હાર;
લઈને જઈશું મંદિરને ઘાટ.
કુંમ કુમ્નાં છાંટણાં છાંટશું રાજ !
પિપળાના ચોતરે ફેરાઓ ફરશું;
અંતરની આશાઓ ફળવાને કાજ,
અનંત રંગોની રંગોળી પૂરશું.
ચાલોને સહિયર રમવાને કાજ.

શ્રી. વિષ્ણુપ્રસાદ સોમેશ્વર ભટ્ટ

બીજા એક સદ્‌ગૃહસ્થ બાજુમાં બેઠા હતા. તેમના હાથમાં હતું એક અંગ્રેજી છાપું. તેમણે આંખ ઉપરનાં ચશ્માં ઉતારી ગજવામાંથી રૂમાલ કાઢી તે વડે ચશ્માંના કાચ લૂછતાં લૂછતાં કહ્યું—'દેશની દુર્દશા તો જુઓ ભાઇ, આ દેશને વળી ગાંધીજી—"

ગાડી ત્યારે પૂરવેગે ત્રિસવિધા સ્ટેશન તરફ દોડી રહી હતી.

તે સ્ત્રી 'ચેકર' સામે જોઇ ધીમે સાદે બોલી—"દોહાઇ બાપુ, ઉપર ભગવાન છે, હું ઠગ નથી બાપલા! મને મગરા નહિ તો આ ત્રિસવીધા સ્ટેશને જ ઉતારી દે ભાઇ. હું ત્યાંથી ચાલીને મગરા મારે ઘેર જઇશ, પણ ભાઇ મારા—"

'ચેકર' તડૂકી ઉઠયો—"રેલભાડાના પૈસા ચૂકવ્યા વગર રાંડ તને ગાડીમાંથી ઊતરવા જ ન દઉં. મારી સાથે છેક બરદ્દાન (વર્ધમાન) સુધી તારે આવવું પડશે. ત્યાં તને પોલિસના હાથમાં જ પરબારી સોંપી દઉં, તું જો તો ખરી મજા! ત્યાં તારી બધી ચાલાકીની ખબર પડશે."

તે સ્ત્રી હવે કાંઇ પણ ન બોલતાં ઘૂમટો તાણી લીધું જોઇ બેસી રહી. હવે ડબ્બામાંના ઉતારૂઓમાં તેને ઉદ્દેશીને બરદાસ્ત ઠઠ્ઠા મશ્કરી ચાલવા લાગી. કોઇએ કહ્યું: "એને પોલિસના હાથમાં સોંપવી જ સારી." કોઇ કહે "પોલિસની આવાં માણસો થોડી જ 'કેઅર' કરે છે!" કોઇ બોલ્યું: "રાંડ આ ઉમરે કાં તો મગરાંની બજારમાં અભિસાર કરવા ચાલી છે, તમે સમજ્યાને ભાઇ."

એટલામાં ગાડી ત્રિસવીધા સ્ટેશને આવી ઊભી રહી અને બે મિનિટ પછી વળી પાછી ચાલી મગરા તરફ.

[ ૪ ]

મગરા સ્ટેશને ગાડી આવી ઊભી. પેલી સ્ત્રી ઊતરી પડવા સારૂ ઊઠીને ઉભી થતાં જ, 'ચેકરે' તેનો હાથ પકડી પાછી બેસાડી દઈ કહ્યું—"ટિકિટના પૈસા ચૂકવ્યા વગર ચાલી કયાં રાંડ? બેસ અહીં." સ્ત્રી બિચારી થરથર ધ્રૂજતી બેસી ગઇ.

હવે કૃષ્ણદાસ ધીમે રહી 'ચેકર' પાસે આવી ઊભો અને પૂછ્યું—"એના રેલભાડાના કેટલા પૈસા થાય છે સાહેબ?"

બધાની આંખો હવે કૃષ્ણદાસ તરફ ખેંચાય.

કોઇ એક જણે બીજા એક જણને ઉદ્દેશીને ટાણો માર્યો: "હવે ભાઇનાં દર્શન થયાં લાગે છે યાર!"

જેને ઉદ્દેશીને કહેવામાં આવ્યું હતું તેણે કહ્યું—"અરે ભાઇ, તમને શું ખબર નથી કે ચમત્કાર વગર નમસ્કાર ન હોય? વાંકી આંગળી વગર કાંઈ ઘી નીકળે? આ દુનિયા ફરેબી છે ભાઇ, ફરેબી! ઘોર કળિકાલ છે બાપુ-આટલી વાર ચૂપ રહી જોતો હતો કે કોઇ રીતે ગાડીભાડું ન આપે તો ચાલ્યું જાય કે નહિ! પણ આ 'ચેકર' પણ એના માથાનો નીકળ્યો તેથી એનું કાંઇ વળ્યું નહિ, નહિ તો—".

કૃષ્ણદાસે 'ચેકર' તરફ જોઈ ફરીથી પૂછ્યું: "ઘણાં વર્ષો થયાં ગાડીમાં જ ભજન ગાઇ ભીખ માગી પેટ ભરું છું. આપને મેં અગાઉ કોઈ વખત જોયા નથી: આપ શું નવા નવા આવ્યા છો સાહેબ! વાર, શ્રીરામપુરથી મગરા સુધી બાઇ માણસનું રેલભાડું કેટલું લાગે છે?"

ચેકરે કહ્યું—"હાવરાથી ભાડું આપવું પડશે, આઠ આના પૂરેપૂરા થશે."

ટન્ ટન્ ટન્ કરતો ગાડી છૂટવાનો સંકેત કરતો ઘંટ વાગી ઊઠયો. કૃષ્ણદાસે ઉતાવળે ઉતાવળે હાથમાંના પૈસા 'ચેકર' બાજુના હાથમાં મૂકી દીધા અને કહ્યું—'સાડાસાત આના છે, બાકીના બે પૈસા હાલ તો મારી પાસે

પણ એક દિવસ આવતાં જતાં હું ચોક્કસ આપી દઈશ બાપુ સાહેબ,—
... ઊતરી પડો" કહી કૃષ્ણદાસ ...થ પકડી ગાડીમાંથી ઊતરી પડ્યો.

૨૪–૨૫ વર્ષનો એક યુવક ...કતો જ્યાં કૃષ્ણદાસ અને આ ...નાં ત્યાં આવી બોલ્યો—" અરે ઊતરી પડી ! હેં હેં સારૂં કર્યું મીરોમપુર સ્ટેશને તો તને કહી જવાનો વખત મળ્યો નહિ. તને ગાડીમાં ચડાવી બીડી લેવા જતાં જોયું તો બાજુનાં જ ડબ્બામાં કુંજલાલ બેઠો હતો, તેથી તેના જ ડબ્બામાં ચડી જઈ તેની સાથે આટલી વાર ગપ્પાં માર્યાં. ચાલ ત્યારે હવે."

તે સ્ત્રીએ ઉપકારભરી નજરે એક વાર કૃષ્ણદાસ તરફ જોયું. કૃષ્ણદાસે કહ્યું–' વારુ ત્યારે આવજો બ્હેન."

[ ૫ ]

સાંજ વીતી ગઈ હતી. દૂર દૂર ગામમાં દીવાળીની દીપમાળ ઘેર ઘેર પ્રકટી ચૂકી હતી તેનું ઝાંખું પ્રકાશ પરિવર્તન કૃષ્ણદાસની ઝૂંપડી સામેના કદમના ઝાડ ઉપર પડી ત્યાંથી ઝૂંપડી ઉપર, ફળિયામાં ને ઓસરીમાં ચોતરફ ફેલાઈ ગયું હતું.

કૃષ્ણદાસ ઓસરીમાં એક ચટાઈ બિછાવી તેના પર બેસી ગુણગુણગુણ કરી ગાતો હતોઃ—

: પરજની ઢાળ :

માયા અજબ રચી ગુંસાંઈ
માયા અજબ રચી ગુંસાંઈ
ભક્ત જનો એ દર્શન માંગે
ક્યાં જાયે સંતાઈ ?

પણ રાધા પાસે તારી એ કાંઈ
ચાલે નહિ ચતુરાઈ
અરે ચાલે નહિ ચતુરાઈ
રામા ચાલે નહિ ચતુરાઈ.
માયા૦

× × ×

તે વખતે દક્ષિણ દિશા તરફના ખુલ્લા ફળિયામાંથી નવા વર્ષનો નવો સ્નિગ્ધ મધુર વાયુ ફરફર કરતો વહી આવતો હતો.

બહારથી ફળિયામાંના કોઈકે હાંક મારી પૂછ્યું—" ચોપડા પૂજનનું ટાણું થયું છે; ચાલો, આવો છો ને દાદા ? અમે બધા ય જઈએ છીએ."

કૃષ્ણદાસે અંદર બેઠે બેઠે જ જવાબ આપ્યો—" ચોપડાપૂજનનું મૂહર્ત આજ વહેલું જ પતાવી સૂરતની રકમ જમે કરાવી આવ્યો છું ભાઈ. ફક્ત બે પૈસા દેવાના બાકી રહી ગયા છે," કહી કૃષ્ણદાસે વળી પાછું અધુરૂં મૂકેલું ગાયન ગાવા માંડ્યું:

રાધા પાસે જઈ હવે
હું પામું તુજ ચતુરાઈ
અરે પામું તુજ ચતુરાઈ.
અરે પામું તુજ ચતુરાઈ.
માયા૦

પકડું તુજને બાંધું હવે હું
પગમાં નાખું બેડી
અરે પગમાં નાંખું બેડી.
એ પગ પાસે લોટી પડું પછી
ભક્તિ આંસુ રેડી
રે ભક્તિ આંસુ રેડી.
માયા અજબ રચી ગુંસાંઈ
માયા અજબ રચી ગુંસાંઈ.

# મહાત્માજીની ૭૪ મી જયંતિ પ્રસંગે

***

[ ઇતિહાસની આરસી સાહી, જોયું મ્હેં જ્યાંહી'; એ રાગ ]

દૂર દૂર દરિયા પારથી, એ આવ્યો રે;
ગોરે, ઘેર્યો સુજ દેશ, કુસંપ ફસાયો રે !

લઈ લીધા નગાધિરાજ[1], વિન્ધ્યા સંહ્યાદ્રિ;
સૌ, પરાધીન ગિરિમાળ, રહે અંતર ચીરી !

ગંગા યમુના, ગોદાવરીનાં જળમાં રે;
નથી આજે કંઇ અધિકાર, સાગર સ્થળમાં રે !

લીલાં ખેતર કૃષિકાર-સુંદર ગામોનાં;
તે વૃક્ષે વૃક્ષે આંક, ગુલામી ડામોના !

યંત્રોની લાંબી હાર, આગ વરાળોની;
તન મન ધન ખેંચી જાય, શોષણ રક્તોની !

× × ×

× × ×

ભુજંગી

હતા મહાજનો જે, ભણી એની વિદ્યા
પ્રભુ હસ્ત જોતા, ભલા, શુભ યોગ.
વફાદારીમાં ભેળવી, દેશ ભક્તિ;
તણાયા તણાયા ભલું ભોળું લોક[2] !

અસલ મુજબ રાગ

પછી કોન્ગ્રેસ, સ્થાપકો, કાયદે, મરજાદે,
વિનતી ઠરાવે ધીર, વાણી ચાતુર્યે;

કાગળની લાંબી હાર, સાંધી સાંધી ને,
તે તરીને સાગર પાર, × × લાધી રે !

---

૧ હિમાલય.

× હિંદ સંરક્ષણ ધારામાં આવી જાય તેવી લાગતી કડીઓ રદ કરી તેને સ્થાને ચોકડીની લીટીઓ મૂકવામાં આવી છે.

લૉર્ડ મોરલી ઢાળ

" આ ગરમ પીંછાંનો કોટ,[1] તમને નડશે રે,
એ ગરમ મુલકની માંહ્ય, પસીનો પડશે રે;

સ્વરાજ્ય, પ્રજાનાં તંત્ર, વાતો મોટી રે,
છો બાળક ! માગો ચાંદ, આદત ખોટી રે ![2]

પછી લોકમાન્ય કેસરી, ધૂરકતા આવ્યા રે,
" સ્વરાજ્ય જન્મ સિદ્ધ હક્ક, " નાદ વધાવ્યા રે !

" ભિક્ષાં દેહી "ની રાજ્યનીતિ તોડી રે,
રહસ્ય કર્મના માર્ગ, કાયા જોડી રે !

અનુષ્ટુપ

ઉછેરી, આફ્રિકા ખંડ, અહિંસા અમી વેલડી;
સત્યાગ્રહ જડી બુટ્ટી, લાવ્યા ગાંધીજી દેશમાં !

બાર માસ સુધી ઘૂમી, જોયાં શેહેરો ગામડાં;
બાર માસ તપી પૂરે, બોલ્યા " નાટક ચાલતા ! "[3]

વસંતતિલકા

જ્વાલામુખી જેમ જલી રહીને
મુખે હસી, નિર્મળ હાસ્ય વીર;
અગાધ પ્રેમે સૌ સાથ લીધા
પવિત્ર બુધ્ધે, આબાલ વૃદ્ધ !

ભમર ભુજંગ રાગ

લઈને સુદર્શન ચક્ર, ખાદીને સ્થાપી;
હોળીમાં બાળ્યાં વસ્ત્ર, મલિન ફેશન કાઢી;

વાંદરીઆ નકલી ટેવ, ફસ્યાં યુવકો યુવતી,
તે સૌને તેડયાં જેલ, મા, કરવા મુક્તિ.

---

૧' Fur coat.

૨ લૉર્ડ મોરલીએ કહેલું કે આ તો બાળક ચંદ્ર માગે એવી માગણી છે.

૩ ગાંધીજીએ બાર માસ સુધી મૂંગે મોંએ દેશમાં ફરી આવ્યા પછી કહ્યું કે અહિં નાટક ચાલી રહ્યાં છે; કોઈ ગંભીર નથી.

મુડીદારો હિસાબ કરતા તાકાના
જનતા સંઘે ચગદાય, મજૂર મહાજન સ્થાપ્યાં.

મ્યુનિસિપાલિટી માંહ્ય, ખુરશી શોભાવતા,
તે ઝાડુ ઝાલી હાથ, શહેરસફાઈ કરતા !

કવિઓ ને સાક્ષર સંઘ, વિલાસી, પોથીમાં
તે જોડયા જનતા સંગ, રાષ્ટ્રવિધાનોમાં !

ઇતિહાસ રચે, એ કૂચ, ઇન્દ્રાસન ડોલે;
કરી, દર્શન દાંડીકૂચ, પ્રજા મૂંગી બોલે !

એ મહારાજ્ય,[1] અસ્થિર; તે દિનથી હાલ્યું,
હું નવ જાણું કે સ્થિર, કદાથી થાવાનું !

અનુષ્ટુપ
કાગડા કૂતરા મોતે, હું મરી, ભટકીશ, હું
સ્વરાજ્યને લીધા વિના
પગ ન મૂકું, આશ્રમે !

વસંતતિલકા
હજી નથી, ચર્ચીલ ભાગ્ય દેશે;
નથી પ્રજા, બ્રીટન સંસ્કૃતિમાં ?
ઋષિ સમા પુનિત એ મહાત્મા
મળવા નથી; આશીર્વાદ એના ?

હજી નથી વર્ષ પૂરું થયું ત્યાં
સ્વરાજ્ય જૂઠું સર ક્રિપ્સ લાવ્યો;
પુકારી ઉઠયો, તુંજ આત્મદેવ,
ક્રાન્તિ જગાવી, કહ્યું " ચાલી જા તું ? "

અનુષ્ટુપ
અને જે આસૂરી વૃત્તિ, જીવતી સેન્ટ જ્હોનને;[2]
ફૂંકીને ખાખ કીધી'તી, જો વ્યાપી ! તુંજ ઉપરે !

---

૧ Imperialism.

૨ બર્નાર્ડ શૉ એ કહ્યું છે કે સેંટ જ્હોન આ યુગમાં જીવતો થાય તો અંગ્રેજ પ્રજાની આસુરી વૃત્તિ આજે પણ એને જીવતી બાળી મૂકે.

વસંતતિલકા

ત્હને અને ભારત દેશને તે,
સદા દબાવી કરવા ગુલામ;
વારાંગના તુલ્ય અનેક વેશે,
ઉઘડી પડયા છે એમેરી ફંદ !

અનુષ્ટુપ

વિશ્વ સંહાર વ્યાપ્યો ને, યુગ આ હહાકારનો
વિપરીત થઈ બુદ્ધિ, સ્યાથી વાત ન સૂઝતી.

* * *

ભુજંગી

અમારી વિનંતી પ્રભુજી ! સ્વીકારો !
પ્રજા દૈવી શક્તિ, દઈ દેશ તારો !
ત્હમે સૂત્રધારે, રચ્યા ઇતિહાસ;
કંઈ માટીમાંથી ઘડયા દેશભક્તો,
નવું જોર પામ્યા, અનાથો અશક્તો !

તમે દીર્ઘ આયુ કરો ! સૂર ગાંધી,
ઉરાડો અમારી ચ્હડી કર્મ આંધી;
સ્વહસ્તે જુએ, ગાંધી સ્થાપે સ્વરાજ્ય;
પ્રવેશે હસી આશ્રમે, પુણ્ય હાસ્ય.[1]*

ડૉ. હરિપ્રસાદ દેસાઇ



1 અમારી છેલ્લી આશા તો એટલી જ છે કે સ્વરાજ્ય લાવે ને સત્યાગ્રહ આશ્રમમાં પ્રવેશીને પુણ્ય હાસ્ય હસે.

* મહાત્માજીની ગઇ વર્ષગાંઠ, આગે નાસિક જેલમાં ઉજવી હતી તે પ્રસંગે જે કાવ્ય તા. ૧૪ મી સપ્ટેમ્બરે, રાષ્ટ્રીય ધ્વજની આસપાસ ઊભા રહીને ગાયું હતું તેમાં થોડાક ઉમેરો કરી આ વર્ષે સંપૂર્ણ કર્યું છે.

બં
સ
રી

*

[ રાગઃ—સાંભરે રે બાલપણુનાં સંભારણાં ]

બંસરી રે આજે વાગી મધુવનમાં
( એ તો ) ઘેલા બનાવે છે નાદમાં
રે કૃષ્ણ તારી એ બંસરી

જમુના તટ પર
મટકી સર પર
લઈ ભરવાને જાતાં
રમતાં'તા, ન્હાતા'તા આનંદે ગીતો ગાતાં
જાતા'તા હર્ષ ને ઉલ્લાસમાં
રે કૃષ્ણ તારી એ બંસરી.

મથુરા વાટે
ગોરસ માટે
લૂંટે મહિયારણને
કોઈ જોશે, જાવોજી, છેડો ના કાના અમને
લૂંટો ગોરસ ગોપ સંગમાં
રે કૃષ્ણ તારી એ બંસરી.

વૃંદાવનની
કુંજ ગલનમાં
શરદ પૂનમની રાતે
રસિયાજી, રાધિકા સંગ રમતાં રાસ સંગાથે
ચંગ ને મૃદંગ ત્યાં વાગતાં
રે કૃષ્ણ તારી એ બંસરી.*

શ્રી. મનુ રાવ

* તાજેતરમાં પ્રગટ થનાર કાવ્યસંગ્રહ ' બંસરી 'માંથી.

# હિંમત

લેખક-
રા. રમાકાન્ત રંગનાથ ગૌતમ

સૂર્યવદન ઇજનેર હતો. વિલાયત પાસ થઇ આવીને એને રેલ્વેમાં નોકરી મળી હતી. એની આવડત અને હુંશીઆરીથી ખુશ થઇને એના સાહેબોએ એને જવાબદારીવાળાં કામો સોંપવા માંડ્યાં. એ તમામ એણે સંતોષકારક રીતે બજાવ્યાં.

રેલ્વેની નવી લાઇન નખાતી હતી. ઇજનેરો હજારો કામદારો અને મજૂરોની રાતદહાડો ધમાલ મચી રહી હતી. લાઇન વચ્ચે એક પહાડ નડતો હતો. તેમાં ગુફા ખોદીને રસ્તો કરવાનો હતો (ત્યાં રહેવાનું હોવાથી) જગ્યા ધાડ જંગલમાં અને ભયંકર હોવાથી કોઈ ઇજનેરે એ કામ લેવા માટે ખાસ ઉત્સાહ દેખાડ્યો નહિ. સૂર્યવદન ઘણો હિંમતવાન હતો. ડર કે ભય જેવી લાગણીનો એને કદી અનુભવ થયો ન હતો. એણે આ જગ્યા માટે માંગણી કરી. એના ઉપરીએ ત્યાંની અડચણો દેખાડી.

"ત્યાં આઠે દિવસે તમારો ખોરાક આવશે. એ પહેલાં કોઇ અકસ્માતથી જો તમારો ખોરાક નાશ પામશે તો ભૂખ્યા રહેવું પડશે. તે વખતે તમારા મજૂરોને હાથમાં રાખવા ભયભરેલું છે."

"એ તો સાહેબ કિસ્મતની વાત છે. તે વખતે જે સૂઝશે તે થશે."

"તમને પથ્થર ઉડાવવા માટેનો દારૂ અને તમારા માણસોનો ખોરાક દર અઠવાડીએ પહોંચશે. પણ તમો તમારી સ્ત્રીને સાથે લઇ જાઓ છો એ જોખમકારક છે."

"એ મને માથે નહિ પડે, ઉલટું મદદરૂપ થઇ પડશે. કોઇ માંદુ સાજુ પડ્યું તો કામ લાગશે અને કહે છે કે..."

સૂર્યવદન અટકી ગયો. સાહેબ હસ્યો.

"કહે છે કે નહિ લઇ જાઓ, તો પાછળથી એકલી આવીશ–ખરૂં ને ?"

"હા જી."

"વારૂ–Good luck–જાઓ, ફત્તેહ કરો."

કામ ધમધોકાર ચાલતું હતું. ફક્ત છેવટની સુરંગ ફોડવાની હોવાથી એના સાહેબોનો મુકામ પણ ત્યાં જ હતો. અઠવાડિયાનો ખોરાક જેમાં એના ઉપરીઓનો પણ સરસામાન તથા જમવાનો સરંજામ હતો તેની પેટીઓ અને સુરંગ ફોડવાની દારૂની પેટીઓ મૂકીને લારી ચાલી ગઇ હતી. દારૂની પેટીઓ માટે પથ્થરમાં કરેલી ગુફામાં સંભાળીને મૂકવાનો હુકમ આપી સૂર્યવદન ચાલી ગયો. જૂના કામદારો સાહેબની સારવારમાં પડ્યા હોવાથી નવા માણસોએ પેટીઓ ગોઠવી દીધી. પણ ભૂલમાં દારૂની પેટીઓને બદલે ખોરાકની અને સામાનની પેટીઓ ગુફામાં ગોઠવી અને સુરંગ ફોડવાના ડાઈનામાઇટની પેટીઓ પડી રહી. સૂર્યવદન છેલ્લી સુરંગ ફોડવાની દેખરેખ રાખતો હતો. સાહેબો પણ ત્યાં જ હતા. એટલામાં જંગલમાં આગ લાગી. લોકો નાસભાગ કરવા લાગ્યા. સાહેબો તથા મજૂરોની નજર પેલી પેટીઓ ઉપર પડી અને જીવ લઇને નાઠા. સૂર્યવદનની સ્ત્રી સૂર્યવદનને બૂમ પાડતી એની પાસે જવા ગઈ.

વચમાંથી જ સાહેબે પકડી લીધી.

"તમે મારી સાથે ચાલો, હું સૂર્યવદનને કહું છું."

સાહેબે સૂર્યવદનને બૂમ મારી.

" પેટીઓથી સંભાળજે. "

સૂર્યવદને જવાબ આપ્યોઃ

" બહુ સારૂં. "

સાહેબે સૂર્યવદનની સ્ત્રી કુંદનબાળાને સમજાવી.

" તમે પેલા પહાડ પાછળ મારી સાથે ચાલો; એ તો દૂર છે અને સહીસલામત છે.

સાહેબ અને કુંદનબાળા પહાડ પાછળ ભરાઇ ગયાં. આગ રોકવાની મહેનત અફળ ગઇ અને તમામ મજૂરો ફાવે તેમ આશરો લઇને પેટીઓ પાસે જતી આગને જોઇ રહ્યાઃ. પેટીઓ ફાટશે તો શું થશે તેનો કોઇને ખ્યાલ ન આવ્યો. એક જ લાકડીથી પહાડ તૂટી જતો હતો તો આ તો પેટીઓ ભરેલી હતી. કેટલું તોડશે અને કયાં સુધી કેર વર્તાવશે એ પ્રારબ્ધને ખોળે હતું. સાહેબ અને કુન્દન તો સૂર્યવદન તરફ જોઇ રહ્યા હતા. સૂર્યવદન ચારે બાજુ તિરસ્કારથી જોતો ઊભો હતો. એના ચહેરા ઉપર જરા પણ ભય ન હતો. માણસોને બૂમો પાડી, પણ કોઇ જ ન આવ્યું એટલે એ પેટીઓ તરફ દોડયો અને જેટલું મળ્યું તેટલું પાણી એકઠું કરીને એક મોટું ઝાડવું લીધું અને નીડરપણે યમરાજને પડકારતો પેટીઓ ઉપર જ જઇને ઊભો રહ્યો. હજાર આંખો જોઇ રહી. આ અપ્રતિમ હિંમતથી દરેક જણ શરમાઈ ગયું, અને મોત સાથે બાથ ભીડનાર આ પરમાર્થી દેવપુરુષનું અગ્નિ સાથેનું યુદ્ધ ફાટી આંખે જોઈ રહ્યા. કુન્દને એના વર પાસે જવાનાં બહુ ફાંફાં માર્યાં, પણ સાહેબે બળજોરીથી ઝાલી રાખી. વાતાવરણ તંગ થઇ ગયું, અગ્નિનો અવાજ અને સૂર્યવદનનો ચારે બાજુ અગ્નિ ઓલવવા માંડવાથી ઝૂઝવાનો અવાજ સિવાય કોઇ એક શબ્દ બોલી શકયું નહિ. જેમ અગ્નિ પેટીઓની પાસે ધપતો ગયો તેમ જોનારાઓની આંખમાં આંસુ આવતાં ગયાં. અચાનક એક બળતું લાકડું સૂર્યવદનના પગ આગળ પડયું, અને લોકોએ આંખો મીંચી દીધી. કુન્દનથી આંખો ન મીંચાઇ. એ તો જડવત્ જોઈ જ રહી હતી. પણ સૂર્યવદને તો શંકર ભગવાનની શાંતિથી એ બળતો કાળ પગ તળે દાબી દીધો. અને હાથથી ઊંચકી દૂર ફેંકી દીધો. તમામ પેટીઓ ઉપર પાણી રેડીને આસપાસનો ઊડતો અગ્ની ઝૂડી કઢાડયો. રહેઠાણ માટે જગ્યા સાફ કરેલી હોવાથી ઝાડનું જૂથ ઘણું દૂર હતું એટલે ઊડતા અગ્નિનો જ ડર હતો. એકલે હાથે સૂર્યવદન આ અગનાસ્ત્રોને પહોંચી વળ્યો. એક સાથે 'શાબાશ'ના પોકારો વચ્ચે માણુસ તૂટી પડયું. જોતજોતામાં જગ્યા સાફ થઈ ગઇ. સાહેબો બધાં સૂર્યવદનને શાબાશી આપવા માંડયાં. સૂર્યવદને વાંધો ઉઠાવ્યો.

" પણ છે શું ?–આ ધાંધલ શા માટે ? બધા જ નાસી ગયા ત્યારે મારે બીજો શો રસ્તો લેવો ? "

મોટા સાહેબે જ જવાબ આપ્યો.

" સૂર્યવદન–તારા જેવી હિંમત કરોડોમાં એકને જ હોય. એ તો ઇતિહાસમાં લખાશે. તારા આ પરાક્રમ ઉપર કવિતાઓ રચાશે. "

સૂર્યવદન હસ્યો.

" શું કામ મશ્કરી કરો છો ? પણ નાસવાનું શું કારણ હતું. અને હું દેવ કયારનો થઇ ગયો ? "

કુન્દન એકીટશે સૂર્યવદનને જોયા કરતી હતી–અચાનક એની આંખમાં સમજણ આવી અને એ પાસે આવી. સાહેબે માફી માગી.

" સૂર્યવદન ! તારી સ્ત્રીને તારી પાસે આવતી મેં જોર જુલમથી રોકી હતી તે માફ કરજે. લે, આ ટોળું આવી પહોંચ્યું. "

તમામ મજૂરો ભેગા થઇ ગયા અને સૂર્યવદનની ' જે ' બોલાવી. કોઇ પગે લાગ્યું

તો કોઇએ દંડવત્ પ્રણામ કર્યો. સૂર્યવદન ગુસ્સે થવા માંડયો.

"આ શું ફારસ છે? તમે લોકો..."

કુન્દને એના મોં ઉપર હાથ મૂકયો.

"ગુસ્સે ન થશો."

"પણ..."

"મારા સોગન"

સાહેબે નિકાલ કર્યો.

"સૂર્યવદન! તારા તંબુમાં જા અને આ તારી સ્ત્રીને દુનિયામાં હિંમતમાં અજોડ એવો પતિ મળ્યાનો ગર્વ કરવા દે."

વળી સૂર્યવદન છંછેડાયો:

"સાહેબ માફ કરજો; પણ..."

કુન્દને વળી રોકયો અને કાનમાં કહ્યું:

"મારી સાથે ચાલો, હું સમજાવું."

ગુસ્સો અને તિરસ્કારથી ભરેલો સૂર્યવદન તંબુમાં ગયો. બહાર તો એની 'જે' બોલાયા જ કરતી હતી અને સાહેબ જ બોલાવતો હતો.

તંબુમાં જતેજ સૂર્યવદને પૂછયું:

"આ ધાંધળ શું કામ કરી?"

"અને એક સમજણ પાડો તો કહું."

"પૂછ."

"તમને સાહેબે બૂમ પાડીને શું કહ્યું હતું?"

"પેટીઓ સંભાળજો."

"શા માટે?"

"એમાં બધાંનો ખોરાક હતો અને સાહેબોના અંગત સામાન ભરેલો હતો માટે મેં જો આટલી માથાકૂટ ન કરી હત તો બધાએ અઠવાડિયું ભૂખે મરત ને!"

કુન્દને સૂર્યવદનને બહુ જ લાડ કર્યાં. એની આંખમાં ઝળઝળીઆં આવી ગયાં.

"અરે, વળી તને શું થયું?"

તમારી વર્તણૂક ઉપરથી હું તરત જ સમજી ગઇ હતી તેથી તમને અહીં લઇ આવી.

"સાહેબે એમ બૂમ પાડી હતી કે 'પેટીઓથી સંભાળજો.'"

"કેમ?"

કુન્દને આસ્તેથી કહ્યું.

"મજૂરોએ ભૂલમાં ખાવાની પેટીઓ ખસેડી."

"એટલે આ બહાર પડી છે એ શેની પેટીઓ છે?"

"સુરંગ ફોડવાના દારૂની-એના ઉપર તમે ઊભા હતા."

"હેં!"

સૂર્યવદનની આંખો ચડી ગઇ અને મૂર્છા કરતો બેભાન થઇને જમીન ઉપર પડયો. કુન્દને પાણી છાંટયું.

સૂર્યવદનની હિંમત અમર થઇ ગઇ.

૨૭

# હિંદ દેવીનો આનંદ

કાઢી મલિનતા, વિશુદ્ધ અંગ કીધાં,
આંજ્યાં અહિંસાનાં ઓજ હો સુત!
આજ મ્હારે અંતર અજવાળાં!

નિઃસ્વાર્થ સ્નેહ શાંતિની ભાવના,
ઓળખાવ્યાં દેશાભિમાન હો સુત!
આજ મ્હારે અંતર અજવાળાં!

પ્રેમની દોર કરી, ઐકયને હિંડોળે
ઝુલાવી ઝુલાવ્યાં બાળ હો સુત!
આજ મ્હારે અંતર અજવાળાં!

ભેટયાં ભાંડુડાં ભારત-ભુવનમાં
નીરખી સદ્‌ગુણનાં સાજ હો સુત!
આજ મ્હારે અંતર અજવાળાં!

શ્રી. પ્રહ્લાદ શુકલ

" ઈશ્વરના સાક્ષાત્કાર માટે કરવી પડતી તપશ્ચર્યા કરતાં, માનવહૃદય માટેની તપશ્ચર્યા સહેલ નથી. "

કારણ, એ બન્નેમાં વિશાળ ભિન્નતા છે. ઈશ્વર માયાવિહોણો, અને દયાર્દ હૃદયી છે; જ્યારે મનુષ્ય હૃદયસૃષ્ટિની અનેક પ્રકારની માયાથી જાળમાં સંડોવાયલું હોય છે, અને તેથી જ તેના ઉપરનો વિજય કઠિન છે.

ફળની આશા ત્યાગીને જ પ્રયત્નમાં મચ્યો રહેજે.

ત્હારો માર્ગ, વિપત્તિઓ અને સંકટોથી ભરેલો છે.

ત્હારી અડગતા જરૂર ત્હને સાફલ્ય અપાવશે.

પ્રથમ તું આટલું તો જરૂર યાદ રાખજેઃ

( ૧ ) તું જીવનતપસ્વી છે;

( ૨ ) ત્હારો માર્ગ અત્યંત વિકટ છે;

( ૩ ) અડગ આત્મબળ, ત્હારા કંટકભર્યા માર્ગનો સબળ સાથી છે અને

( ૪ ) ત્હારી પ્રબળ આત્મશ્રદ્ધા એ—

ફળદાતા છે.

એક જ ધ્યેય, અને એક જ લક્ષ્યબિંદુએ પહોંચવું એ જીવનનો કાર્યક્રમ છે.

જો આટલું જ છે, તો સિદ્ધિ ત્હારા ચરણે છે. ત્હને કોઇ રોકી કે ટોકી પણ નથી શકવાનું.

પછી—

નેત્ર છતાં જીવન અંધકારે ભમતા તપસ્વી, ઉઘાડ ત્હારાં દિવ્ય ચક્ષુ, અને નિહાળી લે એ ત્હારી ભવ્ય પ્રભા—

જરૂર તે અંત્યંત રળીઆમણી જ હશે. અને તેના પ્રભાવે ત્હારી જીવનસંધ્યા પણ સુન્હેરી જ બનશે.

યાદ રાખજે ત્હારાં કર્તવ્ય ભૂલતો નહિ—તું તપસ્વી છે.



# મધુરી ઉરયાદ

: : રાગ—માલકોષ : :

ઉરયાદ વસી મધુરી મધુરી
રહી આશ ગઈ અધુરી અધુરી—ઉરયાદ.

સ્વપ્નતણી ગુંથી માળ વસન્તે
અણખીલી રહી ઊરકળી—ઉરયાદ.

પ્રણયવીણાના તાર બસૂરા
મૂર્તિ મનોહર ચાલી ગઈ—ઉરયાદ.

નાવ ચલાવી, રંગીન દરિયે
નાવ અચિંતી ભાંગી પડી—ઉરયાદ.

શરદપૂનમ સખી, રાસ રમ્યો મેં
વીતી અનુપમ જીવનઘડી—ઉરયાદ.

શ્રી. વિબુધ મ્હેતા



ભર દે ભૈયા ખપ્પર મેરા—
ભારત ભિક્ષા માગે,
શું શું આપું, શું ના આપું !
મૈયા કયાંથી લાવું ?
ગુલામીનાં બંધન ન છૂટયાં,
બંદી કરી શકે શું ?

# પ્રભા



લેખક :
શ્રી. બાળકૃષ્ણ જોશી

તેને હજી એકવીસમું વર્ષ બેઠું ન હતું: પરંતુ પચીસી ઓળંગી ગયેલી પ્રૌઢાનું પ્રૌઢત્વ તેનામાં આવી ગયું જણાતું હતું! કોણ જાણે કેમ પણ તે હંમેશાં બહાવરી જેવી લાગતી! ઝાઝું બોલતી નહિ! સ્વભાવ બિલકુલ એકલસૂરો બની ગયો હતો! પરણ્યા પહેલાંની ચપળતા અને ખેલાડુ વૃત્તિથી ભરપૂર પ્રભા અત્યારે કોઈક ગહન વિચારક કે ફિલસૂફ જેવી ગંભીર થઈ ગઈ હતી!

વાસ્તવિક રીતે તેને કશાની ખોટ ન હતી. પુંડરીક જેવો પ્રેમાળ, હોંશીલો અને સાધનસંપન્ન પતિ તેને મળ્યો હતો; ખાસ કરીને વિદ્વાન અને ચતુર કલાવંત પુંડરીક સાથે તેણે સ્નેહલગ્ન કર્યું હતું! તે યુગલને જોઈને કોઈને પણ સંતોષ થયા વિના રહે નહિ! પ્રભા માટે પુંડરીક કોઈ પણ ચીજ ઉમંગથી ન આણી હોય એવું અઠવાડિયું બલ્કે દિવસ પણ ભાગ્યે જ જતો! ફરનિચર, ચિનાઈ પ્યાલા-રકાબી, ઘરેણાના સેટ, કપડાં, સાડી વગેરે પ્રભા માટે ખરીદતાં પુંડરીક કોઈક કલાભરી પસંદગી કરતો.

પુંડરીક કલાનો ભોક્તા હતો. અને પોતાની કલાદૃષ્ટિ ઘણી સૂક્ષ્મ હોવાનું તેને અભિમાન હતું. અને પ્રભા દેખાવે સુંદર હતી છતાં તેનામાં સૌન્દર્યપરીક્ષા માટે જોઈતી કલાદૃષ્ટિ નથી એવી તેની સંપૂર્ણ માન્યતા હતી.

સ્ત્રીઓ ઘરકામમાં ફાવે તેટલી પાવરધી હોય તોપણ પૈસાટકાની બાબતમાં તેમને કોઈ પણ સહજમાં છેતરી શકે એવો તેનો સિદ્ધાંત હતો!

આગલા દિવસની જ વાત. કોઈ ફેરીવાળા પાસેથી પ્રભાએ એક વાર કપડું ખરીદ્યું અને ભારે ઉત્સાહથી પતિને બતાવતાં બોલી: "કેટલું સરસ છે, નહિ? મને તો બહુ જ ગમી ગયું, ને સસ્તું પણ કેટલું? એક રૂપીઆનું વાર. પહેલાં તો દોઢ રૂપીઓ કહેતો હતો. પણ મેં તો જિદ કરી કે રૂપીઆ પર એક પાઈ પણ ન આપું, ત્યારે કચવાતાં કચવાતાં તેણે રૂપીઆમાં આપી દીધું."

"એક રૂપીઓ!" એક લાંબો સુસકારો નાખી ગંભીરતાથી પુંડરીક બોલ્યો "પ્રભા, તને કાંઈ ભાન છે? આ આઠ આનાના વારના કપડાનો તેં એક રૂપીઓ આપ્યો? તને તેં શું કહેવું? વ્યવહારની બાબતમાં તું કાંઈ સમજતી નથી! આ કપડાનું નથી રૂપ કે નથી રંગ? ચોખ્ખો એક રૂપીઓ ફેરીઆએ તારી પાસેથી પડાવી લીધો છે!"

પ્રભાને તો મરવા જેવું થઈ ગયું! તેની ખાતરી થઈ કે ફાવે તેટલો ફરીને સોદો કરીએ છોએ તોપણ છેતરાઈ જ જવાય છે! પોતાના માટે વસ્તુ ખરીદવી હોય તો જાતે જ દુકાને જઈ તે પસંદ કરવાનું પ્રભાને ઘણું મન થતું; પણ પુંડરીક હંમેશાં કહેતો "ના, ના, તું શું પસંદ કરવાની હતી? તારે જે જોઈએ તે કહેને, હું જ તે લાવી આપીશ! અને મારી પસંદગી એટલે તું શું સમજે છે?— આખરની-સૌથી સરસ!"

દરેક બાબતમાં જ્યારે પુંડરીક અને પ્રભાની પસંદગીમાં વિરોધ જણાતો ત્યારે પુંડરીક પત્નીને સૌન્દર્ય અને કલાની પસંદગીમાં નારાજ કરતો."

( ૨ )

એક વાર પ્રભાએ દરજીને બ્લાઉઝ સીવવા આપ્યું ત્યારે તેને સૂચના કરી કે " બાંયો સાદી જ રાખજે હોં. "

પણ પુંડરીક એના લખવાના કામમાં રોકાયો હોવા છતાં તેણે આ સાંભળી લીધું અને તત્કાળ બોલી ઉઠયો. " કેવી દિવાના જેવી વાત કરે છે ! આ તો રેશમી કપડું છે; જો મિસ્ટર, રબર નાખેલી ફૂલેલી બાંયો રાખજે અને ગળું ખુલ્લું V શેપનું—"

" મને ખુલ્લું ગળું પસંદ નથી, ભાઇસાંબ " પ્રભા વચમાં જ બોલી ઊઠી.

" એમાં તું ન સમજે ! " પુંડરીક બોલ્યો.

" તને શું સારૂં દીપે છે તેની તને ખબર ન પડે ! હું તે બરાબર સમજું છું."

બંગડીઓ ભરાવવાની હોય, અગર ચંપલ ખરીદવાનાં હોય તો પણ પુંડરીક વચમાં ભુસકો મારતો. " ચાલ હઠી જા, તને કાંઇ સમજણ નહિ પડે-મને જોવા દે ને-" અને છેક ખાનપાનની બાબતમાં પણ આવી જ મજા હંમેશાં ઉડતી. પ્રભા કહે " મને ટામેટા નથી ભાવતા ! " એટલે પુંડરીક લાગલો કૂદી પડે-"અરે, બેવકૂફ. તું શું સમજે ? ટામેટામાં તો શરીરને પોષક વિટામિન્સ છે તે-"

એક વાર પ્રભાને સાડીઓ લેવી હતી. તેથી તેણે કહ્યું " આજે તો હું જાતે જ દુકાને જઇ સાડીઓ પસંદ કરી લાવીશ. "

" નહિ, નહિ, તને એમાં શું સમજણ પડે ? રંગની પસંદગી કરતાં તને નથી આવડતી. કાંઇ સમજતી જ નથી ! અગાઉં તું સાડીઓ લાવી હતી તે કેવી ભૂખરી ભટ્ટ પડી ગઇ હતી. "

" એંહ, ભૂખરી ભટ્ટ ? હજી જરાએ રંગ તો ગયો નથી ? "

પુંડરીક હસ્યો " એ રંગનો કાંઇ ઢંગધડો છે ? શી એની કોર, શો એનો પાલવ ! તને કયો રંગ ખીલી ઉઠે છે તેની મને બરાબર પરીક્ષા છે ! એવી ફક્કડ પસંદ કરી લાવું-જો તો ખરી ! "

તે જ સાંજે તે બજારમાંથી સાડીઓ ખરીદી લાવ્યો અને પ્રભાના ખોળામાં ફેંકી. વાસ્તવિક રીતે પ્રભાને સાડીઓ જરાયે ગમી નહિ, પણ તે જો જરા પણ ચું કે ચાં કરવા જાય તો પુંડરિક તરફથી અરસિકતાનું પ્રમાણપત્ર મળશે એમ ધારી હોઠે આવેલા શબ્દો તે ગળી ગઇ !

પ્રભા ખુશ ન થઇ-હસી નહિ-એ જોઇ પુંડરીકને આશ્ચર્ય સાથે કંઇક ઘૃણા ઉપજી.

" જરા ખુશાલીના ચિહ્‌ન તરીકે હસ તો ખરી, તમારૂં સ્ત્રીઓનું કામ જ એવું ! અમે કરેલું કામ કદિ તમને પસંદ પડે જ નહિ ને ! " તે પછી એક વાર—

" આજે સિનેમામાં જઇશું ? ચાલો ' ઢંઢેરા ' જોવાને ! મારે ખાસ જોવી છે ! વિમળા એનાં બહુ વખાણ કરતી હતી, તે કહે કે હસી હસીને આડાં જ પડી જવાય છે !"

પુંડરીકને સ્વાભાવિક રીતે સિનેમા પર ચીડ હતી, છતાં તે તુર્ત જ બોલી ઉઠયો "છટ, એવી ભીખારચોટ ફિલ્મ કયાંથી શોધી કાઢી ? તારી વિમળા બહુ મોટી ચિત્રપટમાં સમજનારી ખરીને ? જવાની મરજી હશે તો કાલે ' પોલ મ્યુની 'નું ' બોર્ડર ટાઉન' જોઇશું. તમારી એ હિંદી ફિલ્મો મને બિલકુલ પસંદ નથી આવતી. ચિત્રપટ એટલે શું તે કાંઇ તું સમજે છે ?."

બસ ખલાસ ! પ્રભા પરાભવ પામી-નિરાશ થઇ, ને ગૃહકાર્યમાં પ્રવૃત્ત થઇ.

( ૩ )

પરંતુ પુંડરીકના મગજમાં તો સિનેમાના વિચારો જ ઘોળાયા કરતા હતા. પાંચેક મિનિટ

"એટલે માથે વાળ રાખવા, મૂછો ખોડાવવી, ઠીક ઠીક કપડાં-હાફ કોટ, લેંઘો, પાટલૂન, પહેરવાં-ટૂંકામાં—"

"ટૂંકામાં વાત એટલી જ કે આ બધી બાબતો અમારા દીવાન સાહેબને પસંદ નથી; એટલે તેની તદ્દન મનાઇ છે! દીવાન સાહેબ પાસે હાજર થવું એટલે મૂછો હોવી જ જોઇએ, કપાળે જાતિદર્શક ચિન્હ ટીલું કરવું પડે, માથે વાળનાં ઝુલ્ફા ન રખાય; ટોપી કે પાઘડી પહેરવી જ પડે! લાંબો કોટ-છેક ઘૂંટણ સુધી પહોંચે એટલો જોઇએ."

"ને હાથમાં કરતાલ-કાંસીજોડાં રાખવાં પડે? હા, હા, હા! કમાલ છે તમારા રજવાડાંને, ને તમારા જેવા પામર ગુલામોને! આ શું સાળું, દીવાનને ગમે તે સૌને ગમવું જ જોઇએ એવી હઠ કરવી એટલે ચોકખી મૂર્ખતા ન કહેવાય?" પુંડરીકનો પિત્તો ઉછળ્યો-તે દિવાનખાનામાં આમતેમ આંટા મારવા લાગ્યો.

(૪)

પ્રભાએ લાવી મૂકેલા ચહાના પ્યાલા કેટલીક વારથી ઠરી જતા હતા. તે યાદ આવતાં ગમને પ્યાલામાંથી ચહા રેડતાં કહ્યું!" યાર, મૂર્ખતા હોય તોપણ બોલાય કોનાથી? નોકરી એટલે ગુલામગીરી-જ ને! નોકરી કરવી હોય તો પોતાની બધી અંગત પસંદગી-નાપસંદગીનો ગાંસડો બાંધી એક ખુણામાં જ મૂકી દેવો પડે!"

"અજબ છે! ગમન! પણ તને આવી જહાંગીરી કેમ પાલવે છે?"

"કેમ પાલવે છે એટલે? નોકરી કરવી હોય તો બધુંય પાલવવું પડે?"

"હા, હા, હા! શાબાશ ગમન! તું ઘણો બહાદૂર છે હો. પણ મને લાગે છે, કે તેની બાબતમાં પણ આવો જુલ્મ તો તારી બૈરીથી પણ સહન થઈ શકે નહિ! હા, હા, હા."

પુંડરીક ખડખડાટ હસી પડયો. પણ કેમ જાણે તે મનમાં કાંઇક શરમાતો લાગ્યો. તેને લાગ્યું કે પ્રભા તેના સામું ખાસ જોતી હતી!

પુંડરીકે ગમનને ઉડાવવા પ્રયત્ન કર્યો પણ તેમાં તે પોતે જ લજવાયો હતો એમ તેને લાગ્યું. તેના હૃદયમાં કોઇક તીવ્ર પશ્ચાત્તાપ થવા માંડયો. ગમન અને દીવાન સાહેબ! તેના મગજ પર કોઇક અચાનક પ્રકાશ પડયો! પ્રભા અને પોતે, નોકરી અને પત્ની! એ દ્વન્દ્વના સામ્યનું વાસ્તવિક ભાન થતાં પુંડરીક બહુ લજવાઇ ગયો!

ગમનને વિદાય કર્યો બાદ પુંડરીકે ઘડીઆળ તરફ જોયું તો માત્ર સાડાદસ જ વાગ્યા હતા. તે બોલ્યો "પ્રભા, ચાલને સિનેમામાં, હજી સાડાદસ જ થાય છે?"

"સિનેમામાં? પણ પોલ મ્યુની ફિલ્મ તો આવતી કાલથી શરૂ થવાની છે!" પ્રભા આશ્ચર્યચકિત થઇ બોલી.

"નહિ પ્રભા, આપણે ઢંઢેરામાં જ જઇશું."

"એટલે?"

"એટલે એમ કે તું જલદી પરવારી લે."

પ્રભાને આનંદ થયો, પણ તેયે ગૂંચવણમાં પડી ગઇ કે આ અચાનક વિચારપલટો કયાંથી થયો?

"ને જો પ્રભા, પેલી કાલે સાડીઓ આણી હતી તે કયાં છે?"

"આ રહી, હમણાં જ હું તેની ગડી ઉકેલતી હતી!"

"રહેવા દે, રહેવા દે, ગડી ભાંગીશ નહિ. હું તે પાછી આપી આવીશ."

"કેમ વળી? તમને તો ગમી છે ને?"

"હા, ગમી, પણ પ્રભા! પહેરવાની છે

તારે ને, મારે નથી—તે તને ગમવી જોઇએ ને ? ને એટલી સરસ છે પણ નહિ ? અને જો હાં, હવેથી તારે માટે સાડી પોલકાં વગેરે જે કાંઇ જોઇએ તે તારે જાતે જ પસંદ કરી લાવવાનાં—

ક્ષણવાર દંપતીની દૃષ્ટાદૃષ્ટ મળી; પ્રભાના હોઠ પર હાસ્ય અને આંખમાં આંસુ નાચતાં હતાં ! પુંડરીકે તત્કાળ નીચી નજર કરી લીધી. ને પ્રભાએ લાડથી તેના બંને હાથ પોતાના હાથમાં લેતાં પૂછ્યું: "પણ અમને સ્ત્રીઓને એ બધી રંગ અને કલા અને સૌન્દર્યની વાતમાં શી સમજ પડે ?"

"જા, જા, અમસ્થી" પુંડરીકને ચાબુક વાગવા જેવું થયું છતાં ઉત્સાહમાં આવી જઇ તે બોલ્યો, "ચાલ, જલદી પરવારી લે ત્યારે ?"

તે ક્ષણથી પ્રભા પાછી પૂર્વવત્ ખેલાડુ વૃત્તિની અને આનંદી બની ગઇ ! પતિના મોંએ "જા, જા, તું એમાં શું સમજે" એવા શબ્દો ફરીથી એના સાંભળવામાં ન આવ્યા. કેમકે પોતાના મન પર સ્વાર થઇ બેઠેલા જુલમી દીવાનને પુંડરીકે ક્યારનો ય બરતરફ કરી દીધો હતો !

ખરેખર ! વ્યક્તિસ્વાતંત્ર્યની કલ્પનાનું તેને મોડું મોડું પણ ભાન થયું, એ સદ્ભાગ્ય જ ને !



# મ્હાલતી આવી દિવાળી

ઝળઝળ આંગણુ ઝળકાવતી મ્હાલતી આવી દિવાળી
મીઠાં ખાવાનાં ખવડાવતી મ્હાલતી આવી દિવાળી.

દિવાળી આવે ને બંધ થાય શાળા,
બાળકો સર્વે ખુશ બહુ થાતા;
ફડ ફડ ફટાકડા ફોડતી મ્હાલતી આવી દિવાળી.

બારણે બારણે તોરણ લટકાવતી,
મહાલો ને ઘરના ભપકા વધારતી;
બ્હેનીઓ સાથિયા સજાવતી મ્હાલતી આવી દિવાળી.

મન્દિરે મન્દિરે દીવડા પ્રગટતા.
ન ર ના રી ઓ મ ન્દિ રે જા તા;
દેવોની મૂર્તિઓ શણગારતી મ્હાલતી આવી દિવાળી.

વેપારીઓ ચોપડા નવા ખરીદતાં,
પૂજન તેનું દિવાળીએ કરતાં;
લક્ષ્મીપૂજન કરાવતી મ્હાલતી આવી દિવાળી.
"સાલ મુબારક" કરતા વળી મ્હાલતી આવી દિવાળી.

મી. ગુણવંતલાલ

દેવી અન્નપૂર્ણા

:: રાગ:-" મા પાવા તે ગઢથી નીસર્યાં "

મા અંબા તે રમવા નીસર્યાં દેવી અન્નપૂર્ણા,
મા શો લીધો શણગાર....દેવી૦

મા નવરાત્રિ નવ નોરતાં દેવી અન્નપૂર્ણા,
મા ચોસઠ જોગણી સાથ....દેવી૦

મા આરાસુરની રાણી દેવી અન્નપૂર્ણા,
મા દૂરથી લાગું પાય....દેવી૦

મા લીલાવટ ટીલડી શોભતી દેવી અન્નપૂર્ણા,
મા દામણી રત્નજડાવ....દેવી૦

મા કાને તે કર્ણફૂલ શોભતાં દેવી અન્નપૂર્ણા,
મા હીરા ઝળકે માંય....દેવી૦

મા ડોકે તે માળા મોતીની દેવી અન્નપૂર્ણા,
મા સાથે કીડિયાસેર....દેવી૦

મા બાંહે બાજુબંધ બેરખા દેવી અન્નપૂર્ણા,
મા હથે આંગળીએ વેઢ....દેવી૦

મા લીલા તે ગજની કાંચળી દેવી અન્નપૂર્ણા,
મા ચુંદડી રાતી ચોળ....દેવી૦

મા સાડાત્રણ ગજનો ઘાઘરો દેવી અન્નપૂર્ણા,
મા ચોઢી કસબી કોર....દેવી૦

મા પગે તે કલ્લાં શોભતાં દેવી અન્નપૂર્ણા,
મા ઝાંઝરનો ઝમકાર....દેવી૦

મા તારાં આપેલાં બાળકો દેવી અન્નપૂર્ણા,
મા તેને લક્ષ્મી વિદ્યા આપ....દેવી૦

મા લલિતલક્ષ્મી તારી દાસી દેવી અન્નપૂર્ણા,
મા આવી કરજે સ્હાય....દેવી૦

લલિતલક્ષ્મી
ચીકાન્ત

# :: ધાર્મિક પર્વ સફળ ક્યારે થશે ? ::

લેખક : શ્રી. " છોટમ " અ.-કવિ

આજ તો અત્યુત્તમ મહાપર્વ દીપોત્સવી પર્વ ઉજવી રહેલ છે. પર્વ તો દીપોત્સવીનું, સાથોસાથ અહિંસા તેમ જ ચિત્ત-શુદ્ધિ શુદ્ધિથી કરવામાં આવે છે. દેવાલયોમાં અકલ્પનીય આભૂષણો સજી દર્શનાર્થે જતાં નીરખવામાં આવે છે, પરંતુ એટલું જાણવું આવશ્યક છે કે વસ્ત્રોમાં ન સમજી શકાય તેવી તેજસ્વિતા ક્યાંથી આવે છે ? રેશમી વસ્ત્રો કેવી રીતે બને છે ? દીપોત્સવી-અહિંસા, ચિત્ત-શુદ્ધિની શુદ્ધિનું પર્વ આધુનિક સમયાનુસાર પાશ્ચાત્ય ભૂમિને અનુસરતાં જીવનવ્યવહારમાં શોભા અર્પતું જ નથી !

એક સ્ત્રી અમૂલ્ય સાડી સજી દેવાલયમાં દર્શનાર્થે આવે છે. અન્ય સ્ત્રી સાધારણ મૂલ્યની સાડી પહેરી આવે છે. બીજી સ્ત્રીની નજર સામાન્ય રીતે અમૂલ્ય વસ્ત્રો સજી આવેલ નારી પરત્વે પડે જ. તેનું ધ્યાન સાડી-મય બની રહેશે; નહિ કે દર્શનમાં...આને ધર્મ સમજવો કે અધર્મ ? ?

ચરબીયુક્ત હજી દેવાલયમાં દર્શનાર્થે આવવું એટલે કે પવિત્ર સ્થાનને અપવિત્ર કરવું એ જ છે. પોતે જ અપવિત્ર બને છે અને અન્યને બનાવવામાં કારણભૂત થાય છે. દીપોત્સવીના માંગલિક પ્રસંગે ઉશ્કેરાટ ઉત્પન્ન કરે તેવાં વસ્ત્રો ધારણ કરવાથી ચિત્ત-શુદ્ધિ શુદ્ધ નહિ થતાં સ્વાભાવિક ઉન્માદક બને જ. દીપોત્સવી પર્વ મનાવવું એટલે કે અંતરાત્માને શુદ્ધ બનાવવો. બાહ્ય શૃંગારમાં શક્તિ, સમય અને દ્રવ્યનો ખર્ચ નહિ કરતાં તેને આત્માના શૃંગારમાં લીન કરવો જોઈએ.

દેવાલય જેવાં પવિત્ર સ્થાનોમાં આવી, જ્યાં મનુષ્યમાં તપ, ત્યાગ, વૈરાગ્ય અને સંયમ ઉત્પન્ન થવા જોઈએ તે સ્થાનોમાં વસ્ત્રો તેમ જ આભૂષણો દ્વારા વિલાસી તેમ જ શૃંગારી ભાવનાઓ વ્યાપી રહે છે.

દીપોત્સવીનું સત્ય આરાધન ત્યારે જ માનવામાં આવે કે જ્યારે તે માંગલિક દિવસોમાં નમ્રતા, પરોપકાર પ્રમાણિકતા, સરલતા, શાંતિ આદિ આંતરિક ગુણોની પણ સ્વતઃ આરાધના હોવી જોઈએ. આ પ્રમાણે દીપોત્સવી પર્વની સફળતા થઈ શકે છે. માંગલિક સમયે માંગલિક સ્થાને ભાવુકોનું આવવું-જવું અને અન્યનું બોલવું નિરર્થક ન થવું જોઈએ. વકતાનું બોલવું અને શ્રોતાનું સાંભળવું ત્યાંજ સાર્થક થાય છે, કે જ્યારે ભાવુકગણ ધર્મસ્થાનમાં સુવર્ણભૂષણ અને ચરબીયુક્ત અપવિત્ર વસ્ત્રોને બદલે શુદ્ધ, સ્વદેશી-અમૂલ્ય હોવા છતાંયે ગરીબ તેમજ શ્રીમંત પરિધાન કરી શકે. માટીના દુગ્ધ સમાન ઉજ્વલ વસ્ત્રોથી અને તેવાજ ગુણરૂપી આભૂષણોથી સુસજ્જિત બની હરવું-ફરવું જોઈએ.

વિદ્યાર્થીઓને એક વર્ષના અભ્યાસના વિશેષ રૂપથી નિરીક્ષણ તેનું નામ પરીક્ષા. પરીક્ષક મન માને તેવો કઠિન પ્રશ્ન પૂછે પરંતુ તેનો પ્રત્યુત્તર શાન્ત અને પ્રસન્ન ચિત્તથી આપવાને માટે વિદ્યાર્થી તૈયાર હોય છે અને શત પ્રતિશત નંબર પ્રાપ્ત કરવાનું તેનું ધ્યેય હોય છે. તે જ પ્રમાણે વિશેષ રૂપથી આત્મિક ઉપાસના કરવી તેનું નામ જ પર્વ છે. પર્વના દિવસોમાં વિશેષ આત્મિક નિરીક્ષણ અને પરીક્ષણ કરવું જોઈએ; અને જે પ્રમાણે વર્ષ પૂરું થતાં આર્થિક લાભ-હાનિનું સરવાયું કરવામાં આવે છે તે પ્રમાણે

વર્ષ પૂર્ણ થતાં દીપોત્સવી ઉપર આત્મ-લક્ષ્મીની લાભ-હાનિનું સરવૈયું કરવું જોઇએ.

દીપોત્સવીમાં એક તરફ લક્ષ્મીપૂજન કરવામાં આવે છે જ્યારે બીજી તરફ અનાવશ્યક વસ્તુઓમાં ધનનો દુર્વ્યય થાય છે. એ પાગલ-પણું ધાર્મિક પર્વોમાં દષ્ટિગોચર નથી થતું ?

પ્રતિવર્ષ અનાવશ્યક ખર્ચ ન કરતાં વ્યવસ્થિત ગૌશાળા ચલાવવામાં આવે તેમ જ બેકારો, ગરીબોને રોજી મળે તે પ્રમાણે કંઇક નવીન હુન્નર-ઉદ્યોગ ખોલવામાં આવે તો જીવદયાની સાથોસાથ માનવપોષણ પણ થઇ શકે. વર્તમાન પરિસ્થિતિમાં જીવદયાના નામ પર કસાઇઓના હાથ ગરમ બને છે.

આ પ્રમાણે વિવેકપૂર્વક દીપોત્સવી એટલે શું અને તે સિદ્ધાન્ત કાર્યરૂપમાં રાખ-વામાં આવે ત્યારે જ દીપોત્સવી તેમ જ અન્ય ધાર્મિક પર્વો સફળ કરી આત્મા તેમજ પરમાત્માને એકરસ કરી જીવન સફળ બનાવી શકાય ! ! ! અસ્તુ.*

* સૂચિત



# સિંહણનાં સંતાનો

[ ઢાળ : સુરતાની વાડીના મીઠા મોરલા ! ]

સંતાનો સિંહણનાં આવાં શું /ફરો ?
સિંહણપયનો ઓર દિસે ચલકાટ જો !
હુંકારે ધરણી ધમધમતી જો દિસે,
નિર્બળતાનું નામ ન હો તલભાર જો !
સંતાનો સિંહણનાં આવાં શું ફરો ?
માન ધરા ધનને સબળાં ઓ કાં રૂવો ?
શાને બાલકવત્ કરતાં વિચાર જો !
ભુજબળમાં વિશ્વાસ ધરીને જ્ઞાનથી,
દઢતાથી ડગલાં ભરવાં નિરધાર જો !
સંતાનો સિંહણનાં આવાં શું ફરો ?
પૂર્વજના ઉજળા-અણમોલા ખ્યાલને
સાવ ભૂલી જાશો શું દિવ્ય પરાગ જો ?
શૂરવીરતા સચ્ચાઇ અને વિજ્ઞાનને
પ્રતિભા-આ ગુણ બાલો ! શે વિસરાય જો !
સંતાનો સિંહણનાં આવાં શું ફરો ?
જાગ્રત રે' જીવનની લીલામાં પ્રભા,
સત્યાસત્ય તણું હરદમ રે' ભાન જો !
તેજસ્વી કિરણો તમ પટને ટાળજો,
ઊતરો રામસિયાના આશીર્વાદ જો !
સંતાનો સિંહણનાં આવાં શું ફરો ?

શ્રી. રવિશંકર નરોત્તમદાસ પાઠક

# દિવાળી વરસમાં માત્ર એકજવાર આવે છે.



સાવધાન રહી દિવાળીની ખરીદીની તમારી યાદીમાં તાતા ઓઇલ મીલ્સ કું. લી. ની વિવિધ સુંદર બનાવટોની નોંધ લેવાનું ભૂલશો નહિ



ખરીદો અને અનુભવો—ટોમ્કો ટોયલેટ સોપની નાજુકતા, બાથ સોપની મનહરતા. વળી ભાત ભાતનાં વાસનાં તેલોમાંથી પસંદગી કરવાનો અવકાશ છે. તે સાથે મઘમઘતું શેમ્પુ, વાળ સરખા કરવા માટે બ્રિલ્યનટાઇન, દાઢી બનાવવાના સાબુ, આપની સેવામાં મોજુદ છે. એવી સર્વે બીજી બનાવટો ઉપર ટોમ્કો બનાવટની વસ્તુઓ સરસાઈ ભોગવે છે, છતાં કિંમતમાં ખાસ્સી સસ્તી છે. કોઇપણ સારા સ્ટોરમાં એ વસ્તુઓ મળે છે. દિવાળીની ભેટ તરીકે ટોમ્કો બનાવટની વસ્તુઓ શ્રેષ્ઠ છે.





## તાતા ઑઈલ મીલ્સ કું. લીમીટેડ,

તાતાપુરમ અને મુંબઇ.



# સંવત ૨૨૭૭

લેખક : શ્રી. રમેશનાથ રંગનાથ ગૌતમ

એક દિવસે સવારમાં હું ઓફીસે જતો હતો. ગ્રાંટરોડ સ્ટેશન આગળ એક મુસલમાન રસ્તાની બાજુ ઉપર અડ્ડો જમાવીને બેઠો બેઠો રોજની માફક બૂમ મારતો હતો; " ચાર ચાર આના, ચાર ચાર આના. " તેની આગળ પડેલાં જરી પુરાણાં પુસ્તકોમાં સહેજ કુતૂહલથી નજર નાખતાં " ભવિષ્યના ભીતરમાં ભૂસકો " નામે એક જોવામાં આવ્યું. નામથી આકર્ષાઈને મેં ખરીદી લીધું. "લોકલ" માં વાંચવાની શરૂઆત કરતાં તેમાં બહુ રસ પડયો. ઓફિસના કામમાં જરાએ ચિત્ત ચોંટયું નહિ, એટલે એક હાથમાં પેન્સીલ રાખીને જાણે કે કોઈ ભારે અટપટું લખાણ કરવાનું હોય તેવો ડોળ કરીને એક કોરા કાગળ નીચે પેલું પુસ્તક અડધું સંતાડીને વાંચવા લાગ્યો. બપોરના " ટિફિન ટાઈમ " થતાં " વિશ્રાંતિ ગૃહ "માં દાખલ થયો. બધો વખત એ પુસ્તકે ઉપજાવેલા તર્કો મારા મગજમાં ઘોળાયા કરતા હતા. અંદર સ્થાન લઈને હું બોલ્યોઃ

" એઈ પોરિયા, છકડે ચાહ આન આણુખી એક ફડકા આણી એક શરબત આણ. "

હું સમજ્યો નહિ કે આજુબાજુ બેઠેલા બીજા વિશ્રાંતિ ઉપાસકો કેમ હસ્યા, અને તેમાંનું કોઈ " ભેજું ગેપ " એવું બોલ્યું. હું તો એજ વિચારમાં હતો કે ભવિષ્યનું હિંદ કેવુંક હશે ?

ઓફિસમાં જઈને પાછું એ જ તરફથી વાચન આગળ ચલાવ્યું...ધીમે ધીમે આંખ ઘેરાવા લાગી અને ઊંઘનું સામ્રાજ્ય મારા શરીર ઉપર પ્રસરતું મને લાગ્યું......

એકાએક તાળીઓના અવાજ થતાં હું ઝબકીને જાગી ઉઠયો.

આ શું ? હું કયાં છું ?

આ બધા લોકો કોણ છે ?

મારી આજુબાજુ દૃષ્ટિ ફેરવતાં મને જણાયું કે સુશોભિત વસ્ત્રો, સશક્ત બાંધા અને પ્રતિભાશાળી મુખમુદ્રાવાળાં સ્ત્રીપુરુષોનાં સમૂહ ભેગો હું એક વિશાળ ખંડમાં બિછાવેલા નરમ અને સુંવાળા ગાલીચા ઉપર બેઠો હતો. બધાંની નજર મંડળીની વચમાં ઊભા રહીને બોલતા એક પુરુષ તરફ હતી.

"......પણ " તે બોલતો હતો; સંવત ૨૨૭૬ કરતાં આ સાલે ભારતવર્ષમાંથી કાપડની નિકાસમાં પાંચ ટકા જેટલો વધારો થયો છે, એ મારા વિદ્વાન મિત્ર કાપડવિભાગના સચિવજી જણાવે છે; તો ભાવમાં અમુક ઘટાડો કરવાનો આદેશ દરેક ગામ ખાતેના તેમના વિભાગના ઓફિસરને પાઠવી દેવો..."

શું ? ત્યારે આ સાલ કઈ ? કાપડની નિકાસ કેવી ? પાસે બેઠેલા એક પુરુષને મેં પૂછયું: " આ શું ચાલે છે ? "

" કેમ ? અજાણ્યા લાગો છો ! " સહેજ આશ્ચર્ય, પરંતુ વિનય સાથે તેણે કહ્યું: " આપણા પ્રતિનિધિ મંડળની સંવત ૨૨૭૭ ની આ પહેલી બેઠક છે; બોલે છે એ ગોપાલન-પેટા-વિભાગના નિર્દેશક છે. "

વળી પાછું મેં સભાની કાર્યવાહી તરફ ધ્યાન આપવા માંડયું. દરેક પ્રાંત દીઠ રેડિયો

## વિદાયમાન

: ડુંગરામાં બોલે છે મોર—એ ઢાળ :

આવ્યો આસો ને શકિત ઉત્સવ અનેરા,
ઉજવે નવદુર્ગાના આજ
આસોના અવનવા ઉલ્લાસ.

આવ્યો આસો ને સુધાચન્દની છવાઈ,
જેવો માતૃપ્રેમનો પ્રકાશ
આસોના અવનવા ઉલ્લાસ.

વિજયા દશમી–શરદપૂર્ણિમા રૂપેરી,
શીળા શરદના રાસ
આસોના અવનવા ઉલ્લાસ.

રજની ખીલી ને ખીલી સજની સુહાસિની,
રાસકુંજ ઢોળતી સુવાસ
આસોના અવનવા ઉલ્લાસ.

પ્રકટાવે દીપમાલિકા, જગાવે નવચેતના,
અન્તરે અભંગ અભિલાષ
આસોના અવનવા ઉલ્લાસ.

દ્વાર દ્વાર પૂરી રંગવલ્લીઓ સોહામણી,
મ્હેંકે પુષ્પ તોરણ સુવાસ
આસોનાં અવનવા ઉલ્લાસ.

જતાં આ વર્ષને દેવા વિદાયમાન,
સમારંભ યોજેલ ખાસ
આસોનાં અવનવા ઉલ્લાસ.

શ્રી. પુષ્પા શુકલ

અને શાળાની સંખ્યા કાપડની પેદાશ તથા નિકાશને લગતા આંકડા, ઢોરની સંખ્યા ઇ. ની વિગતો મારા સાંભળવામાં આવી.. એક શ્રીસચિવે આંકડા આપીને સાબીત કર્યું કે " આ દેશમાં બાળકોના મરણનું પ્રમાણ દુનિયાના બીજાં કોઇ પણ દેશ કરતાં કમી છે. " અનેક ચર્ચાઓ ચાલી.

સભામાં અનેક ખાતાના સચિવો અને ઉપ–સચિવો હતા, પરંતુ મિલિટરી કે પોલિસ ખાતાનું તો મેં નામ સરખું યે ન સાંભળ્યું.

હું ધીમે રહીને બહાર નીકળી ગયો. જે આલમમાંથી હું બહાર નીકળ્યો તેના ઉન્નત શિખર ઉપર રેંટિયા ચિહ્નવાળો ત્રિરંગી વાવટો પવનમાં લહેરિયાં લેતો હતો. ત્યાંથી હું આગળ ચાલ્યો. ચોપાસ રખડયો. કોઇ પણ સ્થળે મેં એક પણ ભિખારી ન જોયો. રસ્તે જતાં એક જણને ઉભા રાખીને મેં પૂછ્યું:

" આ શહેરમાં ભીખારીઓ છે જ નહિ શું ? "

મારા સામું સાશ્ચર્ય જોઇને તેણે કહ્યું: " ભીખારીઓ એટલે શું ? હા, બરાબર; જૂના સમયનાં પુસ્તકો ઉપરથી જણાય છે ખરું, કે એવા નામની એક આળસુ જાત એક વખત આ દેશમાં વસતી હતી. અરી; વળી એમ પણ વાંચવામાં આવે છે કે ઘણાં વર્ષ પહેલાં આ દેશના લોકોને પહેરવા માટે વસ્ત્રો પરદેશથી આવતાં હતાં. આપણા વડવાઓનું અધઃપતન કેવું દયાજનક હોવું જોઇએ ! પરંતુ સંવત ૨૦૦૦ ના અરસાથી આ દેશમાં પરદેશી કાપડની આયાત લગભગ બંધ થઇ ગઇ ત્યારથી ભીખારી જાતનું નામ સંભળાતું પણ બંધ થઇ ગયું હોય એમ ઇતિહાસ જણાવે છે. ક્ષમા કરજો, પરંતુ ભારતના પ્રાચીન ઇતિહાસ કરતાં વર્તમાન ઇતિહાસ ઉપર આપણાં વિદ્યાલયોમાં વધારે લક્ષ અપાતુ હોવાથી તેમાં મારો ઝાઝો પ્રવેશ નથી, "

"ત્યારે" મેં ભારે કટાક્ષથી પૂછ્યું, "કાલ ઊઠીને તમે એમ પણ કહેશો કે તમે "પોલીસ"નું નામ પણ નથી સાંભળ્યું!"

મારો કટાક્ષ માર્યો ગયો: તેણે ગંભીરતાથી જવાબ દીધો: "નામ તો વાંચવામાં આવ્યું છે, આપણા શિક્ષણવિભાગ તરફથી તૈયાર કરવામાં આવેલા ઇતિહાસમાં લખ્યું છે તે ઉપરથી મને કંઈક યાદ છે કે લગભગ બસો વર્ષ થયાં એ કોમ અસ્તિત્વમાંથી નીકળી ગઈ છે. પણ વડિલશ્રી, આપને પ્રાચીન ઇતિહાસનું સારું જ્ઞાન હોય, તો મને સમજાવશો કે એક પુસ્તકમાં મેં "વકીલાત" "ચોરી" "વ્યવહાર" "વ્યભિચારી" "વિશ્વાસઘાત" "વચનભંગ" "જુલમ" "જેલના ત્રાસ" "રંગભેદ" "અંત્યજ" અને એવા કેટલાક શબ્દો વાંચેલા છે, તેનો અર્થ શો? મને તેનો અર્થ બરાબર સમજાતો નથી. આપ જાણો છો કે આ દેશનું દરેક ગામ પોતપોતાની પંચાયતો અને લોકસંરક્ષક સ્થાનિક સ્વયંસેવક દળવાળું છે; આપ જાણો છો કે આ દેશના લોકના જીવનની સરેરાશ ૬૫ વર્ષની છે; આપ જાણો છો કે યુરોપીય રાજ્યમંડળ, અમેરિકન સંયુક્ત રાજ્યો, પશ્ચિમ એશિયાઈ રાજ્યવૃંદ, ચીન–જપાન સંયુક્ત રાજ્ય અને અન્ય રાજ્યો ખાતેના આપણા એલચીઓ—"

"સબુર! ખબરદાર!" હું બરાડી ઉઠ્યો; "એક પછી એક કહો; નહિ તો હું ગાંડો થઈ જઈશ."

મારો સાથી જાણે હું એકાદ ચિત્તભ્રમિત માણસ ન હોઉં એમ મારા સામું થોડી વાર દીઠી રહીને ચાલ્યો ગયો. મેં પણ મારું પર્યટન આગળ ચલાવ્યું.

બધા રસ્તા પહોળા, સ્વચ્છ તથા પ્રસન્ન મુખમુદ્રા અને સશક્ત શરીરોવાળી અનેક સ્ત્રીઓ અને પુરુષો તથા બાળકોની અવ-

# આસોની અમાસને

❀

કોને તણે અજવાળી?
        અમાસડી કાળી કાળી રે.
કોણે બનાવી રૂપાળી?
        અમાસડી કાળી કાળી રે.

માસે માસે તું તો દુનિયામાં આવતી–
        ત્યારે તો દીઠી'તી કાળી,
        અમાસડી કાળી કાળી રે.

જુગના જૂનેરા ઇતિહાસોને પૂછતાં–
        તે પણ કહે છે કે "કાળી"
        અમાસડી કાળી કાળી રે.

ગુંચવાયે પ્રશ્ન એક સુજને હૈયામાં–
        કૂળજાને કોણે ઉજાળી,
        અમાસડી કાળી કાળી રે.

હેત હેવી કહે કોણ મળ્યું, તારી–
        કરમની કુંચી ઉઘાડી,
        અમાસડી કાળી કાળી રે.
કોણે બનાવી રૂપાળી–
        અમાસડી કાળી કાળી રે.

શ્રી. ગંગાશંકર લક્ષ્મીરામ પંડયા

જવરવાળા હતા. ક્યાંયે ગરીબીનું ચિન્હ નજરે પડે નહિ. ધુમાડાના ગોટા કાઢતું એક પણ મિલનું ભૂંગળું દેખાયું નહિ. શું, ત્યારે કાપડની વાત સાંભળી તે બધું કાપડ, અહીંના રહેવાસીઓનાં બારીક સુંવાળાં અને ભપકાદાર વસ્ત્રો—બધું હાથહુન્નરનું જ કામ?

આ ગામ અખાડાનું ભારે શોખીન હોય એમ લાગ્યું. દરેક મોહોલ્લામાં જ્યાં ત્યાં અખાડા તો ખરા જ. એક અખાડામાં ઉતરવા માટે કચ્છ પહેરીને તૈયાર થયેલા સુદૃઢ શરીરવાળા એક યુવકને મેં પૂછ્યું: "આખા ગામને પહેલવાન બની જવું છે કે શું?"

"ના જી, આખા ભારતવર્ષના પુરુષવર્ગ સમસ્તની દર છ મહિને દેશના દરેક ગામના દરેક બાળક અને ૪૦ વર્ષની અંદરના દરેક યુવકની જે શારીરિક પરીક્ષા લેવાય છે, તેમાં અમે મોળા નીકળીએ તો વિશ્વસંરક્ષક સ્વયંસેવક સૈન્યની ભારતવર્ષીય શાખાના સચિવે નિમેલા આ ગામના સ્થાનિક તાલીમ-નિર્દેશકને જવાબ દેવો પડે; ત્યારે શું થાય?

"ત્યારે શું બધાંયે ગામો આવાં જ કે?"

"હા, લશ્કરી તાલીમ, કાપડશાસ્ત્રનું જ્ઞાન, સરેરાશ વસ્તી અને વિદ્યાલયોની બાબતોમાં લગભગ બધા સરખા જ. પણ આપ કોણ છો? ક્યાંથી આવ્યા? કોઇ મૂડીવાદ પ્રચારક ગુપ્ત વિપ્લવ મંડળના ગુપ્તચર છો કે શું?" એ યુવકની આંખો ક્રોધથી લાલ થવા માંડી. તેણે મારો કાન ઝાલીને ખેંચ્યો. હું પોકારી ઉઠયો:

"ના બાપલા, ના, હું તો સંવત ૧૯૯૯નો સામાન્ય માણસ છું, પણ આ ગામનું નામ કોઇ કહેશો? કોર્ટમાં ફરિયાદ......"

"અરે મૂંગો મર; આ ગામનું નામ મુંબઇ, પણ બરાડા પાડતો બંધ થા; નહિતો સામે કાકો બેઠેલો છે, તે જોયો?"

હું ઝબકી ઉઠયો. જોયું તો એ જ મારી જરીપુરાણી ઑફિસમાંના મારા એક સાથીમિત્ર કાન પકડીને ખેંચવાની પુરાણી પરંતુ પીડાકારી યુક્તિથી મને ઉંઘમાંથી જગાડયો હતો.

હજી સુધી સંવત ૧૯૯૯ નું માણસ હોવાનો અને મુંબઈ ગામનું નામ જાણવાનો મારો આગ્રહ એ સમજી શકયો નથી.



# કેવી વેણું

(જીતમપુરી)

કેવી વેણું વગાડી હો..!
કે વી વે ણું વ ગા ડી!
એક વગાડી ઋષિ વાલ્મિકે
રામનામ ગવરાવી હો...! કેવી૦
બીજી વગાડી કૃષ્ણ કનૈયે
ગીતાજ્ઞાન સુણાવી હો...! કેવી૦
આજ વગાડે સંત હિંદનો
અણમૂલ પાઠ પઢાવી હો...! કેવી૦
ના હો-પીઓ ભારતમાંડુઓ
ઘેરે ગંગા પધારી હો...! કેવી૦

શ્રી. "પદ્માકર"

# કંથ વિદાય

ભગવાન શ્રી રામચંદ્રજીને અને તેમના લઘુબંધુ લક્ષ્મણજીને પરસ્પર અનન્ય પ્રેમ હતો.

જ્યારે રામને વનવાસ જવાનું થયું, ત્યારે લક્ષ્મણે એટલી પ્રેમ વિહ્વળતા દર્શાવી, કે શ્રીરામે, તેની વનમાં સાથે આવવાની માગણીનો સ્વીકાર કર્યો.

ત્યારપછી પોતાની જનેતા સુમિત્રાની આજ્ઞા મેળવી, લક્ષ્મણજીની જ સહધર્મચારિણી જનકસુતા ઊર્મિલા પાસે વિદાય લેવા આવે છે. તે પહેલાં જ ઊર્મિલાને આ વાતની એકાએક ખબર મળતાં, તેના કોમળ હૃદયમાં વિચારમંથન અને તીવ્ર આકળામણ ઉદ્ભવે છે:

તોટક

મુજ નાથ જશે વનવાસ વિષે
નહિ નિશ્ચય એ અવધે વસશે;
નિજ ભ્રાત ખરે ! પ્રિય પ્રીતમને,
કઈ રીત થશે વિનવું પ્રભુને !

ગીતિ

રઘુવીર વનમાં જતાં, ઉઠી અવધજન ઉરે આગ ઘણી:
આર્યપુત્ર પણ સાથે, જતાં અવધિ હૃદયર દુ:ખ તણી.

અનુષ્ટુપ

'જવાના વનમાં આજે, ધર્મેન એ મુજ પતિ'
અકળાતી વિચારોમાં, વાટડી અવલોકતી.

સ્ત્રગ્ધરા

આવતા નાથને નેહથી નીરખતાં, પ્રેમરસમાં ગઈ છેક ભીંજી;
ઊઠી આસન તજી દીધું પૂરું સજી, 'બેઠ ઉંચેરી રાખે !' એમ સૂચી.

ગીતિ

ચાર નયન અતિ ચારુ, રહ્યાં પરસ્પર નજર એક ધારી,
પછી પતિ એમ બોલે, "આજ્ઞા આપો મને પ્રિયા મારી.

તોટક

મુજ વીર ઊભા વનવાસ જવા,
જઈને વન સંગ ચહું વસવા;
મુજ નિશ્ચે છે વન હે વન હે,
હસતા મુખડે મુજને વન દે."

સળગાં વચનો પતિનાં સુણતાં,
ધરી ધીર કહે મિથિલેશસુતા:
"પ્રભુ સત્ય વને હું કેમ કરી !
ભજશો મુજને પ્રભુ કે દિ ફરી !

પતિ એ પરમેશ સતી ગણતી,
નિજ જીવન એ ચરણે ધરતી;
સુખમાં દુઃખમાં પણ ધીર ધરી,
ખસતી નવ ગંજન દૂર કરી."

વદતાં વદતાં મૂંઝવાર બની,
હૃદયે રસના ગઈ કેદ બની:
નિજ નાથ તણાં ચરણે પડતાં,
પૃથિવી અશ્રુ ધમત્યાં નમતાં.

અનુષ્ટુપ્ બેસાડી પ્રેમથી પાસે, દ્રવતે ઉર લક્ષ્મણ કહે;
'કરું અન્યાય આજે આ, સુન્ન ! તે તું સહી રહે.
ગીતિ અશાન્ત હૃદય ઊર્મિલા, સાવધ થઇ પતિ વેણુ સાંભળતાં;
સૌમિત્રિ ચિત્ત શોચે, 'અહો ! પ્રિયાની પ્રીત શી !' કહેતાં.
ભુજંગી વને વાસ તારો બને દુઃખકારી,
રહે સત્ય એ ચિત્તડે તું વિચારીઃ
કરું સેવ હું તો બની રામ-સાથી,
ઠરે માત એનાં જરા ચક્ષુ તુંથી.
મન્દાક્રાન્તા વ્હાલી સાચું, રઘુપતિ જશે, પાછળે ત્યાં જ જાવું,
એ છે સાચો, રઘુકુળ તણા, ભાગ ઊગ્યા પ્રમાણું;
તારું આજે, હૃદય ચડિયું, શોકને જે હિંચોળે,
પાછું નક્કી, ચઉદ વરસે, હીંચશે સ્નેહ ઝોલે.
અનુષ્ટુપ્ લીધી છે ભ્રાત પાસેથી, રજા યત્ને કરી બહુ;
પડાવી માત પાસે હા, આવ્યો છું તુજ પાસ હું.
જવાની દે મને આજ્ઞા, હવે વિલંબ ના ઘટે;
ઊભાં જો દંપતી પેલાં, રામ ને તુજ બે'ન તે.
ગીતિ ક્ષણભર મૌનજ સેવી, બોલીઃ 'વિદાય આપું રહો હમણાં';
એમ કહીને ઊઠી, લાવી માળ સુમન કરે જમણા.
અનુષ્ટુપ્ **ધર્મક્ષેત્ર પડયાં જુદાં, ચિત્તમાં સમજી પ્રભુ;**
**બજાવો ધર્મના ડંકા, અંજળે મળશું પ્રભુ.**
વસંતતિલકા તે માળ હસ્ત ઉભયે સહુ શોક ત્યાગી,
કંઠે ધરી પતિ તણા મન શોક પામ્યું,
કંઠે ગ્રહી કર-સરોજ સ્વ કોમળાંગી,
વ્હાલીતણા ધમકતા ઉરને દબાવ્યું.
અનુષ્ટુપ્ મળ્યાં હેતથી નયનો, ટીપાં અશ્રુતણાં પડયાં.
જિગરનો પ્રેમ વાંચીને, ઉર બંને છૂટા પડયાં.
હતી જે વાતડી તે તે, કીધી બોલી હૃદયને;
વિયોગી દંપતી થાતાં, ત્રાસ છૂટે અદયને.
ઝૂલણા સ્નેહચુંબન કરી મહેલથી ઊતરી, ગયા સૌમિત્રિ જ્યાં રામ સીતા;
સુંદરી શોકનાં આંસુ સંકોચતી, પ્રિયપતિ ચન્દ્રમુખ તેજ પીતાં.
ત્વરિત વેગે કરી બે'નને જઇ મળી, અશ્રુક ધીમે કરી વાત છાની;
એમ વાતો કરી બેય છૂટી પડી, એક પતિ સાથ, એક કંથ છાડી.
અનુષ્ટુપ્ **જોડી શ્રીરામ સીતાની, વનવાસી થઇ ફરે;**
**લક્ષ્મણ-ઊર્મિલા સેવા, ધન્ય ! છૂટાં રહી કરે.**
**જોડી શ્રીરામ સીતાની, વિશ્વની નજરે તરે;**
**લક્ષ્મણ ઊર્મિલા આદિ, તત્ત્વદર્શી ન વીસરે.**

જયરામ નથુભાઇ પટેલ

પતિ પોતાની સભામાં દેવર્ષિ નારદ સાથે વાત કરતા બેઠા હતા. એ સમયે સાવિત્રી પોતાના મંત્રીઓ સાથે બધાં તીર્થોમાં ફરીને પોતાને ઘેર આવી પહોંચી. ત્યાં દેવર્ષિ નારદને પોતાના પિતાની સાથે બેઠેલા જોઇને તેણે બંનેને પ્રણામ કર્યો. એને જોઇને નારદજીએ પૂછ્યું: ' રાજન્ ! આ તમારી પુત્રી ક્યાં ગઈ હતી ? અને અત્યારે ક્યાંથી આવે છે ? એ યુવતિ થઇ છે છતાં આપ તેનો વિવાહ કેમ કરતા નથી ? અશ્વપતિએ કહ્યું.

" મેં તેને એ જ કામ માટે મોકલી હતી, અને તે આજે જ પાછી આવી છે. આપ તેને પૂછો કે તેણે કયો વર પસંદ કર્યો છે?' સાવિત્રીએ કહ્યું, " શાલ્વદેશમાં દ્યુમત્સેન નામનો એક બહુ જ ધર્માત્મા રાજા હતો. તે પાછળથી અંધ બન્યો. આ પ્રમાણે આંખો જવાથી અને પુત્ર બહુ જ નાનો હોવાથી તેનો લાભ લઇને તેમના કોઇ પૂર્વશત્રુ પડોશી રાજાએ તેનું રાજ્ય લઇ લીધું. તેથી તે અંધ રાજા પોતાના બાળક પુત્ર અને સ્ત્રીને લઇને વનમાં ચાલ્યા ગયા, અને મોટા મોટા વ્રતોનું પાલન કરવા લાગ્યા. એમના કુમાર સત્યવાન જે અત્યારે વનમાં રહેતાં રહેતાં મોટા થઈ ગયા છે, તે મારે લાયક છે, અને મેં તેને મારા મનથી મારા પતિ માન્યા છે. "

નારદજીએ આ સાંભળીને કહ્યું, " રાજન્! બહુજ દિલગીરીની વાત છે. સાવિત્રીએ જાણ્યા વગર જ તેને ગુણવાન સમજીને પસંદ કર્યો એ મોટી ભૂલ કરી. તે કુમારના પિતા સત્ય બોલે છે અને તેની માતા પણ સત્ય જ કહે છે તેથી બ્રાહ્મણોએ તેનું નામ સત્યવાન રાખ્યું છે. "

રાજા—" તેના પિતાનો લાડીલો એ રાજકુમાર સત્યવાન તેજસ્વી, બુદ્ધિમાન, ક્ષમાવાન અને શૂરવીર તો છે ને ! "

નારદજી—" દ્યુમત્સેનનો વીરપુત્ર સૂર્યના જેવો તેજસ્વી, બૃહસ્પતિ જેવો બુદ્ધિમાન, ઇન્દ્રના જેવો વીર, શિબિના જેવો સત્યવાદી, પૃથ્વી જેવો ક્ષમાશીલ રન્તિદેવ જેવો દાનવીર, યયાતિ જેવો ઉદાર, ચન્દ્રમા જેવો પ્રિયદર્શી અને અશ્વિનીકુમાર જેવો અજોડ રૂપવાન છે. તે જિતેન્દ્રિય, મૃદુ સ્વભાવનો, શૂરવીર, સત્યવાદી, મિલનસાર, ઇર્ષ્યાહીન, લજ્જાશીલ, અને તેજસ્વી છે. તપ અને શીલમાં સ્થાપરચ્યા રહેનાર બ્રાહ્મણો એમ કહે છે કે તેનામાં સરળતાનો નિરંતર વાસ રહે છે. "

અશ્વપતિ—" ભગવાન્ ! તમે તો તેને સર્વગુણસંપન્ન તરીકે ઓળખાવો છો. હવે તેનામાં કોઇ દોષ હોય તો તે પણ બતાવો."

નારદજી—" એનામાં કેવળ એક જ દોષ છે. પણ એ એક જ દોષ તેના બધા ગુણોને ઢાંકી દે છે. તે દોષનું કોઇપણ પ્રકારે નિવારણ થઇ શકે તેમ નથી. એ દોષ એ છે કે આજથી એક વર્ષ બાદ સત્યવાનનું આયુષ્ય પૂરું થશે, અને એ દેહત્યાગ કરશે. "

આ સાંભળી રાજાએ સાવિત્રીને કહ્યું, " સાવિત્રિ ! અહીં આવ. જો, તું ફરીથી જા, અને કોઇ બીજા વરની શોધ કરી લાવ. દેવર્ષિ નારદ કહે છે કે સત્યવાન અલ્પાયુ છે અને તે એક વર્ષ બાદ દેહત્યાગ કરશે. "

સાવિત્રીએ ઉત્તર આપ્યો: " પિતાજી ! કાષ્ઠ કે પાષાણનો ટુકડો એક જ વાર પોતાથી અલગ થઇ શકે છે, કન્યાદાન એક જ વાર કરાય છે, અને ' મેં આપ્યું ' એવો સંકલ્પ પણ એક જ વાર કરાય છે. આ ત્રણ વસ્તુ એક એક વાર જ થાય છે. હવે તો જેને હું એક વાર વરી ચૂકી-તે દીર્ઘાયુ હોય કે અલ્પાયુ, ગુણવાન હોય કે ગુણહીન-તે જ મારો પતિ થશે. કોઇ બીજા પુરુષને હું નહી વરી શકું. પહેલા મનથી નિશ્ચય કર્યો પછી જ વાણીથી કહેવામાં આવે છે. એટલે મારે માટે મન એ જ મોટું પ્રમાણ છે. "

નારદજી—" રાજન્ ! તમારી પુત્રી સાવિત્રીનું મન નિશ્ચયાત્મક છે, એટલે તેને કોઇ પણ પ્રકારે ટાળી શકાય તેમ નથી. હું તે પ્રમાણે જ કરીશ. મારા તો આપ જ ગુરુ છો."

પછી કન્યાદાનના વિષયમાં નારદજીની આજ્ઞાને શિરસાવંદ્ય સમજીને રાજા અશ્વપતિએ બધી વિવાહ-સામગ્રી ભેગી કરાવી વૃદ્ધ બ્રાહ્મણ તથા પુરોહિત સહિત બધા ઋષિઓને બોલાવી શુભ દિવસે કન્યા સહિત પ્રયાણ કર્યું. જ્યારે એક પવિત્ર વનમાં રાજા દ્યુમત્સેનના આશ્રમ આગળ તેઓ પહોંચ્યા ત્યારે બ્રાહ્મણો સાથે પગપાળા જ રાજર્ષિ પાસે ગયા. ત્યાં તેમણે નેત્રહીન રાજા દ્યુમત્સેનને શાલવૃક્ષની નીચે ઘાસના આસન પર બેઠેલા જોયા. રાજા અશ્વપતિએ રાજર્ષિ દ્યુમત્સેનની યથાયોગ્ય પૂજા કરી, અને રાજર્ષિએ અર્ઘ્ય અને આસન આપીને રાજાનો સત્કાર કર્યો અને પૂછ્યું: "કહો, શા કારણથી અત્ર પધારવાની કૃપા કરી ?" અશ્વપતિએ કહ્યું, " રાજર્ષિ! મારી આ સાવિત્રી નામની એક રૂપવતી કન્યા છે તેનો આપ આપણા ધર્મ અનુસાર આપની કુળવધૂ તરીકે સ્વીકાર કરો. "

દ્યુમત્સેન—" અમે રાજ્યથી ભ્રષ્ટ થયાં છીએ અને અહીં વનમાં રહીને સંયમપૂર્વક તપસ્વીઓનું જીવન વ્યતીત કરીએ છીએ. આપની કન્યા આ બધાં દુઃખો સહન કરવા યોગ્ય નથી. તે અહીં આશ્રમમાં વનવાસીઓનું દુઃખ સહન કરતી કેવી રીતે રહી શકશે ?"

અશ્વપતિ—" રાજન્ ! સુખ અને દુઃખ તો ઘડી બે ઘડી છે; એ વાત હું અને મારી પુત્રી બંને જાણીએ છીએ. મારા જેવા માણસને તમારે એ વાત ન કરવી જોઇએ. હું પૂર્ણ વિચાર કરીને જ તમારી પાસે આવ્યો છું. "

દ્યુમત્સેન—" રાજન્ ! હું તો પહેલેથી જ તમારી સાથે સંબંધ બાંધવા ઇચ્છતો હતો, પરંતુ રાજ્યભ્રષ્ટ થવાને કારણે મેં એ વિચાર માંડી વાળ્યો. હવે મારી પહેલાંની અભિલાષા જાતે જ પૂર્ણ થતી હોય તો ભલે તેમ કરો. આપ તો મારા મીઠા મહેમાન છો."

ત્યાર બાદ તે આશ્રમમાં રહેતા બધા બ્રાહ્મણોને બોલાવીને બંને રાજાઓએ વિધિસર વિવાહ-સંસ્કાર કરાવ્યા, અને યથાયોગ્ય રીતથી વરકન્યાને આભૂષણ વગેરે આપ્યું. પછી રાજા અશ્વપતિ ખૂબ આનંદથી પોતાના મહેલે પાછા ફર્યા.

આવી સર્વગુણસંપન્ન સ્ત્રી મળ્યાથી સત્યવાનને અતિ હર્ષ થયો, અને પોતાને મનગમતો વર મળ્યાથી સાવિત્રીને પણ આનંદ થયો. પોતાના પિતાના ગયા બાદ સાવિત્રીએ પોતાનાં બધાં આભૂષણો ઉતારી નાખ્યાં, અને વલ્કલ વસ્ત્ર ધારણ કર્યાં. તેની સેવા, ગુણ, વિનય, સંયમ અને દરેકની મરજી અનુસાર કામ કરવાની વૃત્તિને લીધે બધાને બહુ સંતોષ થયો. તેણે શારીરિક સેવા તથા સર્વ પ્રકારનાં વસ્ત્રાભૂષણો દ્વારા પોતાની સાસુને તથા દેવતાની જેમ સત્કાર કરતાં પોતાની વાણી પર સંયમ રાખીને પોતાના સસરાને સંતુષ્ટ કર્યા. આ જ પ્રમાણે મધુર વાણી, કાર્યકુશળતા, શાન્તિ અને સેવા કરીને પતિદેવને પ્રસન્ન કર્યા. આમ આશ્રમમાં રહીને તપસ્યા કરતાં કરતાં કેટલોક સમય ગયો.

* *

ઘણા દિવસો વીત્યા અને તે સમય આવી પહોંચ્યો, જ્યારે સત્યવાન દેહત્યાગ કરવાનો હતો. સાવિત્રી એક એક દિવસ ગણ્યા કરતી. નારદજીનું વચન તેના અંતરમાં જડાઇ ગયું હતું. જ્યારે સત્યવાનના મૃત્યુદિનને ચાર દિવસ બાકી રહ્યા ત્યારે તેણે ત્રણ દિવસનું વ્રત આદર્યું, અને રાતદિવસ સ્થિર બેસી રહી. આવતી કાલે પતિદેવનો પ્રાણ મહાપ્રયાણ કરશે એ ચિન્તામાં તેણે બેઠા બેઠા

જ રાત્રી વિતાવી. બીજે દિવસે, ' આજે તે જ દિન છે ' એમ વિચારી તેણે સૂર્ય ઉગતા પહેલાં નિત્યકર્મથી પરવારીને અગ્નિને આહુતિ અર્પી. પછી સર્વ બ્રાહ્મણો, વૃદ્ધજનો, સાસુ અને સસરાને પ્રણામ કરી સંયમપૂર્વક હાથ જોડી ઊભી રહી. એ તપોવનમાં રહેવા વાળા બધા તપસ્વીઓએ તેને સૌભાગ્ય-સૂચક શુભાશીર્વાદ આપ્યા, અને સાવિત્રીએ તપસ્વીઓની વાણીને ધ્યાનમગ્ન સ્થિતિમાં ' એમજ હો ' એ પ્રમાણે ગ્રહણ કરી.

તે વખતે સત્યવાન ખભા પર કુહાડી લઇને વનમાંથી લાકડાં લઇ આવવા તૈયાર થયો. ત્યારે સાવિત્રીએ કહ્યું: " તમે એકલા ન જાવ. હું પણ તમારી સાથે આવીશ. " સત્યવાને કહ્યું: " પ્રિયે ! તું પહેલાં કોઇ દિવસ વનમાં ગઈ નથી. વનના રસ્તા અતિ કઠીન હોય છે. વળી તું ઉપવાસને કારણે દુર્બળ બની ગઇ છું, એટલે આવા વિકટ માર્ગમાં પગપાળા કેવી રીતે જઇશ ?" સાવિત્રી બોલી, " ઉપવાસથી મને કોઇ પ્રકારની શિથિલતા કે થાક લાગતો નથી. ચાલવાનો મને ઘણો ઉત્સાહ હોય છે. માટે તમે મને ન રોકશો. " સત્યવાને કહ્યું: " ઠીક, તને સાથે આવવાનો બહુ ઉત્સાહ હોય તો તું રાજી રહે તેમ કરવા હું તૈયાર છું. પરંતુ તું માતાજી તથા પિતાજીની આજ્ઞા લઇ આવ."

સાવિત્રીએ પોતાના સાસુ-સસરાને પગે લાગી કહ્યું: " મારા સ્વામી આજ ફળાદિ લેવા વનમાં જાય છે. જો આપની આજ્ઞા હોય તો મારી ઇચ્છા તેમની સાથે જવાની છે. " દ્યુમત્સેને કહ્યું: " જ્યારથી સાવિત્રી કુળવધૂ બનીને આપણે ત્યાં આવી છે ત્યારથી તેણે કોઇ દિવસ કોઇ જાતની યાચના કરી હોય તેવું મારા સ્મરણમાં નથી. માટે આજ તેની ઇચ્છા અવશ્ય પૂરી કરવી જોઇએ. બેટી, તું જા. માર્ગમાં સત્યવાનની સંભાળ રાખજે. "

આ પ્રમાણે સાસુ સસરાની આજ્ઞા લઇને યશસ્વિની સાવિત્રી પોતાના પતિ સાથે ચાલી નીકળી. તે બહારથી હસતી બોલતી જણાતી હતી, પરંતુ તેના હૃદયમાં દુઃખની જ્વાળા જળતી હતી. વીર સત્યવાને પોતાની પત્ની સહિત ફળ વીણીને એક ટોપલી ભરી અને પછી તે લાકડા કાપવા લાગ્યો. લાકડાં કાપતાં કાપતાં પરિશ્રમથી તેના શરીરે પરસેવો વળ્યો. અને માથામાં દર્દ થવા લાગ્યું. તેથી તેણે પોતાની પત્ની પાસે જઇ કહ્યું: " પ્રિયે ! આજ લાકડાં કાપવાના પરિશ્રમથી મારા માથામાં દર્દ થાય છે અને આખા અંગ તથા હૃદયમાં જાણે બળતરા થતી હોય તેમ લાગે છે. મારૂં શરીર જાણે અસ્વસ્થ લાગે છે; મારા માથામાં જાણે કોઇ બરછી ભોંકતું હોય તેમ લાગે છે. કલ્યાણી ! હવે મારે સૂઇ જવું છે. મારાથી બેસાતું નથી. "

આ સાંભળીને સાવિત્રી પોતાના પતિ પાસે આવી અને તેનું માથું ખોળામાં લઇને પૃથ્વી પર બેઠી. પછી નારદજીની વાત સાંભળીને તે મુહૂર્ત, ક્ષણ અને દિવસનો વિચાર કરવા લાગી. એટલામાં એક પુરુષ તેની નજરે પડયો. તેણે લાલ વસ્ત્ર પહેર્યું હતું, માથા ઉપર મુગટ હતો, અને અતિ તેજસ્વી હોવાને લીધે તે સાક્ષાત્ સૂર્ય જેવો જણાતો હતો. તેનું શરીર શ્યામ તથા સુંદર હતું, નેત્ર લાલ-લાલ હતા, હાથમાં દોરીનો પાશ હતો અને દેખાવમાં બહુ જ ભયાનક જણાતો હતો. તે સત્યવાન પાસે ઊભો રહી તેની તરફ જોઇ રહ્યો હતો. તેને જોતાં જ તેણે ધીમેથી પતિનું માથું જમીન પર મૂકી દીધું, અને એકદમ ઊભી થઇ ગઈ. એનું હૃદય ધડકવા લાગ્યું. અત્યંત આર્ત સ્વરે તેણે કહ્યું: " હું ધારૂં છું કે આપ કોઇ દેવતા છો, કારણ કે

આપનું આ શરીર મનુષ્ય જેવું જણાતું નથી. જો આપની ઇચ્છા હોય તો જણાવો કે આપ કોણ છો અને શું કરવા માગો છો ?"

યમરાજ—" સાવિત્રિ ! તું પતિવ્રતા અને તપસ્વિની છું, તેથી હું તારી સાથે વાતચીત કરીશ. હું યમરાજ છું. તારા પતિ રાજકુમાર સત્યવાનનું આયુષ્ય આજ પૂરું થયું છે. હવે હું તેને આ પાશથી બાંધીને લઇ જઇશ."

સાવિત્રી—" ભગવન્ ! મેં તો સાંભળ્યું છે કે મનુષ્યને લેવા માટે તો આપના દૂત આવે છે. અહીં આપ જાતે શા માટે પધાર્યા ?"

યમરાજ—" સત્યવાન ધર્માત્મા, રૂપવાન અને ગુણોનો ભંડાર છે. એ મારા દૂતો દ્વારા લઇ જવા યોગ્ય નથી, તેથી જ હું જાતે આવ્યો છું."

ત્યારબાદ યમરાજે બળાત્કારથી સત્યવાનના શરીરમાંથી અંગુઠા જેવડો જીવ પોતાના પાશથી બહાર કાઢયો, અને તેને લઇને તેઓ દક્ષિણ દિશા તરફ ચાલવા લાગ્યા. ત્યારે દુઃખિત સાવિત્રી પણ યમરાજની પાછળ ચાલવા લાગી. આ જોઇને યમરાજએ કહ્યું: " સાવિત્રી ! તું પાછી ફર, અને આના દેહનો અગ્નિસંસ્કાર કર. તું પતિસેવાના ઋણમાંથી મુક્ત થઇ છું. પતિની પાછળ પણ જ્યાં સુધી તારે આવવા જેવું હતું ત્યાં સુધી તું આવી ચૂકી છે."

સાવિત્રી—" મારા પતિને જ્યાં પણ લઇ જવામાં આવશે અગર તેઓ પોતે જ્યાં જશે ત્યાં મારે પણ જવું જોઇશે. એ જ સનાતન ધર્મ છે. તપસ્યા, ગુરૂભક્તિ, પતિપ્રેમ, વ્રતાચરણ અને આપની કૃપાથી મારો માર્ગ કયાંય પણ અટકાવી શકાય તેમ નથી."

યમરાજ—સાવિત્રિ ! યુક્તિપૂર્વકની તારી મધુર વાત સાંભળીને હું બહુ પ્રસન્ન થયો છું. તું સત્યવાનના જીવન સિવાય બીજું ગમે તે વરદાન માગી લે. હું તને કોઇપણ પ્રકારનું વરદાન દેવા તૈયાર છું."

સાવિત્રી—" મારા સસરા રાજ્યભ્રષ્ટ થઇને વનમાં રહે છે, અને તેમની આંખો પણ જતી રહી છે તેઓ આપની કૃપાથી આંખોનું નૂર મેળવે, બળવાન બને. તથા સૂર્ય અને અગ્નિ સમા તેજસ્વી થાય એવું વરદાન આપો.

યમરાજ—" સાધ્વી સાવિત્રિ ! હું તને એ વરદાન આપું છું. તેં જે પ્રમાણે માગ્યું છે તે જ પ્રમાણે થશે. તું ચાલવાથી થાકેલી જણાય છે. હવે તું પાછી વળ, જેથી તને વધારે થાક ન લાગે."

સાવિત્રી—" પતિદેવની સમક્ષ રહેતાં મને થાક શી રીતે લાગે ભલા ! જ્યાં મારા પ્રાણનાથ રહેશે ત્યાં જ મારો આશ્રમ થશે. દેવેશ્વર ! આપ જ્યાં મારા પતિદેવને લઇ જાવ છો ત્યાં મને પણ લઇ જવી જોઇએ. મારી એક વાત સાંભળો. સત્પુરૂષોનો એક વારનો સમાગમ પણ શુભ ફળદાયક થઇ પડે છે. સંતસમાગમ કદી નિષ્ફળ જતો નથી. માટે સદૈવ સત્પુરૂષોની સાથેજ રહેવું જોઇએ."

યમરાજ—" સાવિત્રિ ! તેં જે હિતની વાત કહી છે તે મને બહુજ ગમી છે. એનાથી વિદ્વાનોની બુદ્ધિનો પણ વિકાસ થશે. માટે તું સત્યવાનના જીવન સિવાય કોઇપણ બીજું વરદાન માગી લે."

સાવિત્રી—" મારા બુદ્ધિવાન સસરાજીનું જે રાજ્ય દુશ્મનોએ છીનવી લીધું છે તે તેમને પાછું મળી જાય અને તેઓ પોતાના ધર્મનો ત્યાગ ન કરે એ બીજું વરદાન હું આપની પાસે માગું છું."

યમરાજ—" રાજા દ્યુમત્સેન થોડા જ વખતમાં રાજ્ય પાછું પ્રાપ્ત કરશે અને તેઓ પોતાના ધર્મનો પણ ત્યાગ નહિ કરે. હવે

## દિપાવલી

: રાગ-ઓધવજી સંદેશો કહેજો શ્યામને :

રમઝંમ કરતી આવી છે દિપાવલી
જનતા સહુમાં વ્યાપી રહ્યો આનંદ જો.
લીંપી ગૂંપી અજવાળે નિજ ભૂવનો.
શણગારો મહીં ભાત ભાતના થાય જો.

ફૂલહાર ને ધજા તણાં તોરણ કરી,
લટકાવે છે નિજ નિવાસને દ્વાર જો.
આંગણિયાંમાં વિવિધ પૂરે રંગોળીઓ
સોહી રહે છે સાથીઆ સંગાથ જો.

બહેકી રહે છે ઘરઘરનાં રાંધણીઆ
ભાતભાતની વાનગીઓ રંધાય જો.
ઠામ ઠામ ઝળકે દીપકની જ્યોત જો
હરખી હરખી કલ્લોલે સૌ બાળ જો.

શ્રી. મોહનલાલ માગજી પટેલ

તારી ઇચ્છા પૂરી થઇ છે. તું પાછી વળ, જેથી તને વ્યર્થ શ્રમ ન પડે.

સાવિત્રી—" દેવ ! આખી પ્રજાનું નિયમન કરીને આપ તેને સારું ફળ પણ આપો છો. તેથી જ આપ 'યમ' નામથી પ્રખ્યાત છો. માટે હું જે વાત કહું છું તે સાંભળો. મન વચન અને કર્મથી દરેક પ્રાણીઓ તરફ નિષ્પક્ષપાત રહેવું, દરેક પર કૃપા કરવી ને દાન દેવું એ તો સત્પુરુષોનો સનાતન ધર્મ છે. દરેક મનુષ્યમાં આ સદ્ગુણ હોય છે-દરેક મનુષ્ય પોતાની શક્તિઅનુસાર દયાનો ભાવ બતાવે છે, પરંતુ જે સત્પુરુષ છે તે પોતાની પાસે આવેલા પોતાના દુશ્મન ઉપર પણ દયા કરે છે. "

યમરાજ—" કલ્યાણિ ! તરસ્યા માણસને પાણી મળવાથી જેટલો આનંદ થાય તેટલો જ પ્રિય આ તારી વાણી છે. આ સત્યવાનના જીવન સિવાય બીજું કોઇ પણ સારું વરદાન તું માગી લે. "

સાવિત્રી—" મારા પિતા રાજા અશ્વપતિ પુત્રહીન છે. તેમના કુળની વૃદ્ધિ કરવાવાળા સો ઔરસ પુત્રો તેમને થાય. આ ત્રીજું વરદાન હું માગું છું. "

યમરાજ—" રાજપુત્રિ ! તારા પિતાના કુળની વૃદ્ધિ કરવાવાળા સો તેજસ્વી પુત્રો થશે હવે તારી ઇચ્છા પૂરી થઇ ગઇ; તું પાછી વળ. હવે તું બહુ જ દૂર આવી લાગી છું. "

સાવિત્રી—" પતિદેવની સમીપ આ પંથ કંઇ દૂર જણાતો નથી. મારું મન તો બહુ જ દૂર દૂર દોડયું જાય છે, માટે હવે હું જે વાત કહું છું તે પણ સાંભળવાની આપ કૃપા કરો. આપ ' વિવસ્વાન ' ( સૂર્ય )ના પુત્ર છો તેથી પંડિતો આપને " વૈવસ્વત " કહે છે. આપ શત્રુ-મિત્રાદિ ભેદભાવ ભૂલી જઇને બધાનો સમભાવે ન્યાય કરો છો, આથી બધી પ્રજા ધર્મનું પાલન કરે છે અને આપ ' ધર્મરાજ ' કહેવાઓ છો. વળી કોઇ પણ મનુષ્ય જેટલો સત્પુરુષોનો વિશ્વાસ કરે છે તેટલો પોતાની જાતનો પણ કરતો નથી, એટલે તે સૌથી વધારે પ્રેમ સત્પુરુષો પર રાખે છે. અને વિશ્વાસ હંમેશાં સહૃદયતાને લીધે થાય છે; માટે સહૃદયતાની વિશેષતાને લીધે જ બધા મનુષ્યો સંતોનો વધારે પ્રમાણમાં વિશ્વાસ કરે છે. "

યમરાજ—" સુન્દરી ! તેં જે વાત કહી છે તેવી વાત મેં તારા સિવાય કોઇ પાસેથી સાંભળી નથી. તેનાથી હું બહુ જ ખુશી થયો છું. તું સત્યવાનના જીવન સિવાય કોઇપણ ચોથું વરદાન માગી લે, અને અહીંથી પાછી વળ. "

સાવિત્રી—" મારે સત્યવાન દ્વારા કુળની

વૃદ્ધિ કરવાવાળા સો પ્રતાપી પુત્રો થાય. આ હું ચોથું વરદાન માગું છું. ”

યમરાજ—“ બળ અને પરાક્રમવાળા સો પુત્ર તને થશે કે જેનાથી તને ખૂબ આનંદ થશે. રાજપુત્રી ! હવે તું પાછી વળ, તને થાક લાગશે. હવે તું બહુ દૂર આવી ગઈ છું. ”

સાવિત્રી—“ સત્પુરુષોની વૃત્તિ નિરંતર ધર્મમાં જ રહે છે. તે કોઈ દિવસ દુઃખિત કે વ્યથિત થતી નથી. સત્પુરુષોની સાથે જે સત્પુરુષોનો સમાગમ થાય છે તે કદી નિષ્ફળ જતો નથી, અને સંતોથી સંતોને કદી ભય પણ નથી થતો. સંત જ ભૂત ભવિષ્યના આધારરૂપ છે. તેઓની સાથે રહેવાથી સત્પુરુષોને કદી ખેદ થતો નથી. ”

યમરાજ—“ પતિવ્રતા ! જેમ જેમ તું મને ગંભીર અર્થપૂર્ણ, મનને પ્રિય લાગે તેવી અને ધર્મને અનુકૂળ વાતો સંભળાવતી જાય છે તેમ તેમ તારા પ્રત્યે મને વધારે ને વધારે શ્રદ્ધા ઉત્પન્ન થાય છે. હવે તું મારી પાસે મનગમતું કોઈ અનુપમ વરદાન માગી લે. ”

સાવિત્રી—“ આપે જે પુત્રપ્રાપ્તિનું વરદાન આપ્યું છે તે દામ્પત્યધર્મ વિના પૂર્ણ થઈ શકે તેમ નથી. માટે હવે હું એ જ વરદાન માગું છું કે સત્યવાન જીવતા થઈ જાય. તેથી આપનું વચન પણ સત્ય થશે, કારણ કે પતિ વિના તો હું મોતના મુખમાં પડયા જેવી છું. પતિ વિના તો મને ચાહે તેવું સુખ મળે તો પણ મને તેની ઇચ્છા નથી; પતિ વિના મને સ્વર્ગની પણ કામના નથી; પતિ વિના જો લક્ષ્મી મળે તો મને તેની આવશ્યકતા નથી; અને પતિ વિના તો હું જીવતી રહેવા પણ માગતી નથી. આપે મને સો પુત્ર થવાનું વરદાન આપ્યું છે છતાં આપ મારા પતિદેવને લઈ જાવ છો માટે હું તો સત્યવાન જીવતા થાય એ જ વરદાન માગું છું. એનાથી જ આપનું વચન સત્ય થશે. ”

## દિવાળી

આ તો હતી કો ગૃહરાજ રાણી
આનંદ અદકો આજે જ આણી
ઉઠી ઉષાએ અતિ હર્ષ ઘેલી
મીઠી મધુરી વદતી જ વાણી;
આટોપી ષટ્ કર્મ સૌથી પહેલી
પુરી'તી તેણે જ રુડી રંગોળી.

દિવડાએ દિવાળીના
પ્રેમ જ્યોત પ્રગટાવતા;
પુનીત એ પ્રેમની જ્યોતિ
પ્રેમરસ રેલાવતી.
માનવી પ્રેમથી આજે
આનંદે ફરતાં હતાં.

શ્રી. સોમાભાઇ લક્ષ્મીદાસ દેસાઇ

આ સાંભળી યમરાજ પ્રસન્ન થયા, અને ‘ ભલે તેમ હો ’ કહેતાં તેમણે સત્યવાનનાં બંધન છોડી નાખ્યાં. વળી તેઓ સાવિત્રીને કહેવા લાગ્યાઃ “ કુળવધુ કલ્યાણી ! લે, હું તારા પતિને છોડી દઉં છું. હવે તે તદ્દન નીરોગી બનશે. તું તેને ઘેર લઈ જા. એના સર્વ મનોરથ પરિપૂર્ણ થશે. એ તારી સાથે ચારસો વર્ષ સુધી જીવશે, અને ધર્મપૂર્વક યજ્ઞયાગાદિ કરીને લોકોમાં કીર્તિ મેળવશે. એનાથી તને સો પુત્ર થશે. ” આ પ્રમાણે વરદાન આપી સાવિત્રીને પાછી વાળી ધર્મરાજ પોતાના સ્થાને જતા રહ્યા.

યમરાજના ગયા બાદ સાવિત્રી પોતાના પતિને મેળવી જ્યાં સત્યવાનનું શબ પડયું હતું ત્યાં આવી પતિને પૃથ્વી ઉપર પડેલા જોઇને તે તેની પાસે બેસી ગઇ અને પોતાના

પતિનું માથું ખોળામાં લીધું. થોડી વારમાં સત્યવાનના શરીરમાં ચેતન આવ્યું, અને તે સાવિત્રી સામે પ્રેમપૂર્વક જોઇને ઘણા લાંબા પ્રવાસમાંથી પાછો ફર્યો હોય તેમ તેની સાથે વાતો કરવા લાગ્યો. તેણે કહ્યું: " હું લાંબો વખત સુધી સૂઇ રહ્યો. તેં મને જગાડ્યો કેમ નહિ ? અને પેલો કાળા રંગનો માનવી કોણ હતો ? " સાવિત્રીએ ખુલાસો કર્યો, " પુરુષશ્રેષ્ઠ ! આપ ઘણા સમયથી મારા ખોળામાં સુતા પડ્યા છો. તે શ્યામ રંગના પુરુષ પ્રજાનું નિયંત્રણ કરવાવાળા દેવશ્રેષ્ઠ યમ હતા. હવે તે પોતાના લોકમાં ચાલ્યા ગયા છે. જુઓ, સૂર્ય અસ્ત પામ્યો છે, રાત્રિ અંધારી થતી જાય છે; માટે આ બધી વાતો કેવી રીતે બની તે કાલે હું કહીશ. અત્યારે તો જલદી ઉઠો, ને માતા-પિતાનાં દર્શન કરો. "

સત્યવાન—" ઠીક ચાલો. જુઓ, હવે માથામાં પણ દર્દ નથી, કે મારા કોઇ અંગમાં પીડા થતી નથી. મારું શરીર સ્વસ્થ લાગે છે. પ્રિયે ! હું કોઇ દિવસ આટલો મોડો આશ્રમમાં ગયો નથી. સંધ્યા થતાં પહેલાં જ મારી માતા મને બહાર જતાં રોકતી હતી. દિવસે પણ જ્યારે હું આશ્રમની બહાર જતો ત્યારે મારાં માતા-પિતા ચિંતામાં ડૂબી જતાં, અને અધીરાં બનીને આશ્રમવાસીઓને સાથે લઇને મને શોધવા નીકળી પડતાં. હે કલ્યાણિ ! મને અત્યારે મારા અંધ પિતાની અને તેમની સેવા કરતી દુર્બળ શરીરવાળી મારી માતાની જેટલી ચિંતા થાય છે તેટલી મારા શરીરની પણ નથી થતી. મારા પૂજ્ય માતા-પિતા મારા માટે આજ ખૂબ સંતાપ કરતા હશે. જ્યાં સુધી મારા માતા-પિતા જીવે છે ત્યાં સુધી હું પણ જીવંત છું એમ મને લાગે છે. "

પતિની વાત સાંભળી સાવિત્રી ઊભી થઇ. તેણે સત્યવાનને ઉઠાડ્યો. પોતાના જમણા ખંભા ઉપર તેનો હાથ રાખ્યો, અને ડાબો હાથ તેની કમર ઉપર રાખી તેને લઇને ચાલવા લાગી. સત્યવાને કહ્યું: "આ રસ્તા પર વારંવાર આવવા જવાનો અભ્યાસ હોવાથી એનાથી હું પૂરી રીતે પરિચિત છું. અને હવે વૃક્ષોની વચમાં થઇને ચાંદની પણ પ્રકાશવા લાગી છે આપણે કાલે જે જગ્યાએ ફળ વીણતાં હતાં તે રસ્તો આવી ગયો છે; માટે સીધા આ રસ્તે ચાલ્યા કરો. કંઇ બીજો વિચાર કરશો નહિ. હું પણ હવે સ્વસ્થ થઇ ગયો છું અને માતપિતાના દર્શન માટે અધીરો બન્યો છું."

બન્ને આશ્રમ તરફ જલદી જલદી ચાલવા લાગ્યાં.

માર્કંડેયજી કહે છે: " હે રાજન્ ! આ દરમ્યાન દ્યુમત્સેનને દૃષ્ટિ પ્રાપ્ત થઇ, અને તેને બધી વસ્તુ દેખાવા લાગી. પુત્ર વેળાસર પાછો ન આવવાથી તેને બહુ જ ચિંતા થઇ અને તે તથા રાણી શૈબ્યા બધા આશ્રમોમાં ફરીફરીને તેને શોધવા લાગ્યા. પછી તેની પાસે બધા આશ્રમવાસી બ્રાહ્મણો આવ્યા, અને તેને ધીરજ આપીને આશ્રમમાં લઇ ગયા. ત્યાં વૃદ્ધ બ્રાહ્મણો તેને પ્રાચીન રાજાઓની જાતજાતની વાતો કહીને ધીરજ આપવા લાગ્યા. એમાં એક સુવર્ણ નામનો બ્રાહ્મણ હતો તે બહુ સત્યવાદી હતો. તેણે કહ્યું: ' સત્યવાનની સ્ત્રી સાવિત્રી તપ, ઇન્દ્રિય-સંયમ અને સદાચાર સેવવાવાળી છે. માટે તે અવશ્ય જીવતો હશે. " એક બીજા બ્રાહ્મણ ગૌતમે કહ્યું: " મેં વેદનું અધ્યયન કર્યું છે, અને તપસ્યા પણ બહુ કરી છે. તથા કુમાર અવસ્થામાં બ્રહ્મચર્યનું પાલન કર્યું છે, ગુરુ તથા અગ્નિને તૃપ્ત કર્યા છે. આ બધી તપસ્યાના પ્રભાવથી હું બીજાના મનની વાત જાણી શકું છું; માટે મારી વાત સત્ય માનો. સત્યવાન અવશ્ય જીવિત છે." પછી બધા ઋષિઓ

કહેવા લાગ્યાઃ " સત્યવાનની સ્ત્રી સાવિત્રીમાં સૌભાગ્યસૂચક બધાં લક્ષણો જણાય છે, માટે સત્યવાન જીવતો જ છે. " દાલ્ભ્યે કહ્યું, " તમને દૃષ્ટિ મળી છે અને સાવિત્રી મતનું પારણું કર્યા વગર જ સત્યવાન સાથે ગઇ છે માટે તે અવશ્ય જીવતો હોવો જોઇએ. "

આ પ્રમાણે જ્યારે બધા સત્યવાદી ઋષિઓએ ધીરજ આપી ત્યારે દ્યુમત્સેનના મનને કંઈક શાન્તિ વળી.

થોડી વાર પછી સત્યવાન અને સાવિત્રી આવી પહોંચ્યાં. તેમને જોઇ બ્રાહ્મણોએ કહ્યું, ' હો રાજન્ ! તમને પુત્ર પણ મળ્યો, ને નેત્ર પણ મળ્યાં. " પછી સત્યવાનને પૂછ્યું, " સત્યવાન ! તું પત્ની સાથે ગયો હતો તે વહેલો પાછો કેમ ન આવ્યો ? આટલી રાત વિત્યા પછી તમે કેમ પાછા ફર્યા ? એવી શી અડચણ નડી હતી રાજકુમાર ? આજ તો તમે તમારા માતાપિતાને ચિંતામાં મૂકી દીધા. અમે પણ નથી સમજી શકતા કે એવું તે શું કારણ બન્યું હશે ! જરા બધી વાત જણાવો તો ! "

સત્યવાન—" હું પિતાજીની આજ્ઞા લઇને સાવિત્રી સાથે ગયો હતો. ત્યાં જંગલમાં લાકડાં કાપતાં કાપતાં મારા માથામાં દર્દ થવા લાગ્યું. તે વખતે જાણે હું કેટલા લાંબા વખતથી ઉંઘી ગયો હોઉં એવું મને લાગ્યું. આટલું બધું તો હું કોઇ દિવસ ઉંઘ્યો નહિ હોઉં. આપ કાંઇ ચિંતા ન કરો; આજ કારણથી અમને મોડું થયું. બીજું ખાસ કારણ નથી. "

ગૌતમ—" સત્યવાન! તારા પિતા દ્યુમત્સેનને આજ એકાએક દૃષ્ટિ મળી છે. તને વાસ્તવિક કારણની ખબર નથી. આ બધી વાત તો સાવિત્રી જ કહી શકે તેમ છે. સાવિત્રી ! અમે તને તારા પ્રભાવથી સાક્ષાત્ સાવિત્રી ( બ્રહ્માણી ) જ સમજીએ છીએ. તને ભૂત-ભવિષ્યની વાતોનો પણ ખ્યાલ છે. તું આનું કારણ જરૂર જાણતી હોઇશ. અમને એ સાંભળવાની ઇચ્છા છે, જો કંઇ વાંધો ન હોય તો અમને સંભળાવ. "

સાવિત્રી—" આપ માનો છો તેવી જ વાત છે. આપની કલ્પના મિથ્યા થઇ શકશે નહિ. મારી વાત પણ આપનાથી છૂપી નથી, માટે જે સત્ય છે તે કહું છું. નારદજીએ મને કહ્યું હતું કે અમુક દિવસે તારા પતિનું મૃત્યુ છે. તે દિવસ આજ આવ્યો હતો. માટે મેં આજે તેમને વનમાં એકલા ન જવા દીધા. જ્યારે તેઓ સૂતા હતા ત્યારે સાક્ષાત્ યમરાજ આવ્યા અને તેમને બાંધીને દક્ષિણ દિશા તરફ લઇ ચાલ્યા. મેં સત્ય વચનોથી એ દેવશ્રેષ્ઠની સ્તુતિ કરી. આથી તેઓએ મને પાંચ વરદાન આપ્યાંઃ–સસરાજીને નેત્ર તથા રાજ્ય પ્રાપ્ત થાય-એ વરદાન આ હતાં; મારા પિતાજીને સો પુત્ર અને સો પુત્ર મને થાય-આ બીજા બે વરદાન; અને પાંચમા વરદાનથી મારા પતિદેવ સત્યવાનને ચારસો વર્ષનું આયુષ્ય પ્રાપ્ત થયું. પતિદેવની જીવન-પ્રાપ્તિને માટે જ મેં આ વ્રત કર્યું હતું. "

ઋષિઓએ કહ્યુંઃ " સાધ્વી ! તું સુશીલ વ્રતશીલ અને પવિત્ર આચરણવાળી છું, તેં ઉત્તમ કુળમાં જન્મ લીધો છે. રાજા, દ્યુમત્સેનનો દુઃખી પરિવાર આજ અન્ધકાર-મય ખાઇમાં ડૂબતો હતો તેને તેં બચાવ્યો છે."

માર્કંડેયજી કહે છે—" રાજન્ ! ત્યાં એકત્રિત થયેલા ઋષિઓએ આ પ્રમાણે પ્રશંસા કરીને સ્ત્રીરત્ન સાવિત્રીનો સત્કાર કર્યો અને રાજા તથા રાજકુમારની અનુમતિ લઇ પોતપોતાના આશ્રમમાં ગયા.

બીજે દિવસે શાલ્વદેશના સમસ્ત રાજકર્મ-ચારીઓએ આવીને દ્યુમત્સેનને કહ્યુંઃ "ત્યાં જે રાજા રાજ્ય કરતો હતો તેને તેના મંત્રીએ મારી નાખ્યો છે, અને કોઇ પણ સહાયક કે

સ્વજનને જીવતો છોડયો નથી. શત્રુની બધી સેના ભાગી ગઈ છે, અને આખી પ્રજાએ એકમત થઈને આપની તરફેણમાં નિશ્ચય કર્યો છે કે એમને દેખાતું હોય કે ન દેખાતું હોય તો પણ તેઓ જ અમારા રાજા છે. રાજન્ ! એવો નિશ્ચય કરીને જ અમને અહીં મોકલ્યા છે. અમે આપના માટે વાહનો અને સૈન્ય લાવ્યા છીએ. આપનો જય હો. હવે આપ પ્રસ્થાન કરવાની કૃપા કરો. નગરમાં આપનો જયઘોષ શરૂ થઈ ગયો છે. આપ આપના બાપદાદાના રાજ્ય ઉપર ચિરકાલ સુધી સ્થાપિત રહો. ”

પછી રાજા દ્યુમત્સેનને નેત્રયુક્ત અને સ્વસ્થ શરીરવાળા જોઈને તેઓને આશ્ચર્ય થયું, અને તેઓએ તેમને શિર ઝુકાવી પ્રણામ કર્યા. રાજાએ આશ્રમમાં રહેવાવાળા વૃદ્ધ બ્રાહ્મણોનું પૂજન કર્યું અને તેમના આશીર્વાદ મેળવીને પોતાની રાજધાનીમાં ગયા. ત્યાં પહોંચતાંજ પુરોહિતે ખૂબ પ્રસન્નતાથી તેમનો રાજ્યાભિષેક કર્યો, અને તેમના પુત્ર સત્યવાનને યુવરાજ બનાવ્યો. આ પછી ઘણા વખત બાદ, શૂરવીર અને યશની વૃદ્ધિ કરે તેવા સો પુત્ર સાવિત્રીને થયા. તે જ પ્રમાણે મદ્રરાજ અશ્વપતિની રાણી માલવીના ગર્ભથી સાવિત્રીને સો ભાઈ મળ્યા. આ પ્રમાણે સાવિત્રીએ પોતાને, માતાપિતાને, સાસુ-સસરાને અને પતિને—આ બધાને સંકટમાંથી બચાવી લીધા.

ધન્ય હો આવી પતિપરાયણ પ્રમદા-મહાસતિ સાવિત્રીને !

ૐ

# સુણતી સાહેલી

યમુનાઘાટે, વ્હાલપ વાટે,
વાંસળી વાગે, બહુ અનુરાગે;
સુણતી સાહેલી—

: સાખી :

દેહભાન માનવ ભૂલ્યાં, ભૂલ્યાં શશિયર સૂર;
ભૂલી વનની વેલીઓ, ભૂલી ગોપી ચતુર.
બંસરી નાદે ઉર આહ્‌લાદે,
થનગન નાચે, સાચે રાચે;
સુણતી સાહેલી—

: સાખી :

બજવૈયો બંસી તણો, કહાન ચોરે ચિત્ત;
ટહૂકે કુન્જે બેસીને, ગાતો ગરની ગીત.
ગી તે ગી તે, રી ઝી નિ ત્યે
રૂ ડી રી તે, પ્રી તે પ્રી તે
સુણતી સાહેલી—

શ્રી મનોરમા મંગળજી શાસ્ત્રી

# મંગલ પ્રાર્થના

લેખક : શ્રી. ઉમિયાશંકર ઠાકર

હે મહેશ્વર ! સમસ્ત વિશ્વ-વિરાટનું ભયંકર સ્વરૂપ ધારણ કરતું જાય છે. નથી એમાં માનવની માનવતા કે નથી એમાં જ્ઞાનીઓનું જ્ઞાન. નથી નીતરતું એમાંથી ઓજસ્, નથી ઝાંખી થતી એમાંથી દૈવી રસવૃત્તિની કે નથી ઝાંખી થતી એમાં સાચી કર્તવ્યપરાયણતાની. આ બધું શું કરે છે ? શાને અર્થે છે ? તું સમજાવશે ?

વિભુ ! જગતનાં વહેણ વિનાશને પંથે છે કે માનવસંહારનો સાથ સાધી રહ્યાં છે ? નથી એમાં શાન્તિનાં દર્શન કે નથી એમાં તૃપ્તિનો આનંદ; નથી એમાં જીવન-સાફલ્ય કે નથી એમાં ત્યાગનો પ્રભાવ; નથી એમાં અહિંસાનું ગાંભીર્ય કે નથી એમાં સાત્વિકતાનું દૈવત્વ.

તો પછી, મહેશ ! શાને અર્થે તું પોષી રહ્યો છે અત્યારના કલિષ્ટ વાતાવરણને પોષક આંદોલનોને ? વૈજ્ઞાનિક શોધો સુખને અર્થે શોધાય - ને સંહારને અર્થે યોજાય ! તારી ગતિ ગહન છે. નથી સમજાતું ને નથી ખમાતું અત્યારનું આ ગમગીન વાતાવરણ. નથી વેઠાતી આ દુ:ખી જીવનોની દૈયાવરાળ; કારણ જીવન-જ્યોતિ ઝાંખી બળે છે.

દેવેશ ! તારા આધ્યાત્મિક ભારતને કરીને બેસવાનો ઠામ નથી. એનાં દુ:ખડાંનો અવધિ નથી. કેટલાં કેટલાં દુ:ખડાં અમે ગણાવીએ ! દીપક હોવા છતાં અંધારાં ઉલેચવાં પડે છે !

હે સર્વાન્તર્યામી ! તારાથી કાંઇ અજાણ્યું નથી, તું સર્વના અંતરનો જાણકાર છે. સૌ કોઇ સુખને ઝંખે છે, એ તારાથી છાનું નથી. તું અનંત ઐશ્વર્યાધિપતિ છે. સર્વ કાંઈ કરવાને સમર્થ છે. કર, કર. કાંઇક કાંઇક અદ્‌ભુત કર કે જેથી સૌનાં હૈયાં ધનમને.

ભગવાન ! તું. શક્તિસંપન્ન છે. વહાવ તારી દૈવી શક્તિ ને ફેલાવ તારા અમૃતનો પ્રભાવ. રુદ્ર ! બંધ કર તારું ભયાનક ત્રીજું લોચન અને ઉઘાડ તારાં ભાવભર્યાં કમલ-લોચનિયાં. બંધ કર તારા સત્તા-પ્રહારો ને સૌ પર રાખ તારા વરદ હસ્ત.

વર્ષો પર વર્ષો જાય છે, ને કંઇ કંઇ જશે, પણ નથી થતું ઇચ્છ્યું સાર્થક તારા ઋષિ-મુનિઓનાં ભારતીય સંતાનોનું. શું તને અત્યારે ગાઢ નિદ્રા લેવી ગમે છે ? ના ના, એમ તો ન જ બને. તો પ્રભુ ! પ્રકટાવ સર્વત્ર પ્રેરણાનાં દૈવી કિરણ, ને અર્પણ કર હે અવિનાશી ! સાચાં કર્તવ્ય અને તેનાં ઘટતાં પરિણામ.

શું શું કહું ને શું શું વિનવું તેની ખબર નથી પડતી ભગવાન ! પણ એટલું ખરું, હૈયું વલોવાય છે. નથી સહન થતું અત્યારનું દર્દભર્યું વાતાવરણ, નથી સહેવાતી ગુલામી, નથી સહન થતો અત્યારનો ભૂખમરો, નથી જોવાતાં અત્યારનાં કરુણાભર્યાં દુ:ખદર્દો. સરવાયું કાઢતાં ખોટની સીમા જ નથી રહેતી. શું કહીએ ઝાઝેરું હવે ?

સર્વશક્તિમાન્ પરમાત્મન ! તારા જ અંશ રૂપ આત્મનનો અન્તરનાદ સાંભળ્યા વિના હવે તારો છૂટકો નથી. તું તો દયામૂર્તિ ને કરુણાનિધાન છે. અલ્પ-સ્વલ્પને પણ તું અદકેરું માને છે. સઘળી વસ્તુઓનો સર્જક તું છે, એટલે તારી પૂજાને અર્થે અર્પવાની, આન્તરભાવના સિવાય બીજી કોઇ સામગ્રી અમારી પાસે નથી. ભગવાન ! અમારી ભક્તિભરી આન્તરભાવના તું સંભાળ, સ્વીકાર ને સચોટ પરિણામ અર્પીને સૌને સંતોષ આપ, સૌનાં મુખડાં હસતાં કર અને સર્વત્ર નૂતન ચેતન ને અવર્ણનીય આનંદની રસછોળ રેલાય એ જ અમારી આ મંગલ અવસરે પ્રાર્થના.

# ભાઇબીજની ભેટ : ( "સંસ્કારલક્ષ્મી" )

[ એક ભાઇનો બહેનને પત્ર ]

પ્રિય બહેન સજની,

દિવાળી નજીક આવે છે અને એ જેમ જેમ નજીક આવતી જાય છે તેમ તેમ હું તને મોકલવાની ભેટનો વિચાર કરતો થાઉં છું. મારી શક્તિ મુજબ દર દિવાળીએ હું તને વીરપસલી આપતો આવ્યો છું તેમ આ વર્ષે પણ એની વિચારણાજ કરતો હતો. દર વર્ષે કંઇક નવી નવાઇની વસ્તુ તને ભેટ મોકલાય એમ ઇચ્છતો હતો અને કંઇક નવી હોય તેવી વસ્તુ તને મોકલતો પણ હતો અને તે મળતાં તું મને અભિનંદન પાઠવતી હતી.

આ વર્ષના દીવાળીના ટાંકણે-ભાઇબીજના દિવસે તને ભેટ આપવા સરખી ચીજની શોધમાંજ હું હતો ત્યાં જુદાં જુદાં સામયિકોમાં છપાયેલી "સંસ્કારલક્ષ્મી"ની જાહેરાત મેં જોઈ. આમ તો હું જાહેરાતથી અંજાઇને કોઈ ચીજ ખરીદવાની વિરુદ્ધ મત ધરાવું છું. પરંતુ જ્યારે એ જાહેરાતમાંની અનુક્રમણિકા પર નજર ફેરવી ગયો ત્યારે મને તે ખરીદી મંગાવી દીવાળીના ટાંકણે તે જ ભેટ મોકલવાનો મેં નિર્ણય કર્યો છે. એ ભેટ કોઇ ચીજ-વસ્તુ કે રોકડ રૂપિયામાં તને નહિ આપી શકવા બદલ દિલગીર છું. પરંતુ સાથે સાથે એટલો હર્ષાનંદ પણ અનુભવું છું કે, હું તને તારા જીવનપર્યંત કામ લાગે તેવો ભોમિયો ભેટ કરી રહ્યો છું.

તું ઉપરના મારા પત્રના લખાણ પરથી સહજ પ્રશ્ન કરશે કે આ "સંસ્કારલક્ષ્મી" શું છે ? હું તેનો તને અલ્પ પરિચય આપું છું.

આપણ બન્ને નાનપણથી સાથે ઉછરેલાં છીએ અને તે પરથી તારો પુસ્તકપ્રેમ તો હું જાણુંજ છું. આ એક એવું ઉમદા પુસ્તક છે, કે જેમાં ગૃહિણીને માર્ગદર્શક એવી અનેક વસ્તુઓનો સમાવેશ કરવામાં આવેલો છે.

આ સંસ્કારલક્ષ્મીનું પેકેટ તને પોસ્ટમાં મળશે ત્યારે તું એને ખોલતાંવેંત જ ખુશ ખુશ થઇ જઇશ. એની ચિરંજીવતા કાયમ રાખવા માટે એના પ્રકાશકે એને માટે સુંદર મજબૂત ઘર સુંદર સચિત્ર બૉક્સ તૈયાર કરી તેમાં આ "સંસ્કારલક્ષ્મી" મૂક્યું છે. એ એટલું સુંદર મનોહર ને આકર્ષક ચિત્રવાળું છે કે ઘડીભર પુસ્તકને એમાંથી બહાર કાઢતા પહેલાં તો તું એને જ જોયા કરીશ. અને તું આંખ ઠારીને એ જોઇ રહી, પછી અંદરથી આ "સંસ્કારલક્ષ્મી"ને કાઢીશ અને તેનાં શરૂઆતનાં પૃષ્ઠોમાંનાં રંગબેરંગી છપાઇવાળાં પૃષ્ઠોમાં ચિત્રકલા અને છાપકલા તેમ જ રંગોળીની એવી સરસ રીતો જોઇશ કે તે જોઇને જરૂર જ તું એ શીખવાને લલચાવાની. વળી એમાં આપેલ બંગાળી અલ્પના પણ તું જોઈ જજે.

અને જેમ જેમ એનાં પૃષ્ઠો ઉકેલતી જઇશ, તેમ તેમ તને કંઇ ને કંઇ નવીન જાણવા જોગ માહિતીઓ એમાંથી મળશે. એમાં સુખી ગૃહસ્થાશ્રમના વિષયથી શરૂઆત કરી, લેખકે આદર્શ કુટુંબ કેવું હોય, એ કુટુંબની આદર્શ ગૃહિણીની ફરજો, વળી પોતાની પુત્રીઓનું શિક્ષણ, તેમ જ આધુનિક નારીનું હૂબહૂ દર્શન આપ્યું છે.

વળી આગળ ચાલતાં આપણા વિવાહના આદર્શો અને એ વિવાહિત યુગલ માટે સંસારમાં સ્વર્ગ વસાવવાની વિવિધ વાતો પણ આપેલી છે, તું એ અવશ્ય વાંચી જજે અને તેમાંથી તને ઘણું જાણવાનું મળી આવશે. વળી આપણે ત્યાંના વિવાહસંસ્કારની હાલ શું પરિસ્થિતિ છે તે પણ બતાવવાનું લેખક ચૂક્યા નથી. અને ઘરઘરના કંકાસનો લેખકે જે ચિતાર આપ્યો છે તે તો આજે આપણા સંસારમાં કેમ આગ લાગે છે તેનાં મૂળ-કારણો જ ખુલ્લેખુલ્લાં બતાવી આપ્યાં છે.

આ તો આપણા સમાજમાં સ્ત્રીઓના સ્થાન વિષે લેખકનું દિગ્દર્શન કહી શકાય. પરંતુ લેખક આટલેથીજ અટક્યા નથી. તેમણે આપણી સ્ત્રીઓએ જાણવાજોગ કળાઓમાંની અગત્યની કળા-રાંધણકળાને લગતી પણ એક જુદા પુસ્તકની ગરજ સારે તેવી વિવિધ વાનીઓ બનાવવાની રીતો પણ આપી છે,

તું એ બધી વાનીઓ ! બનાવવાની રીતો શીખી લે તો કેવું સારું ? તું એ બધી જોઇ જજે અને શીખાય તેટલી શીખી લેજે.

આટલી તો એમણે ખાદ્ય પદાર્થોની માહિતી આપી છે; પરંતુ પેય-વિવિધ પીણાંઓ-કેવી રીતે ઘેર તૈયાર કરી શકાય તેની રીતો પણ શીખી લેવા જેવી છે.

ઉપર મેં લખ્યું-તેમ, લેખકે ગૃહશિક્ષણ અને સમાજદર્શનમાં સ્ત્રીનું સ્થાન બતાવી પાકશાસ્ત્ર અને પેયપદાર્થોની બનાવટો બતાવવા ઉપરાંત સ્ત્રીઓ નિકટનાં માનવીની માંદગી વખતે કેવી સમયસૂચકતાપૂર્વક માવજત કરી શકે તે પણ બતાવ્યું છે.

આ તો ઠીક, પણ સ્ત્રીઓના વિવેક, તેમની કેટલીક કુટેવો, તેમ જ સ્વશરીર માટે રાખવી જોઇતી સંભાળની સૂચના પણ આપી છે. અને તેણે સગર્ભાવસ્થામાં પાળવા જોઇતા નિયમો પણ ઠીક દર્શાવ્યા છે. વળી તે પછી બાળઉછેરમાં રાખવી જોઇતી કાળજી અને બાલચિકિત્સા તેમ જ ઘરગથ્થુ ઔષધોનું જ્ઞાન પણ આપ્યું છે.

આ બધું તો ઠીક, પણ તે ઉપરાંત લેખકે સામાજિક ક્ષેત્રમાં અને આર્થિક તેમજ વ્યાપારી વિષયમાં સ્ત્રીઓ પુરુષોની સાથે રહી શું શું કરી શકે તે પણ આ પુસ્તકમાં દર્શાવ્યું છે.

આ બધા જ સ્ત્રીસમાજના પ્રશ્નોની ઝીણવટભરી છણાવટ કરતા આ પુસ્તકમાં લેખકે સ્ત્રીઓના તમામ પ્રશ્નો સરસ રીતે રજૂ કર્યા છે. એટલે સ્ત્રીઓને લગતા તમામ વિષયોના Encyclopidea તરીકે આ પુસ્તકને સહેજે લેખી શકાય.

આ પુસ્તક જરૂર તને ગમશે એમ માની નવા વર્ષની ભેટ તરીકે હું તને એજ મોકલવા પ્રેરાયો છું અને પુસ્તક નજરે જોઇ ગયા પછી તો હું મને મારા જે જે મિત્રો મળ્યા છે તેમની બહેન, પત્ની તેમજ પુત્રી માટે આ પુસ્તક ખાસ વસાવવા આગ્રહ-પૂર્વક જણાવું છું.

તને એ કેવું ગમ્યું તે એ પુસ્તક જોઇ ગયા પછી મને તું જણાવજે. છેવટે—

નૂતન વર્ષાભિનંદન સહ અભિવાદન અર્પતો તારો ભાઇ— રજની

## સ્ત્રીને કોઇ ઘરેણાંની જરૂર નથી

( એક બહેનનો પત્ર )

ભાઇ,

તમારા તરફથી 'સંસ્કારલક્ષ્મી'ની ભેટ મળી. ભાઇબીજના દિવસે ભાઇ બહેનને યાદ ન કરે તો કોણ કરે ? આ પુસ્તક હું વાંચી રહી છું. જેમ જેમ વાંચતી જાઉં છું તેમ તેમ ખરેખર મ્હને લાગે છે કે સ્ત્રીઓને દાગીના, ઘરેણાં ને ઝવેરાતની ભેટને બદલે આવાં સંસ્કાર-પોષક પુસ્તકો ભેટ અપાય તે જરૂરી છે તમોએ મોકલાવેલ 'સંસ્કારલક્ષ્મી' મ્હારે મન મહામૂલા સોનાના દાગીનાથી વિશેષ કિંમતી છે. આજે આવી સુંદર ને કલામય ભેટ મળેલી જોઇને મ્હારી બહેનપણીઓ મારી ઇર્ષા કરે છે ને તેમને આ પુસ્તક મંગાવવું છે તો ત્હમે ક્યાંથી ખરીદ્યું છે તે જણાવશો.

લી૦ ત્હારી બ્હેન સજની.

આ પત્રના જવાબમાં ભાઇ ખુશી થઇ જણાવે છે કે—

બ્હેન,

'સંસ્કારલક્ષ્મી 'ની મ્હારી ભેટ ત્હને આટલી બધી પસંદ પડશે જ તેમ મ્હેં ધાર્યું જ હતુ

આ પુસ્તક મેં મેસર્સ એન. એમ ઠક્કરની કંપની ( ૧૪૦ પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ-૨)માંથી રૂપિયા પાંચની કિંમતથી ખરીદ્યું છે. ત્હારી બહેનપણીને મંગાવવું હોય તો ઉપરનું શિરનામું આપજે. આ પુસ્તક ઘણું મોટું હોવાથી તેમ જ સુંદર ત્રિરંગી બૉક્સમાં આવે છે તેથી ટપાલ રસ્તે વી. પી. થી સલામત મળી જશે. કિંમત ઉપરાંત બાર આના વી.પી. ખર્ચ વધુ આવશે.

લિ. ત્હારો ભાઇ રજની.

# મંગલ આશા

[ શાને બન્યો મરતાનો, નંદરાણી ત્હારો કહાનો—એ રાગ ]

ભારત ચોકે માંડયો, બાપુએ યજ્ઞ અનેરો,
હાકલ પાડી વીરો ! જીવનિયાં સફળ કરી લ્યો !

અમૃત વાણી શ્રવણે સુણી
રણવીરો સંગ્રામે ઘૂમી
મુક્ત કરવા મા, ને સંકલ્પ કર્યો મરવાનો—ભારત ચોકે૦

મહાયજ્ઞે આવે યુવાનો
વીરાંગનાઓ બાલક-વૃદ્ધો
જીવન સમર્પી યજ્ઞે, અજવાળે દિશ દિશાઓ—ભારત ચોકે૦

જગજૂનાં અંધારાં ભેદી
નવયુગનાં અજવાળાં દેવી
દર્શાવે પગદંડી, બાપુને પગલે ચાલો—ભારત ચોકે૦

જગમાં વાયે ઘોર મહાનિલ
પશુતાનાં પ્રસરે ઝંઝાનિલ
શાન્ત-સુધા વરસાવા, વ્રત લીધાં મોહન, મોંઘાં—ભારત ચોકે૦

સ્વતંત્ર ભારત-માને કરવા
વિશ્વશાંતિ સુસ્થાપન કરવા
જન્મ ધર્યો શુભ કાર્યે, બાપુજી જુગજુગ જીવો—ભારત ચોકે૦

નવ વર્ષે પ્રભુ ! મંગલ આશા
સ્વરાજ-સિદ્ધિ વ્રત પૂરણ કરવા
સંત બને દીર્ઘાયુ, પ્રભુ એ અભિલાષા.
ભારત ચોકે માંડયો, બાપુએ યજ્ઞ અનેરો,
હાકલ પાડી વીરો ! જીવનિયાં સફળ કરી લ્યો.

શા. મનોરમા મોહનલાલ સંપટ

# ::: કૃત્રિમ સૌંદર્ય સામે લાલબત્તી :::

લેખક : શ્રી. કનૈયાલાલ જ. રાવળ

સુન્દર શણગાર અને કલાત્મક વેશભૂષા ધારણ કરેલી યુવતીઓ નજર પડતાં કેટલાક બટકબોલા વક્રદર્શી 'ઓલિયા' ભભૂકી ઊઠે છે; તેમના નાકનું ટીચકું ચડે છે; અને જીભે જાણે અદમ્ય ચળ થઈ આવતી હોય તેમ બકવાટ કરી મૂકે છેઃ

" આ તે શું ? આવી ફેશન ! આટલી હદ સુધી ? ઓહોહોહો ! કંઈ આછકલાઈ વધી ! " તેને કહેવાનું મન થઈ જાય છેઃ ખામોશ ભૈયા, એમાં ગરમ ન થાઓ; ઠંડે કલેજે આજના દાવાનળમાં તમારા પૂર્વગ્રહો હોમી દો; જૂનવાણીના પીળા ચશ્મા ઉતારી નાખી કેસરિયાં ચડાવો; રુઢિચુસ્ત મટો; યુગબળોને ઓળખો. નવો યુગઃ નવી નારીઃ અને નવી ફેશન !

પણ એ મહાશય આગળ વધી મોટી મથામણોના ફાટેલા ડાચા તરફ આંગળી ચીંધે છેઃ અરે બાવા ! આપણે તે શું કરશું ? પડશે તેવા દેવાશે. એથી કંઈ આપણો જાન જાડો થવાશે ? અને આવા અજંપામાં તમારા મગજ ધનચક્કર થઈ જશે. 'સારે દેશકી ફીકરમાં દૂબળા થઈ ગયેલા પેલા કાજી જેવા મા બનશો. મરતાને મર કહેવા કરતાં આશીર્વાદ આપીએ કે ' ખૂબ જીવજો, ઘરડા થઈ મરજો, ને ટાંટિયા ઘસજો. ' એવી રીતે સુન્દરતાની ફેશનને ચાપવા કરતાં એન્જીનની જેમ આગળથી તેમ જ પાછળથી પ્રેરક ઠેલાઓ દેવા. બુદ્ધિ કોઈના બાપની ઓછી છે ? ઠેલાતા, અથડાતા, કૂટાતા, આકરા ઠેકાણે આવશે ને ઠરી ઠામ બેસશે. અનુભવ એ મોટો ગુરુ છે. આપણે શું બોધપાઠ આપવાના હતા ? અને છતાં આપીએ તો શું એ જુવાનિયાઓ અરે જુવાનડીઓ એ પ્રમાણે અનુસરવાની છે ? એ તો શેકની શિખામણ જેવું જ થાય. ઉલટું વાંભ વા વધે !

આ યુગ અવળવાણીનો છે. જાહેર કરવામાં આવે કે આ ફિલ્મ પંદર વર્ષની અંદરની ઉંમરના બાળકોએ ન જોવી; તો નટખટ બાળકો ખાસ જોવા પ્રેરાશે.

આ નવલકથા પરણેલાઓએ જ વાંચવી; એવું લખેલું હોય તો પણ અપરિણિતો પ વાંચ્યા વગર ન રહે. તેમ જ કેટલીક નવલકથાઓ વાંચવા વિવેચકો ના પાડે; છતાં વાચકવર્ગ તે પહેલી વાંચશે, પછી ' આ જાહેરખબર વાંચશો નહિ ' એવી યુક્તિપુરઃસર જાહેરખબરો છાપામાં સ્થાન લેતી જોવામાં આવે છે. લોકો કૌતુકપ્રેમની ખાતર તેમ કર્યા વગર રહેતા નથી—પેલી અવળચંડી બાઈની જેમ. જુઓ અહીં પણ ' અવળચંડી ' ને ' બાઈ ' શબ્દોનો તાલ ઠીક જામી ગયો ! માફ કરજો, સ્ત્રીઓ એકલી અવળચંડી નથી; વધુ પડતું બોલાય તો ચંડીસ્વરૂપ ધારણ ન કરશો; અને છતાં જો ધારણ કરશો તો તે પણ એક ' ફેશન ' છે—અથવા ગણાશે. આ કુદરતી ફેશન કહેવાશે. એ કુદરતી કુપિત ચહેરાનો ચરમ દેખાવ એક સુન્દરતાનો નમૂનો પૂરો પાડશે. ચિત્રકારે ચિત્ર લઈ લેવું ઘટે ને ફોટોગ્રાફરે ' સ્નેપ ' ઝડપી લેવો જોઈએ.

કુદરતી સૌંદર્યનો આદર્શ સાત્વિક સરળ ને સીધે રસ્તે દોરી જાય છે. દિવ્ય સૌંદર્ય વિકસાવે છે, અને આત્માની પ્રભા ચમકાવે છે. પરંતુ આવી ભાવનાને ઠેસે ચડાવવી જોઈએ; કારણ આપણને અત્યારના કૃત્રિમ

જીવનમાં કૃત્રિમતા વધુ ગમે છે. કુદરતી સૌંદર્યની પાછળ તપસ્યા, સમયનો ભોગ, કલાદષ્ટિ, પવિત્ર, વિચાર આચાર ને ઉચ્ચ ભાવનાની જરૂરત છે. એ બધું દોડતા યુગમાં કયે ધાડથી કાઢવું? હવે તો સીધું ભાકુ ને સિદ્ધપુરની જાત્રા...!

એવી ઉગ્ર તપસ્યા દુષ્યંતને મુબારક હો! કારણ એને શકુન્તલા મેળવવી હતી. અમારે કશું મેળવવું નથી; અથવા શું મેળવવું છે તેની કલ્પના પણ નથી થતી.

આજનો યુગ જ કૃત્રિમ બનાવટનો છે. રંગ કૃત્રિમ, કાયા; સોના રૂપા ગીલેટવાળા; બોખાના દાંત કૃત્રિમ; ખોડ ખાંપણ હોય તો કૃત્રિમ હાથ પગ મળી શકે; મોં પરનું હાસ્ય પણ કૃત્રિમ જ જોઇએ છીએ; આમ અનેક વસ્તુઓ કૃત્રિમ થઇ ગઇ તેમાં રૂપ અને સૌંદર્ય પણ કૃત્રિમ હોય એ સ્વાભાવિક છે.

## મારે ગરીબ ઘેર

મારે ગરીબ ઘેર આવોને, દેવજી!
આપું કંગાલ તણું સંધું રે લોલ.
કુમ્‌કુમ્‌નાં છાંટણાં ખૂટયાં છે, દેવજી!
આંખનાં પિયૂષ તોય તાજાં રે લોલ.
વાડીનાં ફૂલ-પાન કરમાયાં, દેવજી!
ખીલેલા ભાવ તો'ય પૂરા રે લોલ.
કોકિલ મયૂર ના મારે ત્યાં, દેવજી!
ગાશે મધુર મૂંગું હૈયું રે લોલ.
શબરીએ બોર ધર્યાં ભાવે, હો દેવજી!
મારી પૂંજીમાં માત્ર હૈયું રે લોલ.
વૈભવના શોખ છતાં હોય જો દેવજી!
મારે ગરીબ ઘેર ના'વશો રે લોલ.

શ્રી. હસિત બુચ

દુબળું સુકલકડી શરીર ને ડાચા મળી ગયેલો સીનો! આને કેમ કરીને દેખાવડું કરી શકાય? કારણ, સુન્દર દેખાવું સૌને ગમે છે; બીજા કરતાં પણ વધુ સુન્દર હોવું એવી અંતરમાં સતત ઇચ્છા હોય છે. એ સુન્દરતા માટે અરીસો ઈશ્વરતુલ્ય થઇ પડયો છે, અરીસો જ સાચો પરીક્ષક થઇ પડયો છે. અને બીજો પરીક્ષક દરજી! સૌંદર્યનો પ્રશ્ન જીવનના પ્રશ્ન જેટલો જ કૂટ બન્યો છે. તમે કસરતથી સૌંદર્યપ્રાપ્તિ કરવા કહેશો. પણ અમારે ને કસરતને સામી પ્રીત છે; આરોગ્યને અને અમારે ઉંદર-બિલાડીનો સ્નેહ છે! અને કેટલાય લોકો ટીકાઓ કરીને માથું કાણું કરે છે કે તમારી રહેણી કરણી બદલાઈ ગઇ છે. અરે ભાઇ, જગત આખું બદલાઇ ગયું છે તેની સામે જુઓને! જમાનો પ્રગતિશીલ છે કે પ્રત્યાઘાતી? નેવનાં પાણી મોભે ન ચડે જે વસ્તુ ચાલે છે તે આગળ જ વધે છે વિશ્વ પણ કોઇ સાંકેતિક દિશાએ આગેકૂચ કરે છે; માટે તે પ્રગતિશીલ છે. શું આ શુદ્ધ તાર્કિક દલીલ નથી?

બીજું-વરડેરાઓ આ મનોવૈજ્ઞાનિક યુગમાં જાતીય વાતોથી બહુ ચીડાય છે. અમારાથી એ જીન્સી (Sex) નાં પુસ્તકો વંચાય નહિ એવો નિષેધ ફરમાવે છે. અને છાને ખૂણે જાતીય ચર્ચા કરતાં સાંભળી સમજી જાય તો કહેશેઃ ' બાળાઓ કાન કરડે છે; બે જણ ભેગાં થયાં કે વાત વંઠી. " એમ કહી ઉધડા લઇ નાખે અને પોતે આટલી ઉંમરે નિધડકપણે વાતોના ફડાકાઓ ઝીંકે જતા હોય છે!

પણ આવી જાતીય વાતોની છૂટ તો ઘણા ય વૃત્તપત્રો આપે છે; એને

માટે ખાસ માસિકો શરૂ કરવામાં આવ્યાં હતાં; ને આને માટે હિમાયત કરનારી કેટલીક વ્યક્તિઓ પ્રતિષ્ઠિત છે. તો પછી એમાં વાંધો શો છે? અને ખરું જોતાં સાચી ઊર્મિનું દમન તો માણસને ગાંડા કરી મૂકે; ને સરકારની ઇસ્પીતાલો ભરાઇ જાય! માટે આ વાતો તો રસપૂર્વક થશે જ; અને વાતો કરતાં તો શીખવું જ જોઇએ ને! આજે તો માણસે દરેક વિષયનું જ્ઞાન મેળવવું જોઇએ. માણસને ગમે તે વિષય ઉપર વિચારીને, ચર્ચા કરીને મન દોરવવો આવશ્યક છે. સ્ત્રીનિંદકોને ઘણખાળ કરવાની આદત પડી ગઇ છે કે "આવી કૃત્રિમતાથી, વિકૃત વાચનથી, હલકી ચર્ચાથી, વ્યાયામના અભાવથી ને સાત્વિકતાના અભાવથી આંતરિક સૌંદર્ય નાશ પામતું જાય છે." થયા નાથ! બહુ ખબર!! પ્રકૃતિમાં સૌંદર્ય છે; કલામાં સૌંદર્ય છે; માટે જગતમાં સૌંદર્યનો લોપ થયો નથી. પણ સૌંદર્ય વધે તે માટે હરિફાઇ થાય છે. કોણ વધુ સુન્દર? શું વધુ સુન્દર? એને માટે આન્દોલનો જગવવામાં આવે છે. અને કેવી રીતે વધુ સુન્દરતા મેળવી શકાય તેને માટે શ્રી, શક્તિ, શ્રમ ને સમયનો ભોગ પણ અપાય છે; પતિદેવો સાથે અબોલા લેવાય, કજિયા થાય, સખીઓમાં મનદુઃખ થાય; પણ સુન્દર થવું સાચું!

યુરોપ જુઓ: કેવો સૌંદર્યદર્શી! કેવો કદરદાન દેશ! આપણે ત્યાં ય કોઇ સ્વાતંત્ર્યમહત્તિથી શરૂ કરી આજદિન સુધી સૌએ એના પર જ ભાર મૂક્યો છે. અને આપણાં ઘર દુરનાં એ સૂરના અવાજે અંગ્રેજ આવેલી પેલી મીસ મેયોએ પણ આ જ મુદ્દો ખરું કરી લીધો ને પેટ ભરીને અવગુણ ગાયા, મોઢરાં. ! કાઢી પડી! હા. સાચે જ કાઢી પડી છે; તેને આપણી બદબોઇ કરતાં શરમ ન આવી! પોતાની બેનની પણ ભેટ ન લીધી!

સૌંદર્ય તો સોનું જ; શણગાર પણ સ્ત્રીઓનો જ. કુદરતી સૌંદર્યમાં અભિવૃદ્ધિ કરનાર શણગાર છે. શ્રી. ન્હાનાલાલ કવિએ જ કહ્યું છે કે સૌન્દર્યનો સાર અરે, ખુદ 'સુન્દરી' શબ્દ જ સુન્દરતાની સાબિતી આપવા પૂરતો છે—

આવી દલીલો ઘણી સ્ત્રીઓને કરતાં સાંભળીએ છીએ.

એક મારાં ઓળખીતાં બહેન કહેતાં: પણ તમે 'કુદરતી સૌંદર્ય'નો જાપ શું જપ્યા કરો છો? કુદરતી ન હોય ત્યાં કૃત્રિમ ચાલે ને? જેવું હોય તેનાથી રાજી રહેવું અને કુદરતની ખામીને બાહ્ય દેખાવથી પૂર્ણ

## સ્નેહનું દાન

મને દેજો જગના લોક જીવન-ધન એવું રે
જેની મળે ન જગમાં જોડ રહે ચિર એવું રે.

ફુલડાંના વિમલ વિલાસ ખપે નહીં મારે રે.
દરિયાનાં મીઠડાં હાસ ન મનડું તારે રે.

મને ગમે ન ગિરિનાં શૃંગ ગગન જે આંબે રે.
સહુ એ ક્ષણના છે રંગ, દૃષ્ટિ મુજ લાંબે રે.

પ્રકૃતિમાં પરવશ હાય કરવી નવ રૂચે રે.
રહું મને ગણી હું જગરાય એક હિત પૂંચે રે.

જરી દૃષ્ટિ કરો આ મેર, નીરખો તમ બંધુ રે.
જરી દિયો હૃદયનો પ્રેમ, મને એ સંધું રે.

નવ માગું દોલત દેય, માન નવ માગું રે.
મને દિયો સ્નેહનું દાન, એજ ધન સાચું રે.

શ્રી. મનુભાઈ ત્રિવેદી

કરવી જોઇએ. અને મૂળથી જ સ્ત્રી સૌંદર્યની ઉપાસના કરતી આવી છે; બુદ્ધિ જો પુરુષને વરી છે તો સૌંદર્ય એ સ્ત્રીને મળેલી અમૂલ્ય ભેટ છે. સૌંદર્યની સ્પર્ધામાં પુરુષનો પરાજય ચોખ્ખો દેખાય છે. માટે જ સ્ત્રી સૌંદર્યની શોધમાં ઘૂમતી જણાય છે. તે વખતે તમે વ્યાસ ભગવાનની જેમ ઉભા થઇ ઉંચા હાથ કરી સોનેરી કહી શિખામણ આપવા મંડી પડો છો કે સૌંદર્યના મૃગજળ તરફ દોડો નહિ; બાહ્યસૌંદર્યના મોહમાં ફસાઓ નહિ; ખોટી કૃત્રિમતા દેખાડો નહિ; ટાપટીપના ફંદામાં પડશો નહિ; આભૂષણોના ખડકલાઓથી મનને ચળવા દેશો નહિ; એ બધું વ્યર્થ છે.

આ બધાં સાધનો છે; સાધ્ય તો સૌંદર્ય છે. જે અગમ્ય અદૃશ્ય છે–ઇશ્વર જેવું છે. મૂર્તિઓ જેમ ઇશ્વર ઓળખાવવા માટે છે તેમ આ બાહ્ય શૃંગાર સાધનમાત્ર છે. માટે એને 'ટાપટીપ' કે 'ઠઠેરો' એવું નામ ન આપવું જોઇએ.

એક બીજાં બહેનને ગાંધીજીની સલાહની મેં યાદ આપી, તેના જવાબમાં તેણે જણાવ્યું: આ કંઇ રાજકારણી કારણ નથી કે નથી ધાર્મિક વાત; નથી આર્થિક પ્રશ્ન કે નથી સામાજિક મુદ્દો, આ તો વ્યક્તિગત વાત છે. ગાંધીજી વ્યક્તિગત વળી વ્યક્તિના મન ઉપર કે હૃદય ધર્મ ઉપર છોડી મૂકે છે. વ્યકિત સ્વતંત્ર છે. જો આ યુગ શણગારના મારવાડી રીતના ખડકલાઓનો નથી તોપણ આછો શણગાર તેને રોચક થઈ પડે છે, તેમાં વધુ સૌંદર્ય છે. અને જેમ આર્ય ઋષિઓ મંત્રદ્રષ્ટા હતા તેમ અમે સૌંદર્યદ્રષ્ટા છીએ.

તરત મેં એમની સમક્ષ કાળિદાસ કવિનું પદ રજુ કર્યું:

'किमिव हि मधुराणाम् मंडनम् आकृतिनाम्।' અને કહ્યું કે બાહ્ય વેષે અલંકારનો ઠઠારો ખરા સૌંદર્યને અળખામણો થઈ પડે છે ને વિકૃતિને માર્ગે દોરે છે; પુરુષોની ચંચલ વૃત્તિને બહેકાવે છે; સ્ત્રીઓમાં દેખાદેખીની ધાંધલ ફેલાવી દે છે. આમ તેમના જીવનની અમૂલ્ય પળો વેડફાઇ જાય છે.

તરત તેમણે દલીલ કરી: તમારી દલીલ પાયામાંથી જ બનાવટી છે. સુન્દર દેહને અલંકારો વધુ સુન્દર કરે છે. નાજુક નમણા ઝીણા રંગબેરંગી થોડા અલંકારો વિના તો કદીય નહિ જ ચાલે. પાતળી બંગડી, ઝીણી ચેઇન, ઝમકદાર ઇયરરીંગ, કલામય કેશગૂંથણી ને તેમાં ફૂલોની સહાયતા કદાચ એકાદ લોકેટ, બકલ પીન, સ્વચ્છ છટાદાર કપડાં–આ શું બધું ઠઠારામાં ગણાય?

હા. આમ કરવા છતાં સમયની બરબાદી થાય; પણ તમે કહો કે 'સોજી શણગાર સજવા જાય ત્યાં તો પાટણ ઉછળી પડે' એ જમાના ગયા. મૂળગું સૌંદર્ય ન હોય, કદ્રૂપતા હોય, ફિક્કાશ હોય, અંગનો વાન વળી ઉજળો ન હોય તો તો પફ પાઉડર સ્નો વગેરેનો ઉપયોગ કરવો જ જોઇએને. એને તમે વરણાગિયાવેડા કહેશો એ વ્યાજબી નથી. કારણ, વરણાગિયા તો પુરુષો કહેવાય. સ્નો અંજન, લીપસ્ટીક વગેરે કૃત્રિમ ઉપચારોનો ઉપયોગ અહીં અસ્થાને નથી. સાદા કપડામાં સૌંદર્ય છતું ન થતું હોય, અમને ન લાગતું હોય તો અમને મનગમતે રાહે સૌંદર્ય પ્રગટાવવા જવા દેવા જોઇએને!

ઘણી વખત સૌંદર્ય દીવો બની રહે છે. પરંતુ કેટલાકને તે અગ્નિ લાગે છે; ને પુરુષ બળી જળી રહે છે. શું કરવા બળે છે! મોહિત થઇ નિકટ આવે તો એમ પણ થાય અને પતંગિયા બનશો તો કોઇવાર બળવું પ પડશે.

આમ સૌંદર્યનો અધિકાર કરીએ છીએ તે પુરુષને રુચતું નથી. દ્વેષી ! પારકાના સૌંદર્યથી પ બળે ને પોતામાં ન હોય તો પ બળે ! અમે નથી બાળતા તમને, એ યાદ રાખજો. અમારી આંખમાં સૌદામિનીની કલ્પના તમારી છે. અને આંખને ધનુષ્યની તથા અંબોડાને વિષધરની કલ્પના તમે આપી છે. અમે તો બાજબી લાગે તે દર્શાવીએ છીએ; અને સૌંદર્યનું પ્રદર્શન પણ શરીર ઉપર ભરીએ. પણ તરત તમને ખૂંચે કે રૂપવતી ભાર્યા શત્રુ ! તમે કેટલા સ્વાર્થી છો ? તમારે શત્રુ ઊભા થાય માટે રૂપને વખોડો છો ! અમે ક્યાં જાણી જોઈને શત્રુને ઊભા કરવા ગયા હતા ? અને તમારા દોષ ક્યાં ધરેણે મૂક્યા છે ? વાપરોને, બળ અજમાવોને ! તેથી શું અમારે અમારી ફરજ ચૂકવી ? આ સ્ત્રીના કથન વિરુદ્ધ મારું નીચે પ્રમાણે કહેવાનું છેઃ

તમે સૌંદર્યને સદા પૂજ્ય માનો છો અને કહો છો કે સૌંદર્ય અનંતનું દર્શન કરાવે છે. પણ અનંતનું દર્શન બધાં નથી કરી શકતાં. એવી દૃષ્ટિ સર્વને નથી સાંપડતી. ઘણા તો ઉપરછલ્લી ડોળ્યા ડોળ્ય જ કરે છે ને સપાટી પર છબછબિયાં કરે છે; ઊંડે જઈ મોતીનાં ઝૂમખાં નથી લાવી શકતા એમનામાં વિશુદ્ધ આત્મિક ભાવના નથી ! પામર કીટ હોય છે !

સૌંદર્ય જરૂરી છે, પણ તેનું પ્રદર્શન હિતાવહ નથી. જુઓ ઉત્તર હિંદમાં આ પ્રદર્શન વિરુદ્ધ સૌંદર્યની હરિફાઈ વિરુદ્ધ–આન્દોલનો ગતિમાન થઈ ગયાં છે. અતિ-સૌંદર્યથી અધુરો દીઠો હોય તે છલકાય, અધઃપતન થાય તે સૌંદર્ય કામોદ્દીપક બની રહે. કહેવાય છે તે ‘જેવું શીલ તેવું શૈલી.’ જેવું માણસને ગમશે તેવું તે ગ્રહણ કરશે. જગતની ઘણી વસ્તુઓ લોકોના લાભ માટે છે–જેમ કે વિજ્ઞાન, ચિત્રપટ તથા નવલકથા, સુખ સગવડનાં બીજાં સાધનો પણ આમાંથી સારભાગ સારવવામાં નથી આવતો. અમૃતને નામે ઝેર, સુખને નામે દુઃખ, આનંદને નામે શોક, જીવનને નામે મૃત્યુ, સ્વતંત્રતાને નામે સ્વચ્છંદતા કે પરતંત્રતા ઠસડાઈ આવે છે. એમ રૂપમાં આછકલાઈ પેસી જાય છે. રૂપનાં ખોટાં અભિમાન વિપથગામી છે.

આજના આદર્શો દરજી અને અરીસો ! એને પૂછીને પાણી પીવાય ! અને સ્ત્રીમાં એક આફત એવી છે કે રૂપના વખાણનાં જીજ્ઞાસુ તેઓ વધુ હોય છે. રૂપ હોય એનો દેખાડો કરવો એ તો ઠીક પણ પાછાં એ રૂપથી બીજાને આંજી નાખવા પ્રયાસ કરવો એ લાજિમ નથી. રૂપની રાઈ મગજમાં ન રાખવી અને રૂપની બીજા પર શું અસર થાય છે એની ઉત્કંઠા ન રાખવી.

નિત નવા ચંપલની થાંપલાશ, અવનવીન વેષભૂષાની કલાત્મક યોજના, હેયરીંગની કે અલક લટની ખુમારી બકલ પીનનો ઠસ્સો, સાડી–બ્લાઉઝની અંબાર વરસાવતી તેજ-ધારા, શિખાઉ ઘનેડા જેવી ચાલવાની લટકતી ચાલ, કેશગુંથનની નૂતન કલા, ચીપી ચીપી બોલવાની ઢબ. આમાં સૌંદર્ય તો છે જ ને ! પણ કંઈક ખટકે છે !

સૌંદર્ય બેવડું આશીર્વાદ સમાન છે. સૌંદર્ય ધરાવનારને એક પ્રકારનો આશીર્વાદ છે અને તેના નિરીક્ષકને બીજા પ્રકારનો. સૌંદર્ય ધરાવનાર કેવળ સ્વાર્થી નથી. તે તો સૌંદર્યની પરબ માંડે છે. સૌને માટે એ દર્શનરૂપ છે. પતિપત્ની એકબીજા માટે જ એ Monopoly ન રાખતાં સૌંદર્યને બહારની હવાનો સ્પર્શ આપે છે. ઘણી વાર તો સૌંદર્ય ઘરમાં દેખાય છે તેના કરતાં બહાર બમણું દેખાવા પ્રયત્ન કરે છે. બહારને માટે જ જાણે સૌંદર્ય સર્જાયું ન હોય ! અને

નાહકના આકળા થઇ શ્રી. ન્હાનાલાલ કવિ કહે છે કે "સૌંદર્ય શોભે શીલથી..." પોતાના દેહના સૌ સૌ માલિક છે. અને કેમ શોભાવવો શણગારવો એ સૌની મનપસંદગીની વાત છે.

સ્ત્રીઓની ફરિયાદ સતત ચાલતી જ હોય છે કે અમારાં અંગોપાંગોના તમે પુરુષો નફ્ફટ ને અતિશયોક્તિભર્યાં વર્ણનો ક્યા અધિકારબળે કરો છો ?

અરે, આ તો સર્જનજૂની વાત છે. સંસ્કૃત સાહિત્યમાં તો એ વર્ણને ખંગ વાળ્યો છે. અને એને લઇને તો એક બહેને કોલેજમાં સંસ્કૃત વિષયને તિલાંજલિ આપી દીધી. પણ સ્ત્રીઓમાં વધુપડતો સૌંદર્યનો મોહ ને દહારો હોય તો પરિણામે ઘણી આંખો તે તરફ ખેંચાય જ. ફ્રાંસમાં ફેશન દરરોજ બદલાય છે; તો કહો તો ત્યાંનું Moral Standard કેટલું ઊંચું છે? ત્યાંના બૉલ ઝાઝનાં નૃત્યો જુઓ ! આપણે ત્યાં એનાં અનુકરણો નથી કરવાં.

એક પંડિતે કહ્યું છે કે, "સૌંદર્યને વળી શણગાર શા ? " જેમ ઓછા આભૂષણો ને વેષભૂષા તેમ કુદરતી સૌંદર્ય વધુ ખીલે. એક પ્રાધ્યાપક કહેતા હતા કે "સૌંદર્ય નવસ્ત્રું જ શોભે." અને તેમણે પછી મણીપુરી નૃત્યો વગેરે નૃત્યોમાં વસ્ત્ર સૌંદર્ય કલંકરૂપ લાગે છે; તેમજ જગતની મહાન શિલ્પકૃતિઓ પણ નગ્ન જ છે; એવાં દષ્ટાન્તો પણ આપ્યાં હતાં.

પણ હવે આનાથી સ્ત્રીઓએ શરમાવાનું નથી. કારણ હવે પુરુષોમાં પણ સૌંદર્ય માટેનો ગજગ્રાહ શરૂ થઈ ગયો છે. નવી ફેશન, ડિઝાઇન, કટીંગ વગેરેની શોધ કરવી તેમને ગમી ગઇ છે.

# ગુજરાતની ગંગાની ગોદમાં

## [ એક સ્વપ્ન ]

લેખક : શ્રી. ગોકળભાઇ પટેલ

સાગરીવશ બનેલાં સૂર્યનાં છેલ્લાં કિરણોએ ઊંચાં શિખરોની વિદાય લીધી સલૂણી સંધ્યાના ઓછાયા ધીમે ધીમે પૃથ્વી ઉપર ઊતરવા માંડયા. નિર્જનતાએ ગહનતાનો મંત્ર ફૂંકયો. ઝપાટાબંધ પરવારી અમે દેવગંગાનો રમણીય ઉન્નત પ્રદેશ છોડયો અને ગુજરાતની ગંગાની ખીણોમાં ઊતરી પડયા. કોણ જાણે શાથી દિવસે રમ્ય લાગતો વનપ્રદેશ અત્યારે ચારે પાસથી ભય વરસાવી રહ્યો. આકાશનું રાક્ષસી મોઢું ગાઢ ઉઘડ્યું. અમારા પોતાના પડછાયાથી અને તાલબદ્ધ પગલાંનો પડઘાથી ભડકતા અમે આગળ વધ્યા. શૂલપાણીશ્વરથી ત્રણ માઇલ દૂર મોખડીના ઘાટે અમારે પહોંચવાનું હતું. રસ્તો ઉજ્જડ, નિર્જન અને એકલ હતો. જે રસ્તે આવેલા એ રસ્તે અનુમાન બાંધી રાત્રે ચાલવાનું હતું. માર્ગમાં એક ચકલું સરખું ફરકતું નહિ, સંધ્યાના આછા તેજમાં બન્યું ત્યાં સુધી ઝીણા પત્થરની ધારમાંથી પગને ઉગારી લીધા. સમસમાટ કરતી રાત્રિની પાંખ વાગી રહી. કંઇક હાથમાં રહેલી લાકડીના આધારે, અને કંઇક ભયમાંથી જન્મેલા વેગને લીધે ઉઘાડા પગ અને સાથે ભાર છતાંયે અમે દશેક મિનિટમાં પહેલો માઇલ કાપ્યો. બાકીના બે માઇલ વધારે વિકટ હતા. નર્મદાના તટમાં થઇને પસાર થતો રસ્તો બંધ થયો. અમારે કિનારા પરની ઊંચી, સીધી અને લીસી કાળી શિલાની ભેખડો ઉપર થઇને જવાનું હતું. રાત્રિ પણ અંધારી હતી. ભેખડની ડાબી બાજુ ઘીચ ઝાડી હતી. અને એને ઘસાઇને જ અમારો પંથ જતો હતો. અંદર નજર ફેંકતાં જ સૂનકાર અંધકાર ખાવા ધાતો. પ્રકાશનું એક કિરણ સરખું એની આરપાર શેનું ખૂંપે ! જંગલી પશુઓના અવાજ કાને પડતા અને અમારાં કાળજાં કંપી ઉઠતાં. ' આ રાની બિલાડો ', ' આ વાઘ ', એમ અમારા મનમાં ભયના પડઘા ઉઠતા. છતાં એક મનુષ્યમાં શક્ય હોય તેટલી હિંમતથી અમે આગળ વધતા હતા. રસ્તાની જમણી બાજુએ નીચે પાતાળઉંડાં નર્મદાનાં નીર વહેતાં હતાં. સહેજ લપસ્યા તો ચણ્ડીરૂપ ધારણ કરેલી નર્મદામૈયા પાસે અત્યારે તો દયાની આશા રાખવી નિરર્થક હતી. કેડી ઉપર લાંબી હારમાં નીરવ અમે વધ્યે ગયા. અમારા શ્વાસ ઊર્ધ્વગામી થયા હતા. રખેને અવાજ ઉપરથી કોઇ રાની પશુ ધસી આવે ? રખેને અમારો સંચાર કોઈ જાણી જાય ! નિર્જનતાના સૂનકારમાં અમારું મૌન ઉમેરતા, લગભગ દોઢેક માઇલ કરાલ શિલાઓ ઉપર અમે એક પણ શબ્દ બોલ્યા સિવાય ચાલ્યા. દંભને બાજુએ મૂકીને કહીએ તો એ પળોનું ગાંભીર્ય અમારે મન ઊંડું હતું. ઘેલી બીક કે સાવચેતી—અમે તે કહો, પણ આ અમારૂં સ્પષ્ટ વલણ હતું. ભેખડ ઉપરથી નજર કરતાં રાક્ષસી ચન્યતા મુખ ફાડીને ઉભી હતી. પિશાચની માફક તારલિયા પણ નાનકડી આંખો મટમટાવતા દૂરદૂરથી અમારી તરફ તાકી રહ્યા હતા. પાએક કલાકમાં

ભેખડ ઉપરનો રસ્તો બંધ થયો. નીચેના ઉંડાણની સલામતી આપવા અમે ટોર્ચની મદદ લીધી. પણ અંધકાર ટોર્ચના નાનકડા અજવાળાને ગળી જતો લાગ્યો. મુશ્કેલીએ, એક પછી એક હાથ પકડીને, એક સીધી પ્રચંડ શિલા ઉપરથી અત્યંત સંભાળપૂર્વક અમે નર્મદાના તટમાં ઊતર્યા. દૂર સામે અમારી ઝૂંપડીમાંથી તાપણાનું અજવાળું દેખાયું. જીવમાં જીવ આવ્યો. થોડું ચાલી, ભેખડવાળા કિનારાને લપ્પાઇને, વિશાળ પટ ખૂંદી, નર્મદાનાં આછાં નીર ઓળંગી, સલામત ઝુંપડીમાં આવ્યા. અમે છૂટકારાનો દમ ખેંચ્યો. ઊંચે ચઢેલો શ્વાસ નીચે ઊતર્યો. શીઆળાની કકડતી ઠંડી છતાંયે અમારાં શરીર ઉપર પરસેવાનાં ટીપાં નીતર્યાં હતાં.

પ્રકૃતિમૈયા ભયંકર હોય એમ કવિની કલ્પના સ્વીકારતી નથી. પથ્થરના હૃદયમાંથી રસનાં ઝરણ વહે છે. શુષ્ક શિખરોમાં વનશ્રી વિસ્તરે છે. એની ભયંકરતામાં એને કુમાશનાં દર્શન થાય છે, જડતામાં રસતત્ત્વ નિહાળે છે; ક્રોધમાં માર્દવ પ્રમાણે છે. એમાં પ્રત્યક્ષ થતી કર્કશતા એ તો આભાસ માત્ર છે. ઝૂંપડીમાં આવતાં અમને કવિની દૃષ્ટિ સાંપડી.

અમે અમારા સાથીઓને મળ્યા. વીતકોની કથની મુક્તકંઠે કહી. અમારાં હૈયાં નાચી ઉઠ્યાં. અંગેઅંગમાં આનન્દની ઝલક છવાઇ ગઇ. અમે બેહદ તૃપ્તિનો અનુભવ કર્યો. ભૂતકાળ ભવ્ય બની ગયો. જે ભયંકર હતું એ રસપ્રદ નીવડ્યું. જાણે અજાણ્યે પણ 'પરથમ પહેલું મસ્તક મૂકનાર' આગળ લગાર કસોટીને અંતે પકૃતિ પોતાના ભેદ ખુલ્લા કરી દે છે. પ્રકૃતિના પડદા ઉકેલતા, એકની એક વાતોની પુનરુક્તિ કરતાં, પર્ણ-કુટીની હૂંફમાં અમે નિદ્રામાં પડ્યા. ઊંઘમાં પણ એના જ ભણકારા!......

અરે ! વિરાટસ્વરૂપ ધારણ કરતી આ તે શી પ્રકૃતિસુન્દરી ! અંધકારનાં ઓથારની માફક કેમ જાણે એણે શું કરવા ધાર્યું છે તે પણ ન સમજાયું. સ્વપ્નસૃષ્ટિમાં દૃશ્યની પરંપરા ચાલીઃ ત્યાં તો વનરાજે ગાત્રને ગાળી નાખનારી ગર્જના કરી. ગુફાઓ ભેદી, ગર્જન પરંપરાએ જાણે કે દિગન્ત ડોલાવ્યું. અનિલનાં અંગેઅંગમાં સખત આઘાત પહોંચ્યો. પણ શિલાલેખોનાં શિખરોની સાથે અથડાઇ સહેજમાં તો મસ્ત બનેલી ગર્જનતા ચૂરેચૂરા થતા અમે સાંભળ્યા ! અમે પળમાં તો નર્મદાના વિશાળ પટમાં કોણ જાણે એના અવશેષો પણ ક્યાંય દટાઇ ગયા ! અક્ષુબ્ધ પ્રકૃતિ સુંદરીએ પોતાનો વિજય સિદ્ધ કર્યો: અટ્ટહાસ્ય કરતી કોઈ દિશાના મુખમાંથી વાણી નીકળી. **यो मां यथैव भजते तं तथैव भजाम्यहम्** ॥ વાણીનો પડઘો શમી ગયો. કોઇક કલારસિકની માફક ક્ષણમાં તો તન્મયતા કેળવતી પ્રકૃતિએ ઉદાસીનતાનો અંચળો ઓઢી લીધો. એ કેવળ ગંભીર બની.

માત્ર નર્મદાનાં ઘેરાં નીર પ્રકૃતિ સુંદરીને ચરણે નાચી રહ્યાં હતાં. દિગમ્બરી શિલાનું સૌન્દર્ય એના ચરણારવિંદમાં પાલવ ઢાળીને ઊભું હતું. કોણ જાણે શાથી, બેપરવાહ મુખાશી ચન્દ્રિકા નિરંકુશ પોતાનાં સ્મિત કિરણો વેર્યે જતી. પ્રકૃતિની ભવ્ય ઉદાસિનતા એના ઉપર ગંભીરતા ન લાવી શકી. ચન્દ્રિકાની અવળચંડાઇ ઉપર મુગ્ધ થયેલા તારકવૃંદે નેત્રપલ્લવી કરી. નર્મદાનાં નીર ઘૂઘવી ઉઠ્યાં.

જાગીને જોયું તો સ્વપ્નસૃષ્ટિ અને જાગ્રત-સૃષ્ટિની વચ્ચે એક વહેંતનું જ અંતર હતું.

---

# રણજંગ

[ નોંધ—બાર બાર માસે દિવાળી પર્વ આવે છે-રૂડી રીતે ઉજવાય છે. ઘર ઘર આનંદથી તેનાં સન્માન થાય છે. ઉત્સવ ઉજવાય છે પરંતુ અત્યારનો આ મંથન કાળ-ડગલે ને પગલે તાંડવ ખેલાઇ રહ્યા છે-એવા આ કપરા કાળમાં ત્હારાં શાં સન્માન કરવાં ? ત્હારા ઉત્સવ શી રીતે ઉજવવાં ? જ્યાં આઝાદીની રટ લાગી છે. ]

રણજંગ જાવું મ્હારે રણજંગ જાવું,
કયમ કરી બ્હેની વધાવું રે,
મ્હારે રણજંગ જાવું.

બાર બાર માસે આવી બ્હેનલડી,
કયમ કરી આંગણું સોહાવું રે,
મ્હારે રણજંગ જાવું.

મુક્તિની હાક પડી સારાયે હિંદમાં,
ત્હારાં તે ગીત કયાં ગાવું રે,
મ્હારે રણજંગ જાવું.

હૈયામાં હાશ ના, અંતરે ઉલ્લાસ ના,
કયમ કરી દીવડા પ્રગટાવું રે,
મ્હારે રણજંગ જાવું.

વર્ષોની વેદના, ઘર ઘર સંવેદના,
કયમ કરી સાથિયા પુરાવું રે,
મ્હારે રણજંગ જાવું.

અંતે ગુલામ બ્હેની વૃથા શાં આવવાં,
ઉત્સવનાં રાસ શું રચાવું રે,
મ્હારે રણજંગ જાવું.

ગરવા બાપુ મ્હારા ગોંધાયા જેલમાં,
કયમ કરી મુખ મલકાવું રે,
મ્હારે રણજંગ જાવું.

ભારત મૈયાનાં મ્હારે આવ્યાં યુદ્ધ નોતરાં,
બખતર સજીને યુદ્ધ જાવું રે,
મ્હારે રણજંગ જાવું.

ઘર ઘર રંગાયા, આઝાદીના રંગથી,
મ્હારે એ રંગમાં રંગાવું રે,
મ્હારે રણજંગ જાવું.

ભાંડુ મ્હારા યુદ્ધ ખેલે રણમોખરે,
મ્હારે મા ભારતીની ધાવું રે,
મ્હારે રણજંગ જાવું.

અંગ અંગ ઉછળે, કરવા કેસરિયાં,
આઝાદી વિણ ના આવું રે,
મ્હારે રણજંગ જાવું.

આખરી આ જંગનો આખરી પુકાર છે
મોત કે મા મુક્તિ વરી લાવું રે,
મ્હારે રણજંગ જાવું.

વરશું તો મળશું બ્હેની આઝાદ હિંદમાં
હૈયાના હેતથી ઝુલાવું રે,
મ્હારે રણજંગ જાવું.

સહસ્ર દીવડાની દીપમાળા પ્રગટાવું,
ચાંદીના ચોક પુરાવું રે,
વરી આઝાદી આવું.

શ્રી. વાડીલાલ શાહ

# દિવાસ્વપ્ન

લેખિકા :
કુ. વનમાળા હ. દેસાઇ

એક વર્ષા ઋતુની સંધ્યાએ હું મ્હારા આંગણામાં બેઠી હતી. કલાક પહેલાં ઝરમર ઝરમર મેહ વરસી ગયો હતો. તેથી વૃક્ષોમાં પાંદડાં તથા ગુલાબની પાંદડીઓ પર મોતી જેવાં બિન્દુ ટપકી રહ્યાં હતાં સંધ્યાના સુનેરી રંગોનો પ્રકાશ તેને વધારે મોહક બનાવતો હતો. ક્ષણે ક્ષણે આકાશ પોતાના રંગો રાત્રિરાણીને સત્કારવા માટે ધારણ કરતું. દૂર દૂર મંદિરની આરતીનાં ઘંટો વાયુની લહરો સાથે કાને અથડાતા હતા. આખુંએ વાતાવરણ શાન્ત છતાં આલ્હાદજનક હતું. કેમ જાણે પ્રકૃતિ અને પુરૂષ એક થઇને નૃત્યગુંજારવ કરતા ન હોય! આવી નીરવ શાન્તિ અને આછા પ્રકાશમાં મેં બે પક્ષીઓને પાસેનાં વૃક્ષ ઉપર પ્રણય-કલહ કરતાં નીરખ્યાં. તે પક્ષીઓ એકએકની ચાંચમાં ચાંચ નાખી ગોષ્ટિ કરતાં હતાં. તેવામાં બીજું પક્ષી આવ્યું. અને આ નિર્દોષ પક્ષીને છૂટા પાડયા. તે પક્ષી ગયું અને છૂટું પડેલું પક્ષી વળી પાછું આવ્યું. બન્ને મળ્યા, પણ તેનામાં પહેલા જેવો આનંદ નહોતો, થનગનાટ નહોતો, ઉત્સાહ નહોતો, તલસાટ પણ નહોતો. શાન્ત અને ધીર પુરૂષની માફક જેમ જીવનની ગુંચો ઉકેલતાં હોય તેમ તે શાન્ત અને ચિંતાગ્રસ્ત દેખાયું. અને થયું એકાએક આ શું? આનંદ અને કિલ્લોલ કરતાં પક્ષીઓ કેમ થંભી ગયાં? એવું તે શું થયું! આ વિચારમાળા ચાલે છે ત્યાં મેં ફરી પાછો પાંદડાનો ખખડાટ સાંભળ્યો ને વિચારમાળા તૂટી પક્ષીઓ પણ ગભરાઈ ઉડી ગયાં. વળી શાન્ત છતાં હું વિચારમાં લીન થઇ ગઇ. ને સ્વપ્ન મેં જોયું તો બે કોયલોને સંવાદ કરતી સાંભળી. રે! કોકિલ, ખરે! આપણાં કરતાં આ જગતનાં માનવી કેવાં સુખી છે? જોને, બગીચામાં કેવો આનંદ કલરવ કરે છે. તેમનાં બાળકો કેવા ફુલની માફક ઉછરે છે! નવાં નવાં વસ્ત્રો પહેરે છે. ઉત્સવો યોજે છે. લગ્નનાં મંડપો રચાય છે. ભાતભાતનાં પકવાનો જમે છે ને જમાડે છે. કીર્તિ મેળવે છે. યોજનાઓ ઘડે છે, તેને પાર પાડવા મથે છે. અને જીવનનું કાર્ય સમેટી પોતાની પાછળ બહોળું કુટુમ્બ મૂકી સદાને માટે સમાધિ ચઢાવે છે. અરે! મૃત્યુ પછી પણ તેમનાં યશોગાન ગવાય છે! મૃતદેહ ઉપર કંકુમ અને કેસરનાં છાંટણાં છંટાય છે અને સુખડને લાકડે તેમની ચિતાઓ ભડભડ બળે છે. કોકિલ કહે આવું સુખ ક્યાંઇએ આપણને લાધશે? જોને, કવિઓ અને કળાકારો કેવી કેવી સુંદર કૃતિઓ સર્જે છે ને સમાજને ચરણે ધરે છે! સ્ત્રી અને બાળકોની કેવી ભક્તિ થાય છે? તેમના પર પુરુષજાતને કેટલો બધો પ્રેમ છે? જોને, પેલા યુવક યુવતી કેવો નિર્દોષ આનંદ કરે છે. જ્ઞાનગોષ્ટી માંડે છે. કોકિલ! આ પ્રેમ, કુટુમ્બવાત્સલ્ય કીર્તિ, આશા, એ ક્યાં છે? બતાવ કોકિલે! આપણા માળામાં બચ્ચાં કેવાં નિર્ભય છે! કોયલે જવાબ આપ્યોઃ કોયલડી! તું કેવી મૂર્ખ છે. પક્ષિઓ જ સુખી છે. દૂરથી તો ડુંગરા રળિયામણા લાગે. તું જે જુએ છે તે સાચું ચિત્ર નથી. કદાચ ઉપર ઉપરથી સાચું ભાસે પણ એ સમાજની શૃંખલાઓ તેં નથી જોઇ. એમાં જકડાએલી હિન્દુ બાળાને નથી નિહાળી. રૂઢિથી કચરાઇ જતી, બંધનોથી

થીંગરાઇ જતી દયાની મૂર્તિ સમી વિધવાઓ તેં નથી જોઇ. ભરયૌવનમાં હોવા છતાં વૃદ્ધત્વે જેના પર આક્રમણ કર્યું છે તેવી અનેક સ્ત્રીઓ દેખાય છે. સ્ત્રી તે દેવી તરીકે નહિ પણ દાસી તરીકે પૂજાય છે. અથડાતી કુટાતી યુવતી ઠોકરો ખાતી સમાજ સામે જેહાદ જગાવી અંતે મૃત્યુને શરણે થાય છે. રોગ, દુરાચાર, દુર્ગંધ એ જ સર્વત્ર દેખાય છે. જો સમાજનાં ભાવિ બાલુડાં ! અરે ! તે તો બિચારા વગડાઉ છોડની માફક જ ઉછરે છે. મૂઠી ધાન્ય માટે ઘેર ઘેર ભટકે છે. તેમને નથી પુરાં વસ્ત્ર કે નથી પૂરું ખાવાનું. આ તો થઇ દલિત વર્ગની કહાણી. ઉચ્ચ જ્ઞાતિનાં બાળકો જન્મે છે તેટલાં જીવતાં નથી. સાચુ જ્ઞાન પામતાં નથી. જીવન જેવું ઘડાવું જોઇએ તેવું ઘડાતું નથી. સગવડ મળવી જોઇએ તેવી મળતી નથી. પ્રેમ, નીતિ અને સૌન્દર્યની ભાવના જેવી ખીલી શકે તેવી ખીલતી નથી. તેમનું જુદું એવું વ્યક્તિત્વ જ નથી. તેમના પોકારો કોઈ સાંભળતું નથી. કેટલાંક બિચારાં અનેક સંકટો સામે ઝઝૂમી જીવે છે તો કેટલાંક ખિલતાં જ ખરી પડે છે. યુવક યુવતી ! તેમનામાં ઉત્સાહ ને ઉલ્લાસ છે, કાર્યનો જુસ્સો છે. પંચ પ્રદીપની તે આરાધના કરે છે, પણ રે તેમના જે મનુષ્યનું મોંઘું એવું મન છે તે ક્યાં લુંટાઈ જાય છે. તેઓ પ્રેમનો આસ્વાદ કેમ લઇ શકતાં નથી ! પ્રણયનાં સુખ પહેલાં તેમાં કેમ વૈરાગ્યની ભાવના આવે છે ? જ્ઞાન એ કેમ ઓસાણ ચૂકે છે. ! જે પોતાનું તે મારતું " એવું કેમ સમાજમાં ચાલી રહ્યું છે ? ને કોયલી ! શું નિઃશ્વાસ નાખે છે પણ હજી તો કંઈક વધારે જોવાનું છે. આનંદ અને કિલ્લોલ કરતી બાળાઓને નથી મળતી સહાનુભૂતિ, નથી મળતો સહકાર, નથી મળતું પૂરું જ્ઞાન. પ્રેરણા સમી મૂર્તિઓને સાપનો ભારો ગણી માબાપ પથ્થર સાથે તેમનાં રત્નો પછાડે છે, અકાળે મૃત્યુને આધીન થાય છે. યુવક-તેને જ નથી મળતી જોઇએ તેવી આશા અને પ્રેરણા પ્રેરતી સુંદરીઓ ! તેને નથી મળતી કો નવીન ભાવના અને આદર્શોને ઝીલનાર સહધર્મચારિણી. આમ છતાં યુવક-યુવતી સંસારમાં પગલાં પાડતાં, સમાજની રૂઢિની પરંપરાઓ નીચે છુંદાઇ કચડાઇ ઊભા થવા પ્રયત્ન કરે છે. કદીક ફાવે છે પણ તે ક્યાં સુધી ! આખરે મોત જ તેમને માટે નિર્માયું છે.

ધર્મે તો જીવનમાંથી ક્યારનીએ રજા લીધી છે. વ્યક્તિમાં સમાનતા બંધુતા, દેશભાવના-જે મનુષ્ય તરીકેના ગુણો જોઇએ-મનુષ્યત્વ જોઇએ તે ક્યાં છે ? રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચે, કોમ કોમ વચ્ચે, વિજ્ઞાન અને ધર્મ વચ્ચે, બાળક અને વડીલ વચ્ચે એક ઘોર હત્યાકાંડ ચાલી રહ્યો છે.

શિવમ્ અને સુંદરમ્ એ તો ક્યાંયએ જીવનમાં નથી. પ્રજ્ઞામાર્ગે જતું જ્ઞાન, પ્રભુમાર્ગે લઈ જતી કળા અને પૂજાસમ બનાવતી કવિતાઓ ક્યાં છે ? ક્યાં છે એ યુગપુરુષો ! ક્યાં છે મહર્ષિઓ ? ક્યાં છે એ અરુન્ધતી ને સીતાઓ ? ક્યાં છે એ રામ ? પિતૃપ્રેમ, ભ્રાતૃપ્રેમ, દામ્પત્યપ્રેમ, કુટુમ્બવાત્સલ્ય ? શું આ બધાનું મનુષ્યસમાજે દેવાળું કાઢ્યું છે ? રે કોયલડી ! મને તો મનુષ્યજીવનની કવિતા હણાઇ જતી લાગે છે. જીવનરૂપી કાવ્ય લુંટાઇ જાય છે. હાય ! એક સુંદરીના ધૂળમાં રગદોળાએલા ચોટલાની માફક સમાજ-તેનાં અનેક જીવંત અંગો, આશાભર્યાં યુવક યુવતી, કિશોર કિશોરીઓ આજે અધમ રૂઢિમાં રગદોળાય છે. આ સમાજ ! બન્ને પક્ષીઓ નિઃશ્વાસ મુકે છે. કોકિલે ! મેં દેખ્યું તે શું મનુષ્યનું સ્વર્ગ

નહોતું ! શું ત્યાં સૌન્દર્ય નથી ? પ્રભુતા નથી ? ઐશ્વર્ય નથી ? નરક જ છે. રે ! આ રગદોળાએલો સમાજ કદીએ ઉભો થશે કે? આ વિચારતાં આંખમાંથી મોતી સમાં અશ્રુ નીચે ખર્યાં. કોકિલ કોકિલાનાં હૃદયો દ્રવી રહ્યાં. વાહ રે! કોકિલ તેની પ્રાણ સમી વહાલી કોકિલાને અશ્રુ સારતી કેમ નિહાળી શકે ? તે સ્વસ્થ થયો ને કોકિલાને સંબોધી બોલ્યોઃ કોયલી ! નિરાશ ન થઈશ. એ સમાજમાં પણ યુગ-પુરૂષ છે, કવિઓ છે કળાકારો છે, દ્રષ્ટા અને સ્રષ્ટા છે. પ્રેમ સત્ય અને અહિંસાનાં પાઠો ત્યાં ભણાવા માંડયા છે. બાળક તરફની બેદરકારી દૂર થતી જાય છે. અબળા અબળા મટી સબળા થવા માંડી છે. સ્નેહલગ્નો યોજાય છે. ભાવિ સમાજ સારો ઘડાશે. એક એક ન્હાનકડું ઋષિમંડળ પણ છે. જરૂર સ્વર્ગ ઊતરશે.

એકાએક પાંદડાના અવાજે મને જગાડી. જાગીને જોયું. મારા પુસ્તક ઉપર ખરેલાં અશ્રુનાં બિંદુએ મને વધુ સ્વસ્થ કરી. સ્મરણશક્તિ સતેજ થઇ. હું જોવા લાગીઃ મ્હારા પેલા પ્રેમાળ પક્ષીને! પણ રે! કયાં ગયા? એ બિચારાં આખરે ઊડી ગયાં: હું પણ જે સ્થળેથી ઉડી, એ આછા અંધકારમાં મેં તારલિયા જોયા. વિચાર્યું: હશે, ઘોર નિરાશામાં એક સુનેરી વાદળી ચમકી રહી છે. એ જ અમર આશાએ હું જીવન કાં ન વિતાવું ?

---

# વીંજણો ક્યો

[ ઢોલોજી અસવારસો સહ રાજદરબારમાં નોકરીએ જાય છે. એ વખતે એની સ્ત્રી 'મારૂ' પતિ સાથે જવા માટે વિવિધ રીતે પ્રયત્નો કરે છે. એનું શબ્દચિત્ર આ લોકગીત ખડું કરે છે. ]

: : લોકગીત : :

ઢોલાજી ચાલ્યા ચાકરી રે, ઢોલાજી વીંઝણો કયો;
મને સાથે તેડતા જાવ રાજ, ઢોલાજી જાવ રાજ ઢોલાજી
વીંઝણો કયો—ટેક.

શિરપેચ સરખી વાંકડી, ઢોલાજી વીંઝણો કયો;
તારી પાઘડીમાં રમતી આવું રાજ ઢોલાજી
આવું રાજ ઢોલાજી
વીંઝણો કયો—૧

વાઘ નખ સરખી વાંકડી, રે ઢોલાજી વીંઝણો કયો;
તારા હૈયામાં રમતી આવું રાજ, ઢોલાજી (૨)
વીંઝણો કયો—૨

ઢાલ તે સરખી વાંકડી, ઢોલાજી વીંઝણો કયો;
તારા ખભામાં રમતી આવું રાજ ઢોલાજી (૨)
વીંઝણો કયો—૩

કટાર તે સરખી વાંકડી, ઢોલાજી વીંઝણો કયો;
તારી ભેટયમાં રમતી આવું, રાજ ઢોલાજી (૨)
વીંઝણો કયો—૪

તલવાર તે સરખી વાંકડી, ઢોલાજી વીંઝણો કયો;
તારી કેડયમાં રમતી આવું રાજ ઢોલાજી (૨)
વીંઝણો કયો—૫

સોટી તે સરખી પાતળી, ઢોલાજી વીંઝણો કયો;
તારા હાથમાં રમતી આવું રાજ ઢોલાજી (૨)
વીંઝણો કયો—૬

સૂડી તે સરખી વાંકડી, ઢોલાજી વીંઝણો કયો;
તારા ખીસામાં રમતી આવું, રાજ ઢોલાજી (૨)
વીંઝણો કયો—૭

મોજડી તે સરખી વાંકડી મારૂજીનો વીંઝણો કયો;
તારા પગુંમાં રમતી આવું રાજ ઢોલાજી (૨)
વીંઝણો કયો—૮

સંપાદિકા : કુ. બાકુંવરબા

# સ્ત્રીજગત - હિન્દનું અને પશ્ચિમનું

લેખક : ડૉ. અમૃતલાલ હ. પટેલ, ડી. પી. એચ.

શિયાળાની સખત ઠંડીમાં ઉઘાડા ગળાનું જમ્પર, ઘૂંટણ સુધીનું સ્કર્ટ, પગની ચામડી સ્પષ્ટ રીતે જણાય તેવાં બારીક રેશમી મોજાં, ઊંચી એડીના બૂટ અને માથે ફેન્સી ટોપી પહેરેલી યુરોપિયન યુવતી આપણા દેશની યુવતીઓથી, કપડાં પહેરવાની જ રીતમાં જો જુદી પડતી હોય તો તે કોઈ હિન્દવાસીને જરાપણ ક્ષોભ અથવા દિલગીરી થાય નહિ. કારણ કે પૂર્વની સ્ત્રીઓનો પહેરવેશ કળાની દૃષ્ટિએ પશ્ચિમની સ્ત્રીઓના પહેરવેશ કરતાં ચડિયાતો છે; પરંતુ જ્યારે કોઇ નિરીક્ષક પૂર્વ અને પશ્ચિમની સ્ત્રીઓના શરીરના બાંધાનું નિરીક્ષણ કરે છે ત્યારે તેને એમ જરૂર થાય છે કે પૂર્વ અને પશ્ચિમની સ્ત્રીની શારીરિક સ્થિતિમાં જમીન આસમાનનો ફેર છે. પશ્ચિમની સ્ત્રીના શરીરનો બાંધો મજબૂત, અને શરીર સ્ફૂર્તિવાળું હોય છે; તે ટટાર અને અને ઝડપથી ચાલે છે, તેના અવયવ મજબૂત અને પગની પીંડીઓ ભરાવદાર હોય છે. ટ્રામ, બસ, રેલ્વે અને જાહેર રસ્તા પર તે પુરૂષની બરાબરીમાં અને સમાન હક્કથી વર્તે છે, એટલું જ નહિ પણ દેખાવ અથવા તેની ગતિ ઉપરથી જોનારને એમ જરા પણ ન લાગે કે તે પુરૂષ કરતાં જરાપણ કોઇ પણ બાબતમાં ઉતરતી છે.

પશ્ચિમની સ્ત્રીના જેવા બાંધાવાળી સ્ત્રીઓ આ દેશમાં શહેરોમાં તો નજરે પડતી નથી પણ હજુ પણ ગુજરાતના દરિયાકાંઠાના ગામડાઓમાં અને કાઠીઆવાડ અને મારવાડનાં રણોમાં નજરે પડે છે. સાધારણ હિન્દી સ્ત્રી ધીમેથી અને થાકી ગઇ હોય તેમ પુરૂષની પાછળ પાછળ ચાલે છે. તેના પાતળા અને અશક્ત શરીરની મદદે તેનો સુંદર અને ભભકદાર પહેરવેશ જરૂર આવે છે. મોટી કોરવાળી અને લાંબા પનાની સાડીમાં તે પારદર્શક પૂતળી જેવી લાગે છે. જ્યારે યુરોપ અથવા અમેરિકાની સ્ત્રીમાં આવું કાંઇ નજરે પડતું નથી. તેના ભરાવદાર શરીર ઉપરનો બંધબેસતો પહેરવેશ, તેને પુરુષની બરાબરીમાં મૂકે છે. હિન્દી સ્ત્રીની નમણાઇ તેના સુંદર ગોળ હાથ અને પાતળી આંગળીઓ સૌંદર્યની અને કળાની દૃષ્ટિએ પ્રશંસનીય ખરાં, પણ તંદુરસ્તી બળ અને સ્વાતંત્ર્યની દૃષ્ટિએ હિંદી સ્ત્રીની આ ખુબીઓ તેને તેની પશ્ચિમની બેનની ઘણી પાછળ ધકેલી દે છે. હિંદી સ્ત્રીઓની મનોદશા જ એવી થઇ ગઇ છે કે તે પોતાની કમજોરીમાં અને પરવશતામાં જ મોટાઇ માને છે. વળી કેટલાક પાખંડી ધર્મગુરૂઓએ એવો સિદ્ધાંત આ દેશમાં ફેલાવ્યો છે કે સ્ત્રી, નાનપણમાં માબાપની, યુવાવસ્થામાં પતિની અને વૈધવ્યમાં પુત્રની છાયામાં રહે અને તે સ્વાતંત્ર્યને યોગ્ય નથી. યુરોપમાં જો કોઇ આવો ઉપદેશ કરે તો તેને શહેરના ચકલે લટકાવીને સળગાવી દેવામાં આવે.

હિંદી સ્ત્રીના કરતાં યુરોપ-અમેરિકાની સ્ત્રી વધારે મજબૂત હોવાથી તે સખત કામ સહેલાઇથી કરી શકે છે, પણ ન્યાયને ખાતર કહેવું પડશે કે હિંદી સ્ત્રી, મજબુત નહિ હોવા છતાં અને સખત કામ નહિ કરી શકતી હોવા છતાં તે લાંબો સમય જરૂર કામ કરે છે; આનું કારણ આપણા દેશની ગરીબાઈ છે.

યુરોપ અમેરિકાના ઘરકામમાં સ્ત્રીને વિજ્ઞા-

નનાં સાધનોની ઘણી મદદ મળે છે. તે યંત્રની મદદથી કપડાં ધુવે છે અને કપડાંને યંત્રથી જ સહેલાઈથી નીચોવે છે. વિજળીની મદદથી તે કપડાં થોડા જ સમયમાં સૂકવે છે અને વાસણુ ધોવા માટે તે બ્રશ અને ખારો અથવા તેને મળતી કોઈ અસરકારક વસ્તુ વાપરે છે. હિંદી સ્ત્રી, પૈસાના બે વાળા ઝાડુ લઈ આખા ઘરમાંથી ધૂળ કાઢવા યત્ન કરે છે અને તેમાંની અડધી ધૂળ પોતાનાં ફેફસાંમાં શ્વાસોચ્છ્વાસથી ભરે છે અને લાંબા સમયે રોગગ્રસ્ત બને છે; જ્યારે યુરોપ અમેરિકાના મધ્યમ વર્ગના ઘરમાં વેક્યુમ ક્લીનરની મદદથી ઝાડુ કાઢવામાં આવે છે. પતિ આવે ત્યાં સુધી રસોઈ ગરમ રાખવા માટે યુરોપની સ્ત્રીને ચુલા પાસે બેસી રહેવું પડતું નથી. તેના ઘરનો ચુલો જ એવો હોય છે કે તેના એક ખાનામાં ખાવાનું ગરમ રાખી શકાય છે. યુરોપની સ્ત્રી શીવવાનું કામ આ દેશની સ્ત્રીથી દશગણું કરે છે પરંતુ તેમાં તેને મહેનત પડતી નથી તેનો પતિ જો ધનવાન હોય તો હપ્તેથી ખરીદ કરે છે. યુરોપ અને અમેરિકામાં ઘરમાં વપરાતાં અનેક યંત્રો સસ્તાં મળી શકે છે અને ઘણાં કુટુંબો આવા યંત્રોનો ઉપયોગ કરે છે. યુરોપની સ્ત્રી આવાં યંત્રોનો ઉપયોગ કરે છે તેથી તે સહેલાઈથી અને ઓછી મહેનતે અને ટુંકા સમયમાં રસોઈ કરે છે, શીવે છે અને ઘર સાફ કરે છે અને આવી રીતે ઓછા સમયમાં બધું કામ આટોપી લેવાથી તે પોતાનો બાકીનો સમય વાંચવામાં, રમવામાં, ફરવામાં અને સિનેમા જોવામાં વાપરી શકે છે. યુરોપ અને અમેરિકાની સ્ત્રી ઘરના કોઈપણ કામને હીણપત-ભરેલું નથી ગણતી. ઘરનું જાજરૂ, પેશાબખાનું અને બાથરૂમને સાફ કરવાનું કામ તે અચકાયા વગર કરે છે. આ દેશમાં ઘરનાં બધાં કામોમાંથી અમુક કામ કરવાં તે હીણપત-ભરેલું ગણાય છે. આવી માન્યતાઓ ધર્મ અને સાંસારિક રિવાજોને લીધે આવી ગઈ છે. આ કારણને લીધે આપણી સ્ત્રીઓ ઘરના અમુક કામ માટે પરતંત્ર બની છે. યુરોપની સ્ત્રીઓને બાળપણથી યોગ્ય કેળવણી અને પુરુષોના જેટલા જ હક મળેલા હોવાથી તે પોતાની જોખમદારી વધારે સમજે છે. એક પુરુષ અમુક ઉમરમાં જેટલો દુનિયાનો અનુભવ મેળવે છે તેટલો જ અનુભવ સ્ત્રી યુરોપમાં તેટલી ઉંમરમા મેળવે છે. આમ બનવાથી તેને કોઈ છેતરી શકતું નથી અને તે બનતા સુધી કોઈના હાથમાં ફસાઈ જતી નથી. હિંદી સ્ત્રી, દિવસનો નવદશાંશ ભાગ ઘરમાં જ હોય છે અને એક દશાંશ ભાગ ઘર બહાર હોય છે. જ્યારે યુરોપની સ્ત્રી ઘરની અને બહારની દુનિયામાં અડધો અડધ વહેંચાયલી હોય છે. આપણા દેશમાં પ્રાચીનકાળથી જ, કોણ જાણે શા કારણથી સ્ત્રીને અબળા ગણવામાં આવી છે. અહિંની સ્ત્રીઓની મનોદશા પણ એવી થઈ ગઈ છે કે તેમને કોઈ અબળા કહે તો તે અપમાનભરેલું નથી લાગતું, પણ ઉલટું તે એમ માની સંતોષ પામે છે કે યોગ્ય વ્યક્તિને યોગ્ય વિશેષણ લગાડવામાં આવ્યું છે. અબળા બનવામાં હિંદી સ્ત્રી હજુ પણ મોટાઈ માને છે, જ્યારે પશ્ચિમની સ્ત્રીને જો કોઈ અબળા કહે તો તે તેને અપમાનજનક લાગે છે. તે પતિની તાબેદાર અને તેની આશ્રિત છે તેમ માનતી નથી. પશ્ચિમની સ્ત્રીને ઘરઉપયોગી કેળવણી ઉપરાંત સ્વતંત્ર રીતે કમાઈ નિર્વાહ કરી શકે તેટલું બીજું જ્ઞાન છોકરાઓની માફક જ મળે છે અને તેને લીધે તેને પરણનાર પુરુષ પણ એટલું તો સમજી શકે છે કે તેની સ્ત્રી પોતાની માફક કમાઈ નિર્વાહ કરવાને શક્તિમાન છે છતાં

( અનુસંધાન પૃ. ૧૯૭ને છેડે )



## [ ૧ ] કળાનો આત્મા

કળા એ શબ્દ એટલો બધો વિશાળ છે કે જેમાં અનેક ક્ષેત્રોનો સમાવેશ કરી શકાય. સામાન્ય રીતે નૃત્ય સંગીત ચિત્ર, શિલ્પ અને સ્થાપત્ય એને જ કળા ગણવામાં આવે છે. પણ વસ્તુતઃ તેમ નથી. જીવન એ જ કળા છે. કળાને સમજવી હોય તો પ્રથમ જીવનને સમજવું પડે. સાથે સાથે તમારી કલ્પનાને ભૂતની ભીતરમાં એટલી બધી ખેંચી જાઓ કે જ્યાં આખું એ વિશ્વ બાહ્યમાં લીન થઇ જતું દેખાય અને સંસ્કૃતિએ બીડાઇ જતી દેખાય, ત્યાં પણ તમને કળાના ભવ્ય આત્માનો સાક્ષાત્કાર થશે. કળામાં સૌન્દર્ય છે. દરેક મહાન સંસ્કૃતિમાં કળાનો ઉદ્‌ભવ છે જ.

આધુનિક હિંદ કળા સર્જે છે, પણ તેમાં પશ્ચિમનું આંધળિયું અનુકરણ કરવું તે મોટામાં મોટો દોષ છે. આજે જો પશ્ચિમમાં કોઇ પણ કળા સર્જાતી હોય તો તે સંહારના સર્જનની નહિ. જો આપણે યુદ્ધકાળનું જ અનુકરણ કરીએ તો હિન્દમાં કળા એ કળાની ઉચ્ચ કક્ષાએ નહિ પરંતુ યુદ્ધની અધમ નીતિએ તેનું ભાવિ સર્જાય. યુદ્ધ એ કળા છે પણ અનુકરણીય નથી. તેમાં કળાનો આત્મા નથી; છે માત્ર સ્થુલ ખોખું. જો હિન્દની ભવ્ય સંસ્કૃતિને વધારે સુઘડ બનાવવી હોય તો પેલી અજન્ટાની સુંદર કૃતિઓ જુઓ અને તેમાંથી નીતરતો પ્રેમનો સાક્ષાત્કાર કરો; તો કળા, સંસ્કૃતિ, જીવન, ચરિત્ર અને ઉચ્ચતમ ભાવનાઓ આપોઆપ ફોરશે કળાએ ખીલશે. ને તેજ સ્વાર્પણની ભાવનાથી માતૃભૂમિને આ બેડીઓમાંથી મુક્ત કરી આઝાદીની માળા આરોપાશે. તથા જગતભરની અંદર એક આધ્યાત્મિક સૌન્દર્ય પ્રદેશ તરીકે આપણો દેશ મોખરે રહેશે

વ. ઉ. દેસાઇ

(શ્રી. રૂકિમની દેવી, Rosnniમાંથી અનુવાદ

---

## [ ૨ ] હિન્દનું દારિદ્ર

જીવન જીવવા માટે જે અમૂલ્ય વસ્તુઓ ચોકખી હવા, પાણી અને ખોરાક એ જ આજે ગામડામાં નથી. ગામડાનાં પુષ્પો મૂઠી ધાન્ય વિના અને દૂધ વગર ખીલતાં પહેલાં જ કરમાઇ જાય છે. જે જીવે છે તે વગડાઉ ઘોડાની માફક ( માત્ર શરીરનો દેખીતો વિકાસ સાધી ) ધૂળમાં અને રાખમાં જીંદગી પૂર્ણ કરે છે. કે એમને આઘાત પહોંચાડતું નથી.

પ્રભુએ બાળકો અર્પ્યાં ને પ્રભુએ પાછાં લીધાં એમાં શું ? આવી બાળકની દશા. સ્ત્રીઓની પણ આજ દશા. દરેક સ્ત્રીને કંઇ ને કંઇક રોગ હોય જ. જે રોગની ચિકિત્સા કોઇ જ નથી કરતું એ સ્ત્રીઓ નથી પતિને કહી શકતી કે નથી સારા ડૉકટરોની સલાહ લઇ શકતી. એમને બિચારીને તો અથાગ કામ છે. ગામડાની સ્ત્રી એટલે જીવતું મશીન; બસ, સવારના ચારથી રાતનાં દશ . જો તેમને છુટ્ટી મળતી હોય તો તે માત્ર કોઇનાં મરણ સમયે કાણે જાય ત્યારે જ. કેટલીક બિચારીને તો બજારે જવા માટે પણ પૂછવું પડે. આવી અસહ્ય દશા સ્ત્રીઓની. પુરૂષોને પણ કામ ખરું, મોટે ભાગે ખેતરમાં જાય. અને શહેરમા પોતાનો માલ વેચી જે કાંઇ થોડું ઘણું કમાય તે દારૂ તાડીમાં પૂરું કરે.

કોઇપણ જાતની ઉન્નતિ એમનામાં દેખાતી નથી. જ્યાં શરીરનો વિકાસ નથી ત્યાં માનસિક વિકાસની વાત જ ક્યાં કરવી. સ્ત્રી કેળવણીનો તો હજી ખ્યાલ પણ નથી. પુરૂષો પણ નથી ભણતા. એ કોઇ બ્હેનને વાંચવું હોય ને પુસ્તક હો તો તેની તાકાત શી કે તે ઘરમાં વાંચી શકે? બહાર તો જવાય જ નહિ.

સુમન્તભાઇ એક ન્હાનકડા ગામડામાં 'સોરઠ'માં સાડાચાર વર્ષ લાગલાગટ રહ્યા અને તેમણે ગામડાની આર્થિક, સામાજીક અને ધાર્મિક એમ ત્રણે બાજુનું સંપૂર્ણ અવલોકન કર્યું. 'પ્રતિજ્ઞા' એ તેઓ લે છે ખરા પણ તે પાળવાની શક્તિ નથી. અર્થાત્ તેની મહત્તા સમજી નથી શકતા. ગામડાઓમાં એટલો બધો કુસંપ છે કે એક પણ કાર્ય સુંદર રીતે થઇ શકે જ નહિ. બાહ્ય રીતે દેખાતા ભોળા અને સાદા લોકો ખરેખર ભોળા નથી. વ્યવહારની આંટીઘૂંટીમાં તેઓ આપણને બનાવી જાય તેવા જ છે. દંપતીઓ પ્રમાણિક પણ નથી હોતા. આમ Moralityનું ધોરણ પણ ખૂબ નીચું છે. તેમની ધાર્મિક માન્યતાઓ જે બાધા આખડી; ભૂવાજાતિ તથા સ્નાનાદિ કર્મોમાં જ પૂર્ણ થાય છે. બંધુભાવ, નીતિ પ્રમાણિકતા વગેરેને જો ધર્મ માનીએ તો તેનું તો નામનિશાન નથી. ધર્મ છે પણ સાચી ભક્તિ નથી. માત્ર ઘેલછા જ છે. ખોટા ક્રિયાકાંડ, પ્રેતભોજનો વગેરે અસ્તિત્વ ધરાવે છે, તેમના જીવનનાં પ્રાણ સમા ગૃહઉદ્યોગો નથી. આથી તેઓ દીન પ્રતિદિન કંગાલ ને કંગાળ થતા જાય છે.

હિન્દનાં મોટા ભાગ ગામડાની આવી જ દશા છે. જે દેશનો આધાર ગામડા ઉપર છે તેજ ભારતવર્ષની આર્ય સંસ્કૃતિ આજે ધૂળમાં રગદોળાય છે. ગાય જે પવિત્ર છે, જેના પર પ્રજાનાં આરોગ્યનો આધાર તેજ ગાય માતા આજે નરક ને કાગળ ખાવે છે, આ કરૂણ દૃશ્ય જોતાં હૈયું હાથ રહેતું નથી. તેની હીન દશા જોતાં આંખ ભીની થાય છે ને શું કરવું? કયા ઉપાયો લેવા? કેવી રીતે આ કંગાલિયત દશાનું નિવારણ કરવું? ખરેખર, ગામડાની સુધારણા એ આજે અતિ મહાન પ્રશ્ન છે! છતાં યુવક યુવતી તે તરફ દ્રષ્ટિ ફેંકી કંઇક કરશે એવી આશા રાખી શકાય. શહેર અને ગામડાનાં લોકોનાં હૃદય એક છે. ફેર દેખાય છે તે માત્ર બાહ્યજ છે. જ્ઞાનને પરિણામે આપણને સ્વચ્છતા ને આરોગ્યનું ભાન છે. જ્યારે અજ્ઞાનતા અને ગરીબાઇને લીધે તેમને સ્વચ્છ રહેવું પરવડતું નથી. છતાં સતત આપણાં સહવાસથી તેઓના વર્તનમાં અને જીવન સમસ્તમાં ઘણો મોટો ફેરફારો કરી શકીએ—અર્થાત્ તેઓ અપનાવી શકે તેવા છે.

( આ કરૂણ ચિત્ર મુ. ડૉ. સુમન્તભાઇ મહેતાએ અમદાવાદ પ્રીતમનગરમાં સ્મૃતિમંડળની બહેનો સમક્ષ દોર્યું હતું )



## ( શ્રી જગત-હિન્દનું અને પશ્ચિમનું : અનુસંધાન પૃ. ૧૯૫નું )

દંપતિજીવનમાં સુખ અને આનંદ લાવવા ખાતર તે ગૃહકાર્યને ખુશીથી કરે છે. આ રીતે તે પતિના હૃદયમાં પોતાના ઉપકારનું ભાન ઉત્પન્ન કરે છે. આમ બનવાથી અવિવેકી પતિ પણ સ્ત્રીની ઉપયોગિતા અને કિંમત સમજે છે. હિન્દમાં એમ મનાય છે કે સંસારમાં રથને બે ચક્ર હોય છેઃ એક સ્ત્રી અને બીજું પુરૂષ. પણ આપણે તટસ્થ રીતે જોઇએ તો આપણા જીવનરથનું એક ચક્ર જરા મોટું મજબૂત અને અભિમાની હોય છે, જ્યારે બીજું ચક્ર નાનું, કમજોર પરતંત્ર હોય છે. જીવનરથને બરાબર ચલાવવા માટે બંન્ને ચક્રોમાં સમાનતા હોવી જોઇએ અને બન્નેની અગત્યતા એકસરખી જ હોવી જોઇએ. (ચાલુ)




—શ્રી. સરોજીની નાયડુનાં પુત્રી કુમારી પદ્મની નાયડુની તા. ૨ જીએ હૈદ્રાબાદમાંથી ધરપકડ થઇ છે.

—જાણીતા કોંગ્રેસ કાર્યકર રાજકુમારી અમૃતકુંવરની સીમલા પાસે કાલ્કામાં તા. ૬ ઠ્ઠીએ ધરપકડ થઇ.

—અમદાવાદમાં જાણીતા મીલમાલીક શેઠ અંબાલાલ સારાભાઇની પુત્રીઓ જે સરઘસમાંથી પકડાઇ હતી તેમને તેમના ભાઇની માંદગીને અંગે પેરોલ પર છોડવામાં આવ્યા છે.

—ગાંધીસપ્તાહ અંગે અમદાવાદમાં સમૂહકાંતણ યોજાયું હતું તે વખતે શ્રી. શારદાબેન મહેતાએ તેનું મહત્વ સમજાવ્યું હતું. ને બાપુજીને માનાંજલી અર્પી હતી.

—અમદાવાદમાં ગાંધીસપ્તાહ અંગે સ્ત્રીદીન ઉજવાયો તેમાં અનેક બેનો પકડાઇ અને ટીયરગેસ છુટથી વપરાયો હોવાથી ઘણી બેનો ખૂબ દાઝી ગઇ હતી.

—મુંબઇમાં ગાંધી સપ્તાહ અંગે સ્ત્રીઓની પ્રભાતફેરી પર લાઠી ચાર્જ કરવામાં આવ્યો હતો. અને સખ્યાબંધ ધરપકડો કરવામાં આવી હતી.

—માટુંગામાંજ બેનોને ગીરફતાર કરવામા આવી છે.

—દાહોદમાં 'સ્રીદિન' ઉજવાયો હતો તે નીમીત્તે શ્રી. કાશીબેન તથા લાડુબેનની ધરપકડ કરવામાં આવી હતી.

—કરજણમાં ગાંધી જયંતી નિમિત્તે શ્રી. નાનીબેનની ધરપકડ કરવામાં આવી છે.

—ભાવનગરમાં સ્ત્રીઓ પર લાઠીમાર કર્યો હતો. મોરબી; રાજકોટ આણંદ વગેરે સ્થળોએ 'સ્રીદીન' ઉજવાયા ને અનેક બેનોની ધરપકડ કરવામાં આવી છે.

—વડોદરામાં તા. ૨જીએ ગાંધી જયંતી અંગે આઝાદ બાગમાં જંગી સભા ભરાઇ હતી. શ્રી. કુસુમબેને પ્રારંભિક પ્રવચન કર્યું હતું ને પુ. ગાંધીજીને માનાંજલિ અર્પી હતી.

—દિલ્હીમાં યુવતીઓએ સરઘસ કાઢયું હતું અને પુ. ગાંધીજીની તસ્વીરો ચંદની ચોકમાં વ્હેંચાઇ હતી.

—વરોદરામાં એલેમ્બીક કું. વાળા શેઠ ભાઇલાલભાઇ અમીન તથા મીલમાલીક શેઠ ઝવેરચંદ લક્ષ્મીચંદને ત્યાં તેમના બંગલા આગળ બ્હેનોએ મીલો બંધ કરાવવા માટે આમરણાંત અપવાસ આદરેલા તેમાં સમાધાન થયાથી બ્હેનોએ અપવાસ છોડયા છે.

—અમદાવાદ જ્યોતિસંઘવાળાં સુમિત્રાબેન ઠાકોરની સરસપુરમાંથી ધરપકડ થઇ ત્રણ માસની સાદી કેદ અને રૂા. ૨૫ દંડ થયો છે.

—બોરસદથી પકડાયેલા શ્રી. યશોદાબ્હેન, શ્રી. કમળાબ્હેન, અને શ્રી. નિર્મળાબ્હેનને ૪ માસ અને રૂા. ૧૦૦ દંડ. અને શ્રી. શાંતાબ્હેન, શ્રી. ચંચળબ્હેન અને શ્રી મણીબ્હેનને રૂા. ૧૦૦ દંડ. યા ૪ માસની સજા અને શ્રી લીલાવતીબ્હેનને રૂા. ૫૦ દંડ યા બે માસની સજા થઇ છે

—બગસરાની એક જુવાન કણબણ બાઇ સીમમાં કામે ગયેલી તેને ઉપાડી જઇ ચાર શખ્સોએ તેના ઉપર બળાત્કાર ગુજાર્યાની ગંભીર હકીકત બહાર આવેલ છે.

—પાટણમાં પોલીસે વિજયાદશમીના રોજ પ્રજામંડળ દિનની સભામાંથી પકરેલાં શ્રી. વિજયાબ્હેને ૬ માસની સજા થઇ છે.

—સુરત જીલ્લા સમિતિના જેલવાસી પ્રમુખ શ્રી. કનૈયાલાલ દેસાઇનાં પુત્રી શ્રીમતિ રોહિણી હરિવદન ઠાકોરને જલાલપોર ગામે વાંધાભર્યું ભાષણ કરવા બદલ ગીરફતાર કરી ૬ માસની સજા અને રૂા. ૧૦૦ દંડ કરવામાં આવ્યો છે.

—સૌરાષ્ટ્રના ઝાલાવાડ પ્રાંતના રાજસ્થાનોમાં વઢવાણના ના. મહારાણી સાહેબ પડદા પ્રથાને તીલાંજલી આપી છે.

# નોંધ



**દિવાળી અને બેસતું વર્ષ :**

દિવાળી આવે છે અને આપણે નવા વર્ષમાં પગલાં માંડીશું. આ દિવાળી તેમજ નવા વર્ષમાં આપણે શું કરીશું ? આ આપણો વર્ષોત્સવ આપણા બ્હેનભાઇઓ તેમજ આગેવાનો જેલમાં હોય ત્યારે કેવી રીતે ઉજવી શકાય ? હા. પરંતુ આ ઉત્સવ આપણે નવા વર્ષમાં કરવાના કાર્યની રૂપરેખા નક્કી કરવામાં ઉજવવો જોઇએ. અને આખું ય જગત નવે તેજે અજવાળાય ત્યાં આપણે આમ આળસમાં બેસી રહે કેમ ચાલશે ?

આ અમારો દીપોત્સવી અંક તમારા હાથમાં છે. તે આપને પસંદ પડશે એમ માનીએ છીએ. આ ચાલુ વાતાવરણના અંગે ઘણી મુશ્કેલીઓ વેઠીને પણ ગ્રાહક બ્હેનભાઇઓને અમો નવરાત્ર અંક તેમ જ દીપોત્સવી અંક આપવા ગોઠવણ કરેલ છે. નવરાત્ર અંક તો આપી ચૂક્યા જ છીએ અને આ દીપોત્સવી અંક આપીએ છીએ.

*

**હિંદની સ્ત્રીશક્તિ :**

ઊંઘેલાં દેશોને જગાડનાર, મરેલાઓને જીવાડનાર પ્રેમ, દયા, અને શૌર્યની પ્રેરણા રેલાવનાર સ્ત્રીઓ એ વિશ્વભરની ક્રાન્તીઓનું એક મહત્વનું અંગ બની રહે છે. દેશ દેશનાં આઝાદીના જંગોમાં પુરૂષોની સાથે ખભેખભા મિલાવીને સ્ત્રીઓએ પોતાનો સાથ આપ્યો છે. ચીન અને રશિયા ની વિરાંગનાઓની સાહસકથાઓ આજે પણ દુનિયાભરમાં સનસનાટી ફેલાવી રહે છે. મોતને હાથમાં રાખીને ઘૂમતી, ઘવાએલાંઓની સારવાર કરતી રણમેદાને ઝઝુમતી અનેક બાળાઓ આજે ભારતવર્ષમાં પણ દેખાય છે. આપણે ત્યાં રજપૂત રમણીઓની વીરકથાઓ ક્યાં ઓછી પ્રેરણાદાયી હતી ? આજે તે કથાઓ પુનઃ સજીવ થઇ છે. એ વીરાંગનાઓનાં વારસામાં મળેલા રૂધિરો આજે ફકળી ઉઠયાં છે. હિન્દની સ્ત્રી-શક્તિ પોકારી રહી છે, તેનો અદમ્ય ઉત્સાહ જોઇ ભારતમાતાની છાતી પણ ગજગજ ફુલી રહી છે. આજે એ શક્તિ એ જ પ્રેરણા આપે છે; એકી સૂર સંભળાય છે અને તે આઝાદીનો. આજની આઝાદ મહિલા ત્યાગ અને વીરતાનાં નમૂનેદાર દ્રષ્ટાન્તો જગતને પૂરાં પાડે છે. નિઃશસ્ત્ર બાળાઓ શસ્ત્ર સજેલા પોલીસોનો સામનો કરે છે; અને નિર્ભય થઇ જેલવાઓ સેવે છે.

*

**દુઃખદ અવસાન :**

આ અંકની નોંધ લેતાં એક દુઃખદ સમાચાર જણાવતાં અમને ખેદ થાય છે. આપણા માસિકમાં નિયમિત લેખ આપનાર તથા સલાહ આપનાર શ્રી. પ્રાણલાલભાઇ દેસાઇનાં પત્ની શ્રી. કપિલાબેનના અકાળે થએલા અવસાનથી અમને દિલગીરી થાય છે. પ્રભુ શ્રી. પ્રાણલાલભાઇને આ ઘા સહન કરવાની શક્તિ આપે ને મૃત આત્માને શાંતિ અર્પે એ જ પ્રાર્થના.

"ગુણસુન્દરી"
# બાલવિભાગ
તન્ત્રી: નાગરદાસ ઈ. પટેલ, મલાડ
વર્ષ ૧૨ : અંક ૧૦-૧૧ | પુસ્તક ૧૨ | ઑક્ટોબર-નવેમ્બર : ૧૯૪૨

## ચબુતરો

મારા તે ચોકમાં સુંદર ચબુતરોઃ
પંખીડાં નિત્ય નિત આવે હોજી !
પંથભૂલ્યાં પંખીઓ આવે મલકતાં
મિઠડાં ગીત સંભળાવે હોજી !
મારા તે ચોકમાં૦

ઘૂઘવતાં ઘૂઘવતાં આવે પારેવડાંઃ
મેના પોપટ સાથે લાવે હોજી !
ટૂંહુકતો મોરલો આવે મલકાતો
થનગનતી ઢેલડી આવે હોજી !
મારા તે ચોકમાં૦

ટહુક ! ટહુકતાં આવે કોયલબ્હેનઃ
ગીતોની ધૂન જમાવે હોજી !
પિયુ ! પિયુ !! બોલતા આવે પપૈયાઃ
દીલનાં દુઃખ વિસરાવે હોજી !
મારા તે ચોકમાં૦

હોલો, કાબરને સાથે ચકીબેન,
કાગરાણા ઉડી આવે હોજી !
ભેગાં મળીને સહુ પંખીડાં પ્રીતથીઃ
કલબલતાં હૈયું રીઝાવે હોજી !
મારા તે ચોકમાં૦

ચંદ્રકાન્ત મ. ભટ્ટ

# વિચિત્ર નૌકાઓ

એશિયા ખંડમાં ટાઈગ્રીસ નદીમાં પાણી ઉપર ગોળ ધોવાના પીપના આકારની હોડીઓનો ઉપયોગ કરવામાં આવે છે. નદીનાં નીર ઉપર તરતી આ ગોળ હોડી માટે નાવિકોને સઢની કોઈ જરૂર જણાતી નથી. એને આઘીપાછી કરવા કોઈ સુકાનની કે બીજી જાતની સગવડ પણ એમાં હોતી નથી. બે હજાર વર્ષથી આ એક જ જાતની હોડીઓ ટાઈગ્રીસ નદીના પટ ઉપર તરતી રહી છે. એમાં કોઈને કશો ફેરફાર કરવાની જરૂર પડી નથી!



***

ધ્રુવપ્રદેશમાં વસતા એસ્કીમો જાતના લોકોની નાનકડી નાવડી ઝાડના થડને વચ્ચેથી ઊભું ચીરીને બનાવેલી હોય છે. હોડી ઊંધી વળી જાય તો આપણી બાજુ તો બાર વાગી જાય. બધા અંદર બેઠેલા ડૂબી જ જાય અને હોડી પણ પાણીના તળીએ જઈને બેસે.



આ એસ્કીમો લોકોને એવી કશી ફીકર ચિંતા છે જ નહિ. એ માછલાં પકડવા કે બીજા કામે જ્યારે નદીનાં નીર ઉપર ફરવા નીકળે છે ત્યારે એની નાનકડી હોડી ઉપર એ એક હલેસું લઈને સવાર બની જાય છે. એમાં એ એકલો જ બેસે. બીજા કોઈ પ્રવાસીની જંજાળ કે ખટપટ મળે જ નહિ.

વળી હોડી ઊંધી વળી જાય એની પણ એને ચિંતા નહિ. ઊંધી વાળીને એ પોતે જ એ ઊંધી હોડી ઉપર સવાર બની લહેરથી ખુશખુશાલ હલેસાં મારતો આગળ વધે છે! ચતી હોય કે ઊંધી હોય, એસ્કીમોને એની હોડીની જરા યે ચિંતા હોતી જ નથી. એ તો ઘણી વાર ગંમતને ખાતર પણ ચતી હોડીને ઊંધી કરીને તરાવે છે ને મજા કરે છે. 'ન જાનું કીધર આજ મોરી નાવ ચલી રે!' એવા પ્રલાપ કરવાની આ હોડીવાળાને કશી જરૂર પડતી જ નથી. એની નાવડી હંમેશાં એના કહ્યામાં જ રહે છે!

***

આપણા દેશની બધી નદીઓ ઉપર કાંઈ પૂલ બાંધેલા હોતા નથી. ચોમાસાના દહાડા હોય અને નદીનાં નીર તરી પાર કરવાં હોય તો આપણા લોકો જૂના જમાનાની જાત જાતની યુક્તિઓને અમલમાં મૂકી જાણે છે. કુંભારને ત્યાં માટીના ગોળા, ( માટલાં ) મળે છે તે ઊંધાં રાખી તેની મદદથી નદી તરીપાર કરવામાં આવે છે.



છે. નદીના એક છેડેથી સામી પાર લગી દોરડાં બાંધી તે દોરડું પકડી પ્રવાસીને નદીપાર ઉતારવાની કળા પણ આપણે ત્યાં છે.



વળી એ ઉપરાંત બળદના ચામડામાં હવા ભરી એને બરાબર સીવી લઇ એની મદદ વતી પણ નદીપાર આપણા લોકો જાય છે.

***

અમેરિકા ખંડના પેરૂના પ્રદેશમાં ટીટીકાકા નામનું સરોવર છે. જગતના ઊંચી ઊંચામાં ઉંચા પ્રદેશમાં નાવ હંકારી શકાય એવું કોઈ પણ મીઠા પાણીનું સરોવર હોય તો આ સરોવર છે. એ સરોવરમાં જે નાવડીઓ ચાલે છે તે નાવડીઓ ત્યાંના જંગલમાં ઊગતા ઘાસના બનાવવામાં આવે છે ! એકલી નાવ નહીં પણ નાવનો સઢ પણ આ ઘાસમાંથી બનાવવામાં આવે છે.



***

કાશ્મીરમાં ઝેલમ નદીમાં લોકો શોખને ખાતર હોડીઓનાં જ ઘર બનાવી અંદર રહે છે. આવી હોડીઓને શિકારા કહે છે. પીવાનું, રહેવાનું, સૂવાનું, બધી સવડ એ હોડીમાં જ હોય છે. આપણે કાશ્મીર જઇએ તો આવી નૌકાઓ આપણને ભાડે મળે છે. ઘણાય શોખીન પ્રવાસીઓ આ રીતે કાશ્મીર જાય તો આવી રીતે નદીનાં જળ ઉપર હોડીઓમાં દહાડાઓના દહાડાઓ લગી રહે છે પણ ખરા.



અમેરિકામાં સાન્તાક્રુઝના ટાપુઓના સાગરવિસ્તારમાં નાનકડી નૌકાઓ ઉપર વાંસઅવળાં લાકડાં ગોઠવી ઘર જેવું બનાવી ત્યાંના લોકો એ નવઘરમાં જ રાત–દહાડો રહે છે.*



રમણલાલ નાનાલાલ શાહ.

* નવી નવાઇઓ : ખંડ બીજાયામાંથી.

# તેલનું બોરીંગ

તે જ દિવસના સાંજની આ વાત છે. હું એક પુસ્તક વાંચતો હતો. તેની અંદરનાં પાના ફેરવતાં એક સુંદર લેખ પર આંખ પડી, ત્યાં જ સ્થિર થઇ. મેં એ આખો લેખ વાંચ્યો, વિચાર્યો. મને એ ખૂબ ગમ્યો.

" સરલા અહિયાં આવ. " મેં સરલાને બૂમ પાડી. એ તરત જ દોડી આવી.

" જો, આ શેનું ચિત્ર છે ? " મેં એને એક ચિત્ર બતાવતાં કહ્યું.

" મને એમાં જરા ય સમજ પડતી નથી. " તરત જ એણે જવાબ આપ્યો.

મેં એને બતાવ્યું કે એ ચિત્ર એક બોરીંગનું એ દૃશ્ય હતું. એ બોરીંગ બે માઇલ કરતાં વધુ ઊંડુ છે અને એ બોરીંગ કદાચ એથી ય વધારે ઊંડુ ભવિષ્યમાં કરવામાં આવે.

" સરલા, આ ચિત્રેમાં જે બોરીંગ દેખાય છે તે પાણીના માટે નથી પરંતુ તેલને માટે છે. તેલ એટલે ખાવાનું તેલ નહિ પરંતુ મોટરમાં વપરાય છે તે-પેટ્રોલ. દીવામાં બાળીએ છીએ તે ગ્યાસતેલ. એ બધાં તેલ જેમાંથી મળે છે તે તેલ, " મેં એને સમજાવ્યું.

" મને એની વાત કહો, " સરલાએ મને વિનતિ કરી.

" ધ્યાન દઇને સાંભળજે, " મેં એને કહ્યું.

પૃથ્વીના પેટાળમાં જેમ જેમ આપણે ઉંડા ખોદકામ કરતા જઇએ, તેમ ગરમી વધવા માંડે છે. " બહુરત્ના વસુંધરા " એવી આપણે ત્યાં કહેવત છે.

સોનું, ચાંદી, હીરા, કોલસા વગેરે બધુ જમીનમાં હોય છે તેને ખોદી કાઢવામાં આવે છે.

આ તેલ પણ જમીનમાં જ હોય છે. એ ત્યાં કેવી રીતે આવ્યું અથવા બન્યું તે માટે બહુ મતભેદ છે. ખરી વાત તો પરમાત્મા જાણે પરંતુ વિદ્વાન લોકો એમ માને છે કે અસલના વખતમાં એટલે કે આજથી કરોડો વર્ષો પહેલાં જ્યારે પૃથ્વીનો જન્મ થયો હશે ત્યારે એના પર પહાડો અને દરિયાઓ હશે. દરિયાની અંદર ઊગતી વનસ્પતિઓ ભરતીમાં જમીન પર ઘસડાઈ આવતી હશે અને ઓટ થતાં ત્યાં પડી રહેતી હશે. આવી વનસ્પતિ પર માટીના થર જામતા જાય અને એ અંદર દટાતી જાય. કાળક્રમે એકાદ ધરતીકંપ થાય એટલે જળ ત્યાં સ્થળ અને સ્થળ ત્યાં જળ બની જાય. આવા ઉદ્દકાપાતો અનેક બને છે.

" પેલો બિહારમાં થયો હતો તેવો ? " એણે પૂછ્યું.

" હા, બરાબર તેવો બલકે તેથી પણ વધુ ભયંકર. " મેં જવાબ આપ્યો. હવે એ માટી ને વનસ્પતિના કોહવાથી જે ઉત્પન્ન થયું તે જ આ ખનીજ તેલ.

" એ ખનીજ તેલ શું ? " સરલાએ પૂછ્યું.

" જમીનમાંથી એ તેલ ખોદીને કાઢવામાં આવે છે એટલે ખણી=ખોદી કાઢેલું તેલ તે ખનીજ તેલ.

હવે આ તેલ જમીનના પેટાળમાં પડી રહ્યું. ત્યાં એનો મોટો જથ્થો એકઠો થયો. કોઈ માણસે આપણે ત્યાં જેમ બોરીંગ કર્યું તેવી રીતે બોરીંગ કર્યું તેમાં પાણીના બદલે આવું ઘટ તેલ નીકળ્યું. તરત જ તપાસ કરવામાં આવી તો માલમ પડ્યું કે આ તેલ ઘણું જ કિંમતી અને ઉપયોગી છે. પછી તો લોકોનાં ટોળેટોળાં એ ધંધા તરફ વળવા માંડયાં અને આજે તો એનો મોટો વ્યાપાર ચલાવવામાં આવે છે. આપણા દેશમાં બ્રહ્મદેશમાં તેલના કૂવા છે. તેમાંથી પેટ્રોલ, ઘાસતેલ, ક્રુડ ઓઈલ વગેરે નીકળે છે.

" સરલા, તને યાદ છે આપણે તે દિવસે રાજમહેલમાં નવલખી વાવમાંથી ઊડતા ગેસનો ફુવારો જોવા ગયા હતા ? " મેં પૂછ્યું.

" હા, હા. મને બરાબર યાદ છે, " એણે કહ્યું.

" એ કેવી રીતે થયું ? નવલખી વાવમાં પાણીના માટે બોરીંગનું કામ ચાલતું હતું ત્યાં પાણીના બદલે આ ગેસ નીકળી પડયો. થોડાક દિવસ એ ગેસ બહાર નીકળ્યા કર્યો; પછી બંધ થઈ ગયો.

ખનીજ તેલના કુવામાંથી ઘણી વાર આવા જ ઝેરી અને તરત જ સળગી ઉઠે એવા ગેસ નીકળે છે. તેથી આગનો મોટો ભય રહે છે. ઘણી વાર આવા કુવાઓના તળિયામાંથી અચાનક આવો ગેસ નીકળે કે તરત જ સળગી ઉઠે. ભયંકર કડાકા સાથે હજારો માનોની ખુવારી થાય અને લાખો રૂપીઆનું નુકસાન થાય.

જ્યાં આવા તેલના કુવાઓ હોય ત્યાં રહેવામાં પણ ઘણું જ જોખમ હોય છે. એક તો ત્યાંની હવામાં આ તેલના ગેસના ઝીણા ઝીણા અણુઓ ફેલાયેલા હોય છે તે શ્વાસ દ્વારા શરીરમાં પ્રવેશે છે, તેમ જ ખાનપાનની બધી વસ્તુઓ પણ તેથી ખરાબ થાય છે અને તેથી શરીરને નુકસાન પહોંચે છે.

એક વખત અમેરિકામાં આવી રીતે ગેસનો ફુવારો ફૂટયો. આખા શહેર પર તેલના રજકણો છોટી ગયા. ભયંકર આગની બીક લાગી પરંતુ ત્યાંના લોકોની કાળજી અને વ્યવસ્થાને લઈને એ૬લા લોમા બચી ગયું.

એક વાર કેનેડાની એક નદીના પર આવા તેલનો પડળો થર દેખાયો. અચાનક તેમાં આગ લાગી. ઈશ્વરકૃપા કે તે દિવસે પવન વિરુદ્ધ દિશામાં હતો એટલે

( ૨૦ ) કોઇ પણ મિત્ર, સગાંવહાલાં કે બીજા કોઇનો કાગળ ટપાલમાં કે બીજી રીતે આવ્યો હોય તો તેને પહેલા આપ્યા સિવાય અને તેની પરવાનગી લીધા સિવાય ફોડીને વાંચવો એ અસભ્ય છે.

( ૨૧ ) મિત્ર હોય તો પણ 'તારા બાપાને કેટલો પગાર મળે છે?' એમ બનતા લગી ન પૂછવું.

( ૨૨ ) કોઇને ટપાલમાં પત્ર લખો તો પત્રના મથાળે તમારે તમારૂં ઠેકાણું બરાબર લખવું અને પછી સારા ચોખ્ખા અક્ષરે કાગળ લખવો. કાગળ ટપાલમાં મોકલવાનો હોય તો પરબીડીઆ ઉપર જમણી બાજુ બરબર ચોખ્ખા અક્ષરથી જેને મોકલવાનો હોય તેનું સરનામું, અને ગામડું હોય તો તાલુકો, જીલ્લો, વગેરે રીતસર લખવું જોઇએ. સરનામું કેવી રીતે લખાય તેનો એક નમૂનો નીચે આપ્યો છેઃ—

શ્રી. ડાહ્યાભાઇ લ. પટેલ ( ચિત્રકાર કલાકાન્ત )
મુ. કોપરલી—( પોરટ વાપી થઇ )
સ્ટેશન દમણ રોડ ( બી. બી. સી. આઇ. )

( ૨૨ ) ગુજરાતી ભાષામાં કાગળ લખો તો તમે સહી અંગ્રેજી ભાષામાં ન કરશો. વળી તમારૂં નામ ટુંકામાં લખો તો અંગ્રેજી મૂળાક્ષરોનો ઉપયોગ ન કરશો. ગુજરાતી મૂળાક્ષરોથી લખશો તો કાંઈ આબરૂ ઓછી નહિ થઈ જાય. એક દાખલો આપું. કાગળ લખ્યા પછી,

લિ: સ્નેહાધીન
Ramanlal N. Shah
અથવા આર. એન. શાહ

એવું લખવું બરાબર નથી. એ પારકી ભાષાની ગુલામી સૂચવે છે. એના બદલે આમ લખવું જોઈએઃ—

લિ. સ્નેહાધીન
રમણુલાલ ના. શાહ
અથવા ર. ના. શાહ

કોઇ મોટા લોકોને પણ ગુજરાતી કાગળ લખી તળે અંગ્રેજીમાં સહી કરતા જુઓ તો પણ એનું અનુકરણ ન કરશો,

રમણલાલ નાનાલાલ શાહ

[illegible] પ્રિં. પ્રેસમાં [illegible]

# ગુણસુંદરી અને સ્ત્રીહિતોપદેશ




વ્યવસ્થાપક :
નટવરલાલ ઠક્કર

તંત્રી બાળવિભાગ :
નાગરદાસ ઇ. પટેલ

તંત્રી :
શ્રી. જયવતી દેસાઈ

સહતંત્રીઓ :
શ્રી. રમા ઠાકોર, બી. એ.
શ્રી. વનબાળા દેસાઈ, બી. એ.

૨૦મું
૩૯મું





આદ્યતંત્રી અને સ્થાપક : શ્રી. જયકૃષ્ણ વર્મા, રાવ દિવાન સાહેબ, લુણાવાડા રાજ્ય

ડિસેમ્બર
અંક ૪ થો

# જાણીતા શહેરી
# શ્રી. પ્રાણલાલ દેવકરણ નાનજી



## શું કહે છે ?



આપનું નવીન પુસ્તક ' સંસ્કારલક્ષ્મી ' સુંદર અને ઉપયોગી છે. ઘણા વિષયોની સરલ રીતે ચર્ચા કરવામાં આવી છે તેથી જનતાને ઉપયોગી થશે. ' સંસ્કારલક્ષ્મી ' એ સ્ત્રીઓ માટે ઘણું જ ઉપયોગી પુસ્તક જણાય છે. આ પુસ્તકની પ્રથમ આવૃત્તિ બે માસ જેટલા અલ્પ સમયમાં વેચાઇ ગઇ અને આ બીજી આવૃત્તિ બહાર પાડવાની જરૂર પડી તે એની ઉપયોગીતાનો પૂરાવો છે. તે સાદી અને સરળ ગુજરાતી ભાષામાં લખાયલું તથા રંગબેરંગી ચિત્રો સાથે ઘણું જ આકર્ષક તથા દળદાર પુસ્તક બનેલું છે. તેમાં સ્ત્રીજીવનના દરેકે દરેક પ્રશ્નની વિસ્તારપૂર્વક છણાવટ કરવામાં આવી છે. આદર્શ ગૃહિણી તથા આદર્શ માતામાં સુખી સંસાર બનાવવા માટે કયા કયા ગુણોની આવશ્યકતા છે અને તે ગુણો કેવી રીતે ખીલવી શકાય તેનું એક રસિક વાર્તારૂપે સુંદર રીતે માર્ગદર્શન કરવામાં આવ્યું છે. તે ઉપરાંત સ્ત્રીઓને અનુરૂપ કળાઓ, આરોગ્યશાસ્ત્રના નિયમો, ઘરગથ્થુ ઔષધો વગેરે અનેક બાબતોનું સારી રીતે વર્ણન કરવામાં આવ્યું છે.

ટૂંકામાં આ પુસ્તક સ્ત્રીવર્ગને અને ખાસ કરીને ગુજરાતી સમાજના સ્ત્રીવર્ગને ઘણું જ ઉપયોગી છે. આવી સુંદર કૃતિના પ્રકાશન માટે તેના લેખક તથા પ્રકાશકોને અભિનંદન ઘટે છે. "

સંસ્કારલક્ષ્મી માટે આથી વિશેષ કહેવું તે સોના પર ઢોળ ચઢાવવા બરાબર છે.



પુસ્તક ૩૯મું | ડિસેમ્બર : ૧૯૪૨ | અંક ૪ થો

# બ્હેનીને-

આવી આવી હસતી આવી,
બ્હેનલડી વીરને બહુ ભાવી,
દઈ તાલી ક્યાં ગઈ તું ચાલી ?
ભાવ ગીત ક્યાં ગાઉં ?
હું કોને લાડ લડાવું ?

જીવન કેરી આશા હતી તું,
મુજ ઉરનો ઉલ્લાસ હતી તું,
હૈયા કેરી હાશ હતી તું,
હૈયું ક્યાં બહેલાવું ?
હું કોને લાડ લડાવું ?

અંગ તણી રસ રંગ હતી તું,
સંગ જીવન ઉમંગ હતી તું,
રંક આંગણિયે ગંગ હતી તું,
ક્યાં જઈ શોધી લાવું ?
હું કોને લાડ લડાવું ?

તાર હતા જો દેવા તોડી,
શાને બ્હેની પ્રીતડી જોડી,
કે બાંધવની માયા થોડી,
ના કેમ કશું સમજાવ્યું ?
હું કોને લાડ લડાવું ?

તું હસતી મુજ જીવન હસતું,
ત્હારે ટહૂકે તન વિલસતું,
સ્વર્ગસદન મન મ્હારે વસતું,
ક્યાં જઈ સદન સુહાવું ?
હું કોને લાડ લડાવું ?

ઢગ આશાનાં ઉર વસ્યાં'તાં,
ત્હારે કાજે સ્વપ્ન રચ્યાં'તાં,
દેવલોકમાં દેવ હસ્યાં'તા,
સ્વપ્ન સર્યું જ્યાં મ્હારૂં,
હું કોને લાડ લડાવું ?
તુજ હસ્તે રોપેલી વેલો,
વિલાય સર્વે સૂનાં ફૂલો,
સૂનો આસોપાલવ ઝૂલો,
ઝૂલું ક્યાંથી ઝૂલાવું ?
હું કોને લાડ લડાવું ?
જો જો ત્હારી સિતાર સૂની,
કોણ છોડશે તાર અટૂલી,
જો જો તુજ વીણ બેસૂર બોલી,
ક્યાંથી સૂર મિલાવું ?
હું કોને લાડ લડાવું ?
જો તુજ રૂપલા ઝાંઝર ઝમકે,
કોણ ઠમકશે મધુરા ઠમકે,
હાથ ધરૂં ત્યાં કરુણ રણકે,
શું ઘેરી ઘૂઘરી લાવું !
હું કોને લાડ લડાવું ?
તાર અતૂટ જીવનના સાંધી,
બ્હેનલડી તેં રક્ષા બાંધી,
તુજ ઉપર શી આવી આંધી,
ગઇ તું વીર વિસારી ?
કે દુભવી તુજને ભારી ?
ના તું છે, તુજ પ્રતિમા પાસે,
વાત કરીશ હું શ્વાસે શ્વાસે,
જીવનમાં સ્મૃતિરસ જળવાશે,
હસી હસી હસાવીશ,
અશ્રુ સહ લાડ લડાવીશ.
રક્ષાબંધન દિવસ જ્યારે,
હાથ ધરીશ એ રક્ષા ત્યારે,
આંખ ભરી અશ્રુની ધારે,
હેત ભરી હુલાવીશ,
મહામૂલી ભેટ ચઢાવીશ.

શ્રી. વાડીલાલ શાહ

# દીનુ તેલી

મૂળ બંગ લેખક :
**શ્રી. અસમંજ મુખોપાધ્યાય**

અનુવાદક :
**શ્રી. રેવજુ દયાળજી પેલાણી**

ક્યા રે, ક્યા જુગજૂના સમય પૂર્વે, કેશવવાડી ગામના આ મોહોલ્લાનું નામ લોકોએ તેલી પાડા રાખ્યું હશે, તે નક્કી કરવું એ જેટલું મુશ્કેલ હતું, તેટલું જ મુશ્કેલ ક્યારે શા માટે અને કેવી રીતે તે સમયે ત્યાં રહેતા એકેએક તેલી કુટુંબની હસ્તી નાબુદ થઇ જાય તેને બદલે એ પાડામાં બેએક ઘર બ્રાહ્મણનાં, એકાદ ઘર ગાંયજાનું, બેત્રણ ખોરડાં કુંભારનાં. અને કેટલાંક ખોરડાં કોળી અને સંતાલોનાં વસી ગયાં હતાં તેનો હિસાબ મળવો પણ મુશ્કેલ હતો. પણ તેમ છતાંયે, એ પાડામાં દીનુ તેલી અને તેનું નાનું સરખું ખોરડું આજ દિવસ સુધી પોતાનું અસ્તિત્વ જાળવી રાખી, જૂના જુગમાં પાડાને દેવાયેલા નામની સાર્થકતા દેખાડી આપતું હતું.

શિયાળાના દિવસો હતા, બપોર પછીનો નિસ્તેજ તાપ આંગણામાંના એક મોટા વડના ઝાડનાં પાંદડાંઓની વચ્ચે થઇને દીનુ તેલીના આથમણા બારના સુવાના ઓરડાની ઓસરીમાં આવી પડયો હતો. ત્યાં ધાબળી પાથરી બેઠો બેઠો પોતાના ખોળાની પાસે એક નાની લાકડાની ઘોડી રાખી તે ઉપર કાશીદાસ કૃત મહાભારતમાંનું વનપર્વ ખોલી દીનુ ધીમે સાદે વાંચતો હતોઃ—

> જાગી સતી પતિ નવ દેખે
> બેભાન થઇ નીચે પડી
> ઓ નથ, ઓ જીવન ક્યાં ગયા
> એમ રડતી ઘડી ઘડી.
> મહા વિકળ નળને શોધતી
> આવી પડી અજગર મુખે.... ..

વળીઃ—

> વેકરળી વનમાં વલવલે
> અંધારી રાત . ...
> ભામિની એ પામી ઘણું
> એકલડી એ જાત. વેકરળી૦

વળીઃ—

> રસના નામ દે નળ તણું
> જાપ જપતી જાય
> ઓ નળ ઓ નળ બોલતી
> બીજો નહીં રે ઉચ્ચાર
> ભૂલી ભમે છે રે ભામિની
> નૈષધનાથની નાર.

થોડી વાર વાંચ્યા પછી, જ્યારે ઉપર આવતી સાંજનું અંધારું તેના ચશ્માના બેઉ કાચની ચોપાસ ધીમે ધીમે જામવા લાગ્યું ત્યારે નલરાજાનું ઉપાખ્યાન વાંચી દમયંતીના દુઃખથી સમસ્ત હૃદય ભરાઇ આવતાં વેદનાના ઘન અંધકારનો બોજો પણ તેના હૃદય ઉપર લદાઇ ગયો. વૃદ્ધની આંખોની પાંપણો તો ક્યારનીયે ભીંજાઇ ચૂકી હતી, હવે તેણે ધીરે ધીરે ચશ્મા ઉતારી પાસે ખુલ્લા પડેલાં પુસ્તક ઉપર રાખી દીધાં અને બન્ને હાથે આંખો લૂછી નાખી, પતિથી તજાયલી વનચારિણી રાજરાણીના દુઃખથી દુઃખી થઈ મનમાં ને મનમાં બોલ્યો, 'આહાહા! મા માડી રે મારી, રાજપુત્રી રાજરાણી છતાં, આટલું બધું દુઃખ તારા ભાગ્યમાં લખ્યું હતું માડી! રાજેશ્વરી રાણી બનાવી વિધાતાએ આટલાં બધાં આંસુ તારી આંખોમાં ભરી દીધાં હતાં!'

ઘણો વખત વીતી ગયો, બાજુના

ફાંફળા પથારી ઉપર ઉઠીને બેઠા થયા. ત્યારે રાત લગભગ વીતી જઇ સવાર થવા આવ્યું હતું. પથારી ઉપરથી એક કૂદકે નીચે ઉતરી બેનરજી મહાશય એજ સ્થિતિમાં દીનુના ઘર તરફ દોડયા. જતાં જતાં એક વખત તેણે પોતાના ચંડીમંડપમાં વિરાજતી મૂર્તિ તરફ આંખો ફેરવી જોયું, એને લાગ્યું કે જાણે ઘાસ ઉપર માટી લીંપેલું એક મોટું પૂતળું મીટ મીટ આંખોએ તેની તરફ જોઇ રહ્યું હતું. તેની છાતી ધબધબ ધબકી ઉઠી. દોડતાં દોડતાં દીનુના ઘરના આંગણામાં આવી ત્યાંનું દશ્ય જોઇને તે ડરી જ ગયો. ઓસરોમાં પાંડાના ઘણાયે માણસો ભીડ જમાવી ઉભા હતા. અને એમની જ સામે થોડે દૂર તુલસીક્યારા નીચે દીનુ જે ધાબળી બિછાવી રોજ મહાભારત વાંચવા બેસતો હતો તેના જ ઉપર તેનું પ્રાણહીન નિશ્ચેષ્ટ શરીર પડયું હતું, અને તેની મૃત્યુ-સૂચક ઉઘડેલી બન્ને આંખો ઊંચે સ્વર્ગ તરફ એકી ટસે જોઇ રહી હતી.*

* મૂળ બંગવાર્તા 'દીનુ તેલી'નો ગુજરાતી અનુવાદ. 'મુક્તાઝારી' પુસ્તકમાંથી.

---

હાલમાં પ્રાર્થના રૂપે દરરોજ ગાવા યોગ્ય

# ભગવાનને પત્ર

( રાગ—" જુઓ આ, જગબંધવની જેલ. " એ ભજનની કડીઓ પ્રમાણે )

સ્વસ્તાન શ્રી સચરાચરમાં, વ્યાપક શ્રી ભગવાન,
વિકટ વખતની વિનતિ વહાલા, જરૂર દેજો ધ્યાન;
વહારે, આવો શ્રી ભગવાન. ૧
ભારતી લીલાભૂમિ તમારી, દુઃખિયારી છે આજ,
સહાય માંગે સંત વીરનર, ઊઠો હવે મહારાજ !
નહિતર, જશે તમારી લાજ. ૨
ઓથ જેને આપની તેને, શું કરે કાળ કરાળ ?
ભાર છે કોનો જગતભરમાં, વાંકો કરે એક વાળ ?
થાઓ, સહાયક શ્રી ગોપાળ. ૩
વિશ્વયુદ્ધ આ અતિ ભયંકર, ભભૂકી ઉઠયો કાળ,
કાળલીલા એ સંકેલો વા'લા, કાળના પણ હે કાળ !
સમાવો, ઉગ્ર વસમી જ્વાળ. ૪
કાળનૃત્ય આ થવા દેવાનો, હજી જો હોય વિચાર,
સંતહૃદયના તાપ શમે તેવું, ઝટ કરો કિરતાર;
કરશો, વાર ન તારણહાર. ૫
કરવા સરજનહાર તમે છો, શક્તિમાન તમામ,
નાહક બહાનું કાઢશો નહિ, આત્માના આરામ;
વધુ હવે, શું લખે " જયરામ " ? ૬

શ્રી. જયરામભાઇ નથુભાઇ પટેલ

# પુત્રી — નો — પિતા

પ્રયોજક : શ્રી. કેસરી ચિ. દેસાઈ

ક્રાંતિકારીઓનો તે જમાનો હતો. હિંદ મૈયાને ગુલામીની શૃંખલાઓમાંથી છોડાવવા ક્રાંતિકારો શક્ય હિંસક પ્રયાસો આદરતા. 'કાકોરી કાવત્રા કેસ' એ આવો જ એક પ્રયાસ હતો. પરંતુ કમભાગ્યે એ કાવત્રુ પકડાઈ ગયું અને તેના પરિણામે ઘણા આશાસ્પદ ક્રાન્તિકારીઓને ફાંસીને માંચડે ચઢવું પડયું. ઠાકુર રોશનસિંહને પણ આ કાવત્રામાં અગ્રભાગ લેવાના આરોપ માટે ફાંસીની સજા મળી. હસતા મુખે તે વીર ફાંસીને દોરડે લટકયો. રોશનસિંહનો આત્મા આ દુનિયામાંથી દૂર થઈ ગયો પણ પોતાની પાછળ વિયોગથી ઝૂરતી ગરીબ વિધવા અને એકની એક લાડકવાયી પુત્રી મૂકી ગયો. નિરાધાર વિધવા પતિના વિયોગને સંભારતી, પુત્રીને સંભારતી પોતાનું જીવન વ્યતીત કરવા લાગી. પોતાની પુત્રીના ભવિષ્યના વિચારથી તે અતિચિંતાતુર રહેતી. આર્થિક મુંઝવણ પણ તેને નડતી.

આવા જીવનના ત્રાસથી બે ચાર વખત તેણે દુઃખી જીવનનો અંત લાવવાના વિચારો કર્યાં પરંતુ પોતાની ભોળી પુત્રીનું નિર્દોષ વદન જોઈ તેને પોતાના પતિની યાદ આવતી અને પુત્રીને પતિના સ્મરણરૂપ સમજી તેવા વિચારોથી તે દૂર રહેવા પ્રયત્નો કરતી. વારંવાર તેને વિચાર આવતા કે જો પોતાનો પતિ ચાર પાંચ વર્ષો પછી વિદાય થયો હોત તો પુત્રીના લગ્નની જવાબદારીમાંથી પોતે મુક્ત રહી શકત. પુત્રી માટે યોગ્ય વરની તપાસ કોણ કરશે ? લગ્નના આતિથ્યની જવાબદારી કોને સુપ્રત કરવી ? વિવાહનો ખર્ચ ક્યાંથી આવશે ?—આવી અનેક મુશ્કેલીઓનો વિચાર આવતાં તેની આંખો અશ્રુથી ભરાઈ જતી. પુત્રીથી છુપાવીને ક્વચિત રડવાથી તે પોતાના હૃદયનો ભાર હળવો કરતી. પરંતુ કષ્ટપિડીત વિધવાનું હૃદય તો સતત દુઃખની જ્વાળાથી પ્રદીપ્ત જ રહે છે.

× × ×

ઠાકુર રોશનસિંહને ફાંસી આપે બે વર્ષ વીતી ચૂક્યાં. તેના વિયોગનું દુઃખ વિધવાના હૃદયમાંથી હજુ લુપ્ત થયું નથી. છતાં તેનો બધો સમય પોતાની પુત્રી માટે વરની ખોજ કરવામાં અને તેને અંગેની બધી યોજનાઓમાં જ જતો. મહામુશ્કેલીએ તે...તેના જ ગામના એક યુવકને મનાવવામાં શક્તિમાન થઈ. તે યુવકે ઠાકુરની કન્યા સાથે લગ્ન કરવા હા પાડી. રોશનસિંહની વિધવાને તો હરખનો પાર ન હતો. તે હવે લગ્નની જવાબદારીમાંથી સત્વર મુક્ત થવા ઇચ્છતી હતી. પણ વિધિએ કાંઈ બીજું જ નિર્માણ કર્યું હતું. વિધવાના કમનસીબે એ ગામના પોલીસ દરોગાએ તે યુવકને ધમકી આપી કહ્યું કે ક્રાન્તિકારની પુત્રી સાથે વિવાહ કરનાર અને કરાવનાર રાજદ્રોહી ગણાશે. કુટુંબના મુરબ્બીઓએ પોલીસની ધમકીથી ડરી જઈ વિવાહમાં ભાગ લેવાની ના પાડી દીધી. દેશભક્તિનો દંભ રાખનાર યુવક પણ નાહિંમત બની ગયો અને તેણે એ વિવાહની ના પાડી. બિચારી વિધવાને આશ્રય માટે એક પણ સ્થાન ના રહ્યું. એ સમયમાં એટલી શક્તિ કોનામાં હતી કે પોલીસના રાજદ્રોહના દોષારોપણને સુખેથી સહન કરે અને તેનો વિરોધ કરી શકે !

પરિસ્થિતિ ખૂબ વિકટ હતી. વિધવાને કોઇનો સાથ ન હતો. ગભરાટ અને મૂંઝવણથી તે બ્હાવરી બની ગઈ. ઝેરથી મા-દિકરીના જીવનનો અંત લાવી સ્વર્ગમાં પતિ પાસ જવા સિવાય બીજો કોઇ રસ્તો તેને દેખાતો ન હતો. દેશમાં દાની પુરુષો પુષ્કળ હતા, બહાદુરો પણ હતા. અને દેશભક્તોની ખોટ તો કોઇ દેશમાં નથી હોતી. પણ તે અસહાય વિધવા અને નિર્દોષ બાળકીની સહાયતા માટે દરેક જણ એક ડગલું ભરતા અચકાતા હતા. અને એ દિવસોમાં નેતાઓની નિકટ પહોંચવાની ધૃષ્ટતા અને શક્તિ કોઇ ગરીબ ગામડીઆમાં ન હતી.

× × ×

" ઠાકુર રોશનસિંહની પુત્રીનો વિવાહ અટકી પડયો છે. "

" શા માટે ? શું કોઇ યોગ્ય વર નથી મળતો કે પૈસાની જરૂર છે ? " લખતાં લખતાં કલમ અટકાવી ખુરશી પર બેઠેલા સંપાદકે પ્રશ્ન કર્યો.

" બન્ને કારણો છે. " આ વાતની સંપાદકને જાણ કરનાર યુવકે ધીરા સાદે જવાબ આપ્યો.

" પૈસા માટે પ્રબન્ધ થઇ જશે. પરંતુ જો કોઇ યુવક જ તૈયાર ના થાય તો પછી શું થાય ? " ગંભીર મુખથી સંપાદકે કહ્યું.

" યુવક તો તૈયાર છે, પણ પોલીસદરોગો યુવકના કુંટુબીઓને ધમકાવે છે કે ક્રાન્તિકારની પુત્રી સાથે વિવાહ કરવામાં ફાયદો નહિ હોદો."

" શું આ વાત સત્ય છે ? " ક્રોધ અને દુઃખસહ સંપાદકે પૂછ્યું.

" હા. બિલકુલ સત્ય છે. "

" ઠીક, મારે આવતીકાલે એક સભામાં પ્રમુખસ્થાન લેવાનું છે. ત્યાં હું નહિ જાઉં. પણ તમારી સાથે એ ગામમાં આવીશ. પોલીસના દરોગાને બે શબ્દો કહેવા છે. યુવકે સંમતિ આપવી જોઇએ. ખર્ચનો પ્રબન્ધ હું કરીશ. " વિશ્વાસ અને ધૈર્યથી સંપાદકે કહ્યું.

પંદર માઇલ સુધી પગપાળા મુસાફરી કરી સંપાદક એ યુવકની સાથે રોશનસિંહને ગામ પહોંચ્યા. દરોગાને બોલાવીને કહ્યું: " તમને શરમ નથી આવતી ? ધારી લો કે આપનું મૃત્યુ થાય અને આપની પુત્રીના વિવાહમાં કોઇ વિઘ્ન નાખે તો આપના આત્માને, આપની પત્નીને અને દરેક ભલા માણસને કેટલું દુઃખ થશે ? કન્યાદાનમાં તો કેટલા અજાણ સજ્જનો પણ સહાય આપે છે તો આ શું તમારી માનવતા છે કે એક નિર્દોષ બાળકી અને એક અનાથ વિધવાને આપ સતાવી રહ્યા છો ? ઇન્સાન, બચરવાલ પિતાના હૃદયથી જવાબ આપો ? "

પોલીસ દરોગાની તુમાખી અદૃશ્ય થઇ અને તેનું સ્થાન માનવતા અને સમજશક્તિએ લીધું. શરમના માર્યે તે ઊંચુ જોઇ ના શક્યો. સંપાદકના વ્યક્તિત્વે તેના કલુષિત વિચારો દૂર કર્યા. બે હાથ જોડી તેણે માફી માગી અને એ બાલિકાના લગ્નનો ખર્ચ આપવા તે તૈયાર થયો.

ઠાકુર રોશનસિંહની પુત્રીના લગ્નનો દિવસ આવ્યો. વરપક્ષના આતિથ્યનો બધો ભાર દરોગાએ લીધો હતો. પરંતુ જ્યારે કન્યાદાનના સમયે એ પ્રશ્ન ઉઠયો કે પિતાને બદલે કન્યાદાન કોણ દેશે ત્યારે એ જ તપસ્વી સંપાદકે આવી કહ્યું કે " ઠાકુર રોશનસિંહના મૃત્યુને કારણે તેની પુત્રીનો પિતા હું છું."

પુત્રીના પિતાનું સ્થાન લેનાર એ સંપાદક સ્વ. ગણેશ શંકર વિદ્યાર્થી હતા.*

* હિન્દીના આધારે

# —: મીરાંબાઇ :—

પ્રભુની લીલાનું તીર્થ સંસ્કૃતિ પૂર્ણ ભારતવર્ષમાં,
મેવાડ ધીંગો દેશ શૌર્ય ભરેલ પદરજ સ્પર્શમાં;
રાજે નગર ત્યાં રમ્ય જેનું મેડતા શુભ નામ છે,
કારીગરી, હુન્નર, કલા, કૌશલ્યનું પ્રિય ધામ છે. ૧

અભિરામ હર્મ્ય હવેલીઓ જ્યાં વ્યોમથી વાતો કરે,
દુઃખ દર્દ દુર્લભ જ્યાં સહુ સુખચેનમાં સ્નેહે ફરે;
શોભાવતા ગાદી દુદાજી રાવ શાણા ભૂપતિ,
નિત્યે સદાચારે સરસ ગુંથાઈ છે જેની ગતિ. ૨

ઊર્મિં રમે ઉમદા ઉરે કરતા સખાવત સર્વદા,
સુખ સ્થાપતા, દુઃખ કાપતા, હરતા પ્રજાની આપદા;
પાળે પ્રજાને પ્રેમથી પરિવાર પોતાનો ગણી,
નીતિ ચીલે ચાલે સતત છે ધર્મ પ્રત્યે લાગણી. ૩

કરતા પરમ પ્રેમ રાષ્ટ્રની ચડતી અને પ્રગતિ થવા,
અભિલાષ અનુપમ અંતરે વ્યાપાર વણજ વધારવા;
મહાજન અવાજ અનુસરે સહુ રાજકીય વ્યવહારમાં,
રહે ઉલ્લસી રૈયત તણા સદ્ભાવમાં, સહકારમાં. ૪

સત્પુત્ર ત્હેના રત્નસિંહ ગુણગણ વડે ભરપૂર છે,
ને પુત્રપત્ની સાધુહૃદયા, આર્દ્ર જેનું ઉર છે;
ચિત્તવૃત્તિ જેની રજનિદિન શ્રીકૃષ્ણ ચરણાબ્જે રમે,
સંતાનનું નહિ સુખ છતાં સંતોષમાં દિન નિર્ગમે. ૫

વધુ સમય નવ આ દુઃખ રહ્યું પ્રભુ ભક્તના પ્રતિપાળ છે,
એના જીગરમાં ભક્તના કલ્યાણની જંજાળ છે;
અણમોલ અવસર શુકનવંતો સાંપડ્યો મંગલ દિને,
સુવરાણીએ આપ્યો પ્રસવ કમનીય એક કુમારીને. ૬

ઉજવાય ઓચ્છવ હર્ષથી નોબત નગારાં ગાજતાં,
ઉરઉર મહીં ઉત્સાહ ને ઉલ્લાસ આજ વિરાજતા;
રાજા પ્રજાના અંતરે રહી સુખ સમર્પી કુમારિકા,
પાડ્યું ફઇ શુભ નામ મીરાંબાઇ કુળની તારિકા. ૭

વિકસે ઉષાના ઉદયમાં રૂપ રંગથી ફૂલની કળી,
રહી બાળકી ગુણથી અને લાવણ્યથી ઝળહળ ઝળી;
મુખ મધુર હસતું દેખતાં 'છે દિવ્ય અંશ' સહુ કહે,
માતા પિતાના નેત્રદ્વયથી હર્ષનાં અશ્રુ વહે. ૮

કાલા મીઠા કલ્લોલમાં ચાતુર્ય બુદ્ધિનું ભર્યું,
મુખસારિકા એ કન્યકાએ ચિત્ત સહુ જનનું હર્યું;
વચનો મીઠાં, વર્તન રૂડું સદ્‌ભાવનાં અમીરસ ભીનું,
સુખનું સદન સ્મિતભર વદન માયાળુ મીરાંબાઇનું. ૯

પણ વજ્રપાત થયો હરી જનની લીધી વિધિએ અરે,
કલિકા શી મીરાંબાઇ પર દુઃખનો ન પાર રહ્યો ખરે;
માતા જતાં રડતાં મીરાં દાદા હૃદયથી ચાંપતા,
પૌત્રી તણાં આંસુ લુછી દાદાજી ધીરજ આપતા. ૧૦

દાદા દુદાજી પરમ વૈષ્ણવ ભક્ત સાચા કૃષ્ણના,
માતા વિહોણી બાલિકાના તે દિવસથી મા બન્યા;
સાથે જ રાખે રાતદિન ખવરાવતા ખેલાવતા,
વાતો કરી મીઠી મીઠી દિલડું સદા બહેલાવતા. ૧૧

ટુંક સમયમાં દાદાજીથી મન મળી ગયું સહુ વાતમાં,
દાદા ભજન જો ગાય, મીરાં કીર્તનો લલકારતાં;
પૂજા કરે દાદા, મીરાં પૂજન રૂડી રીતે કરે,
દાદાની ભક્તિપ્રીતિ બાળકી ઉરમાં ભક્તિ ભરે. ૧૨

શૈશવ થકી સત્શીલ ને સદ્ધર્મમાં વૃત્તિ ઢળી,
દુદાજીના સહવાસથી શુભ લાગણી બમણી ફળી;
ચોપાસના વાતાવરણનું અનુકરણ બાળક કરે,
દાદાજીનું ઉમદા જીવન પ્રભુતા મીરાં હૃદયે ભરે. ૧૩

બચગી છતાં રમતે ન મીરાંબાઇનું મન બહુ રમે,
સુખસાધનો સુંદર ન એના ઉરને અદકાં ગમે;
મીરાં ભીતરના ભાવથી વ્રજરાજનું પૂજન કરે,
કોકિલ કંઠે ઈશ ગૌરવ ગાનનાં ગુણ-જન કરે. ૧૪

વિદ્યા વિશારદ પંડિતો જે શીખવતા ઉત્સાહથી,
મીરાં વિચક્ષણ બુદ્ધિથી તે શીખતાં બહુ ચાહથી;

શીલશોભના આ મેડતાધિશ કન્યકા શૈશવ મહીં,
શિક્ષણ રૂડેરાં મેળવી હરી સર્વનાં હૈયાં રહી. ૧૫

ને ઉચ્ચ અંકુર દિનદિને વધતાં જ ચાલ્યાં વિકસતાં,
મીરાંનું દિલ શ્રીકૃષ્ણમાં પળપળ સદા તન્મય થતાં;
પ્રગટી અનેરી જ્યોત હૈયે, નેત્રનાં પડળો ખૂલ્યાં,
મીરાં અભેદે રાચતાં જગભેદ ખેદ સહુ ભૂલ્યાં. ૧૬

વધુ જ્ઞાનની ગોષ્ટિ વિષે ગોવિંદ ગૌરવ ગાનમાં,
વિદ્વાનના સંસર્ગમાં, કીર્તન, ભજનની પ્રીતમાં;
મૃદુભાષી મીરાંબાઇનું કૌમાર્ય ચાલ્યું વીતતું,
યૌવન ખીલ્યું રવિકિરણથી અરવિંદ જાણે ખીલતું. ૧૭

સૌંદર્ય ને સત્શીલની વિખ્યાતિ દેશ વિદેશમાં,
કૌમુદી સમી પ્રસરી રહી, પમરી રહી જ વિશેષમાં;
માગાં મીરાંના હસ્તનાં દૂરદૂરથી આવ્યાં ઘણાં,
ચાહે સહુ વરવા મીરાં જેના ન રૂપમાં છે મણા. ૧૮

વિભુવત્સલા મીરાં મનોરમ એક દિન મધરાતમાં,
આનંદથી આવાસમાં નિર્દોષ પોઢી નિરાંતમાં;
માણેકઠારી પૂર્ણિમા રસ રૌપ્ય જગતમાં પાથરે,
વ્રજચંદ્ર ત્યાં મીરાં ભવનમાં ગગનપટથી ઊતરે. ૧૯

ઝબકી મીરાં સામે જુએ રસરાજ મૂર્તિ મીઠડી,
પલકે ગયાં ઉર ઉમળકે પ્રભુ પાદપદ્મ મહીં પડી;
"આજે રસેશ! મહાકૃપા આ કિંકરી પર છે કીધી,
દર્શન તણી લાખેણી લ્હાણી લલિત આજ મ્હને દીધી. ૨૦

હે નાથ! વસમી જગતની જંજાળ મુજને નવ ગમે,
મુજ ચિત્ત તો પ્રભુ! આપના પાદારવિંદ વિષે રમે;
મહાજન! મુજને રાખશો સુખદાયી નિત્યે ચરણમાં,
ન વિસારશો આ રંકને, રાચું શરણમાં, સ્મરણમાં." ૨૧

વાણી સુણી વ્હાલપ ભરી, વ્રજચંદ્ર આનંદે વદ્યા,
"મીરાં મધુરી! મુજ હૃદયમાં વાસ ત્હારો સર્વદા;
તું મ્હારી ને ત્હારો હું આપું કોલ લે અત્યારથી,"
કહીને તિરોહિત હરિ થયા ભેટી મીરાંને પ્યારથી. ૨૨

બસ ત્યારથી ચોડયો લલાટે ચંદ્ર પ્રભુ સૌભાગ્યનો,
બાળા મટી મીરાં ધરે, શણગાર સ્વામી સુહાગનો;
રચી કીર્તનો ને આરતી, આરાધતાં વ્રજરાજને,
સેવે ઉલટથી સાધુ, સાધ્વી, સંત, ભક્ત સમાજને. ૨૩

એ રીત ભક્તિ ભાવમાં દિનરાત ચાલ્યાં જાય છે,
ચર્ચા મીરાંના લગ્નની દરબારમાં ચર્ચાય છે;
વાતો વિવાહની જાણતાં પ્રભુ પ્રણયિની એ તો હસે,
"મુજ કાન્ત કુઞ્જવિહારી મનમંદીરમાં વ્હાલે વસે. ૨૪

મ્હારે અમર અનુરાગ તજી સંસારમાં પડવું નથી,
વસુધા તણા વ્યવહાર વમળે વ્યર્થ આથડવું નથી;
મ્હેં તો દીધું દિલ દેવને કયાંથી અવરનું એ બને?
જપશે જીગર મ્હારૂં નિરંતર જગજીવન પરમેશને." ૨૫

એ સાંભળી મનમાં સ્વજન પરિજન સહુ મુંઝાય છે,
વૈરાગ્યમય પેખી મીરાંને વધુ વધુ દૂભાય છે;
દાદા તણા આદેશથી સંબંધીઓના આગ્રહે,
સખીઓ સમાનવયસ્કની વિનતિ મીરાં મનમાં લહે. ૨૬

જળ માગતાં પય સ્વાદુ દેતા પૂજનીય વડીલને,
સંતર્પવા દાદા, પિતા, મીરાં કઠણ કરી દિલને;
લૌકિક રીતે એ લગ્ન કરવા આખરે સંમતિ ભણે,
સ્વજનો મીરાંની અનુમતિથી ભવ્ય ભાગ્યોદય ગણે. ૨૭

ચિત્તોડના યુવરાજ સાથ વિવાહ મીરાંના થયા,
આનંદ ઉત્સવ મેડતામાં ખૂબ ઊજવાઈ રહ્યા;
પરણી પધાર્યાં દંપતિ શોભાયમાન ચિતોડમાં,
કુલડે વધાવ્યાં પૂરજને, બહુ માનપાનની સોડમાં. ૨૮

કુળદેવીને મંદિર ગયાં, છે રીત આદિકાળથી,
નવદંપતિએ દેવીને નમવું સજોડે વ્હાલથી;
"આનંદ મંગલ ભોગવો આશિષ અંબાની રળી,
મહાશક્તિને વંદન કરી પરિવાર સુખ પામો વળી." ૨૯

( ચાલુ )

શ્રી. ચંદ્રકાન્ત મંગળજી ઓઝા

# દિવાસ્વપ્ન



લેખિકા :

કુ. વનમાળા ઘ. દેસાઇ

એક સંધ્યા સમયે હું મારા મિત્રો તથા ન્હાનાં ન્હાનાં બાળકો સાથે સમુદ્રકિનારે ફરવા ગઇ. અનેક પ્રકારની વાતો કરતાં કરતાં છેવટે અમે સમુદ્રકિનારે પહોંચ્યા. દૂર દૂરથી તેના ઘુઘુ અવાજે અમારી કર્ણેન્દ્રિય પ્રતેજ થઇ. અને છેવટે તેનાં દર્શન પણ થયાં. સમુદ્રનો વિશાળ પટ; સંધ્યાના સુનેરી રંગો ને પાણીમાં અનેકવિધ મોજાં ! આ જોઇને કોનું હૃદય નાચી ન ઉઠે ? ભવ્યતાનું દર્શન ખરેખર સાગર જ કરાવે છે ! કેટલી એની ઉદારતા ! આમ વિચારતાં વિચારતાં થોડેક ફરતાં ફરતાં છેવટે અમે બધા બેઠા. બાળકોને સમુદ્રનો પણ ક્યાં ભય છે ? એ તો દોડયા ને પાણીમાં છબછબિયાં કરવા લાગ્યા. અને સાથે સાથે તેમનો પેલો શોખ ? શંખલા અને છીપલા વીણવાનો. કેવો નિર્દોષ આનંદ ! કેવું સુંદર દૃશ્ય ! ખરે જ, ઐશ્વર્યનું ભાન થતાં એક વખત તો માથું નીચું નમે છે. આ પ્રભુતામાં એકલાં બાળકો જ નહોતાં રમતાં પરંતુ અનેક યુવક યુવતીઓ આ દૃશ્યનું પાન કરતાં હતાં. એ માધુર્ય, એ વિશાળતા એ સૌન્દર્ય ને ધીમો ધીમો કિલકિલાટ બધું જ આંખ તથા મનને આહ્લાદિત કરતું હતું. મ્હારી સાથેના મિત્રો પાસેની હોટેલમાં ભેળપુરી ખાવા ગયા. મ્હારાથી આ સુંદર દૃશ્ય મૂકી જઇ શકાયું નહિ. હું નીરાંતે બેઠી. અડધો અવની ઉપર અને અડધો આકાશમાં એવો સુનેરી સૂર્ય આથમતો હતો; કેમ જાણે મરદરિયે કો માનવીનું જીવન ઝોલા ખાતું ના હોય ! એ ઝબૂકતા સૂર્યનાં પ્રકાશે મને વિચારનિદ્રામાં નાખી. હું સૂર્ય સામે ટીકી રહી. આહ ! આથમતા સૂર્યમાં પણ કેવું ઔદાર્ય ! કેવી ભવ્યતા ! એ આથમતાં સૂર્યની સાથે અવનીનાં મનુષ્યનો પણ વિચાર કર્યો. મને થયું: આ પુષ્પ સરિખડાં બાળકો ને કિલ્લોલ કરતાં યુવક-યુવતીને પ્રભુ શું આનંદમાં મગ્ન નહિ રાખે. હાય ! કેવો વિચાર ? જ્યાં પ્રકાશમાન અને જાજ્વલ્યમાન સૂર્ય પણ, એક ક્ષણિક પ્રકાશ આપીને કેવો ડુબી જાય છે ! ક્યા ઘોર અવકાશમાં તે સમાધિ ચઢાવી ચાલ્યો જાય છે ! કંઇ જ સમજ પડે છે ? કોઇ તે કોયડો ઉકેલે છે ? બરોબર એવો જ અને એના કરતાં પણ અધિકતર ગૂંચવેલો એ મનુષ્યજીવનનો કોયડો. માતા બિચારી અનેકવિધ કષ્ટો સહન કરીને આ હસતાં બાલુડાંને જન્મ આપે છે, તેને ખિલવવા પ્રયત્ન કરે છે. સંસ્કાર અને જ્ઞાનનાં સિંચન સીંચીને તે ધરે છે સમાજને ચરણે. એમ માનીને કે સમાજરૂપી બગીચામાં આ પુષ્પો સદાએ ખીલશે ને ખિલાવશે. પણ રે, એ વડીલોને ક્યાં ખબર છે કે એ બગીચાની વાડો તે ફૂલની નથી; તે તો છે કાંટાળી અરે તેના કરતાંએ ખરાબ તે થોર્યંડની કાંટાળી વાડો છે. ન્હાનકડાં બાળકો એમાં કેવી રીતે વિહરે ? બસ, એ કાળી થોર્યંડી વાડોમાં જ તેનું જીવન સમાપ્ત થાય છે. એને ક્યાં ખબર છે કે જીવન એ મોંઘી એવી પ્રભુની ભેટ છે ! તેને આવી રીતે ચાર દિવાલોમાં કેમ વેડફી દેવાય ? જીવન તેનું તત્ત્વ આહ ! વિચાર કરતાં જીવન એ પણ એક વિશાળ ઉદધી જ લાગે છે. તેમાં અનેકવિધ અનુભવો થાય છે. અનેક પ્રસંગો સારા યા નરસા બને છે. અને તે બધાંના સંસ્કાર મગજ ઉપર એવા પડી જાય છે કે જે ભૂલ્યા ભૂલી શકાતા નથી.

આશા, પ્રશંસા અને પ્રેમના સુંદર પાયા ઉપર જીવનરૂપી વૃક્ષ ટકી રહ્યું છે. માટે જ ગુજરાતીના એક પ્રખર કવિ કલાપિએ ગાયું છે કે

"આશા એ તો મધુર કડવો અંશ છે જીન્દગીનો
છેડાયે ના જીવીત લગી એ છેડતાં જીવ જાતો."

એ જ આશાએ મનુષ્ય તેનું નાવ સંસારમાં ઝુકાવે છે. આશા તે તરંગી નહિ પરંતુ વાસ્તવિક જગતની સુનેરી આશા. એ જ આશાની અમરવેલ ઉપર અનેક પોયણાં ખીલે છે ને ખરે છે.

પ્રેમ એ જીવનનું સર્વસ્વ છે, હૃદયનું અવિરક્ત ઝરણું છે. બાળક જન્મતાં જ માતાના પ્રેમની આશા રાખે છે ને પિતાનું વાત્સલ્ય તેના મન અને હૃદયને આકર્ષે છે. એ પ્રેમમાં મોંઘી એવી આશા છે ને ઊંડી એવી શ્રદ્ધા છે. બાળક મોટું થતાં તેના ભાઇ-બહેન પાસેથી મીઠા એવા સ્નેહ ઝીલે છે ને ઝીલાવે છે. પછી જ્ઞાન અને કર્મના પ્રભાવે કો નવીન ભાવના, કો નવીન પ્રેરણા તેને જીવન તરફ-જીવના માધુર્ય તરફ પ્રેરે છે. તેનામાં નવીન ઉલ્લાસ આવે છે ને તે તરફ મનુષ્ય ખેંચાય છે. આ છે તેના જીવનનો વસંતોત્સવ. શું આ શૃંખલાઓમાં મનુષ્યો તેમના વસંતોત્સવ પોજી શકે છે ? એ નિર્ઝરતી ઝરણીઓને વહેવાનો પૂર્ણ અવકાશ મળે છે ? ના, કદી નહિ. કોઇ સમય એવો આવે છે કે આ નિર્મળ ઝરણીઓ તેનો માર્ગ શોધી વહે છે તે સમજી શકાય છે. એ જલમાં મનુષ્ય ન્હાવા પડે છે. મોટે ભાગે તે અનેરો આનંદ ભોગવે છે. કારણ એ જ કે આશા સાથે જીવન શ્રદ્ધા ઉપર પણ અવલંબે છે. એ જ આશા અને શ્રદ્ધાએ તેના જીવનના યજ્ઞો આરંભાય છે. એ યજ્ઞોને પ્રદીપ્ત રાખવા અનેક યુવક યુવતીઓ પ્રેમરૂપી જલનું સિંચન કરે છે. એ સિંચનમાં સૌન્દર્ય છે; માધુર્ય છે; ભાવના છે; ને કલ્પના છે. જ્યાં પ્રેમ સૌન્દર્ય ને કલ્પનાનો સુભગ સંયોગ થાય ત્યાં મનુષ્ય કલા સિવાય બીજું શું સર્જી શકે ? એનું સર્જન તે જ આ બાલુડાં. કેવી જીવનની ગહનતા ! ખરેખર.

"તમે મારાં દેવનાં દીધેલ છો
આવ્યા ત્યારે અમર થઇને રહો."

એ ભાવ મનુષ્યને ભીંજવી દે છે. ને રન્નાદેએ જે પગલીનો પાડનાર દીધો તેના લાલનમાં જીવન પૂર્ણ થાય છે.. શું જીવન આટલું બધું સુંવાળું છે ? શું તે સુખની જ મર્યાદામાં લીન થાય છે ! ના, કદી નહિ. એમાં તો કો કુમળી લાગણીઓ અને પ્રફુલ્લેલી પોયણીઓ એકાએક ખરી પડે છે. જીવનના આ યજ્ઞો આરંભતાં-સંસારમાં પગલી પાડતાં અનેક કુમળાં ઝાડો ને લતાઓ અકાળે કરમાઇ જાય છે. કારણ 'જે પોષતું તે મારતું' એ વિધિચક્રે એકમેકને જલસરમાં ન્હાતાં ન્હાતાં અરે કદીક ન્હાતા પહેલાં પણ જીવન વેડફાઇ જાય છે. તેમની આશા, તેમનો ઉલ્લાસ, તેમનો ઉત્સાહ ક્યાંઇએ અદૃશ્ય થઇ જાય છે. હાસ્ય પણ તેનાં જીવનમાંથી સરી જાય છે. તેમની આંખ સામે ભભૂકતી જ્વાળાઓ દેખાય છે, સાપના ફુફાડાઓ ને કર્કશ અવાજો સંભળાય છે. તે સંકોચાઇ જાય છે, વિલાઇ જાય છે. તેમને બિચારાંને તો જીવન આહ એક સ્વપ્નું જ થઇ જાય છે. તેમને આ સંસારમાં શોધવાનું ને સમજવાનું કંઇ લાગતું જ નથી; તેને દેખાય છે માત્ર દુઃખ; તેને અનુભવવાનો છે એક જ કાળ અને તે વિયોગ-વિરહ. એ વિરહની જ્વાળામાં બળતાં એની પાસે કો નથી સખી કે કો લાડકવાયો ! એકાન્તે આવેલાં અશ્રુ એની મેળે જ ટપકી સુકાઈ જાય છે. બસ, એજ તેનાં સાથી-એજ તેનાં જીવનસહચર્ય, એજ રુદન મન અને શરીરનો મેલ ધોઇ નાખે છે. તેથી કો જાણે અજાણ્યે

સ્વસ્થતા આવી જાય. તેજ વેદના કો કલા સર્જાવે. આ સર્જન વિરહીને શાન્તિ અર્પે છે. એ પણ શાશ્વત નથી. કારણ, પેલી પ્રશંસા એ તેને વળગે છે. એ સર્જન પાછી પ્રશંસાની અપેક્ષા રાખે છે. ત્યાં બિચારાં ઝંખવાય છે. તેમની પાસે કો પ્રશંસક નથી કે જેની પ્રેરણાથી કળા ફાલે ને ફૂલે. આમ આવિર્ભૂત કરેલી લાગણીઓ પાછી સંકોચાઇ જાય છે. આ કૃતિ તરફ તેને બાળક જેવો પ્રેમ ઉદ્ભવે છે. જગત તેની લાગણીઓ નહિ સમજે. વેવલી કહી કાઢી નાખશે, પણ તેને ક્યાં ખબર છે કે આ સર્જન એ જ તેની સાચી કૃતિ છે.- જીવનના અનેક અનુભવોમાંથી તારવીને તેને તો સમાજ આગળ નવનીત પીરસ્યું છે. હા, જગત ભાવનું ભૂખ્યું છે તે ખરું ! પણ ભાવનાનાં ભાવતાં ભોજન પીરસાતાં તેને ખાવાની ક્યાં ખબર પડે છે ? હાય ! આજ જીવનનું કારુણ્ય. જ્યારે તે સમજાય છે ત્યારે મૃત્યુ તેના પર સ્વાર થઈ જાય છે. પછી તે જીવને શાન્તિ ક્યાં મળે ? ખબર છે ? તેની કબરમાં. પેલી અતલ નિરાશામાં ડૂબેલા જીવો આખરે શાન્તિની સમાધિ ચઢાવે ને પેલાં આથમતા સૂર્યની માફક જરીક ઝબકારો મારી સદા માટે અદશ્ય થઇ જાય છે. સૂર્ય અસ્ત થતાં તેની પાછળ સુંદર એવા રંગો ને શીતળ એવો ચન્દ્ર અર્પતો ગયો. ધીમો અંહુ જ ધીમો ચન્દ્ર ખીલ્યો અને આખીએ પૃથ્વી ધવલગિરિ જેવી શુભ્ર ચાદરથી આચ્છાદિત થઈ ગઇ. સૂર્યે પૃથ્વીને તેના પ્રખર તાપથી તપાવી; ને બાલુડાની ટાઢ ઉરાડી; પેલા જીવે ! શું કર્યું ? કોની સામે ઝઝૂમ્યો ? તેને ક્યાં સૂર્યની માફક તેનો પ્રકાશ બતાવવાની તક મળી છે ? કે તેની કીર્તિ ગવાઇ છે ? તેને તો સમાજનાં ઝંઝાનીલો સામે ઝઝૂમવું પડયું અને ક્ષણિક પ્રકાશતા એ દીપકો બુઝાઇ ગયા. મેં વિચાર્યું કે આ ચન્દ્રોદયથી કેટલાએ વિયોગીઓ સંયોગનું સુખ અનુભવશે ને સ્નેહીઓની ગોદમાં લપાશે. મેં જીવનનો એક ખ્યાલ બાંધ્યો કે "જીવવું એટલે જલવું ને બૂઝવું." હજી હું વિચારનિદ્રામાં જ હતી. ત્યાં તો પેલાં હસતાં બાળકો આવ્યા ને હું જાગી. બાળકો મને અનેક રંગબેરંગી છીપલી બતાવતા હતા. મને તે રંગ જોતાં આનંદ થયો. પ્રભુની લીલાનો ખ્યાલ આવ્યો. પેલા મિત્રો એ પણ ભેળપુરીનાં વખાણ કરતાં હતાં. મને થયું, ખરેખર કવિ ખબરદારે કહ્યું છે તે સાચું જ છે કે મનુષ્યની કે પ્રભુની કૃતિ જોવા માટે એકલી આંખ નહિ પરંતુ હૃદય પણ આવશ્યક છે. હૃદયથી જોઇએ અને બુદ્ધિથી વિચારીએ તો કૃતિ એ એકલી કૃતિ નહિ પણ તેનો કર્તા જ આંખ સમક્ષ તરવરે છે. ને ભાવથી માથું નીચું નમે છે; અનેક માનવીનાં સૂતેલાં હૈયાંને તે જગાડે છે ને ભાંગેલાંને સાંધે છે.

પ્રત્યેકનો આનંદ જુદો છતાં અવર્ણનીય તો હશે જ. ઉદધિ ! શું તમારું ઔદાર્ય ને વિશાળતા !

# સળગી રમણી ચૌદ હજાર

( સવૈયા )

ચિતોડમાં જ્વાળા જે સળગી સળગાવ્યો તેણે સંસાર,
રજપૂત માત્ર કરી કેસરિયાં બ્હાર પડયો કરવા સંહાર;
તે દિનથી જામ્યો ભારતમાં વિનાશકર વંટોળ અપાર,
કેમ ભુલાયે સ્મરણપટેથી સળગી રમણી ચૌદ હજાર ! ૧

ભારતની ઉજ્વળ સતીઓ ! હો ! વંદન મારાં વાર હજાર,
યુગયુગ વીત્યે વિસરે નવ તમ વિજયકથા સારો સંસાર;
પુત્ર-પતિની માયા ત્યાગી, યૌવન ને ત્યાગ્યાં ઘરબાર,
કેમ ભુલાયે સ્મરણપટેથી સળગી રમણી ચૌદ હજાર ! ૨

જીવનતણી સુંદર આશાઓ હતી તમારે ઉર સુકુમાર,
પિતા, પુત્ર ને સ્વામી કેરો સ્નેહભર્યો મીઠો સંસાર;
ચંપકવર્ણી દેહ તમારી ગુલાબ પાંખડી શી રસધાર,
કેમ ભુલાયે સ્મરણપટેથી સળગી રમણી ચૌદ હજાર ! ૩

લખતાં કંપે લેખિની મારી ધખધખતા રાતા અંગાર,
ભરી સળગતી ચિતામહીં શી રીત થયાં સૂવા તૈયાર ?
કોમળ જે કાયાઓ ફૂલની મૃદુશય્યા સ્હેતી ન લગાર !
કેમ ભુલાયે સ્મરણપટેથી સળગી રમણી ચૌદ હજાર ? ૪

સૂર્યચંદ્ર છે જ્યાં લગી ગગને, જ્યાં લગી તારક તેજ અપાર,
ભારત ત્યાં લગી કેમ વિસરશે કીર્તિ તમારી કહો તલભાર ?
હરહૃદયો નમશે અંતરથી ઊરમાં ઉભરાશે આભાર,
કેમ ભુલાયે સ્મરણપટેથી સળગી રમણી ચૌદ હજાર ? ૫

પ્રો. મનુ દવે ( કાવ્યતીર્થ )

# ભુવનમોહિની

લેખક : શ્રી. બાળકૃષ્ણ જોશી

તેણે હાથમાંનો ફેટો ઝટપટ સામેની ટ્રિપાઇ પર ઊંધો ગોઠવ્યો અને શૂન્ય નજરે બારીની બહાર જોઇ રહી ! ફેટો નજરથી દૂર થયા છતાં આટલી વાર રોકી રાખેલો ડૂમો તેનાથી રોકાયો નહિ. તે રડવા લાગી.

સાયંકાળમાં પવન પડી ગયો; છેલ્લા બે કલાકથી સતત વરસતો વરસાદ પણ રહી ગયો; અને સ્વચ્છ ગરમ હવા લાગવા માંડી. મુંબાઇની હવાઇ લહેરો પણ સ્ત્રીની લહેરો કરતાં કાંઇ જુદી નથી હોતી ! તેને પણ અવનવી લહેરો ઉછળતી હતી !

સિનેમાસૃષ્ટિમાં રૂપગર્વિતા તરીકે ગાજી રહેલી ભુવનમોહિની એટલે એક વિકટ કોયડો જ હતો ! ધનુષાકારે ભમરો, લાંબી પાંપણો, સ્વપ્નવશ આંખો, અણીશુદ્ધ નાક, લાલ પરવાળાં સમા હોઠ, વિશાળ ચોટલો, મોહક મુખમુદ્રા, મીઠો અવાજ, અને ભાવનાશીલ અભિનય-એ સર્વની કિંમત સિનેમાસૃષ્ટિમાં માસિક પાંચહજાર રૂપીઆ અંકાતી હોય તો તેમાં શી નવાઇ ? પણ પોતાનું કામ પરવારી ભુવન સેટ પરથી એક વાર ઘેર પાછી ફરતી કે તેના મુખચંદ્ર પર દુઃખનાં ને વિષાદનાં વાદળાં પ્રસરી જતાં તે પાછી તે પુનઃ કામ પર જતા સુધી તેવાં જ રહેતાં !

આ અજબ કોયડો અત્યાર સુધી કોઇથી જ છૂટતો ન હતો ! સૌ અંદર અંદર કાન કરડી વાતો કરતા. ડાયરેકટરોને પણ તેની ધૂન મુજબ જ મુલાકાતનો વખત ઠરાવી ચિત્રપટ સબંધી ગમી કરવી પડતી ! નોકરવર્ગ પણ તેની સાથે કામ વિના વાતું બોલવાની હિંમત કરતો નહિ ! આવી અવગણી વાતમાં કોઇ પૂછી ન શકે એવી જ રીતે તે હંમેશાં વર્તતી ! તેની પસંદગી-નાપસંદગી સાચવતાં કંપનીના ડાયરેકટરોથી તે નાનામાં નાના નોકર સુધી સૌને નાકે પાણી આવી જતું ! પોતાની આજુબાજુના વાતાવરણ પર એકંદર રીતે તેને કેમ જાણે કાંઇ ભારે અણગમો જ ઉપજતો. તેના રાજમહેલ જેવા બંગલા સામે સમુદ્ર ક્ષિતિજ સુધી પ્રસરેલો હતો. બાગમાં ફૂલઝાડ થોડાં જ હતાં, પણ તેની વ્યવસ્થા અપૂર્વ હતી. વચ્ચે વચ્ચે કેળનાં વૃક્ષો પવનની લહેરોમાં ઝોકાં ધૂણાવતાં હતાં.

દીવાનખાનાનું ફરનિચર બહુ ઓછા જ પ્રમાણમાં હતું, છતાં સુસજ્જિત હતું. સૂર્યાસ્ત, સૂર્યોદય, વનનું સૌન્દર્ય, નાનાં મોટાં પશુપક્ષી વગેરેની નામાંકિત ચિત્રકારોની કલાકૃતિઓ વડે દીવાલો શણગારેલી હતી. ક્યાંય સ્ત્રી કે પુરુષનો ફોટો ટાંગેલો ન હતો. એકંદર રીતે એ બંગલામાંથી બહાર આવતો મનુષ્ય મનમાં બબડ્યા વિના રહે જ નહિ કે " છટ, છટ, આ કાંઇ સિનેમાસ્ટારનો નિવાસ ન હોય ! "

ભુવન બારી આગળથી ઉઠીને છત્રપલંગ તરફ વળી-અર્થાત્ તે દિવસે સેટ પર જવાની તેને જરૂર ન જ લાગી. ડાયરેકટરોને સંદેશો મોકલાવ્યો કે " હું કામસર આવી શકીશ નહિ. અભિસારિકાના નાયકની વ્યવસ્થા થઇ હોય તો આજે પસંદગી કરી જ દેવી જોઇએ."

( ૨ )

' લીન પિકચર્સ 'ને ભુવનમોહિનીના દરેક ચિત્રપટમાં લાખો રૂપિઆની કમાણી હતી. પરેલ દસબાર અઠવાડીઆં-એટલે સિનેમા હાઉસમાં રૂપિઆની ટંકશાળ જ ઉડતી; પણ ફિલ્મ જોઇ આવનાર દરેક જણ કહેતું: " આટલી સરસ નટી, પણ કંપનીને એની

જોડીનો નાયક હજી કાંઈ મળતો નથી ! "

અત્યાર સુધી ઊતરેલી બધી ફિલ્મોમાં ભુવનમોહિની આગળ નાયકનું કામ બિલકુલ ફિક્કું જ પડતું !

પરંતુ તેમાં ડાયરેક્ટરોનો જરા પણ દોષ ન હતો. નાયક તરીકે કામ કરનાર કોઈ પણ નટ તેની સાથે કદી એકરસ થઈ શકતો જ નહિ ! તેની ભાવનાઓ કચડાઈ જતી; અને ફિલ્મને ફૂટના ફૂટ કાપી નાખવી પડતી. એટલે નૂતન પિક્ચર્સ—નાયકની બાબતમાં હંમેશાં ઉદાસીન જ હતું. હિંદુસ્થાનના અત્યંત નામાંકિત નટો પણ ભુવનમોહિનીની સામે નાયકનું કામ કરતાં ગોથાં ખાઈ જતા—ને ડાયરેક્ટરોની અક્કલ એમાં કાંઈ કામ જ કરી શકતી નહિ !

ચોમાસામાં શૂટિંગનું કામ ઝાઝું થતું નથી. પણ આ ચાર મહિના કંપની વરની શોધ કરતી હોય એમ ભુવનમોહિની માટે નાયકની શોધમાં જ મચી પડતી. 'અભિસારિકા'ની ફિલ્મ વખતે ભુવને છાતી ઠોકીને કહ્યું હતું કે "મારા મનગમતો અને સમરસ થાય એવો નાયક જો નહિ પસંદ કરવામાં આવે તો હું 'અભિસારિકા'ની ભૂમિકા ભજવવાની જ નથી ! "

અનિરુદ્ધકુમાર ખરેખર નામ પ્રમાણે જ સુન્દર હતો ! ઊંચો પણ સુદૃઢ બાંધો, તેજસ્વી ચહેરો અને તેમાં શિથિલ સંસ્કારિતા—સોનું. ને સુગંધ ! ડાયરેક્ટરોને તો ખાતરી જ થઈ ગઈ કે આ નાયક જરૂર ભુવનમોહિનીને પસંદ પડવો જ જોઈએ.

" અભિનય કાંઈ ઓક્સફર્ડ યુનિવર્સીટીના ગ્રેજ્યુએટ થવાથી આવડતો નથી ! પેરિસની એકેડેમી પણ તે શીખવી શકે એમ નથી. વાસ્તવિક રીતે તો તેણે સામા માણસની ભાવનાઓ સમજવી જોઈએ—તેની સાથે પોતાની ભાવનાઓ એકસરખી કરતાં તેને આવડવી જોઈએ. " ભુવને હમેશ મુજબ સ્પષ્ટવક્તા બનતાં જણાવ્યું.

એટલામાં એકાએક બાજુએ ઉંધા ગોઠવેલા ફોટાની તેને યાદ આવી અને તેણે તે વહેલાં વહેલાં ઉપાડી લઈ સૌના દેખતાં દીવાલના કબાટમાં છુપાવી દીધો. કુમાર ભુવનની હીલચાલ બારીકાઈથી જોયા કરતો હતો. તેણે ડાયરેક્ટરો સામું જોયું; તો તેમના ચહેરા નિર્વિકાર જણાયા; કેમકે ફોટા સંબંધી ભુવનની આવી ગડમથલની તેમને નવાઈ નહોતી ! કુમાર પણ સમય વર્તી ઘૂંટડો ગળી ગયો. ભુવનની ખાનગી બાબતમાં કોઈએ પડવું નહિ—એ બ્રહ્મવાક્ય પર જ કંપની નાચતી હતી. ફોટા કેવો અને કોનો છે—તેનો કંપની પૈકી કોઈને પણ ખ્યાલ ન હતો; અને ભવિષ્યમાં તેવો ખ્યાલ આવવાનાં કાંઈ ચિહ્ન પણ દેખાતાં ન હતાં.

" એમણે મારી ફુરસદ પ્રમાણે મારી પાસે એક મહિના સુધી આવવું પડશે અને એ નાયક તરીકે લાયક થશે કે કેમ તે મહિનાની આખરે હું અજમાવીને કહી શકીશ."

ભુવને ડાયરેક્ટરોને કાર્યની રૂપરેખા સમજાવી દીધી. કુમારે પણ આ બાબતમાં પોતાની સંપૂર્ણ તત્પરતા બતાવી; અને તેનો તે માસ પૂરતો એક હજાર રૂપિયા પગાર નક્કી થયો.

( ૩ )

અંદર વીસ દિવસમાં જ કુમારને 'અભિસારિકા'માં નાયકનું કામ આપવું એવો ભુવને અભિપ્રાય આપ્યો ! તે પોતાની પસંદગી પર બેહદ ખુશ હતી. તેણે એ પ્રમાણે જાહેરમાં પણ જણાવી દીધું. ડાયરેક્ટરોના જીવમાં જીવ આવ્યો ! અભિસારિકાની સજાવટ બારો દિવસમાંથી શરૂ થઈ.

કુમારના સહવાસમાં ભુવન હસતી ખેલતી, પણ તે ચાલી ગયા પછી પાછી તે ગમગીન બની જતી અને પેલી વિલક્ષણ છબી કાઢી રડવા બેસતી. કંપનીએ સર્વ બાબતો ભુવનની કૃપાદૃષ્ટિએ જ સેવી જોઈએ–તેની ખાનગી બાબતમાં મસ્તું ન માનવું–છબિસંબંધી એક અક્ષર પણ પૂછવો નહિ–વગેરે શરતો કુમારને સમજાવીને જ કંપનીએ તેની સાથે ત્રણ વરસનો કરાર કર્યો હતો ! ડાયરેક્ટરોએ એક આરામનો દમ ખેંચ્યો. કે "હાશ–આખરે એક મોટો ફૂર પ્રશ્ન ઉકલી ગયો."

કુમારને રહેવાની વ્યવસ્થા નાટકના બંગલામાં જ કરી હતી ! ભુવન તેની સાથે સતત હસી રમીને પ્રેમથી વર્તતી ! તેને સવારે ને બપોરે ભુવન સાથે જ ચહા પીવી પડતી. કંપનીના અન્ય નટોને તો કુમારની ઈર્ષ્યા પણ આવતી ! તેઓ અંદર અંદર કુથલી કરી કહેતા: "ખરેખર, કુમાર નસીબદાર છે, યાર—"

ચહા વખતે કુમારે ભુવનના પગ આગળ ગાલીચા પર બેસવું પડતું. ભુવન કુમારને રૂપાની રકાબી વડે જાતે જ ચહા પાતી. કેટલીક વાર બિસ્કિટના ટુકડા ભાંગી તે કુમારના મોંમાં મૂકતી. કાજુને હવામાં ઉછાળતી–તે તેણે મોં વડે ઝીલી લઈ ખાઈ જવી પડતી. આવી આવી અજબ સરકસની રમતો કુમારને કરવી પડતી ! તેનો હાથ પોતાના હાથમાં લઈ ભુવન તેની આંગળીઓને ચુંબતી અને તેના વાળ પર હાથ ફેરવતી; કરાર મુજબ તે લહેરી રમણીની મરજી સાચવવાની કુમારને પણ ફરજ જ પડતી; પરંતુ વખત જતાં તેને આ બધી બાબતોનો એટલો કંટાળો ઉપજતો કે તેમાંની એકાદમાં કસૂર પડતાં તેને જાણે કોઈ ગંભીર ભૂલ થઈ ગયા જેવું લાગતું. ભુવનની ઈચ્છા મુજબ કુમારની ભાવનાઓ તેની ભાવનાઓ સાથે એકરસ થઈ ગઈ હતી, એમ કોઈને પણ લાગ્યા વિના ન રહે–એટલો બધો તે તેની સાથે હળી ગયો હતો !

( ૪ )

ચોમાસું ખલાસ થયું. અભિસારિકાનું ચિત્રપટ તૈયાર થઈ ગયું; તેમાં કુમારે પોતાનું કામ ઉત્તમ રીતે બજાવ્યું ! ભુવને તો અભિસારિકાની ભૂમિકામાં કમાલ જ કરી નાખી ! કંપનીને એ ફિલ્મમાં ઢંખલુટ પૈસા મળ્યા, અને ભુવન ભેગું કુમારનું નામ પણ આખા હિંદુસ્થાનમાં ગાજી ઊઠ્યું ! બન્નેને પગાર પણ સરખો જ મળવા લાગ્યો. મોટા મોટા સમારંભોમાં કુમાર અને ભુવનને આમંત્રણ

**માતા તણી કૂખ લજાવશો ના.**

આ દેશના ભવ્ય લલિત કુંજે
અમૃત સીંચ્યા ભગવાન બુદ્ધે.
પ્રભુ મહાવીર તથા અશોકે
વિશુદ્ધ - હિંસામલહીન — વારિ.

∴

આજેય ત્યાં મોહન-વૃદ્ધ માળી
સલિલ એ સિંચી રહ્યો છે
આ કુંજ વેરાન થતી મિટાવા.

∴

નિમંત્રી ત્યાં યુદ્ધમહિષ મત્ત
આ કુંજ વેરાન બનાવી મૂકી,
માળી તણી વાડી ભગાડશો ના–
માતા તણી કૂખ લજાવશો ના.

ભાનુશંકર પ્ર. પંડ્યા

આવતાં. કૉલેજના વાર્ષિક સ્નેહ સંમેલનનું પ્રમુખસ્થાન લેવા માટે પહેલે જ વરસે એટલી વિનંતિઓ થઈ કે તેમનાથી બીજે કયાંય જઇ શકાયું જ નહિ. લોકો કહેતા. " ભુવન તો કુમાર સાથે લગ્ન કરવાની છે. "

પણ ભુવને કુમાર આગળ અગર કુમારે ભુવન આગળ પ્રેમની માગણી કદી જ કરી ન હતી ! કુમારને પોતાના કરારની શરતો કડકપણે પાળવી પડતી હતી; ભુવનના હૃદયની વાતનો તેને હજી કાંઇ તાગ લાગ્યો ન હતો ! પણ દિવસે દિવસે તેને આ શરતો અસહ્ય થવા લાગી. પોતે કુદરતની વિરૂદ્ધ જતો હતો, આવો જુલમ ઝાઝા દિવસ નહિ ટકી શકે–બંધ તોડી લાગણીઓ ક્યારે પણ બહાર નીકળી પડશે–એવો તેને ડર લાગતો હતો.

બેત્રણ વાર તો હૈયુ કઠણ કરી કુમાર પોતાનું હૃદય તેની આગળ ખુલ્લું કરવાની અણી પર આવી ગયો ! પણ કરારની ભયંકર શરતો તે દરેક વખતે તેની નજર આગળ આવીને ઊભી રહેતી–તે વખતે જાણે પેલી વિચિત્ર છબિ કાઢી ભુવન ડુસકે ડુસકે રડતી જણાતી–આથી તેની ભાવનાઓ આપોઆપ જ કરમાઇ જતી !

દિવસે દિવસે કુમાર ગમગીન રહેવા લાગ્યો. ભુવનનો સહવાસ તે બનતા પ્રયત્ને ટાળવા જ મથતો. બંગલા આગળની રેતાળ જમીન પર આડા પડી રાતોની રાતો આકાશના તારા ગણવામાં તે વીતાવતો. પૈસા, પ્રેમ અને ઈર્ષ્યાની રસીખેંચમાં તેને જીવન અસહ્ય થઇ પડયું. કરાર પૂરો થતાં જ કંપની છોડી ચાલ્યા જવાનો તેણે મક્કમ નિશ્ચય કરી નાખ્યો.

ડાયરેકટરોને બીજા બે વર્ષનો કરાર કુમાર પાસે કરાવી લેવાની ઇચ્છા હતી; પણ પોતાનું ભેદાઇ જતું હૃદય તેમના આગળ પણ ખુલ્લું કરવાની કુમારની છાતી ચાલતી નહિ !

જીવનમાં એવા કેટલાક વિલક્ષણ પ્રશ્નો કેટલીક વાર ઉદ્‌ભવે છે જેનો કેવળ વિચારોથી ઉકેલ આવીજ શકતો નથી. ' ઊલટું તેનાથી વધારે ત્રાસ ઉપજે છે. ' કુમારને કાંઇ સૂઝ પડી નહિ. દર મહિને મળતા પાંચ હજાર રૂપીઆને લાત મારવી એ હાંસીખેલની વાત ન હતી.

ડાયરેકટરોએ તેના બંગલે ધક્કા ખાઇ ઢેકાંની ધૂળ કરી નાખી, પણ કુમારે કંપનીને સાહેબજી કરવાનો પોતાનો નિશ્ચય કેમે કર્યો ફેરવ્યો નહિ !

આખરી ઉપાય તરીકે ડાયરેકટરોએ આ બાબતમાં કુમારને સમજાવવા ભુવનને વિનતિ કરી. ભુવનને અત્યાર સુધી આ વાતની જરા પણ ખબર ન હતી; પણ કુમાર કંપની છોડવા માગે છે એ વાત બીજા કોઇ કરતાં એને જ વધારે અસહ્ય જણાઇ ! તેની આનંદી વૃત્તિ એકદમ ઊડી ગઇ; પેલી વિલક્ષણ છબિ તેણે વધારે આતુરતાથી નીરખી અને પૂર્વવત્ ખિન્ન બની ગઇ ! કુમારનું મન મનાવવાનું કામ તેણે સ્વાર્થને ખાતર પણ પોતાના માથે લીધું અને યોગ્ય અવસરની તે આતુરતાથી રાહ જોવા લાગી !

( ૫ )

કરારનો છેલ્લો દિવસ હતો. પુર્ણિમાનો ચંદ્ર આકાશમા હમણાં જ પ્રકાશ્યો હતો ! સમુદ્રનાં મોજાંનો મંજુલ ખળભળાટ સંભળાતો હતો. કુમાર એકલો જ રેતીમાં હાથનું ઉશિકું કરી સ્થિર નજરે આકાશ સામું જોઇ રહ્યો હતો.

ત્રણ વરસની સખત મજૂરીના બંદીવાસથી કાલે પોતે છૂટશે–એવા સુખસ્વપ્નો તે અત્યારે સેવતો હતો. ગમે તેમ હોય, પણ પૈસા કરતાં માણસને સ્વાતંત્ર્યની ભૂખ વધારે જ હોય ને ?

ભુવન તેનાથી થોડેક પાછળ દસ કદમ દૂર આવી ઊભી હતી. તે કયારે આવી તેનો કુમારને ખ્યાલ જ ન હતો.

ભુવન એના જીવનમાંથી નીકળી જશે,

પોતે પાછો આત્મસૃષ્ટિમાં વિચરશે–વગેરે વિચારોનું મન પર વિશેષ દબાણ થવાથી આજુબાજુ શું થતું હતું તેની તેને ખબર ન પડે એ સ્વાભાવિક હતું. છેલ્લા દસ દિવસમાં તેણે ભુવનના બંગલા સામું ફરકીને ભાળ્યું પણ ન હતું !

ભુવને કુમારનું મન મનાવવાનું બીડું ઝડપ્યું ખરું, પણ તેને પૂછવાની તેની જીગર ચાલી નહિ. તેને તેના પોતાના હૃદયની જ જાણે કાંઇ સમજણ પડતી ન હતી. લગભગ એક કલાક સુધી તે પણ ત્યાં રેતીમાં આમ જ બેસી રહી.

"! કુમાર ! " કુમારના સાંભળવામાં કાંઇ આવ્યું નહિ. તે તંદ્રાવસ્થામાં ચંદ્રની વાદળાંમાં થતી સંતાકુકડી જોતો હતો.

" કુમાર—" કુમારે આ વખતે સાંભળ્યું પણ પોતાની વિશિષ્ટ મનોદશામાં કદાચ આભાસ થયો હશે, એમ ધારી તેણે તે પર દુર્લક્ષ કર્યું.

" કુમાર—" ભુવનના અવાજની માત્રા વધી. પણ તેમાં હવે આર્જવતા ભરેલી લાગી.

કુમાર સફાળો ઉઠયો અને પાછું વળી જોવા લાગ્યો. " કોણ ભુવન ! અત્યારે એકલાં જ અહીં ક્યાંથી ? "

" કાલે તમે કંપની છોડી જવાના છો એ સાચી વાત ? કુમાર ?."

" તમને કોણે કહ્યું ? "

" કાલે કરારનો છેલ્લો દિવસ છે ને ? તમે બીજો કરાર કરવા ના પાડો છો એવું મેં સાંભળ્યું છે ! "

" હા, તમારૂં કહેવું સાચું છે; એમાં હું શું ખોટું કરૂં છું ? " કુમારના પ્રશ્નમાં ખૂંચ હતી.

" પણ હું એકલી અહીંઆં શું કરીશ? મારા માટે તમને કાંઇ જ લાગણી નથી ? આટલા દિવસના સહવાસનું આજ પરિણામ ? "

" તમારા માટે મને શું લાગણી છે તે મારી કચડાઇ જતી ભાવનાઓને પૂછો, ભુવન ! મને ન પૂછશો ! તમારા ધૂતી સ્વભાવની વિલક્ષણ શરતો મારાથી હવે વધુ પાળી શકાય તેમ નથી ! કંપની છોડીને ચાલ્યા જવાનો જ એક ઉપાય હવે બાકી રહ્યો છે અને તે મેં અજમાવ્યો છે ! "

કુમારના સ્વરમાં મક્કમતા હતી.

" તમે કેટલા નિષ્ઠુર છો, કુમાર ? " આર્જવતાભર્યા અવાજે બોલી.

" હું નિષ્ઠુર ? અને તમે ? સૌન્દર્યની દેવી કેમ ? " આટલા દિવસ મોં દબાઇ જવાથી કુમાર મૂંગો માર વેઠી રહ્યો હતો, પણ બીજા દિવસની સ્વતંત્રતાની ઝળક લાગતાં જ તેની જીભનાં બંધન છૂટી ગયાં.

" તમારા સહવાસમાં મારા દુઃખનો ભાર કંઇક હલકો થાય છે, મારૂં મન પ્રસન્ન રહે છે. કુમાર, મારે ખાતર પણ તમે કંપની છોડીને ન જાઓ. "

" કાંઇક સવાલ પૂછું ? " ત્રણ ત્રણ વર્ષ સુધી દાબી રાખેલો વિચાર આજે પૂર્ણિમાની રઢીઆળી રાત્રે સ્વાભાવિક ઉછળી આવ્યો. ભુવન તેના પગ આગળ બેઠી હતી.

( ૬ )

" સુખેથી પૂછો કુમાર ? "

" હાં, પેલી છબિ કાઢીને તમે કેમ હંમેશાં રડયા કરો છો ? મને કહેશો કે ? "

" શું કહું તમને કુમાર ? તમે મને મારા હૃદયનું ઊંડું રહસ્ય ખોલવાનું કહો છો ? અત્યાર સુધી કોઇએ પણ આ પ્રશ્ન પૂછવાનું સાહસ કર્યું નથી ! "

" પણ મારે તે સાહસ કરવું જ છે. એ છબિએ મારા જિગરના ટુકડે-ટુકડા કરી નાખ્યા છે. હું કંપનીમાં રહું એવી જો

તમારી ઇચ્છા હોય તો મારે તે છબિનું રહસ્ય જાણવું જ જોઇએ. ''

કુમારને તે ક્ષણ પૂરતી પોતાના વ્યકિતત્વની સોએ સો ટકા ખાત્રી હતી. " બોલો જલદી ! "

"'ઇર્ષ્યા !-પાકી ઇર્ષ્યા !-કુમાર ! બીજું કાંઈ નહિ, પણ એ ઇર્ષ્યા પણ સત્યપ્રેમની દ્યોતક છે ! તમે તો ગાંડા છો, કુમાર ! હું અન્ય ભાવનાશાળી છું-એ તો તમે જાણો જ છો ને ?-" ભુવનના રહસ્યનો પડદો ઊંચકાવા લાગ્યો.

" હા, ખરેખર, તમે ભાવનાની મૂર્તિજ છો ! "

કુમારે ટાણો માર્યો.

" સાંભળો કુમાર, તે છબિ જોતાં જ મને રડવું આવે છે તેનું કારણ ? કારણ સહવાસનું એવું જ થાય છે ! જે વસ્તુની સમક્ષ આપણે આપણી સુખની ક્ષણો વીતાવીએ છીએ તેની આપણા મન પર સખ્ત અસર બેસી જાય છે;' અને તેના વિયોગના કારણે થતું દુઃખ એકાએક ભૂલાતું નથી. '

લગભગ ચારેક વરસ પર એ છબિમાની પ્રેમાળ વ્યક્તિ અને મારા વચ્ચે આ રેતીના પટ પરથી જ વિયોગ થયો હતો ! મારી સાથે આમજ રીસાઇને ભાઇસાહેબ જે અદૃશ્ય થઇ ગયા તેનો અદ્યાપિ પત્તો નથી ! મારા પર તેનો એટલો વિલક્ષણ પ્રેમ હતો કે તે જો અત્યારે જીવતો હોય તો મારી પાસે દોડી આવ્યા વિના રહેજ નહિ ! મારો પણ તેના પ્રત્યે ઉત્કટ અનુરાગ હતો !-ને તમે પણ આજે મને છોડીને જાઓ છો તે મારા પર્વઇતિહાસનું પાછું પુનરાવર્તન થવાનું

" એમ ? " કુમારે ભવાં ચડાવ્યાં.

" તમે મારા જીવનમાં પ્રવેશ કર્યો અને તમારો સહવાસ જેમ જેમ વધ્યો, તેમ તેમ મને તે છબિનો વિસારો કંઇક અંશે પડવા માંડયો હતો; કેમકે તમને જોતાંજ મારા માનીતા મિત્રની ઉણપ પૂરી પડવા જેવું મને લાગતું ! તેથીજ હું તમને મારી સાથે બેસાડી મારા હાથે રકાબીથી ચહા પાઉં છું, બિસ્કિટ ખવડાવું છું ! તમારા 'વાળ પર હાથ ફેરવતાં મારું શરીર પૂર્વવત્ રોમાંચિત થઇ જાય છે ! તમારી આંગળીઓનો મારા હોઠે સ્પર્શ કરતાં જ ભૂતકાળ ભૂલી જવાય છે ! કુમાર ! તમારો હાથ મારા હાથમાં આપો-અને આમ જરા નજીક આવો જોઉં—" એટલું કહી ભુવને કુમારના વાળ પર આસ્તેથી હાથ ફેરવ્યો; અને પોતાના હોઠ વડે તેની આંગળીઓનો સ્પર્શ કર્યો ! કુમારનું શરીર પુનકિત થયું-ને સહજ પાછો સરકયો. " શું ત્યારે હું નિષ્ઠુર ? પણ એ ભાગ્યશાળી પુરુષ કોણ છે ભુવન ? " કુમારથી ન રહેવાયું.

" પુરુષ ? "

" કેમ ચમકયાં, ભુવન ? "

" અહા ! આ તે કેવી ઇર્ષ્યા ? કુમાર! ચાર વરસ પર આ રેતીમાંથી એકાએક ગૂમ થયેલ મારા માનીતા વણઝારા કૂતરાની આ હકીકત છે ! ન સમજ્યા ? "

એક કાળા ઘોર વાદળા પાછળ ચંદ્ર ઘણી વાર સુધી ઢંકાઇ ગયો. સમુદ્રનાં મોજાનો ખળભળાટ હજી ચાલુ હતો—અચાનક પાણીમાં કાંઇક ધબાકો થયો ! વિશાળ સાગરનાં મોજા તાંડવનૃત્ય કરી રહ્યાં. કુમાર ક્યાંય દેખાયો નહિ!-

ભુવનનો વિચારસાગર સામેના સજીવન સાગર સામું હસી રહ્યો !

# પ્રતિમા

લેખક :
શ્રી. મહેશ

જીવનમાં અનેક અનુભવ અને યાદગાર પ્રસંગો બની જાય છે. કોઈક યાદ રહે છે. અને કોઈક ભુલાઈ જાય છે. અને કોઈક જીવનનું મૂલ્યાંકન કરવામાં અગત્યનો ભાગ ભજવી જાય છે—અને બોધપાઠ પણ આપી જાય છે...જેથી શરૂઆતના જીવનની કાયાપલટ જ કરી નાખી નવજીવનની મોજ બક્ષે છે—પછી ભલે એ જીવન જીવવું ગમે યા ન ગમે, પણ એને અનુરૂપ થવા પ્રયાસ ફરજિયાત કરવો પડે છે અને છેવટે તેને જ જીવનદિશા માનવી પડે છે. જીવનયાત્રાનું બાપું એવી રીતે બંધાતું જ જાય છે અને સફી–સીલી જોઈ જીવનદીપ બુઝાઈ જાય છે.

આ તો હું જીવનની ફિલ્સૂફી પર ઉતરી પડયો પણ ખરી રીતની જે યાદગાર કહાણી બની ગઈ તે નીચેની વાત ઉપરથી તરત સમજી શકાશે. અને એ પણ મારા જીવનમાં યાદગાર જ રહી ગઈ છે.

...એને હું ભૂલી શકતો નથી...એણે મારા જીવનમાં આવી જીવનકિતાબમાં એક નવું જ પૃષ્ઠ ઉમેર્યું છે...એનું પ્રથમ મિલન મારી સમક્ષ હજી પણ યાદ આવે છે ત્યારે હું નહોતો સમજી શક્યો કે એ આટલી હદે મારા જીવનમાં આવશે. અને મને જ કંઈક શીખવી જશે.

આજ એની હસ્તિ નથી. પણ એ દુઃખિયારી આ ફાની દુનિયા છોડી ગઈ એથી એની દૃષ્ટિએ તો એ છૂટી; પણ મારી દૃષ્ટિએ તો એના નધણીઆતા બાળકની આ દુનિયામાં સંભાળ લે એવું કોઈ ન રહ્યું. જો કે એની શિરજોરી મેં સંભાળી, પણ હું લોકલાજે પૂરેપૂરી ન સંભાળી શક્યો. એટલે એના બાળકને અનાથાશ્રમને સુપ્રત કર્યું–એ સિવાય મારી પાસે બીજો રાહ ન હતો.

કદાચ એ કોણ હશે ? એ પ્રશ્ન સ્વાભાવિક જ મનઃચક્ષુ સામે થશે, પણ હવે એ આપને જણાવું છું—

શહેરના શાહી રોડ પરથી સાંજના સમયે હું પસાર થઈ રહ્યો હતો. ત્યાં અચાનક એક યૌવના–દુઃખાર્ત અને આર્તનાદથી–ભિક્ષા માગી રહી હતી. એના હાથમાં ૭ માસનું બાળક હતું. ચિંથરેહાલ અને કરુણાભરેલી. એની આજીજી સાંભળી મારું માનવહૃદય પીગળ્યું. અને ખિસામાં હાથ નાખતાં પાકીટમાંથી એક આનો કાઢી એના હસ્તમાં મૂક્યો ત્યાં જ એ બોલી, "ભાઈ, આજે તમે એક જ એવા મળ્યા કે મને એક આનો ધર્યો–નહિ તો પાઈ પૈસા સિવાય કોઈ વધુ ઉદારતા મારી તરફ દર્શાવતું નથી–તમારું ઈશ્વર કલ્યાણ કરે.

મને મનમાં થયું કે સંભાષણની ભાષા કાંઈ હલકી ભિખારણ જેવી ન હતી–એટલે મને સહેજે વધુ પૂછવાનું મન થયું.

"બાઈ ! તું કોઈ શિક્ષિત જણાય છે–તારી આ સ્થિતિ કેમ થઈ ? મને જણાવી શકશે ?"

મારામાં કાંઈ વિશ્વાસ બેઠો હોય એમ મને બધી વાત જણાવવાની ઇચ્છા દર્શાવી. પરંતુ–" અહીં નહિ–તમે જણાવો તો હું તમારે ઘેર આવું. મારી કહાણી સાંભળી તમારા દીલની માનવતા દયા લાવશે તો આભારી થઈશ."

"સારું–તું જરૂર મારે ઘેર આવજે. મારું શિરનામું......ચોક્કસ આવજે." મારો

મળવાનો સમય સવારના અગીઆર સુધીનો. હું તારી કાલે રાહ જોઉં ? "

" હું કાલે સવારે દસ વાગે આવીશ."

એનાથી છૂટા પડી ઘેર તો પહોંચ્યો પણ મગજમાં તો એની કરૂણાભરી મૂર્તિ–આજીજીભર્યા શબ્દો–એનું શિક્ષિત સંભાષણ બધું ઘોળાવા લાગ્યું. જમ્યો પણ મન વગરનું–રાત્રે સૂતો ત્યારે પણ " ક્યારે સવાર પડે ને દસ વાગે–એની કહાણી સાંભળું ? "–એ જ વિચાર. છેવટે એ વિચારમાં ક્યારે સૂતો તેનુંય મને ભાન ન રહ્યું.

સવારે જ્યારે બાએ બૂમ પાડી ત્યારે ઉઠ્યો–ઉઠતાંની સાથે જ પાછી ગઇ કાલવાળી વાત સ્મૃતિપટ પર આવી. વિચાર કરતાં કરતાં મારી સવારની સ્નાનાદિ ક્રિયા–વગેરે પતાવ્યું–પછી મારા ટેબલની ઘડીઆળમાં સમય તાકતાં આરામચેર પર પડી રહ્યો–ક્રિયાવિધિ પતાવતાં મારા બાને ' એક મહેમાન આવશે તો રસોઇ વધુ બનાવજે '–એમ કહેવાઇ ગયું.

સાડાઆઠ–નવ અને છેવટે સાડાનવ થયા. બારણા તરફ અને ઘડીઆળ તરફ નજર નાખતાં નાખતાં આંટા મારવા માંડયા. એક વાર તો પોળ બહાર રસ્તા સુધી પણ જઇ આવ્યો, પરંતુ એ 'શિક્ષિત ભિખારણ' ન દેખાઇ. દસ પણ વાગ્યા–પણ એનાં દર્શન ન થયાં. મને મનમાં થયું કે જરૂર ભૂલી જ ગઈ હશે–એટલે હું ફરી શાહી રોડ તરફ આંટો મારવાને બહાને ફરી આવ્યો;–પણ જ્યાં મેં એને ગઇ કાલે જોઇ હતી–ત્યાં પણ ન હતી. લાંબે સુધી ફરી આવ્યો પણ એ ન દેખાઇ. છેવટે ઘેર આવ્યો ત્યારે મેં એને ઘર આગળ જ બેઠેલી જોઇ–ઘરમાં દાખલ થતાં જ બાએ ફરીઆદ કરી–" ભાઇ, આ બાઈ ક્યારનીય આવી છે–તું ગયો ત્યારની–મારો તો જીવ લીધો–ત્રણથી ચાર વાર પૂછી ચૂકી કે તું ક્યારે આવશે ? "

" ભલે બા, મેં એમને આપણે ઘેર બોલાવ્યાં હતાં. "

પછી તો અમે સૌએ જમી લીધું. જમ્યા બાદ મેં એને એની કહાણી કહેવા કહ્યું.

" નિશ્ચિંત થઇ તમારે જે કહેવું હોય તે કહો–હું મારી બનતી મદદ કરીશ. "

થોડી વાર એ શાંત રહી–જાણે એનો એ ભૂતકાળ યાદ ન કરી રહી હોય !–એવા કોઇ ચિંતનમાં ડૂબી ગઇ ! હું તો એને જોઇ જ રહ્યો હતો–એના મુખદર્શનમાં થતી ભાવોર્મિઓથી કંઇક સંતોષ, કંઇક કરુણા–આદિથી મિશ્ર એવી કંઇક રેખાઓ આવી અને ગઇ. સૌમ્ય મૂર્તિ સમી એની દેહલતા જોતાં કોઇને એમ જ લાગે કે આ બાઇને એવું તે શું યે દુઃખ પડી ગયું છે ! નવયૌવના હોવા છતાં એની પાછળની દુઃખી સ્થિતિએ એને પ્રૌઢાવસ્થામાં ધકેલી દીધી હતી–છતાં સૌન્દર્ય એના શરીરના અણુએ અણુમાંથી ડોકિયાં કરતું હતું.

પછી કાંઈ એ સ્વસ્થ બની, પણ કોણ જાણે એને પાછું શું યે થઈ આવ્યું કે—

" તમે એ મારી કહાણી ન પૂછો એમાં જ શ્રેય છે–એમાં અર્વાચીન જીવનની આંધીમાં લુપ્ત થયેલી નવયૌવનાના જીવનનું પ્રતિબિંબ છે–આજના સમાજની નરી નિષ્ઠુરતા છે–મારા કલુષિત જીવન સિવાય તમને ખરેખર બીજું કંઇ જ નહિ દેખાય. સમય અને સંજોગોએ મારા જીવનના વસંતકાળમાં કેવી ભાન ભૂલાવી દીધી હતી. અને છેવટે મેં મારું સર્વસ્વ ગુમાવ્યું છે–એનો જ તમને ખ્યાલ આવશે–બાકી જે રહ્યું છે તે પાપી શરીર–તે ફક્ત આ બાલિકા માટે જ. અને એનું જો કોઇ રખેવાળ મળી જાય તો આ દુનિયાથી છૂટું–" આટલું બોલતાં બોલતાં હૃદય ભરાઇ આવ્યું અને ધ્રુસકે ધ્રુસકે રડી પડી.

" બાઇ, શાંતિ રાખો. તમારે જે કહેવું હોય તે કહો–ગભરાવ નહિ–દૃઢ મનથી જે

કહેવું હોય તે મને જણાવવામાં સંકોચ ન રાખશો–મારાથી શક્ય મદદ અવશ્ય કરીશ."

" તો સાંભળો ત્યારે–એ મારી કહાણી–

" હું એક સમાજમાં પ્રતિષ્ઠિત ગણાતા કુટુંબની દીકરી હતી. મારા પિતા સારા ખ્યાતિ પામેલા વકીલ હતા. આમદાની સારી હતી–અને મારી બા પણ સંસ્કારી અને શિક્ષિત હતી–પણ હું એમની એકલવાયી પુત્રી હોવાથી નાનપણથી જ માતાપિતા પાસે લાડમાં ઉછરેલી–અભ્યાસ તરફ તો મારું પૂરતું લક્ષ્ય–જોતજોતામાં મેં મેટ્રીકની પરીક્ષા પાસ કરી–અને કોલેજના ભભકતા જીવનમાં પ્રવેશ કર્યો–તે સમયે મારી ઉંમર સોળ વર્ષની હશે–આથી મારું જણાવવું એમ નથી કે કોલેજજીવન જ કલુષિત છે કે કોલેજની શિક્ષણપદ્ધતિ જ જીંદગી બગાડે છે; પણ કોલેજમાં અભ્યાસ કરતાં બાળકોનાં માનસ જ એવા પ્રકારનાં ઘડાઈ જાય છે કે કોલેજજીવન અમુક કક્ષાએ અને અમુક રીતે જ જીવવું જોઇએ. કપડાંની ભભક–એક બીજાને આકર્ષણ કરી શકે એવી સુંદર હોવી જોઇએ–પછી એ વિદ્યાર્થી હોય યા વિદ્યાર્થિની ! દેખાવડી વિદ્યાર્થીની સૌની ચર્ચાનું સ્થાન બને છે અને મશ્કરીનું સાધન બને છે–અને એની દોસ્તી કરવી એ તો જાણે મોર જ લડાવ્યો કહેવાય છે. પણ એની પાછળ નરી નીચ ભાવના જ હોય છે. એ ખ્યાલ તે વખતે નથી આવતો, પણ

## જોગણનું ખપ્પર

ઝોળી ભરજો જોગણની......

ધુળ ઉડે સમરાંગણની
ઝોળી ભરજો .....

મલય પુર ઉછળે છે આંગણ
ખપ્પર લઇ આવી માંગણ
ભુખી છું હું ભવ ભવની
ઝોળી ભરજો જોગણની......

માના ડાકલાં વાગે છે,
ભુતડો ભુતાવળ જાગે છે
સોગાદો એ સ્વાર્પણની.
ઝોળી ભરજો......

માનુ માંગ્યું દેજો આજે
ઘેરો સીધુડો દૂર ગાજે
જ્વાળ જળે હુતાશની,
ઝોળી ભરજો ગણની......

અવિનાશ વ્યાસ

સંજોગો અને અતિપરિચય કોઇની સાથે સાધ્યો એટલે એનું ફળ તરત જ દેખાઈ આવે છે–મારે પણ એમ જ થયું.

હું સુશીલ નામના યુવકના મોહપાશમાં લપેટાઈ. મારી જ્ઞાતિનો અને દૂરનો સગો હોવાથી શરૂઆતમાં માતાપિતાએ વાંધો ન ઉઠાવ્યો. અમારું સૌખ્ય બહુ જ વધ્યું–અને એટલે સુધી કે અમે એકલાં ગમે ત્યાં ફરવા–સિનેમા જોવા–જતાં તો કોઈ વાંધો ન કાઢતું–પછી તો માતાપિતાને લાગ્યું કે આથી વધુ ઉત્તમ તો પરણાવી દેવી વધુ ઇચ્છનીય છેઃ એટલે પરણવાની વાત મેં પણ સુશીલને જણાવી. પણ એણે એ વાતને તુચ્છકારી નાખી.

" આપણો સંબંધ આમ જ કાયમ રહે એ વધુ સારું છે; લગ્ન થશે એટલે મર્યાદા બંધાશે—" એવું કહી એ છૂટયો, પણ માતાપિતાએ જ્યારે જાણ્યું કે સુશીલ લગ્ન કરવા ખુશી નથી, એટલે અમારા સૌખ્યની સાંકળ તોડી નાખી–અમને જુદા કર્યા...પણ એક ભૂલ અમે બન્નેએ કરી હતી–અને તે અતિછૂટને કારણે. એકબીજાએ પોતાનાં દેહનાં ભાન ભૂલચ્યાં હતાં અને તેને કારણે મને મહિના રહી ગયા. સુશીલને મેં લગ્ન માટે ઘણું સમજાવ્યું, પણ તે એકનો બે ન થયો. છેવટે માતપિતાએ હોઆફડતોબ લગ્ન કરી નાખવાં જ જોઇએ એ ઉપાયે કોઈ એક વૃદ્ધ વિધુરની સાથે મારાં લગ્ન લેવાયાં અને થયાં. માતા-

પિતાને મન અમે છૂટયાં, પણ મારી સ્થિતિ તો વધુ કફોડી બની–વૃદ્ધ સાથે તો પ્રેમ જ કેમ સંભવે ! અને એની સાથે દંપતિજીવન પણ કેવું અકારું લાગે ! અમારી બન્નેની ભેટ જ ન થાય એવી રીતે હું તો કાર્યશીલ રહેતી એટલે બને ત્યાં સુધી મેળાપ ન કરતી. પણ પ્રસવની વેદના વધતી ગઈ–અને મહિના પૂરા થવા આવ્યા ત્યારે મારે શું કરવું ?–હું તો બહુ મુંઝાઈ ગઇ "–

ને એકદમ હૃદયમાં જાણે ડૂમો ભરાઇ આવતાં શાંત થઇ ગઇ. હું તો એકચિત્તે એના મુખ-દર્શનના ભાવોનો અભ્યાસ કરતાં કરતાં લીન થઇ ગયો હતો. એ અટકી કે તરતજ હું પણ ટટ્ટાર થયો–અને ફરી એને સાંભળવા તૈયાર થયો. ફરી શાંત થતાં બોલી—

" હું તો નાસી છૂટવાની તૈયારી કરવા લાગી, પણ કોણ જાણે કેમ એ વિધુરને ખબર પડી ગઇ. તેથી મારી ઉપર પૂરતો જાપ્તો રાખ્યો હતો ઘરના સર્વ નોકર ચાકરોને ચેતવણી આપી દીધી હતી કે ' ધ્યાન રાખજો. એ કયાંય બહાર ન જાય '–હું તો નજરકેદ અનુભવી રહી. છૂટવાનો જેટલો વિચાર આવતાં આનંદ થતો તેટલું જ દુ:ખ મને મારી નજરકેદની યાદ આવતાં થતું. કોઇક વાર રડી પડતી–છૂટવા માટે વલખાં મારતી, પણ ઉપાય જ ન રહ્યો–એટલે એક મધરાતે નાસી છૂટવાનો મનસૂબો કર્યો; પણ તે જ રાત્રે મારા પતિદેવ મારી મુલાકાતે આવ્યા–મને મનાવવા લાગ્યા.

" તને શી વાતની કમી છે ? તને શું દુઃખ છે ? શરમાય છે શા માટે ?–આવ, હવે મારી સાથેનો સંબંધ જ સાચો છે–બીજું બધું ભૂલી જા—"

" પણ હું કેમ ભૂલી શકું ? "–એમ કહી હું રડી પડી. એ જ્યારે પાસે આવ્યા ત્યારે મારી પ્રસવવેદનાની જાણ તેમને થઇ ગઇ અને મારા પાપની જાણે ગંધ ન આવી હોય તેમ—

" કુલટા ! નીકળ મારા ઘરમાંથી–અત્યારે જ–ત્હારા માબાપે મને છેતર્યો–કમજાત ! તું આવી હશે એનો ખ્યાલ મને ન હતો. "

મને ધક્કો મારી કાઢી મૂકવામાં આવી. પછી કયાં જાઉં ? માબાપ પાસે પણ જઇ શકું એમ નથી. શું મોઢું લઇને જાઉં ? એના કરતાં તો બહેતર છે કે કોઇ કૂવો પૂરવો સારો–એ માબાપે જ લગન કરી જીવનને રૂંધ્યું અને આ અવદશાએ પહોંચાડયું–ત્યાં તો નથી જ જવું. ત્યારે સુશીલ પાસે જાઉં ?–એક વાર વિનતિ કરી જોઉં ? કદાચ માની જાય. " જે બાળક થશે એનો પિતા તો એ જ છે. "–એમ કહી સમજાવીશ, પણ નહિ–એ તો નહિ જ માને...

હું તો ધીરે ધીરે ચ્યુ. પ્રસૂતિગૃહ તરફ ગઇ. કારણ પ્રસૂતિ વેદના સહન નહોતી થતી. તમને પણ કયાંથી ખબર હોય કે સ્ત્રીને પ્રસવવેદના કેટલી દુઃખદાયક હોય છે? ત્યાં નસીબજોગે મને પ્રસૂતિગૃહમાં જગ્યા મળી. –અને બીજે દિવસે જ પુત્રીનો જન્મ થયો. પંદરેક દિવસ તો જેમ તેમ કરી પ્રસૂતિ-ગૃહમાં રહી. પછી અંગ પરનાં ઘરેણાં વેચી જીવનનિર્વાહ ચલાવવા લાગી. પણ કોણ જાણે એક મધ્યરાત્રિએ મારી ઓરડીમાંથી મને ત્રણ ચાર જણા ઉપાડીને લઈ ગયા. મને તો મોઢેથી ડૂચો માર્યો હતો અને હાથ પગ સખ્ત બાંધ્યા હતા. એટલે મારાથી છૂટી શકવાની કે મારી મદદ માટે બૂમ પાડી શકાય એવું રહ્યું ન હતું. હું તો તદ્દન બેભાન જ થઇ ગઇ હતી. જ્યારે જાગ્રત થઇ ત્યારે એક સુંદર પલંગ પર હતી. નસીબ જોગે મારી બાળકી સાથે જ હતી. એ તો કયારનીયે જાગીને હાથપગના ઉછાળા મારી રહી હતી. એ બિચારીને શી ખબર કે જિંદગી કયાં જઇ રહી છે ?

પહેલાં તો હું પણ ન સમજી શકી કે હું કયાં છું ? જાગ્રત થઇ જેવી બીજા રૂમમાં જવા જાઉં છું ત્યાં વૃદ્ધાવસ્થાએ પહોંચેલ એક બાઈ સામે આવી. મોઢામાં પાનનો ડૂચો અને આંખમાં કાજળ ચોપડેલાં

હતાં. દેખાવ પરથી સમજી શકાયું કે તે ઉત્તરહિન્દુસ્તાન તરફની ગાયિકા જેવી લાગી. અને હું તરત જ સમજી ગઈ કે હું એક ગાયિકાના ઘરમાં ફસાઈ છું. તેણીએ મને કહ્યું, " બેટી, ગભરાઈશ નહિ, તારી સગવડ સચવાશે; તું આનંદથી રહે. "

સાંજ સુધી તો સમય કાઢયો. પછી તો દિવાસ્વપ્નની માફક એ મહાલયમાં ફેરફાર થવા લાગ્યો. ચારે કોર રોશની થઈ અને વાદનના ઝણકાર થવા લાગ્યા. એ વૃદ્ધા સુંદર ઢબે હિન્દુસ્તાની ગાયન અને કવાલીઓ ગાઈ રહી હતી. એની ઠુમરી તો અજબ જ લાગી. રાત્રિનો સમય વધતો ગયો તેમ એના પ્રેક્ષકો વધવા લાગ્યા. શોખ અને સ્વચ્છંદની અવધિ ત્યાં થઈ રહી. સમાજના શિક્ષિત તેમ જ અગ્રગણ્ય કહેવાતા સજ્જનોની મિજલસ ભરાઈ અને શરાબના પ્યાલા ભરાયા અને ખાલી થયા. કોઈ ગાનતાનમાં પોતાના ખિસ્સા ખાલી થઇ જતાં છતાં ઉઠવાનું પસંદ નહોતાં કરતા.

મને તો આ સર્વ જોઈ ઘૃણા ઉપજી—એ નરપિશાચોને જોઈને તો સમાજની બીજી બાજુ કેવી ધિક્કારને યોગ્ય છે એ ભાન થતાં જ કમકમાં આવી ગયાં. હું અહીં ક્યાં ફસાઈ ? મને તો ઘડીભર નાસી છૂટવાનું મન થયું-પણ નિરુપાય હતી... '

છેવટે મારી ઉપર એ વૃદ્ધાનું ફરમાન આવ્યું કે મારે પણ સંગીત શીખવું. અને સાથે વાદ્ય પણ શીખાય એટલું શીખી લેવું. મારે તો એ આજ્ઞા શિરોમાન્ય કરવી પડી. શરૂમાં તો ન ગમ્યું અને માયાવીક જેવું લાગ્યું, પણ પછી તો ધીરે ધીરે રસ ઉત્પન્ન થયો-અને આઠેક દિવસમાં તો હું ગાતાં અને દીલરૂબા વગાડતાં પણ શીખી ગઈ-અને મને પણ મિજલસમાં બેઠક મળી.

કેટલાક શોખીનોએ મારા સંગીતની કદર કરી—અને કેટલીય વખત હું જ દિલરૂબા પર ગાઉં એવી હઠ કરી. મારે એ આજ્ઞા માન્યા સિવાય ચાલે એમ ન હતું.

મારી ગેરહાજરીમાં વૃદ્ધા પાસે કોઈક શોખીને મારા પતનની માંગણી કરી, પણ વૃદ્ધાએ થોડા દિવસ માટે થોભી જવા કહ્યું—એટલે થોડા દિવસની રાહ જોવાઈ—એ બાતમી મને છૂપી રીતે મળી હતી.

મને ત્યાં રહ્યાને મહિનો થઈ ગયો હશે—એવામાં એક દિવસે હું તૈયાર થઈને મોટા દિવાનખાનામાં જાઉં એ પહેલાં દરરોજનો એક શોખીન આવી વૃદ્ધા સાથે ખાનગી ચર્ચા કરી રહ્યો હતો. અને રૂપીઆની થેલીની આપ-લે કરી રહ્યો હતો. હું પ્રથમ તો સંકોચાઈ અને પાછી વળી ગઈ—ત્યાં થોડીવારમાં જાણે સોદો નક્કી થયો હોય તેમ હર્ષાવેશમાં વૃદ્ધા અંદર આવી અને મને કહ્યું—

" જા—બહાર જઈને બેસ; જરા એક બે ચીજ ગા-અને દીલ બહેલાવ—"

હું તો બહાર ગઈ અને દિલરૂબા લઈને બેત્રણ 'ચીજ' ગાઈ. ત્યાં વૃદ્ધાએ પાછી આવીને મને કહ્યું:

" જા. જરા અંદર જા—" હું તો ઉઠીને અંદર ગઈ-અને એકદમ પાછી વળીને બહાર નીકળવા ગઈ ત્યાં જ એ ' શોખીન ' મહાશય સામા મળ્યા અને બહારથી બારણું બંધ થયું. હવે નિશ્ચય સમજી કે બીજો ઉપાય નથી......અને છેવટે તે રાત્રે બળજબરીથી મારી ઉપર અત્યાચાર થયો—અને પતન થયું; પણ એ બધું સહન કરતી રહી ફક્ત મારી બાળકી માટે—મારી પાસે મારી બાળકી હતી એ જ મારે મન મારું સ્વર્ગ હતું.

આમ ને આમ ત્રણ ચાર દિવસે એકાદ નવા શોખીન મહાશય દેહતૃપ્તિ માટે આવતા-અને છેવટે એ રીતે હું 'વેસ્યા' બની.

—પણ હું એ બાજારૂ ઓરતની સ્થિતિ બહુ સમય સહન ન કરી શકી. જેમ હું સહન કરતી ગઈ, તેમ વૃદ્ધા મને વધુ ડરાવતી ગઈ; કારણ એને લોભ લાગ્યો હતો—એ હું કળી ગઈ. છેવટે એક વહેલી સવારે હું મારી બાળકી સાથે નાસી છૂટી—અને આ શહેરમાં આવી.

' અહીં મારી પાસે હતી એટલી મિલ્કત મને બેથી ત્રણ માસ સુધી નિર્વાહ માટે ચાલી. પછી હું તદ્દન નિરાધાર થઈ અને છેવટે મારે રસ્તાની ભિખારણ બનવું પડ્યું. "

આજ લગભગ વીસ દિવસથી ભૂખ અને તરસ વિના તરફડતી શહેરના રસ્તા પર પડી

રહેતી હતી અને બાળકીની સંભાળ લેતી–મને તો ખાવાનું ન મળે તો કાંઇ નહિ, પણ બાળકીને કાંઇક તો ખાવાનું મેળવી આપતી અને જીવન ટકાવી રહી હોય તો આ બાળકીની ખાતર—" એમ કહી ક્રુસકે ક્રુસકે રડી પડી.

મેં સાંત્વન આપ્યું. પાણી પાયું અને મોઢું ધોઇ નાખવા જણાવ્યું. પછી એ શાંત થઇ

પણ મારું મન તો એણે જણાવેલી કહાણીમાં લીન હતું–" કેટલી દર્દભરી કથા ! એક યૌવનાની આ દશા ! કેવો વિકટ અને રૂંધાતો એનો જીવનપથ ! જ્યાં જુઓ તો ત્યાં હુકરાતી સ્ત્રી ! આ છે આજના હિન્દુ સમાજની દશા ! ત્યાં એના ઉત્કર્ષની સંભાવના ક્યાંથી,? જે સમાજની સ્ત્રીની અવનતિ તે સમાજ અધોગતિને જ પંથે જાય છે "–એમ વિચારી રહ્યો હતો. ત્યાં મને મારી ઓફિસે જવાનો સમય યાદ આવ્યો. હું તો ઉઠીને તૈયાર થયો. અને ઘરની બહાર નીકળતાં તે બાઇને કહ્યું:–" બાઇ ! તું અહીં જ રહેજે–સાંજે આવ્યા બાદ તારે માટે ફરી વિચારી જોઇશ. "

ત્યાં જ એણે પ્રશ્ન કર્યો–" ભાઇ ! તમારું નામ શું ?'

" મારું નામ ? મનુભાઇ "–મને એનું નામ પૂછવાનું મન થયું, પણ ઓફિસના સમયની યાદ આવતાં–' સાંજે પૂછી લેવાશે ' એમ મન વાળી ચાલી નીકળ્યો.

ઓફિસે પહોંચ્યો. ત્યાં સાડાબાર થયા હતા. ઠપકો મળશે એ ભીતિ હતી પણ નશીબજોગે કાંઇ જ ન થયું અને નિયમ મુજબ કામકાજ થયું, પણ છતાં એ કહાણી ન ભુલાઇ–અને એમાંથી ઉદ્ભવતાં સામાજિક દૃશ્યો પણ ઠીક મનમાં ને મનમાં ઘોળાયાં.

સાંજે હું તો સત્વર ઘેર પહોચ્યો. ત્યાં બાએ કહ્યું: 'પેલી બાઇને તો તાવ ભરાયો છે દવા લાવવાનું કહ્યું તો ના પાડી–એ બહાર સૂતી; તું જરા ખબર લે તો સારું. "

હું એ બાઇ પાસે ગયો અને નાડ જોઇ તો તાવ આશરે ત્રણથી સાડાત્રણ હશે. હું તો તરત જ મારા ફેમીલી ડૉક્ટર શ્રી. દેસાઇને બોલાવી લાવ્યો. ડૉક્ટરે તપાસીને કહ્યું: " આ બાઇને આઘાત લાગ્યો લાગે છે. જેમ આરામ લેશે તેમ સારું. "

દવા લઇ આવીને મેં તે બાઇને આપવા માંડી; પણ તેણી તો દવા લેવાનો ઇન્કાર જ કરવા લાગી. પછી એકદમ તે બોલી—

" મનુભાઇ, તમે બાળકીને સાચવશો–મને મારા દેહનો ભરોસો નથી. તમે એના જીવનદાતા મળી ગયા એટલે મારો દેહ શાંતિથી છૂટશે. "

મેં વચમાં જ કહ્યું: " તમે નાહક ચિંતા કરો છો–શાંતિથી આરામ કરો. અને આ દવા પી લો જેથી તાવ દૂર થશે. "

મારું કહ્યું માની દવા તો લીધી–મેં એને માટે સારી પથારી પથરાવી અને વધુ તાવ ન ચઢે માટે બરફની વ્યવસ્થા કરી. બરફ ઘસતાં ઘસતાં મને એનું નામ પૂછવાનું મન થયું—

મેં પૂછ્યું, ' બાઇ, તમારું નામ શું ? જરા કહો તો બોલાવવા ઠીક પડે. '

તેણી બોલી, "–મારું નામ જણાવું તે પહેલાં હું તમારો આભાર માનું છું. તમારી આટલી હાર્દિક સહાનુભૂતિ માટે–મારી બાળકીની સંભાળ તમે રાખશો ને ? મને વિશ્વાસ છે કે તમે જરૂર એને સાચવશો. " એકદમ એનો શ્વાસ ઘુંટાયો–અને બોલતી બંધ થઈ.

આ તરફ તાવ તો વધતો જતો હતો. તબિયતમાં જરાય ફેર ન હતો. એથી મારી ચિંતા વધી અને બોલતી બંધ થઇ એટલે તો હું વધુ ગભરાયો.

" મારું નામ પૂછ્યું ? તમે–મારું નામ! મારું નામ 'પ્રતિમા' "–અને એકદમ શ્વાસ બંધ થયો–અને હૃદય પણ બંધ થયું. નામ જાણ્યું, પણ છેલ્લી ક્ષણે અને એ ' પ્રતિમા ' સ્થૂલ શરીર છોડી ચાલી ગઇ–જ્યાં માનવ માત્રનો આત્મા વિલીન થાય છે ત્યાં–પણ એની ' પ્રતિમા ' મારા હૃદયમાં જડાઇ ગઇ.

અને એ રીતે એ મારા જીવનમાં યાદગાર રહી ગઇ.



—પલસાણામાં " સ્ત્રીદિન " ગઇ તા. ૧ લીએ ઉજવાયો. ૧૫૦ થી ૨૦૦ બહેનોનું સરઘસ ગામમાં ફરી આઝાદ ચોરા આગળ આવી, રાષ્ટ્રગીતો ગાયાં, સભા થઇ તેમાં કુ કાન્તા બહેને તથા કુ. ભાનુમતી બહેને પોલીસોની નીતિ વખોડતું ભાષણ કર્યું. કુ. મંજુલાબેને વંદેમાતરમ્ ગવાડી. મહાત્માજીની જે બોલાવી, સભા વીખરાઇ હતી. નવસારી મિલ મેનેજરને બંગલે ઉપવાસ કરતી બહેનો પ્રત્યે સહાનુભૂતિનો ઠરાવ કર્યો હતો.

—કોલ્હાપુરના ૯ જાગીરદારો પૈકીના એક પ્રતાપસિંહ હિંમતબહાદુરના ૧૯ વર્ષના પત્નિ શ્રીમતી સૌ. ઉષાદેવી ચૌહાણ હીંમત બહાદુર ઇન્દુમતી વીલામાં કીક ઓરડામાં અવસાન પામેલાં મળી આવ્યાં હતાં. તેમની નજીકથી એક રાયફલ મળી આવી હતી. ઉષાદેવી કપોસીકર સેનાપતિ સાહેબ જાગીરદારના એકના એક પુત્રી હતાં. તેઓ તેમની પાછળ ૯ માસનો એક બાળક મૂકી ગયાં છે. શ્રી. ઉષાદેવીની સ્મશાનયાત્રામાં રાજ્યના વડા અધિકારીઓ સરદારો અને લોકોએ મોટી સંખ્યામાં હાજરી આપી હતી, જ્યારે તેમની ચિતા ભડકાવવામાં આવી ત્યારે પોલીસે તેમના માનમાં બંદુકોના અવાજ કરી સલામી આપી હતી.

—મુંબઇમાં કોઇએ મહાત્મા ગાંધી રોડ પર આવેલા મહારાણી વિક્ટોરીઆના પૂતળાંને તીક્ષ્ણ હથિયાર વતી બદસુરત બનાવ્યું છે. પોલીસને આની જાણ થતાં ત્યાં પોલીસ પહેરો મુકવામાં આવ્યો હતો. આ પ્રકારનો બનાવ ૩૫ વર્ષ પહેલા બન્યો હતો, જ્યારે વિક્ટોરીઆના પુતળાં પર કોઇએ કાળો રંગ નાખી 'એને બદસુરત બનાવ્યું' હતું, અને એ કાળો રંગ કાઢવામાં દેશપરદેશના 'પ્રખ્યાત સાયન્ટીસ્ટો પણ નિષ્ફળ ગયા હતા, અને હિન્દના મશહુર કેમીસ્ટ પ્રોફેસર ગજ્જરને આ રંગ કાઢવામાં સફળતા મળી હતી. '

—કરાંચીમાં લશ્કરી કાયદા કાનુનોની રૂએ ૮૦ હૂર સ્ત્રીઓને દરેકને ૭ માસની કેદની સજા આ અઠવાડીએ કરવામાં આવી છે. આ સ્ત્રીઓ સામેનો આક્ષેપ એવો હતો કે તેઓ પોતાના પતિઓ અને બીજા કુટુંબીઓને ધાડ પાડવાનાં કામોમાં મદદ કરતી હતી. કેટલીક સ્ત્રીઓ ઘોડેસ્વારી કરતી હતી અને હુરોને ખોરાક પૂરો પાડવા ઉપરાંત પોલીસ અને લશ્કરી હિલચાલોની ખબરો આપતી હતી.

—રાજસ્થાન લીંબડીના સ્વ. ના. મહારાણા શ્રી દિગ્વિજયસિંહજી સાહેબનાં કુંવરી સાહેબ ધર્મેન્દ્રકુમારી સાહેબનું વેવીશાળ રાજસ્થાન અલીરાજપુરના ના. યુવરાજ કુમારશ્રી સુરેન્દ્રસિંહજી સાહેબ સાથે થયેલ છે અને અલીરાજપુર મુકામે તા. ૨૨-૧૧-૪૨ ના રોજ ચાંલ્લા વિધિ કરવામાં આવેલ છે.

—દાહોદથી સાત માઇલ દૂર છાપણ ગામે એક ભીલ પોલીસ પટેલે પોતાની માને ડાકણ ગણી લાઠીનો માર મારી મારી નાખી જમીનમાં દાટી દીધી હતી. તેને અંગે પોલીસ ખાતાને ખબર પડતાં ત્યાં જઇ તપાસ હાથ ધરતાં પોલીસ પટેલે તેને મારી નાખ્યાનું કબૂલ કરવાથી પકડવામાં આવ્યો છે. મુડદું બહાર કાઢવામાં આવ્યું હતું. અને તેનો પંચક્યાસ થયો છે.

—રશિયામાં ગાર્કી રેલ્વે લાઇન પર આવેલ કોટલાસ સ્ટેશન આગળ ૨૫ યુવતીઓ એંજીન ચલાવવાની પરીક્ષામાં પાસ થઇ છે. ઘણી યુવતીઓ ટ્રેનો હાંકવા પણ લાગે છે.

સેંકડોની સંખ્યામાં રશિયન નારીઓ

ખલાસીઓ, માલ ખસેડનાર વગેરે તરીકે બંદરો પર કામ કરે છે.

'નીપર' નામનું એક વહાણ કેવળ સ્ત્રી ખલાસીઓથી હંકારાય છે.

—કલકત્તામાં ગઇ તા. ૭ મીએ કાલી પૂજાના મંડપમાં આગ લાગતાં ૧૩૩ નાં મરણ નીપજ્યાં હતાં અને વધુ ૧૦૦ ઉપરાંત ઇજા પામ્યાં હતાં, જેમાં મોટે ભાગે સ્ત્રીઓ અને બાળકો હતાં.

—વડોદરા રાજ્યમાં પતિ-પત્ની કાયદેસર રીતે છૂટાછેડા કરી શકે એવી જોગવાઇ કરવામાં આવી છે. આમ તો માત્ર ઉચ્ચ લેખાતી કોમોને બાદ કરતાં ઘણી ન્યાતોમાં છૂટાછેડાની રૂઢી હોય છે. એ રૂઢી ધરાવતી ન્યાતોમાં પણ જેમનું જીવન ઉજળું મનાય છે તેઓમાં બહુ જ થોડા છૂટાછેડાની રૂઢિનો લાભ લેવા તૈયાર થાય છે અને બનતાં સુધી જીવનમાં સુખે દુઃખે દાંપત્ય નીભાવવામાં જ પ્રતિષ્ઠા માને છે, એટલે છૂટાછેડાનો રિવાજ ન હોય અને ફરજીઆત રીતે કજોડું દાંપત્ય નિભાવવું પડતું હોય એવી ન્યાતોના વિષમ તથા દુઃખી દાંપત્યમાં રાહત આપવાની દ્રષ્ટિથી વડોદરા રાજ્યે છૂટાછેડાનો કાયદો પસાર કર્યો છે. ૧૯૪૦-૪૧ માં એ રાજ્યમાં એ કાયદાનો લાભ લેનારાઓના જે આંકડા બહાર પડયા છે તે ઉપરથી જણાય છે કે છૂટાછેડા માટે કુલ સમસ ૩૨ કેસો આવેલા, તેમાં ૩૧ સ્ત્રીઓએ પોતાના પતિ સામે અને ૧ પતિએ પોતાની પત્ની સામે કેસ કર્યાં હતા. આખા રાજ્યમાં કાયદાની શરૂઆતમાં જ એ કાયદાનો આટલો લાભ લેવાયો છે તે ઉપરથી એમ તો લાગે છે કે કાયદાનો હેતુ નિષ્ફળ ગયો નથી ખાસ કરીને સ્ત્રીઓનાં દુઃખનો અંત આણવાનો હેતુ હતો અને આંકડા પરથી સ્ત્રીઓએ જ તેનો વધુ લાભ લીધો છે. એક જ પુરૂષે તેનો લાભ લીધો છે તેનું કારણ એ છે કે સ્ત્રી તેના પતિને ત્યજી ગઇ હતી અને છૂટાછેડાથી પતિ સ્ત્રીના ભરણપોષણનો ભાર ઉપાડવા તૈયાર ન હોતો.

## સ્ત્રીને કોઈ ઘરેણાંની જરૂર નથી

### ( એક બહેનનો પત્ર )

ભાઈ,

તમારા તરફથી 'સંસ્કારલક્ષ્મી'ની ભેટ મળી. ભાઇબીજના દિવસે ભાઈ બહેનને યાદ ન કરે તો કોણ કરે? આ પુસ્તક હું વાંચી રહી છું. જેમ જેમ વાંચતી જાઉં છું તેમ તેમ ખરેખર મને લાગે છે કે સ્ત્રીઓને દાગીના, ઘરેણાં ને જવેરાતની ભેટને બદલે આવાં સંસ્કાર-પોષક પુસ્તકો ભેટ અપાય તે જરૂરી છે. તમોએ મોકલાવેલ 'સંસ્કારલક્ષ્મી' મ્હારે મન મહામૂલા સોનાના દાગીનાથી વિશેષ કિંમતી છે. આજે આવી સુંદર ને કલામય ભેટ મળેલી જોઇને મ્હારી બહેનપણીઓ મારી ઇર્ષા કરે છે ને તેમને આ પુસ્તક મંગાવવું છે તો ત્હમે કયાંથી ખરીદ્યું છે તે જણાવશો.

લી૦ ત્હારી બ્હેન સજની.

આ પત્રના જવાબમાં ભાઈ ખુશી થઇ જણાવે છે કે—

બ્હેન,

'સંસ્કારલક્ષ્મી'ની મ્હારી ભેટ ત્હને આટલી બધી પસંદ પડશે જ તેમ મ્હેં ધાર્યું જ હતું.

આ પુસ્તક મેં મેસર્સ એન. એમ. ઠક્કરની કંપની (૧૪૦ પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ-૨)માંથી રૂપિયા પાંચની કિંમતથી ખરીદ્યું છે. ત્હારી બહેનપણીને મંગાવવું હોય તો ઉપરનું શિરનામું આપજે. આ પુસ્તક ઘણું મોટું હોવાથી તેમ જ સુંદર નિરંજી બૉક્સમાં આવે છે તેથી ટપાલ રસ્તે વી. પી. થી સલામત મળી જશે. કિંમત ઉપરાંત બાર આના વી.પી. ખર્ચ વધુ આવશે.

લિ. ત્હારો ભાઈ રજની.





**નૂતન વર્ષાભિનંદન :**

વિક્રમ સંવત ૧૯૯૮ પૂરી થઇ વિક્રમ સંવત ૧૯૯૯ શરૂ થઇ ચૂકેલ છે; આ નવીન વર્ષમાં અમો સર્વ બહેનભાઇઓ, વેપારીભાઇઓ તેમજ સર્વ લોકોને આ નવું વર્ષ સુખદાયી, લાભદાયી અને યશસ્વી નીવડે, એવી પ્રભુ પ્રત્યે પ્રાર્થના કરીએ છીએ.

*

**ભેટ પુસ્તક :**

'ગુણસુન્દરી 'નું' સને ૧૯૪૨-૪૩ નું ભેટ પુસ્તક લગભગ તૈયાર થઇ જવા આવ્યું છે જે ડિસેમ્બર માસની આખરમાં અત્રેથી રવાના કરવામાં આવશે.

*

**સ્વાતંત્ર્ય યુદ્ધ :**

લડાઇનો પણ હજુ અંત આવે તેમ લાગતું નથી. તેમ જ આપણા પૂજ્ય બાપુજીએ ઉપાડેલ લડત પણ જોસભેર ચાલુ છે. બાપુજી તો જેલમાં છે, પણ તેમનું વચન ખાલી નથી ગયું તેમ જ અનેક બહેનો કે જેઓ ઘર બહાર નીકળતાં ગભરાતી હતી તેઓ પણ આજે આ લડાઇમાં જે ફાળો આપી રહી છે તે ખરેખર આવકારદાયક છે.

*

**ધર્મઘેલો સમાજ :**

જ્યારે જગતની ને દેશની સ્થિતિ વિચારવા યોગ્ય છે અને હજુ પણ અસહ્ય મોંઘવારી હોવા છતાં અંધશ્રદ્ધાળુ સ્ત્રીપુરૂષો ઇશ્વરને નામે દેવમંદિરોમાં, તીર્થસ્થાનોમાં, પુણ્ય મેળવવાને અને પાપ નિવારણ કરવાને કરોડો રૂપિયા ગુમાવી રહ્યા છે. ખરેખર હિંદુ સમાજમાં આમજ વાસીદે સાંભેલાં જાય છે ને વાડ ચીભડાં ગળેજ જાય છે. અત્યારની આવી સ્થિતિ જોતાં એ ઘેલછા છોડવી ઘટે છે. અત્યારે તો દેશને સેવાની જરૂરત છે. અને દરેક બહેન ભાઇઓએ પોતાથી બનતી યથાર્થ સેવા અર્પવી ઘટે છે.

*

**લગ્ન :**

લગ્ન એટલે શું ? લગ્નનો હેતુ શો ? પુરૂષની જેમ સ્ત્રીઓને પણ સમાન અધિકારો હોવા જોઇએ ને ! પરંતુ હજુ પણ આપણો સમાજ નાનપણનાં જોડી દીધેલાં લગ્નો કરી રહેલ છે. આ લગ્ન એ લગ્ન નથી પણ સોદો છે. આવા લગ્નનું પરિણામ વહેલા મોડા સમયે છુટાછેડામાં પરિણમે છે. ખરેખર, હિંદુ સમાજમાં તો લગ્નને નામે ભટકાજ છે. લગ્નગાળો આવે છે માટે આ તરફ તકેદારી રાખી આવા પ્રકારનાં લગ્નો ન થાય તે જોવાનું રહે છે. આપણે બની શકે તો દેશસેવામાંથી વખત કાઢીને આવાં લગ્નો અટકાવવા પ્રયાસ કરવા જોઇએ. જેથી દંપતિ ઉભય સુખ મેળવી શકે.

"ગુણસુન્દરી"
# બાલવિભાગ
તન્ત્રી: નાગરદાસ ઈ. પટેલ, મલાડ

વર્ષ ૧૨ : અંક ૧૨ | પુસ્તક ૧૨ | ડિસેમ્બર : ૧૯૪૨

## કહેવત કુંજ

કમાઉ પુત્ર માબાપને વ્હાલો.
કરે તે ભોગવે.
કમ તાકાત ને ગુસ્સો ઘણો.
કરકસર બીજો ભાઈ છે.
કપાળે કપાળે જુદી મતિ.
કાકા મટી ભત્રિજા થવું.
કાલ કરવા કરતાં આજ કરો.
કાગનું બેસવું ને ડાળનું પડવું.
કાંકરે કાંકરે પાળ બંધાય.
કાચા ચેલાને કોહે નરકા.
કુડના રાંધીઆ કપાળે લાગે.
કુંભાર કરતાં ગધેડા ડાહ્યાં.
કુવામાં હોય તો હવાડામાં આવે.

ખાડો ખોદે તે પડે.
ખાલે કુવા ને હરવાયા ખુટલા.
ખેડ ખાતર ને પાણી કરમને લાવે તાણી.
ખેની કાંઈક હેતી.
ખોદે ઉંદર ને ભોગવે ભોરિંગ.
ખોદવો ડુંગર ને કાઢવો ઉંદર.

## ચામાંચીડીઆં પણ દેખે છે!

સાધારણ એમ મનાય છે કે ચામાંચીડીઆં આંધળાં હોય છે. એ વાત ખો છે. એમને આંખો નાની હોય છે, પણ તે વતી એ સરસ રીતે જોઈ શકે છે, એટલું જ નહિ; પણ દહાડે પણ સાધારણ રીતે સારૂં જોઈ શકે છે! લાલ માદા ચામાચીડીઆંને બેને બદલે ચાર આંચળ હોય છે ને બચ્ચાંને ધવરાવે છે.

*

## હેતાળ માછલીઓ

વેસ્ટ ઇન્ડીઝના દરિયામાં સ્ટ્રાઈપ્ડ ગ્રન્ટ નામની એક જાતની માછલીઓ



થાય છે તે ખૂબ હેતાળ સ્વભાવની ગણાય છે. એ હંમેશાં જોડકાંમાં જ ફરે છે, અને કાયમને માટે એક બીજાની સાથે ગેલ કરતી અને રમત રમતી જણાય છે.

*

## અહિંસક માછલી

નરવ્હાલ નામની એક જાતની માછલી દરિયામાં થાય છે. એમાં નર



માછલાને મોંની બહાર અણીદાર વળવાળો એક જંગી દાંત આશરે ૯ ફૂટ લાંબો હોય છે, અને ખૂબ મજબૂત હોય છે.

આશ્ચર્યની વાત એ છે કે આવું બળવાન હથિયાર પોતાની પાસે હોવા છતાં આ મત્સ્ય એનો ઉપયોગ પોતાના બચાવ માટે કરતો નથી. એ કેવળ અહિંસક રહે છે, અને એનું આ બળવાન શસ્ત્ર માત્ર શોભારૂપ હોય છે.

*

## ખૂની માછલીઓ

હિંદી મહાસાગરના પૂર્વ ભાગમાં શિલામત્સ્ય (Stone fish) જાતની એક



માછલી થાય છે. પ્રશાંત મહાસાગર (પાસીફીક)માં વીંછી-માછલી (Scorpion fish) નામની એક માછલી થાય છે. આ બંને માછલીઓ કરડે તો કાળા નાગના ઝેર જેવું જ કાતીલ ઝેર માણસને ચડે છે અને તે મરણ પામે છે.

એમ છતાં નવાઈની વાત એ છે કે આ માછલીઓ જરૂર પડે તો ખાવાના કામમાં આવી શકે છે અને એનું ઝેર ચડતું નથી!

શ્રી. રમણલાલ નાનાલાલ

રાણુગઢ-ચંદ્રાવતીની અસલ ઐતિહાસિક વસ્તુ રજુ કરતી

## વીર શૃંગાર અને કરૂણરસથી ભરપુર

રજવાડાના કાવાદાવા, અંતઃપુરની સ્ત્રીઓની રાજરમત
તથા અનેક ભેદભરમોથી ભરપુર

## ઐતિહાસિક નવલકથા

# રાજયોગી

યાને

# પરમાર ધારાવર્ષાદેવ

## ભાગ ૧-૨

જેની ત્રણ ત્રણ આવૃત્તિઓમાંની હજારો નકલો ખલાસ થઇ ગઇ છે.
અને આ ચોથી આવૃત્તિની જુજ નકલો બાકી રહી છે.
એક વખત વાંચવી શરૂ કર્યા પછી હાથમાંથી મુકવી નહી ગમે.
૫૦૦ પાનાનો દળદાર પોથો પાકું પુઠું છતાં મૂલ્ય

**દરેક ભાગના રૂ. ૪—૦—૦**

લખો :

## લુહાણામિત્ર પ્રિં. પ્રેસ, વડોદરા.

માલિક વડોદરા-રાવપુરામાં ધી લુહાણામિત્ર પ્રિં. પ્રેસમાં અંબાલાલ વિઠ્ઠલભાઈ ઠક્કરે
પોતાને માટે છાપી અને તેજ ઠેકાણેથી પ્રસિદ્ધ કર્યું. તા. ૩૦-૧૧-૪૨

Registered No. 1

આદ્યતંત્રી અને સ્થાપક: જયકૃષ્ણ ના. વર્મા, હાલ દિવાન સાહેબ: લુણાવાડા રાજ્ય

# ગુણસુન્દરી

| તંત્રી : | વ્યવસ્થાપક : | સહતંત્રી : |
|---|---|---|
| શ્રી. જયવતી દેસાઈ | નટવરલાલ ઠક્કર<br>લુહાણામિત્ર પ્રેસ, વડોદરા. | શ્રી. વનમાળા દેસાઈ બી. એ. |

પુ. ૨૯ મું ]　　　જાન્યુઆરી : ૧૯૪૩　　　[ અંક ૫ મો.

## અનુક્રમણિકા



— બાલવિભાગ —



વાર્ષિક લવાજમ : હિન્દ માટે રૂ. ૪-૮-૦ : વિદેશ માટે શીલીંગ દશ : છુટક નકલ દશ આના

# જાણીતા શહેરી
# શ્રી. પ્રાણલાલ દેવકરણ નાનજી

 શું કહે છે ? 

“ આપનું નવીન પુસ્તક ‘ સંસ્કારલક્ષ્મી ’ સુંદર અને ઉપયોગી છે. ઘણા વિષયોની સરલ રીતે ચર્ચા કરવામાં આવી છે તેથી જનતાને ઉપયોગી થશે. ‘ સંસ્કારલક્ષ્મી ’ એ સ્ત્રીઓ માટે ઘણું જ ઉપયોગી પુસ્તક જણાય છે. આ પુસ્તકની પ્રથમ આવૃત્તિ બે માસ જેટલા અલ્પ સમયમાં વેચાઇ ગઇ અને આ બીજી આવૃત્તિ બહાર પાડવાની જરૂર પડી તે એની ઉપયોગીતાનો પૂરાવો છે. તે સાદી અને સરળ ગુજરાતી ભાષામાં લખાયલું તથા રંગબેરંગી ચિત્રો સાથે ઘણું જ આકર્ષક તથા દળદાર પુસ્તક બનેલું છે. તેમાં સ્ત્રીજીવનના દરેકે દરેક પ્રશ્નની વિસ્તારપૂર્વક છણાવટ કરવામાં આવી છે. આદર્શ ગૃહિણી તથા આદર્શ માતામાં સુખી સંસાર બનાવવા માટે કયા કયા ગુણોની આવશ્યકતા છે અને તે ગુણો કેવી રીતે ખીલવી શકાય તેનું એક રસિક વાર્તારૂપે સુંદર રીતે માર્ગદર્શન કરવામાં આવ્યું છે. તે ઉપરાંત સ્ત્રીઓને અનુરૂપ કળાઓ, આરોગ્યશાસ્ત્રના નિયમો, ઘરગથ્થુ ઔષધો વગેરે અનેક બાબતોનું સારી રીતે વર્ણન કરવામાં આવ્યું છે.

ટૂંકામાં આ પુસ્તક સ્ત્રીવર્ગને અને ખાસ કરીને ગુજરાતી સમાજના સ્ત્રીવર્ગને ઘણું જ ઉપયોગી છે. આવી સુંદર કૃતિના પ્રકાશન માટે તેના લેખક તથા પ્રકાશકોને અભિનંદન ઘટે છે. ”

સંસ્કારલક્ષ્મી માટે આથી વિશેષ કહેવું તે સોના પર ઢોળ ચઢાવવા બરાબર છે.

□ તમારી પ્રત આજે જ મંગાવી લ્યો □

| | | |
|---|---|---|
| **સંસ્કારલક્ષ્મી** | ૬૫૦ પાનાં | ભેટ આપી શકાય તેવા |
| ભાગ ૧–૨ | ૧૨૫ ચિત્રો | સોનેરી ત્રિરંગી |
| સાથે | ૭૫૦ ઉપયોગી વિષયો | બૉક્સમાં મળશે. |

કિંમત રૂા. પાંચ : વી. પી. ખર્ચ બાર આના વધુ : આફ્રિકા માટે દશ શીલીંગ

લખો

## ૐ એન. એમ. ઠક્કરની કંપની ૐ

૧૪૦ પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઇ ૨.



પુસ્તક ૩૯મું જાન્યુઆરી : ૧૯૪૩ અંક ૫ મો



# અમે પંખિણીઓ

⊛

કલ્પનાની પાંખે, અભિલાષભરી આંખે,
અમે પંખિણીઓ વિહરીએ દિગંતે;
વિહરીએ દિગંતે,
અમે ઊડીએ અનંતે......

ચેતનની ચાંખડીએ,
પુષ્પોની પાંખડીએ;
રૂડી ચાંદનીએ વિહરીએ દિગંતે...

સમીરણના તરંગે,
વાદળના વૃંદ સંગે;
અમે રંગે ચંગે વિહરીએ દિગંતે...

વિજય કેરી વારે,
ને ગગન તણી ખારે;
સ્નેહઘાટે અમે વિહરીએ દિગંતે...

રૂમઝુમતા ડગલે,
પ્રકાશ ભર્યા પગલે;
સોહાગ ઢગલે અમે વિહરીએ દિગંતે...

શ્રી. ચંદ્રકાન્ત મંગળજી ઓઝા

# પંથ ભૂલ્યાને

પંથી ! ભૂલ્યો ભાન તો વિચાર કરી જો !
વિચાર કરી જો !
શાને ગુમાવી સાન જરી ધ્યાન ધરી જો !
વિચાર કરી જો !

તરંગને તરંગના;
શું ઘોડલે ઘૂમ્યો !
વાયુ વેગ વંટોળેઃ
શું વાદળે ઊડયો !
થંભી ઘડી એકનો વિરામ કરી જો
વિરામ કરી જો
શાને ગુમાવી સાન જરી ધ્યાન ધરી જો
વિચાર કરી જો.

ધારણા ધૂળે મળી;
નિશાન કંઇ ચૂકયો !
સાધના સંકેતના
શું પાઠ વિસર્યો !
સંજોગના પ્રપંચ રંગ પારખી તું જો
પારખી તું જો
શાને ગુમાવી સાન જરી ધ્યાન ધરી જો
વિચાર કરી જો.

દિલના કંઇ દોષ કે
શું લોળપે ભણ્યો
વિશ્વાસના વિજોગ કે
વિલાસમાં વણ્યો
આશાના એંધાણનાં સંધાન કરી જો
સંધાન કરી જો
શાને ગુમાવી સાન જરી ધ્યાન ધરી જો
વિચાર કરી જો.

લક્ષવાટ માંડી જો
પ્રયાણ આદરે
ભૂલ્યો ત્યાં ફરી ગણી
પ્રયાસ જો ધરે
સાધ્ય સ્થાન સાંપડે ઉપાય કળી જો
ઉપાય કળી જો.
શાને ગુમાવી સાન જરી ધ્યાન ધરી જો
વિચાર કરી જો.

શ્રી. જગુભાઇ મો. રાવળ

# બૃહદ્ગુજરાતની ગુજરાતી સ્ત્રીઓ

લેખક : શ્રી. ડુંગરશી ધરમશી સંપટ

## બૃહદ્ગુજરાત

બૃહદ્ગુજરાત એ ઘણો વિશાળ પ્રદેશ છે. એની સીમાની મર્યાદા અર્બુદાચળથી તાપી સુધીની માત્ર નથી. પરંતુ કચ્છ, કાઠિયાવાડ પણ એનાજ વિભાગો છે. હિંદના ઘણા ખરા પ્રાંતોના ભાગોમાં, રાતા સમુદ્રનાં બંદરોમાં, ઇરાની અખાતનાં બંદરોમાં, જંગબાર, પેમ્બા કે નાગીકા, યુગાન્ડા અને બીજા પૂર્વ-આફ્રિકાના પ્રદેશોમાં, ટ્રાન્સવાલ, ઓરેન્જ ફ્રી કૉલોની, કેપ કોલોની, એબીસીનીઆ, બ્રહ્મદેશ, મલાયા, જાપાન, ચીન, સિલોન અને બીજા અનેક પરદેશોમાં ગુજરાતીઓની વસાહતો વસી છે. અસલ વાણિજ્ય અને ઉદરનિર્વાહ અર્થે દોરી-કળશીઓ લઇ નીકળેલા ગુજરાતીઓની ક્યાંક ક્યાંક તો સાત આઠ પેઢીઓ થઇ ગઇ છે. સિંધુ નદીનાં જળ ઉનાળા અને ચોમાસામાં બંને પાળો ઉપર છલકાઇ સિંધનાં લાખો ખેતરોને રસકસવાળાં બનાવે છે. તેવીજ રીતે આ બૃહદ ગુજરાતીઓ પરદેશોથી રિદ્ધિ સિદ્ધિનો પ્રવાહ ગુજરાતમાં વહેવરાવી તેને સમૃદ્ધ બનાવે છે.

આ બૃહદ્ગુજરાત પ્રત્યે ગુજરાતે ભૂતકાળમાં ઉદાસીનતા સેવી છે. લાખો ગુજરાતીઓના સાહસ, સંયમ અને તપ તરફ લક્ષ આપ્યું નથી. એમના સંબંધી કાંઇ માહિતી મેળવવાની કે તેમનામાં રસ સિંચન કરવાની દરકાર કરી નથી.

ઇરાની અખાતના બંદરો મસ્કત, ડબઇ, બસરા અને મહોમ્મેરા સાથે ગુજરાતીઓને ૨૫૦ વરસો થયાં વેપારી સંબંધ છે. મસ્કતના સુલતાનો પ્રભાવશાળી અને વિસ્તૃત પ્રદેશના રાજ્યકર્તાઓ હતા. ગુજરાતી વેપારીઓ પ્રત્યે તેઓ બહુ મમતા ધરાવતા હતા. જમીન અને સત્તાના લોભ વગરના, પ્રમાણિક અને કરકસરીઆ ગુજરાતી વેપારીઓમાંના કેટલાકને એમણે દિવાનો બનાવ્યા હતા; કેટલાકને જકાત ખાતાનો વહિવટ સોંપ્યો હતો. એ ઇરાની અખાતનાં બંદરો ખાતેથી ખજૂર, ખારેક, મોતી હિંદમાં ગુજરાતી વેપારીઓ આયાત કરતા હતા. હિંદનાં બંદરોથી એ જ વેપારીઓનાં વહાણો કાપડ, મીઠું, અનાજ, રેશમ, ચાંદી, સોનું, તેમના ચડાવતા હતા.

આ બૃહદ ગુજરાતમાં પ્રથમ સ્ત્રીઓ બહુ થોડીજ જતી હતી. પુરુષો ત્યાં ચાર પાંચ વરસો સુધી કમાઇને એકાદ વરસ માટે દેશમાં પાછા આવતા હતા. ધીમે ધીમે સ્ત્રીઓની પણ અવર જવર બૃહદ ગુજરાતનાં દેશોમાં થવા લાગી. આજે હવે ઘણે ખરે ઠેકાણે ગુજરાતી સ્ત્રીઓ જાય છે, સમુદ્રપ્રવાસ કરે છે. પ્રવાસોના અનેક સંકટો ખમી રહે છે. હિંદના ઘણા પ્રાંતોમાં વિવાહાદિક કાર્યો પણ ગુજરાતીઓ પોતાના વસાહતના સ્થાનમાં કરી લે છે,' પેઢી દર પેઢી પોતાનાં ઘરો બનાવીને રહે છે. પોતાની માલ-મિલ્કતો, જાગીરો અને રહેઠાણો ત્યાં બનાવી છે. ગુજરાતીઓએ સંસ્કૃતિ વિકાસને માટે અનેક સંસ્થાઓ 'સ્થાપી છે. વિવાહો, સીમંતો, જ્ઞાતિભોજનો સામાજિક પ્રવૃત્તિઓ પોતાના કરી લીધેલા દેશમાં કરે છે. માત્ર એક જ શરૂઆતમાં વૈશ્યવૃત્તિ હતી. હવે વૈશ્યવૃત્તિ સાથે સાહિત્ય, સંગીત, ઉદ્યોગ, ચિત્રકળા, હુન્નરો પણ એમાં ભળ્યાં છે.

આગલી અસહકારની લડતોમાં પણ ગુજરાતી યુવાનો, યુવતીઓ સવેગે ભાગ લેતી થઇ હતી. ગુજરાતી સરમુખત્યારો, સ્વયંસેવકો, કેસરી સાડીવાળી સૈનિકાઓએ જેલયાત્રા

# એમ કેમ ?

વિહરતા નથી મેઘ વ્યોમમાં,
તદપિ કાં મનમોર નાચતો ?
અવધાન નથી ઉરે છતાં,
સરળ કાં વ્યવહાર બધો થતો ?

દરરોજ વિલંબ સેંથી પાડતાં
બહુ થતો, પણ આજ તેમ ના:
ગૂંથતાં ફૂલવેણી ફૂલો કંઇ
અંગડતાં, પણ આજે ફૂલ એક ના !

કરતાં કુંકુમ ચાંદલો પડે
ભૂંસવો ઘણી વાર પ્રતિદિને :
પણ આજે ઇન્દુકલા સમો
કયમ રહેજે ભાલ વિશોભતો !

પૂરતાં આંગણુ સાથીઓ પડે
શ્રમ રોજ, છતાં નહીં આજ કાં ?
ગમતો મનને જ પૂરાય તે—
ચિતરાયા ઘડિયાં હંસ–મોરલો !

ઉરમાં કંઇ ભાવો ઉછળી રહ્યા,
અજબ ચેતન અંગ મહીં ભર્યું
હરખ અન્તર માય નહીં જરાય,
ઘડિકમાં ચમકયા સમ થૈ જતું !

અહીં તહીં ફરતી થઇ બ્હાવરી,
મુખડે કૈં લલકારતી ગીતોઃ
નવ કળે પડી મોહની શા તણી,
પ્રતીતિ શા તણી આ થઇ રહી ?

સહજ મેં કરતાં મુજ લોચનો
ઉપર, ત્યાં નિરખી મૂર્તિ એમનીઃ
નયનમાં મૃદુ હાસ્ય રમી રહ્યું,
શરમથી ઢળિયાં ત્યાં લોચનો નીચે !

શ્રી. જનાર્દન પ્રભાસ્કર

# જય અંબે જય ભારતી !

જય અંબે ! જય ભારતી !
તુજ રમ્ય ઉતારું આરતી;
જય અંબે ! જય ભારતી !

તનમાં મનમાં રસ રેલવતી,
નવજીવનની જડ તું બનતી;
જનની જડતા તું ટાળતી,
જય અંબે ! જય ભારતી !

ભજતા જનના ઉરમાં વસતી,
મુખમાં મધુરા સૂર ઉચરતી;
દુઃખના દવથી તું વારતી !
જય અંબે ! જય ભારતી !

દુઃખમાં દૃઢતા સુખમાં શુચિતા,
દઇ સુન્દરતા, મનમાં મૃદુતા,
ભય સંકટથી તું તારતી,
જય અંબે ! જય ભારતી !

તુજ રમ્ય ઉતારું આરતી,
જય અંબે ! જય ભારતી !

શ્રી. રવિશંકર નરોત્તમદાસ પાઠક

# સ્નેહલગ્ન

લેખક : શ્રી. ગુણવંત લેપી

' પ્રેમ કહાની સુખી સુનત સુહાવે. '

ગાનારીએ પડખું ફેરવ્યું. ક્યારના કેટલા પ્રયત્નો છતાં નિદ્રાદેવીનું રાજ્ય આ યુવતી ઉપર સ્થપાતું ન હતું. સુઈ જવાતું મન કહેતું હતું પણ હૃદય ના પાડતું હતું. અન્તે ગાનારીએ પાસેનો ટેબલ લેમ્પ સળગાવ્યો ને ચોપડી વાંચવી શરૂ કરી. તેમાં પણ રસ ન પડ્યો. જ્યારે મન બીજાને માટે તલસતું હોય ત્યારે બીજી વસ્તુઓમાં રસ કેમ નહિ પડતો હોય ?

' હજુ કેમ નહિ આવ્યા હોય ? ક્યાં ગયા હશે ? હમણાં દસ વાગ્યા છતાં હજુ કેમ ન આવ્યા ? ' મને પ્રશ્ન પૂછ્યો.

' કંઈક ખાસ કામ હશે તે રોકાઈ ગયા હશે. ' મનનું સમાધાન થયું પણ હૃદયે તો આ માનવાની ચોખ્ખી ના પાડી. રજની અંગ્રેજી પાંચ ચોપડી ભણી હતી. શાળામાં તેનું વર્તન સ્વતંત્રતા ઝંખતી ઓનું હતું. તેને પતિ કેવો મળશે ? તેનો વિચાર જ્યારે તે ચોથા ધોરણમાં આવી ત્યારે થતો. પણ તે હજુ આ પંથને જાતે ઓળખે તેની સાથે દોસ્તી બાંધે તે પહેલાં તેનું જીવન મધુસૂદનને સોંપાઈ ગયું.

મધુસૂદન હતો તો શેખચલ્લીના વિચાર કરવાવાળો ! માણસ શું આજનો યુવાનવર્ગ શેખચલ્લી નથી ? પણ દુનિયાદારીની ફરજ પડતી ગઈ તેમ તેનાં આકાશપી માટલાં ફૂટી ફૂટી ઠેકાણે પડતાં ગયાં. મધુસૂદન કુદરતને પીંછીમાંથી ચીતરતો એક સારો ચિત્રકાર હતો. તેના કામની તારીફ કરતા તેને ઘણા સુવર્ણચંદ્રકો મળ્યા હતા. સંસારનું ગાડું આગળ ને આગળ તે ધકેલતો હતો. પેટ ભરી ખાવું, જીવવું અને તેટલું, પાપકર્મો થાય તેટલાં કરવાં, કીર્તિના ભૂખ્યા, પૈસાના ભૂખ્યા રહેવું આનું નામ જ જીવન ને ? આનું નામ જ માણસાઈ ને ? આ જ જીવન–યાત્રાનો મર્મ ને ? મધુસૂદનને આમાંની કેટલી ઇચ્છા હતી તે તો મને ખબર નથી. પણ તેને એક જ ભૂખ હતી તે કીર્તિ-કેરાં કોટડાં રચવાની દુનિયામાં કીર્તિની ભૂખ કોને નથી સતાવતી ? કોની આગળ તે પાપકર્મો નથી આચરાવતી ? બીજી ભૂખ ( ઇચ્છા ) સુધારકમાં ખપવાની કીર્તિની ભૂખના પેટાવિભાગમાં આ દાખલ કરી શકાય તેમ છે. દુનિયામાં કોઈક જ એવો મનુષ્ય હશે કે જેને કીર્તિની ભૂખ નહી હોય ? કીર્તિની ભૂખ જેટલાં પાપકર્મો આચરાવે છે તેટલી બીજી ભુખ કદાચ નહિ કરાવતી હોય ? કીર્તિ મેળવવા જતાં કેટલા ભોગ આપવા પડશે તેનો તેને જરાય ખ્યાલ નહોતો. ક્યાંથી હોય ! શું યુવાની એક સ્વપ્ન નથી ?

યુવાનીનાં સ્વપ્ન હરહમેશાં ખરા પડતાં નથી ? આપણા દેશમાં જે હમણાંથી પવન વાયો છે તેવો પવન લાગેલો સુધારકમાં ખપવા સારૂ તેણે સ્નેહલગ્ન એક બીજી યુવતી સાથે કરવાનું ઠરાવ્યું હતું. સ્નેહલગ્ન કર્યાં બાદ બે સ્ત્રીઓનો પતિ થઈ તેમનું કેવી રીતે પાલન પોષણ કરશે તેનું તેને જરા પણ ભાન ન હતું. યુવાની આગળ પાછળનું ભાન રહેવા દેતી નથી. બસ, તેને તો ભાન હતું સુધારકમાં પોતે ખપશે, પોતાના ફોટા છાપાઓમાં આવશે, બધા વખાણશે. સુધારક થયો માટે બધા મને અભિનંદનો આપશે

ને પછી બસ હું......? બિચારા વિચારો ! છેલ્લી જરા વિકારવાસના પણ રહી ગઇ હતી. અજનાં સ્નેહલગ્નઃ એક ઉપર બીજી સ્ત્રી કરવાના કોડ તે હવસ પુરા કરવાનાં શું સાધનો નથી ? આજનો સુધરેલો સમાજ ભલે તે માગતો હોય પરંતુ આવાં લગ્નો માટે શું હિંદુસમાજ તૈયાર છે ? જે હિંદુ સમાજને જોઈતું નથી-તેને લાયક નથી તે તેને જલદી આવી મળે છે. જેની હિંદુસમાજને જરૂર છે તે હજુ નથી બનતું. સ્નેહલગ્નને નામે કુમળી પણ કમઅક્કલ બાળાઓનાં બલિદાન નથી દેવાતાં ? હિંદુસમાજ સીધા રસ્તાને બદલે આડો રસ્તો પકડી લેવામાં શું શૂરો નથી ? સ્નેહ-લગ્નની ભાવના એટલી કલુષિત થઇ ગઇ છે કે તે અત્યારે વિચારતાં ને આવાં સ્નેહલગ્નો સાથે સરખાવતાં જરૂર કમકમાં આવે. એક સ્ત્રીમાં ખામી હોય તો તેને દૂર કરવાનો પ્રયત્ન થવો જોઇએ. કાંઇ બીજી સ્ત્રી લાવવાથી તે ખામી દૂર થતી નથી અને પછી હેરાન-ગતિની દિશા પકડવી પડે છે. શું તમારામાં ખોડખાંપણ નહિ હોય ?

આજનો અધકચરો યુવાન શું યોગ્ય રાહ નહિ લ્યે ? તેની જવાબદારી સમજાવી શકે તેવો શું કોઇપણ રસ્તો નથી ? વિષયવાસના ને હવસખોરી આમ છડેચોક થતાં અટકે એવો યોગ્ય શું કોઈપણ રાહ નથી ? મધુસૂદને પોતાનું સ્નેહલગ્ન મૃદુલા નામની એક ભણેલી, ગણેલી પણ કમઅક્કલ સ્ત્રી સાથે કરવાનું કબૂલ્યું હતું.

બિચારી રંજન ! શું હશે ને શું નહિ હોય ?' ના તાનમાં લીન હતી ત્યારે પતિદેવ સિનેમાગૃહમાં મૃદુલા સાથે યથેચ્છવિહાર કરતા હતા-જો હૃદય માપવાનું કે લાગણીઓ માપ-વાનું યંત્ર આવતું હોત તો મધુસૂદન જરૂર તેને કળા વગર ચાલ્યો જાત નહિ. રાત્રિનો સમય એકલી સ્ત્રી આજુબાજુ સુમસામ વગેરે ગોઠવણીઓ શું વિચારે ચઢાવતી નથી ? રંજનનું મન અત્યારે વિચારે ચઢ્યું હતું. કવચિત કવચિત કુતરાનો ભસવાનો અવાજ વગેરેનું મિશ્રણ થઇ સંગીતની નોંધપોથીમાં ન હોય તેવો અવાજ સંભળાતો હતો. ઓર-ડાની શાન્તિનો ભંગ કરતી ઘડિયાળમાં એક ડંકો પડયો. આંખે જોયું તો સાડાદસ વાગ્યા હતા. શેરીનો અંધકાર ચીરતી એક મોટર આવી પહોંચી...ને એક યુવાનનો અવાજ સંભળાયો.

' એજ. એજ, હાશ ! આવ્યા તો ખરા !' બિચારી હિંદુ ગૃહિણી ' કાલે સાંજે ત્યારે ' આર્ય-સમાજ 'માં મળીશું. ' યુવાનનો અવાજ સંભળાયો.

' આપણા સ્નેહલગ્નનો દિવસ કેટલો મધુર હશે, મધુ!' યુવતીના સૂરનો રણકાર સંભળાયો.

' શું, સ્નેહલગ્ન? કોનાં મધુ-મૃદુલાના? ઓહ ! ભગવાન. ' ત્રીજું જણ બારીએથી તેમની વાતચિત સાંભળતું હતું તેનું તેમને ભાન ન હતું. આ સાંભળી બન્ને ચમકયા-ભડકયા-થડકયા તેઓની ભૂલનું તેમને ભાન થયું, રંજનના કાન બારીમાંથી આ કઠોર શબ્દો સાંભળતા હતા. કાલ સાંજે જે આઘાત થવાનો હતો તે આજથી જ શરૂ થઇ ગયો. હાથમાં પકડેલો કઠેરો બીજા હાથ સાથે સ્નેહલગ્ન કરવા માગતો હોય તેમ એણે તે બે હાથ તરછોડયા. રંજનનું જગતમાં કોઇ ન હતું એમ શું આ બનાવ સૂચવતો ન હતો ? હાથ તરછોડાતાં સાથે જ પગને જમીને અદ્ધર ધકેલ્યા, પતિથી તરછોડાયેલીનું અહીં શું કામ છે ? શરીર એકદમ બારીની બહાર કઠેરા ઉપર થઇ નીચે મુસાફરી કરવા લાગ્યું. તેણીને શેરીની નીરવ શાંતિની નીચે ઊભેલી મોટર જોઇ. મૃદુલાનો હાથ પકડી ઊભેલો મધુસૂદન દેખાયો. તેની આંખમાં લાલ પીળા નાચવા લાગ્યા. ભયની એક

આહ નીકળી પડી. પૃથ્વી આ તરછોડાયેલી સ્ત્રીને ભેટવા આગળ ધસી. એક ગાઢ આલિંગન પૃથ્વી સાથે સ્ત્રીના દેહનું થયું ને દેહ પછડાટી ખાઇ જમીન ઉપર ચતોપાટ ઢળી પડયો.

આ દૃશ્ય તરફ સહાનુભૂતિ ધરાવતું હોય તેમ શેરીનું એક કૂતરું આવ્યું ને પછી જરા જોરથી રડયું કે કર્યું તેની ખબર કોઇને પડી નહિ.

× ×

'મધુ, એક વખત તારું મુખ જોઇ લેવા દે.' રંજને માથા ઉપરના પાટા ઉપરથી હાથ લેતાં કહ્યું.

'આ રહી રંજન,' મધુસૂદને આગળ આણ્યો.

'તમે મૃદુલાબ્હેન સાથે લગ્ન કરી સુખી થજો. હું અભાગણી તમારા લગ્નમાં આશીર્વાદ દેવા નહિ આવી શકું તે માટે ખેદ થાય છે. ઓહ્ ... મા સમાડતો, મધુ.' રંજને શોક દેખાડતાં કહ્યું.

હિંદુસમાજ આ તારી ગૃહિણી પછી તું ઇતિહાસમાં ઉજ્જ્વલ હો તેમાં શું નવાઇ? કોઇ દેશે આવી રમણીઓ ઉપજાવી નથી? ને અહીંઆં છે છતાં તેનો લાભ મધુ જેવા યુવાનો લઇ શકતા નથી? હિંદુ સંસાર તારૂં નસીબ!

'હં. પણ મૃદુલાબ્હેન ક્યાં ગયાં? તેમને તો હું ભૂલી ગઇ.'

'આ રહી. રંજનબ્હેન, તમારો સંસાર સળગાવી મૂકનાર આ રહી.' મૃદુલાએ આંસુ લૂછતાં કહ્યું.

બ્હેન, એમાં તમારો શો વાંક! મારા પતિને હું સુખ ન આપી શકી તે તમે પૂરી કરજો હો, વ્હાલાં બ્હેન!' રંજને ફીક્કું હસતાં કહ્યું.

'બ્હેન, દ॰ માળુ બ્હેન મને માફ કરો.' મૃદુલાએ એકદમ જોરથી રડતાં કહ્યું.

અડધી કલાક પછી મૃદુલાને પતિની સંભાળ રાખવાનું કહી એ પવિત્ર આત્મા દેહ છોડી ચાલી નીકળ્યો. હોસ્પીટલની પડિયાળમાં એકનો ડંકો વાગ્યો. મૃદુલાએ ઘર તરફ પગલાં માંડયાં. મધુસૂદન તો આ જોઇ ગાભરો જ બની ગયો. ક્યાં સુધી તે ત્યાં બેસી રહ્યો તેની તેને ખબર ન રહી. વિધિએ તેની આગળથી રંજન ઝૂંટવી લઇ તેને બરોબર શિક્ષા કરી તેની આંખ ઉઘાડી આપી હતી. 'તે એક ઉપર બીજી પત્ની કરી શકે. પણ રંજન તેના જીવતાં

## જીવન છેડલો

મારો જ્યાં ત્યાં ઝલાય જીવન છેડલો
મારે મુકવી ઝટ ભવભવની વાડ રે;
મારો જ્યાં ત્યાં ઝલાય જીવન છેડલો.

મારા અંતરની ઊર્મિ બન બીલેલો,
એમાં ઉડતો પાલવડો ઝપડાય રે;
મારો જ્યાં ત્યાં ઝલાય જીવન છેડલો.

મને લોભે ચિતરવું ખરા માલરા,
મને રીઝવે એ શત્રુ પુરા થાય રે:
મારો જ્યાં ત્યાં ઝલાય જીવન છેડલો.

મને સ્મરણોની છાપ લાગે હાલશી,
ગમે દીઠી નવ સોણલાંની ભાત રે:
મારો જ્યાં ત્યાં ઝલાય જીવન છેડલો.

પણ સમાલીને પગલાં હું ભરતી,
મને મોંઘા વીસરણનાં ઉચાટ રે:
મારો જ્યાં ત્યાં ઝલાય જીવન છેડલો.

શ્રી. સરોદ

બીજો પતિ કરે તો ? હું સાંખી શકું ખરો ? પણ આ તો બિચારી હિંદુ સ્ત્રી. આવો વિચાર કરે તોપણ દ્રોહ ગણાય. પતિપરાયણતાના માર્ગ ઉપરથી ચલાયમાન થાય. પણ પુરુષો માટે કોઇ પણ શિક્ષા હિંદુ–સમાજ સાંખી શકતો નથી. આવાં સ્નેહલગ્નો કોઇ અટકાવતું કેમ નહિ હોય ? અમારી જવાબદારી અમે સમજતા નથી એ કોઇ કેમ સમજતું નહિ હોય ? બધાં સ્નેહલગ્નો આવાં કદાચ હોઇ શકે નહિ. મારી જેવા બધાને મારે શા માટે માનવા જોઇએ ? ' મધુસૂદનની વિચારશ્રેણી રંજનના શબ્દને જોઇ નીસરવા માંડી. જ્યારે . તે ઘરે પહોંચ્યો ત્યારે રાત્રિના પાંચ વાગ્યા હતા. રસ્તા ઉપર પણ તેનું પાપ તેની નજર આગળ તરવર્યા કરતું હતું.

' રંજન, મેં તને શું સુખ આપ્યું ? છતાં તેં મને કેટલું સુખ આપ્યું ! મરતાં મરતાં પણ મને સુખ થાય એજ તારો આશય ? તારૂં મેં ખૂન કર્યું, તારૂં લોહી પીધું, છતાં ઓ રંજન ! તેં મને ક્ષમા શા માટે કરી ? મેં તારી ઉપર પતિદિન તરીકેનો હક્ક અજમાવી કોરડો ફેરવ્યો, પણ તેં કંઈ પણ આ માર્ગ ઉપરથી મને પાછો વાળવાને પગલાં કેમ ન લીધાં?' માંડ માંડ તે અથડાતો કુટાતો ઘરે પહોંચ્યો. તેને લાગ્યું કે જરૂર તે ગાંડો થઇ જશે

' રંજને મને હજુ કેમ નહિ ઉઠાડયો હોય ? ' મધુસૂદને જાગ્રત થતાં પ્રશ્ન કર્યો. તે ખુરશી ઉપર ને ખુરશી ઉપર લેમ્પ ઓલવ્યા વિના ઊંઘી ગયો હતો. ગઇ રાત આખું એક સ્વપ્ન તેના મનને મારે હતું. પણ જાગ્યો ત્યારે પાછું એનું એ ઘમસાણ તેના મગજમાં ચાલવા લાગ્યું. ખાત્રી કરવા તેણે બૂમ પાડીઃ—

' રંજન, ઓ, રંજન. '

' રંજન, ઓ, રંજન. ' પડઘા પાછા ફર્યા. ' દુઃખ જો સ્વપ્ન હોત તો સત્યો (આવાં) અસત્યો બની જાય તો ? ગઇ રાત્રિ સ્વપ્ન થઇ જાય તો ? ' મધુ બબડતો હતો.

બારણા ઉપર એક ટકોરો પડયો ને તેનો બબડાટ શાંત થયો. કુતૂહલવૃત્તિથી બારણું ઉઘાડયું. મૃદલાના ઘરનો નોકર બારણા આગળ ઉભો હતો. તેણે મધુસૂદનને કવર આપી રજા લીધી. મધુસૂદને કાગળ ફોડી વાંચવું શરૂ કર્યું:—

ભાઇશ્રી મધુ,

કાલનો રંજનબ્હેનનો આપણે લીધે થયેલો કરુણ અંત જોઇને મને ખૂબ જ લાગી આવ્યું છે. રંજનબ્હેને આપણને ખરો પાઠ શીખવ્યો છે. તે મારા જીવનના ગુરૂ જ રહેશે. પોતાનું બલિદાન આપી સ્ત્રીઓ જે સમજે તેને માટે તેઓએ ઉન્નતિનો માર્ગ દર્શાવ્યો છે. સાચા રસ્તા ઉપર લાવનાર રંજનબ્હેને મારે માટે માર્ગ ખુલ્લો કર્યો. હું રંજનબ્હેન નથી બની શકતી તે મને ખુબ જ સાલે છે ? પણ રંજનબ્હેનની શિષ્યા તો જરૂર બનીશ. મારો પ્રાણ આપીશ, પણ આવા હલકા–લગ્નજીવનને કલુષિત કરે તેવાં લગ્નો કે જેને આપણે સ્નેહલગ્ન કહીએ છીએ તેને હું જરૂર અટકાવીશ. જ્યાં સ્નેહલગ્નની જરૂર હશે, જ્યાં સ્નેહલગ્નનો અર્થ હવસખોરી ને સિતમખોરી નહિ થતો હોય ત્યાં મૃદલા તે લગ્નો કરી આપવા માટે પ્રાણાન્તે તૈયાર રહેશે.

મારી જેવી કમઅક્કલ બાળાઓને–સ્નેહલગ્નનું પૂછડું તાણતી બાળાઓને જરા ય બીજાને કેટલું દુઃખ થશે તેની પરવા નથી હોતી. મને રંજનબ્હેનની પરવા કયાં હતી ? બીજાનો સંસાર ધૂળમાં મળી જશે. પોતાના સુખને ખાતર બીજાને પ્રાણ આપવા પડશે; જવાબદારી વગરની મારી જેવી બાળાઓની જરાય ખબર નથી હોતી. સ્નેહ–લગ્ન કોને

માટે હોવાં જોઈએ તેની વ્યાખ્યા પુરુષ ને સ્ત્રીવર્ગે સમજવાની જરૂર છે. મને ખાત્રી છે કે આ માર્ગે હું મારાથી બનતું કરીશ. એક સ્ત્રી ઉપર બીજી સ્ત્રી કરતા તમારા જેવા પુરુષોને જરૂર અટકાવીશ. મારો પંથ તમને ગમે છે ? તમને માન્ય છે ? શું તમે પણ સ્નેહલગ્ન એટલે હવસખોરી, ગઈ રાત્રીના બનાવ પછી પણ માનો છો ? શું તમારું હૃદય આટલું બધુ ક્રૂર છે ? જો તમે તો પણ જુના રસ્તા ઉપર હો તો મને લખી જણાવજો જેથી આપણા પંથ હંમેશને માટે જુદા હશે. દયાનંદ સરસ્વતીએ આ માટે ઉદ્ધાર કરવા શું નહોતા નીકળ્યા ? સ્નેહ લગ્નનો અર્થ આપણે આપણી ઉદ્ધતાઈ પ્રમાણે લઈ બેસીએ તે શું સારૂં છે ?

આપણામાં સ્નેહલગ્નો કુદકે ને ભૂસકે વધતાં જાય છે. ગુજરાત હમણાંથી એ બાબતમાં મશહુર બનતું જાય છે; જ્યારે જરૂરની બાબતમાં પીછેહઠ કરે છે. ધન્ય છે ગુજરાત, તને ધન્ય છે, ખોટું લાગે તો માફ કરજો. પરંતુ મારી સાથે સ્નેહલગ્ન કર્યા પછી બીજી સ્ત્રી કરવાનું તમને મન થાય તો ? શું સુંદરતા લગ્ન માટે જ નિર્માઈ છે ? સૌન્દર્યનો નાશ કરવા જ આપણે જન્મ્યા છીએ ?

આજની કેળવણીનો હિસ્સો પણ આમાં છે એમ હું ધારૂં છું. આપણી કેળવણી આપણને જરૂર પૂરતું નથી શીખવી શકતી. સ્નેહલગ્ન યોગ્ય છે કે અયોગ્ય તેની ચર્ચા જરાય નથી કરતી. આપણાં ગૃહજીવન સુધારવા માટે કંઈ પણ આદેશ નથી આપી શકતી. ધિક્કાર છે એ કેળવણીને !

તમે મને જરૂર સાંકડા મનની ધારશો ! ધારો કે ન ધારો પણ મારો પંથ જુદો છે. મારા પંથે તમારે વળવું હોય તો લગ્ન કરવા તૈયાર છું. પણ એક શરતે કે આપણાં જીવન ભાઈબ્હેન તરીકેનાં રહેશે. સમાજને ઉદ્ધારવા અર્થેના હશે. આપણો પૈસો દેશ માટે હશે. આપણા તન, મન, ધન ભાઈબ્હેનોને સાચા રસ્તે દોરવા માટે હશે. છે કબૂલ આ રસ્તો ? હોય તો તૈયાર રહો, નહિતર આપણે સદાને માટે છુટા છીએ: બહુ અગ્નિ પીરસ્યો ખરૂં ને !

લિ.

જે માનો તે, ખરાબ કે સારી

મૃદુલા.

× × ×

એક સ્ત્રીને પુરુષ એક સુંદર સ્ત્રીની પ્રતિમાને વંદન કરી કૃતાર્થ થતા હતા. પ્રતિમા ધીમું ધીમું હસતી બોલતી હોય તેમ લાગ્યું.

' મૃદુલાબ્હેન, તમે જ સ્નેહલગ્નનો સાચો અર્થ સમજ્યા છો. મૃદુલાબ્હેન, તમારો પ્રયાસ ચાલુ રહે ને તેમાં તમને સફળતા મળે તેવું ઇચ્છું છું. તમારી જેવું આખી જીંદગીનું બલિદાન આપનારી હિંદુ-સમાજને જડી આવે તો હિંદુ-સમાજનો ઉદ્ધાર હું તો દૂર દેખતી નથી. બ્હેન, સુખી રહો. '

' રંજનબ્હેન તમે, અમર છો. ' યુવની બોલી.

...ને પ્રતિમાના મુખ ઉપર મધુર હાસ્ય ફરી રહ્યું.

## સ્વપ્નવત્

[ ઢાળ : કોટી કોટી તારા જ્યોતિ ઝબકાર ]

જોતી જોતી હું કૃષ્ણ કેરી વાટ
હો આંગણુ સૂનું દીસે.

ઉભી ઉભી હું થઇને નિરાશ
હો આંગણુ સૂનું દીસે.

આવે આવે ને જાએ બંસીના સૂરો
ઝબકી જાગી હું સ્વપ્ને
હો આંગણુ સૂનું દીસે.

ખીલી ખીલી કળી બાગમાં શોભે
ખીલી બને મધુ ફૂલ
હો આંગણુ સૂનું દીસે.

ગુંજે ગુંજે ભ્રમર બાગમાં આજે
કરશે મ ધુ ર સ પા ન
હો આંગણુ સૂનું દીસે.

ઉરે ઉરે સ્ફુરે આશાનો ફણગો
સ્વપ્ને દીસે રંગરાસ
હો આંગણુ સૂનું દીસે.

જોતી જોતી હું કૃષ્ણ કેરી વાટ
હો આંગણુ સૂનું દીસે.

શ્રી. તરલિકા મજમુદાર

## ત્યાગમૂર્તિ

આંબાની મંજરી મ્હોરી મધુરી,
મ્હોરી છે કેવડાની કુંજ
હૈયું મ્હારૂં ન મ્હોરતું.

પાંગરે નિશિગન્ધ, મોગરો ને માલતી,
કુંજે છે મધુકરનાં ગુંજ
હૈયું મ્હારૂં ન ગુંજતું.

ખીલતી સુહાગિની પૂનમની વિભાવરી,
ખીલતા પોયણીનાં પુંજ
હૈયું મ્હારૂં ન ખીલતું.

સરવર આહ્‌લાદતું સુહાગભર્યાં પંકજે,
પંકજે હંસલાં હસે જ
હૈયું મ્હારૂં ન હસતું.

સન્ધ્યા મધુર ગીત ગુંજે નભ કાંઠડે,
સુમન સંગીત પ્રભાતે જ
હૈયું મ્હારૂં ન ગુંજતું.

શાન્ત સમિર કુલડાં, શાન્ત તરુ પંખીડાં,
શાન્ત ઉડું નૃત્ય વિલસેજ
હૈયું મ્હારૂં ન વિલસતું.

રુંધાય પ્રાણ જગે, લોકસ્વાર્થ ભાળતાં,
જખ્મી દીલ ક્યાંથી હસે જ ?
હૈયું મ્હારૂં ન હસતું.

શ્રી. પુષ્પા શુકલ

# આર્ય અબળા

[ મંદાક્રાન્તા ]

જન્મે ત્યાં તો રીસ કરે, ધારીને ભાર શીલા,
ઊગે ત્યાંથી જ્યમ ત્યમ જીવે, દેહ રીબી મહિલા;
પૂરા પ્રેમે સહન કરતી, પોષતી'તી તદાપિ,
દુઃખો દેખી જળ ટપકવે, તોય વિદ્યા ભણાવી ?
બીજે વાળ્યાં જગદ–વિભુએ, એમ કુલીનતાનાં,
ફાલે ફૂલે જદપિ ઉછરે, માત વિદ્યા ભણાવી;
યોગ્ય કાળે પતિ ઘર ભણી, હેત પ્રેમે વળાવી,
તો તો શાને દડ દડ પડે, આંસુડાં આંખમાંથી ?
જોતું તેને સુધન સમયે, સોંપી થાતાં કૃતાર્થ,
તેને પુત્રી અર્પણ કરી, દે રૂડાં બોધ સાથે;
સ્નેહે સાંધે રસ હૃદયને, વેલરૂપે વળે છે,
એવું જોડું નિરખી નયને, આર્યો હે કરે છે.

[ અનુષ્ટુપ ]

પિતા રક્ષે પુત્રી પ્રીતે, માતા રક્ષાય પુત્રથી;
દારા ત્યારે રક્ષે નાથ, સ્ત્રી સ્વતંત્ર કદા હવે ?

[ વંશસ્થ ]

ક્ષણે ક્ષણે પ્રિયનું હિત સાધતી,
અને સદા સંયમ ગુણ ધારતી;
પતિ તણું સુખ સદાય માણતી,
અલૌકિક માન બધેજ પામતી.

[ શિખરિણી ]

ગૃહે તે નારીનાં, મન મુદિત રે'તાં નિરખીને,
રમતાં ત્યાં દેવો, ગૃહિણી સતિનાં માન અરથે;
પણ જ્યાં હંમેશાં, જન સકળ ઉપેક્ષ અબળા,
ત્યાં નિશ્ચે જાણો, કૃતિ સ્વાતંત્ર્યની સર્વ અફળા.

[ માલિની ]

વદન કમળ મારું, દીનને તારનારું,
નયનકમળ ન્યારું, ચિત્ત આકર્ષનારું;
ભ્રમર કમળ વીંધે, મોહ જાણે વિયોગી,
ખટપદ સમ ભોગી, કો' મને સ્નેહયોગી.

## સ્વપ્નવત્

[ ઢાળ : કોટી કોટી તારા જ્યોતિ ઝબકાર ]

જોતી જોતી હું કૃષ્ણ કેરી વાટ
હો આંગણું સૂનું દીસે.

ઉભી ઉભી હું થઇને નિરાશ
હો આંગણું સૂનું દીસે.

આવે આવે ને જાએ બંસીના સૂરો
ઝબકી જાગી હું સ્વપ્ને
હો આંગણું સૂનું દીસે.

ખીલી ખીલી કળી બાગમાં શોભે
ખીલી બને મધુ ફૂલ
હો આંગણું સૂનું દીસે.

ગુંજે ગુંજે ભ્રમર બાગમાં આજે
કરશે મધુરસપાન
હો આંગણું સૂનું દીસે.

ઉરે ઉરે સ્ફુરે આશાનો ફણગો
સ્વપ્ને દીસે રંગરાસ
હો આંગણું સૂનું દીસે.

જોતી જોતી હું કૃષ્ણ કેરી વાટ
હો આંગણું સૂનું દીસે.

શ્રી. તરલિકા મઝુમદાર

## ત્યાગમૂર્તિ

આંબાંની મંજરી મ્હોરી મધુરી,
મ્હોરી છે કેવડાની કુંજ
હૈયું મ્હારૂં ન મ્હોરતું.

પાંગરે નિશિગન્ધ, મોગરો ને માલતી,
કુંજે છે મધુકરનાં ગુંજ
હૈયું મ્હારૂં ન ગુંજતું.

ખીલતી સુહાગિની પૂનમની વિભાવરી,
ખીલતા પોયણીનાં પુંજ
હૈયું મ્હારૂં ન ખીલતું.

સરવર આહ્‌લાદતું સુહાગભર્યાં પંકજે,
પંકજે હંસલાં હસે જ
હૈયું મ્હારૂં ન હર્ષતું.

સન્ધ્યા મધુર ગીત ગુંજે નભ કાંઠડે,
સુમન સંગીત પ્રભાતે જ
હૈયું મ્હારૂં ન ગુંજતું.

શાન્ત સમિર ઝુલડાં, શાન્ત તરુ પંખીડાં,
શાન્ત ઉડું નૃત્ય વિલસે જ
હૈયું મ્હારૂં ન વિલસતું.

અંધાય પ્રાણ જગે, લોકસ્વાર્થ ભાળતાં,
જખ્મી દીલ ક્યાંથી હસે જ ?
હૈયું મ્હારૂં ન હાસતું.

શ્રી. પુષ્પા શુક્લ

# આર્ય અબળા

[ મંદાક્રાન્તા ]

જન્મે ત્યાં તો શીર ફરે, ધારીને ભાર શીલા,
ઊગે ત્યાંથી જ્યમ ત્યમ જીવે, દેહ રીબી મહિલા;
પૂરા પ્રેમે સહન કરતી, પોષતી'તી તદાપિ,
દુઃખો દેખી જળ ટપટપે, તોય વિદ્યા ભણાવી ?
બીજે વાગ્યાં જગદ-વિભુએ, એમ કુલીનતાનાં,
ફાલે ફૂલે જદપિ ઉછરે, માત વિદ્યા ભણાવી;
યોગ્ય કાળે પતિ ઘર ભણી, હેત પ્રેમે વળાવી,
તો તો શાને દડ દડ પડે, આંસુડાં આંખમાંથી ?
જેવું તેને સુધન સમયે, સોંપી થાતાં કૃતાર્થ,
તેને પુત્રી અર્પણ કરી, દે રૂડાં બોધ સાર્થ;
સ્નેહે સાંધે રસ હૃદયને, વેલવૃક્ષે વળે છે,
એવું જોડું નિરખી નયને, આશિષો દે ઠરે છે.

[ અનુષ્ટુપ ]

પિતા રક્ષે પુત્રી પ્રીતે, માતા રક્ષાય પુત્રથી;
દારા ત્યારે રક્ષે નાથ, સ્ત્રી સ્વતંત્ર કદા હવે ?

[ વંશસ્થ ]

ક્ષણે ક્ષણે પ્રિયનું હિત સાધતી,
મને સદા સંયમ ગુણ ધારતી;
પતિ તણું સુખ સદાય માણતી,
અલૌકિક માન બધેજ પામતી.

[ શિખરિણી ]

ગૃહે તે નારીનાં, મન મુદિત રે'તાં નિરખીને,
રમતાં ત્યાં દેવો, ગૃહિણી સતિનાં ગાન કરશે;
વળી જ્યાં હંમેશાં, જન સકળ ઉપેક્ષ્ય અબળા,
ત્યાં નિશ્ચે જાણો, કૃતિ સ્વાતંત્ર્યની સર્વ અબળી.

[ માલિની ]

વદન કમળ મારું, દીલને ઠારનારું,
નયનકમળ ન્યારું, ચિત્ત આકર્ષનારું;
અધર કમળ વીંધે, મોહ જાળે વિયોગી,
ખટપદ સમ ભોગી, પ્રાં' મળે સ્નેહયોગી.

[ સ્ત્રગ્ધરા ]

સુશીલા નારી જાણે, અઢળક સુખની ખાણુ ભારે ગણાયે,
સારા ગુણો ભરેલું, ખચીત હૃદયોનું મણીએ મનાયે;
આરોગ્યનો અમી છે, કરકમળ અને, કોટ જાણે સહાયે,
વિશ્વાસુ કારભારી, કરકસર સટે, એવી નારી સદાયે.

[ અનુષ્ટુપ ]

જીવન પુષ્પનો જ્યારે, વિકાસ પૂર્ણ થાય છે;
પુષ્પ પરિમલેથી તે, પ્રસન્ન સઘળું થશે.

[ શિખરિણી ]

કરે જે નિર્દોષી, નિજ જીવન-વૃક્ષો વિકસતાં,
પ્રતિરોધી થઇ ના, કુદરતી વિકાસે જીવનના;
ઘણેરી છાયામાં, અનુભરી અલૌકિક સુખ કૈં,
અહા ! શી લીલા આ ! અનુભવવી વિશ્વે અવનવી !

[ માલિની ]

વિવિધ હૃદય દાઝે, કૌં તરે છે વધારે,
સફળ તરણુ કાજે, યેન કેન પ્રકારે;
નિશ દિન કરતા કૌં, દામ સેવા સમાજે,
જીવન સફળ શામાં, એજ વિચાર આજે.

[ સ્ત્રગ્ધરા ]

જ્યાં ત્યાં નિર્દોષ નૈસર્ગિક જીવન-પથે, ધ્યેય ધ્રુવેજ રાખી,
મોટાં કંઇ અંતરાયો દશ દશમ હશે, તેમની મધ્યમાંથી;
વાંકા ચૂકા પ્રવાહે નિજ જીવન-ઝરણું, એમ વેંતું કરેથી,
ને માનો જીંદગાની, સફળ રસવતી સ્નાન એમાં કરેથી.

[ તોટક ]

નવજીવન પુષ્પ વિકાસ યદા,
ઝરણાં સમ જીવન શુષ્ક સદા;
વળી જીવન-વૃક્ષ વિકાસનું જ્યાં,
જડ જીવન એમ તદા ભવમાં.

[ શાર્દૂલવિક્રીડિત ]

નારી થાય કુલાંગના ગુણવતી, આદિ ગુરૂ જે કહ્યો,
દારા, માત, ભગિની થાય વિદુષી, આધાર એમાં રહ્યો;
પુત્રી માત થશે સુયોગ્ય રમણી, જો આપી શિક્ષા ફળી,
એતો પાન્ય સુયોગ ધારી વનિતા, સુધારવા હામથી.

શ્રી. પ્રહ્લાદજી શુક્લ

# : મહાત્માજીના મંત્રી : સ્વ. મહાદેવભાઈ દેસાઈ :

લેખક : શેઠ શ્રી. ઘનશ્યામદાસ બિરલા

મહાદેવભાઇ સાથે મારો પ્રથમ પરિચય ક્યારે થયો, એનું તો આજે મને સ્મરણ પણ નથી રહ્યું. દીર્ઘકાળની ઘનિષ્ટ મૈત્રીના થરમાં એ દિવસ જાણે દબાઈ જ ગયો છે. જ્યારે મહાદેવભાઇનાં મીઠાં સંસ્મરણો પર દષ્ટિપાત કરું છું, ત્યારે તેઓ મરણ-શરણ થયા છે એવો વિશ્વાસ મને પડતો નથી; અને વળી જ્યારે એ જાણું છું કે તેઓ સદાય માટે અપ્રાપ્ય થઇ ગયા છે, ત્યારે એક લાંબો નિ:શ્વાસ નીકળી જાય છે. મૃત્યુ આ જીવનનો નૈસર્ગિક અંત છે; તો મૃત્યુનો અંત જીવન જ હશે, એવું માની લેવું જ રહ્યું. તો પણ, સ્વજનનું—અને તેય સુજનનું—મૃત્યુ ધબકતા હૃદય પર મૃત્યુની સ્પષ્ટ આશંકા અવશ્ય અંકિત કરી જાય છે. એટલે જ તો ભર્તૃહરિએ કહ્યું છે કે न जाने संसारः किममृतमयः किं विषमयः। આ સંસાર તે મીઠો મળ્યો છે કે ખારો તે નથી માલૂમ.

મહાદેવભાઇનાં સંસ્મરણો આલેખવાં એ મારા માટે જેમ સહેલું છે, તેમ કઠણ પણ છે; એટલાં સંસ્મરણો છે કે ક્યાંથી આરંભું ને ક્યાં અટકું ? ને સારાંય સંસ્મરણો અત્યંત સુખદાયી છે. મને યાદ નથી આવતું કે જ્યારે મેં મહાદેવભાઇને ગુસ્સે થયા ભાળ્યા હોય. હાસ્ય તો એમના ચહેરા પર આઠે પહોર રમતું હતું. મહાદેવભાઇ ભાવિક શ્રદ્ધાળુ હોવા છતાં વ્યવહારુ પણ હતા. તેઓ દરેક પળે કાર્યમાં તત્પર રહેતા હતા. તેઓ નિરાલસ્ય હતા. જ્ઞાનના ભંડાર હતા. ગંભીર હોવા છતાં, મજાકની પણ એમનામાં ઉણપ ન હતી. મહાત્માજીનું મંત્રીપદ એમણે ખૂબ માનપૂર્વક સુશોભિત કર્યું. ને અંતમાં બાપુની સેવા કરતાં કરતાં જ દેહ પાડયો. રાજાજીએ સાચું કહ્યું છે કે,—"મહાદેવભાઇના મૃત્યુથી બાપુ અનાથ બની બેઠા છે."

કોઇ એક સન્માનિત પુરુષને પત્ર લખતી વેળા મહાદેવભાઇએ લખ્યું હતું—"હું બાપુના મંત્રી, સેવક અને પુત્રનું સંમિશ્રણ છું." મેં મહાદેવભાઇને એ ત્રણે સ્વરૂપમાં નિહાળ્યા છે, મારે મહાદેવભાઇ સાથે ઘનિષ્ઠ ભાઇચારો હતો, એટલે એમનું મંત્રીત્વ મારે માટે કોઈ ખાસ બંધન ઊભું નહોતું કરતું. એમ છતાં, મહાદેવભાઇ મારી પાસે પણ બાપુના મંત્રી બનીને આવી શકતા હતા. આનો એક વાર મને દિલચશ્પ અનુભવ થયો, ને એથી કરીને મેં મહાદેવભાઇની યોગ્યતા પીછાણી ને વખાણી.

બહુ વર્ષોની વાત છે. ગાંધીજી દિલ્હી આવી ગયા હતા. અને હરિજનવાસમાં ઊતર્યા હતા. એ જ અરસામાં કવિવર ટાગોર પણ 'વિશ્વભારતી' સારૂ ધન એકઠું કરવા યાત્રા પર નીકળ્યા હતા. તેઓ પણ દિલ્હી આવી પહોંચ્યા. કવિવરનો કાર્યક્રમ એવો હતો કે સ્થળે સ્થળે પોતાની કલાનું પ્રદર્શન કરવું, અને પછીથી જનતા પાસે પૈસા સારૂ પ્રાર્થના કરવી. ગાંધીજીને આ વસ્તુ ખૂબ ખટકી. એક આવો મહાપુરુષ—'ગુરૂદેવ'—પોતાના વૃદ્ધાશ્રમાં સ્થળે સ્થળે ધન એકત્રિત કરવા—અને તેય સિર્ફ સાઠ હજાર સારૂ—પોતાનાં નાટકો ને નૃત્યોનાં પ્રદર્શન કરે એ ગાંધીજીને અસહ્ય લાગ્યું, હું તો ગાંધીજીને રોજ મળતો હતો; પણ મેં એમની આગળ આ વાત ન છેડી. પરંતુ એમની વેદના વધતી જતી હતી, અને જ્યારે તેઓ એ વેદનાને સહન ન કરી

શક્યા, ત્યારે મહાદેવભાઇ સમક્ષ એમણે પોતાની સઘળી વેદનાનું બયાન કર્યું.

એક પ્રહર રાત વીતી હતી. હું હજૂ સૂતો ન હતો, સૂવાની તૈયારીમાં આડો પડયો હતો. બત્તી બૂઝાવી હતી. અચાનક કોઇનાં પગલાંનો અવાજ સાંભળી હું સચેત થઇ ગયો. મેં પૂછ્યું, 'કોણ હવે?' ત્યાં મહાદેવભાઇ બોલ્યા, 'હું છું,' મહાદેવભાઇ ચૂપચાપ મારી પથારી પાસે આવી બેસી ગયા.

'કોણ, મહાદેવભાઇ? કેમ આટલી રાત્રે? સર્વ કુશળ તો છે ને?'

તો કહે, 'સર્વ સારૂં છે. કાંઇક સલાહ અર્થે આવ્યો છું.'

હું પથારીમાંથી ઊઠવા લાગ્યો. મહાદેવભાઇએ કહ્યું, 'સૂતા રહો, પડયા પડયા જ વાતો કરી લઇએ–ઊઠવાની કંઇ આવશ્યકતા નથી.' મેં ઊઠવા કર્યું–પણ પછીથી મહાદેવભાઇના આગ્રહથી પડયો રહ્યો. "હા, તો શું કહો છો, કહો?'–મેં પૂછ્યું. બસ, પછી તો મહાદેવભાઇનું પ્રવચન ચાલ્યું. મારામાં શક્તિ નથી કે હું એને લિપિબદ્ધ કરી શકું. જે ઓજસ્ અને કલા સાથે એમણે ગાંધીજીની મર્મવેદનાનું ચિત્ર દોર્યું તે જોવા જેવું હતું. સારૂં દશ્ય મારી નયન સામે નાચવા માંડ્યું. મહાદેવભાઇની વાણીમાં ભાવિકતા હતી, મૃદુતા હતી ને તેજસ્વિતા પણ.

ગુરુદેવનાં ગુણગાન, અને અમારૂં દુર્ભાગ્ય કે ગુરુદેવને થોડાક ધન માટે આ વૃદ્ધ વયમાં નાચવું પડે, તથા બાપુની અન્તર્વેદના–આ સર્વનું મર્મસ્પર્શી ચિત્ર ઉતારતાં જ મારી આંખમાં આંસુ આવવા જેવું થયું.

'બાપુએ કહ્યું છે કે ઘનશ્યામદાસને કહો કે તે પોતાના ધનિક મિત્રોને લખે કે કુલ ૭ જણ દસ દસ હજારની રકમ ગુરુદેવને આપીને હિંદુસ્તાનને આ શરમમાંથી બચાવી લે ને ગુરુદેવને નચિંત કરી શાંતિનિકેતન પાછા વાળે.' મહાદેવભાઇએ પોતાના અભિભાષણની સમાપ્તિમાં કહ્યું.

'મહાદેવભાઇ, બાપુની પીડાને હું સમજી શકું છું, પણ તમે આટલી રાત્રે, કડકડતી ઠંડીમાં, કેમ આવ્યા? બાપુ પોતે જ આનો નિર્ણય કરી શકતા હતા. ને હું કોની પાસે ભિક્ષા માગવા જાઉં? બાપુને કહો કે જે આપવું હોય તે મારી પાસેથી મંગાવી લે ને ગુરુદેવને આપે.'–મેં આવું કહ્યું તો ખરૂં, પણ એનું શ્રેય તો મહાદેવભાઇને હતું, કારણ કે, એમના શાંત પણ માર્મિક અભિભાષણે મારા માટે બીજો કોઈ નિર્ણય બાકી રાખ્યો જ ન હતો.

એક ચતુર કલાકાર માટીના લોંદામાંથી જેવી રીતે, પોતાની આંગળીની કરામતથી, હૃદયંગમ રૂપ ઉપજાવી શકે છે, તેવી જ રીતે મહાદેવભાઇએ લોકોના દિલ પર મનમાન્યા આઘાત કરીને એમને પોતાને અનુકૂળ બનાવી લેવાની શક્તિ પ્રાપ્ત કરી લીધી હતી. અને એ શક્તિ અદ્ભુત હતી. એમની કલમમાં પણ એ જ ઓજસ હતું. જબાનમાં પણ કરામતની કમી નહતી. પારંગત મંત્રીને કોઇવાર વિનમ્ર તો કોઇવાર ઉદાસ; કોઇવાર સહિષ્ણુ તો કોઇવાર અસહિષ્ણુ; કોઇવાર શ્રદ્ધાળુ તો કોઇવાર વ્યવહારુ બનવું પડે છે. મહાદેવભાઇ એક કલાકારની પેઠે આ સર્વ ભાવોનું પ્રદર્શન કરી શકતા હતા.

ઠક્કરબાપા જ્યારે સિત્તેરમા વર્ષમાં પહોંચ્યા, ત્યારે એમના કેટલાક મિત્રોએ એમની ૭૦ મી સંવત્સરીનો મંગલ મહોત્સવ ઉજવવાનો નિર્ણય કર્યો. સિત્તેરને અનુરૂપ ૭૦×૧૦૦ અથવા સાત હજાર રૂપિયા એકત્રિત કરવાનો નિશ્ચય કર્યો. ગાંધીજીએ આ સાંભળ્યું ત્યારે કહ્યું:–'ઠક્કર બાપાની સિત્તેરમી સંવત્સરીએ માત્ર સાતજ હજાર! સિત્તેર હજારે' નહિ, સાત લાખ પણ નહિ!

ઓછામાં ઓછા સિત્તેર હજાર એકઠા કરવા જ છે.' સિત્તેર હજારનો પ્રસ્તાવ પણ પહાડ જેવો લાગ્યો. જન્મદિવસ તો ઢૂકડો આવવા લાગ્યો, પણ ધન એકઠું થઈ શક્યું નહિ. છેવટે, ગાંધીજીએ મહાદેવભાઈને મુંબઈ મોકલ્યા. મુંબઈમાં વસુ વરસવા માંડ્યું અને બે દિનમાં એક લાખ વીસ હજાર એકઠા થઈ ગયા.

થોડીક સાલ વીતી ને ગૂજરાતમાં દુકાળ પડ્યો. તેર પુનઃ ગાંધીજીએ મહાદેવભાઈને મુંબઈ ફંડ કરવા મોકલ્યા. અટકળ હતી ત્રણેક લાખની, પણ થયા સાત-આઠ લાખ. આશ્ચર્ય તો એ હતું કે મહાદેવભાઈને એવાઓ પાસેથી પણ સારી રકમ મળી, જે પોતાની કંજુસાઈ માટે પ્રખ્યાત હતા.

ખરી વાત તો એ હતી કે મહાદેવભાઈ મહાત્માજીના માત્ર મંત્રી નહિ, પરંતુ 'આતમા એક ને ખોળિયાં જુદાં' એવા બની બેઠા હતા. ગાંધીજીના વિચારોને એમણે એટલા પચાવી લીધા હતા કે એઓ ગાંધીજીના મંત્રી જ નહિ પરંતુ કટોકટીના મોકા પર ગાંધીજીના સલાહકાર તો શું સંચાલક સુદ્ધાં બની શકતા હતા.

થોડા જ દિવસો પહેલાં એક પરદેશી પત્રનો પ્રતિનિધિ વર્તમાન પરિસ્થિતિ પર ગાંધીજીનું વક્તવ્ય લેવા માટે આવ્યો. ગાંધીજીએ જમતાં જમતાં મહાદેવભાઈને વક્તવ્ય લખાવવું શરૂ કર્યું. હું જોઈ રહ્યો હતો કે મહાદેવભાઈની કલમ એવી સીફતથી ચાલતી હતી કે ગાંધીજીની જબાન પરથી જે ભાષા ટપકતી હતી, એનાથી બેએક શબ્દ આગળ એમની કલમ જતી હતી—અર્થાત્ ગાંધીજી અમુક શબ્દ પછી કયા શબ્દનો પ્રયોગ કરશે એનું એમને અંતર્જ્ઞાન હતું, જેથી ગાંધીજીના મુખમાંથી શબ્દો સર્યા પહેલાં જ એમની લેખિની પોતાનું કાર્ય આટોપી લેતી હતી, પણ જ્યાં ગાંધીજીની જીભે કોઈ અનુપયુક્ત શબ્દ આવ્યો કે મહાદેવભાઈની કલમ અટકી પડતી હતી. પોતાની કંઈક નાપસંદગી એ શબ્દના સંબંધમાં મહાદેવભાઈ જાહેર કરતા હતા; થોડોક વાદવિવાદ, પુનઃ સમજૂતી, અને ફરી કલમનો પ્રવાહ શરૂ. આ એક દિલચસ્પ દૃશ્ય થતું હતું. પણ આ સિવાય, મેં એ પણ જોયું છે કે ગાંધીજી ગૂજરાતી યા હિંદીમાં વ્યાખ્યાન આપ્યે જાય છે ને મહાદેવભાઈ પ્રેસવાળાઓ માટે એનું અંગ્રેજીમાં ભાષાંતર કરતા જાય છે, ને કલમ ગાંધીજીના બોલવા સાથે જ તાલસે કદમ મિલાવે છે. આવી કરામત દરેક મનુષ્યમાં નથી હોતી.

ગાંધીજીના અનન્ય ઉપાસક હોવા છતાં પણ મહાદેવભાઈના પોતાના સ્વતંત્ર વિચારો હતા. ગાંધીજીના વિચારોનો વિરોધ કરવાની એમનામાં ક્ષમતા હતી, છતાં તેમ કરવામાં પણ એ પાછીપાની કરતા નહિ; અને ગાંધીજી પર આની ખૂબ અસર પડતી હતી. તેઓ કોઈ કોઈ વાર બાપુની સખત આલોચના કરતા હતા, પરંતુ તે શુદ્ધ ભક્તિભાવપૂર્વક. પણ ગાંધીજીએ એક અંતિમ નિર્ણય કર્યો કે બસ; મહાદેવભાઈ અડગતા સહ ગાંધીજીની યોજનામાં કૂદી પડતા હતા. સંશય-કશ્મોસમાં રમવું એમને પસંદ ન હતું.

ગાંધીજીની ચેષ્ટાઓની અને વેશ-ભૂષાની મહાદેવભાઈએ કોઈ દિ' નકલ નથી કરી; એમને કદી 'ઉપ-ગાંધી' બનવાનો શોખ થયો નથી. આજીવન એઓ ગાંધીજીના અનન્ય અનુચર રહ્યા, અને એમના વિચારોને રોમે રોમમાં ઊતારીને એમની સાથે અભિન્ન પણ થઈ ગયા હતા.

પાછળનાં બે ત્રણ વર્ષોમાં કેટલીયે વાર

મહાદેવભાઈએ ગાંધીજી સાથે ચર્ચા કરીને ઉપવાસ સંબંધી વિચારો પર પ્રહારો કર્યા. કેટલીય વાર એમણે ગાંધીજીના ઉપવાસ સંબંધી નિર્ણયોને પલટાવ્યા પણ હતા.

આજ એવું કોણ છે, જે ગાંધીજી સાથે શાસ્ત્રાર્થ કરે ? ક્યાં એવા મંત્રી પણ હોય છે જે મંત્રી પણ હોય ને સલાહકાર પણ હોય, જે સેવક પણ હોય ને પુત્ર પણ હોય.

કદાચ બધાંને એ વાતની જાણ નહિ હોય કે મહાદેવભાઈએ કેટલાંક વર્ષો પૂર્વે ગીતાજીનો અંગ્રેજીમા એક અત્યંત પ્રામાણિક અનુવાદ, થોડીક ટીકા સાથે, કર્યો હતો. મહાદેવભાઈના જ્ઞાનનો ભંડાર તો અનુપમ હતો જ. જેટલું એમને પાશ્ચાત્ય દર્શનનું જ્ઞાન હતું, એટલું જ આપણાં શાસ્ત્રોનું પણ હતું. એટલે એ ગીતાજીના અનુવાદના અવશ્ય શાસ્ત્રીય અધિકારી હતા. પોતાના અનુવાદના કેટલાક ભાગો એમણે થોડાક વખત વખત પર મને સંભળાવ્યા હતા. મને તે અત્યંત આકર્ષક લાગ્યા. એ હજુ સુધી છપાયો જ નથી. કેટલીય વાર મેં એને છાપવા માટે ઘોંચપરોણો કરેલો; પણ ખરી વાત એ હતી કે ગાંધીજીની ટહેલ–ચાકરીમાં એમને એ અનુવાદ છપાવવાની ફુરસદ જ ન મળી. ગાંધીજીના સંબંધમાં પ્રસંગોપાત લખેલી એટલી બધી ટિપ્પણીઓ (Notes) એમની પાસે હતી, જે ગાંધીજીના વિસ્તૃત જીવનચરિત્ર માટે એક અત્યંત ઉપયોગી સામગ્રી હતી. હું કહ્યા કરતો હતો કે– 'મહાદેવભાઈ, બાપુનું બૃહદ્ જીવનચરિત્ર કોઈ વાર તમારે જ લખવાનું છે.' અને મહાદેવભાઈ ખૂબ ઉલ્લાસ સાથે હા પણ ભણતા હતા; પણ એ દિન ન આવ્યો; મનની મનમાં જ રહી.

પરંતુ, મહાદેવભાઈનું મૃત્યુ અચાનક થયું છે, એવું નથી. કાળ ભગવાનનું નોતરું તો એમને પાંચ વર્ષ પહેલાં જ મળી ગયું હતું. ગાંધીજીના આગ્રહથી એ વેળાએ એમણે વિશ્રામ લીધો ને મૃત્યુના મુખમાંથી બચ્યા. રાજકોટ પ્રકરણના અરસામાં એમને બીજું નોતરું મળ્યું. એ વેળા એ દિલ્હીમાં આવીને મારી સાથે બે માસ રહ્યા ને પુનઃ રોગમુક્ત થયા. એ પછી તો એમણે ગાંધીજીનો આગ્રહ હોવા છતાં પણ વિશ્રામ લેવાનો ઇન્કાર કર્યો. આઠેક માસ પહેલાં રોગે એમના પર પુનઃ આક્રમણ કર્યું; ને લાખે લાખ વાર કહેવા છતાં બે સપ્તાહથી વધુ વિશ્રામ એમણે ન લીધો.

કેટલાય મહિના પહેલાંની વાત છે. જેઠનો ઘામ ધખ્યો હતો. ગાંધીજીની સાથે ધૂપમાં ચાલતાં ચાલતાં એમને બેહોશી આવી ગઈ હતી. આનું વિવરણ સાંભળીને મેં મહાદેવભાઈને કહ્યું: 'મહાદેવભાઈ, એ શરમની વાત છે કે બુઢાપામાં બાપુ ધૂપમાં ચાલી શકે, ને તમે બેહોશ થઈ જાઓ! થોડા દિવસ મારી સાથે રહી વિશ્રામ લો ને સુદૃઢ બની જાઓ.'

પણ મહાદેવભાઈની દીર્ઘ દૃષ્ટિ સમક્ષ કોંગ્રેસનું આંદોલન હતું. ગાંધીજીના ઉપવાસની આશંકા હતી. એટલા માટે, એમને ન હતી વિશ્રામમાં રુચિ ને ન હતી એમને ફુરસદ. ઉપવાસની આશંકાથી મહાદેવભાઈ પૂરા ત્રસ્ત હતા. મારા ઘોંચપરોણાના જવાબમાં કહ્યું– 'કદાચ હું ત્રણ માસનો વિશ્રામ લઈ લઉં, તો પણ બાપુની બરોબરી ક્યાં કરી શકવાનો હતો ? હું ક્યાં લાંબુ આયુષ્ય મેળવવાનો હતો ? ઠીક છે, હું તો કાર્ય કરતાં કરતાં જ બાપુની ગોદમાં શિર ટેકવીને મરી જાઉં.'

અને ભગવાને પણ એમ જ આશીર્વાદ આપ્યો, 'एवमस्तु।' જે નરરત્ન ચાલ્યું ગયું, તે કેવું હતું ?*

* અનુ : શ્રી. હિંમતલાલ મ. પટેલ

# વિક્રયની વેદી પર

લેખક :
શ્રી. મગનલાલ ગૌરીશંકર પંડ્યા

સોમચંદ શેઠના હૃદયસાગરમાં આજે આનંદનાં મોજાં ઉછળી રહ્યાં હતાં. નગરશેઠને ત્યાં ગીરવી મૂકેલો પોતાના સોમ-બિલ્ડીંગનો લેખ હવે પાછો આવશે અને તે ઉપરાંત મોટો વેપાર કરી લાખો રૂપીઆ ભેળવી દિવાળાખોરે હોંચીશું, એવી એને આશા હતી.

કારણ કે પોતાની લાડકોડથી ઉછરેલી પુત્રી સરલાના સગપણ માટે પરદેશમાં વેપાર ખેડતા ધનવાન શેઠ પોતાના પચાસ વરસના પુત્ર પૂર્નમચંદનું માગું-લઈને આવેલા હતા.

પૂનમચંદની પહેલી પત્ની ક્ષયના દરદથી સ્વર્ગે સીધાવી હતી. આ તેનાં બીજી વારનાં લગ્નની તૈયારી હતી.

સોમચંદ શેઠે પોતાની સ્ત્રીને ધીમેથી કહ્યું: કેમ અલી, સાંભળ્યું કે ! જોજે હો ! રસોઈમાં ખામી ન આવે; નહિ તો મોટા માણસ આપણી કદર કરી જશે ! હા......

એવા તે વળી તમારા કોણ મહેમાન છે ? અને શા માટે આવ્યા છે ? શું તને હજુ કોઈ વાતની ખબર જ નથી ? આવેલ શેઠ લાખોપતિ કહેવાય છે અને વળી નાતમાં ખાનદાન કુટુંબ ગણાય છે. તેઓ આપણી સરલાનું સગપણ તેના પુત્રની સાથે થાય એવી આશાએ આવેલા છે.

સોમચંદ શેઠની સ્ત્રી વચમાં બોલી: તેમનો પુત્ર કેટલી ઉંમરનો છે અને શું ધંધો કરે છે એ પૂછ્યું ? હા, બધું પૂછ્યું છે. તેઓ ઉંમર તો પચાસ વરસની આસપાસ જણાવે છે. અને વળી લાખોપતિને ઉંમરની કંઈ ખોટ હોય ?

એ બધું ઠીક પણ ઉંમર મને જરા મોટી લાગે છે. હવે બેસ બેસ ડાહલી ! આ જોતી નથી, આપણા પાડોશમાં પાનાચંદ શેઠની દીકરી...ના હમણાં જ પંચાવન વરસના મૂરતિયા સાથે લગ્ન થયાં ! શું એનો વહેવાર નથી ચાલતો ?

વળી શેઠ બહુ ભલા માણસ છે. તેણે આવતાં વેંત જ મને કહી દીધું છે કે તમે નાતમાં આબરૂદાર છો. વળી સારા સગા છો તેથી હું તમારે ત્યાં માગું નાખવા આવ્યો છું. રૂપીઆ ત્રણ હજાર રોકડા આપવાનું કહ્યું છે. અને જરૂર પડે ત્યારે બે ચાર હજાર ઉછીના પણ આપવાનું કહી દીધું છે. બોલ ! આવો કોઈ સગો મળશે ?

સોમચંદ શેઠની લોભી સ્ત્રીને પણ સરલા-ના ભાવી જીવનનો ખ્યાલ ન આવ્યો. અને પોતે પતિના વિચાર સાથે સંમત થઈ રસો-ઈના કામમાં રોકાઈ ગઈ.

*

બરાબર બારના ટકોરા થયા ને સરલા સ્કૂલથી ઘેર આવી. ઓસરીમાં બેઠેલા અજાણ્યા મહેમાનને જોતાં શરમથી નીચું જોઈ તે સડસડાટ મેડીનાં પગથિયાં ચડી ગઈ.

મહેમાન જમી રહ્યા એટલે સરલાને એની બાએ બોલાવી: આવો સરલા ! હવે આપણે જમી લઈએ.

શેઠ અને તેની સાથે આવેલા બીજા બે માણસો બાજુના ખંડમાં પાનપટી ખાવા ગયા એટલે સરલા નીચે આવી અને તેની બા સાથે જમવા બેઠી. જમતાં જમતાં સરલાએ પ્રશ્ન કર્યો: બા ! કોણ મહેમાન છે આજે ?

સોમચંદ શેઠની સ્ત્રી હર્ષના આવેશમાં બોલી: એ તો તારા સગપણ માટે આવેલા

છે. અને તેથી જ આ જાત-જાતની રસોઇ તું જમી રહી છે ને? સરલા શરમથી નીચું જોઇ જમવા લાગી.

સાંજ પડવા આવી હતી. સાંજના છ વાગ્યે ચોઘડિયું સારું હતું એ વખતે સરલાના ચાંદલા થયા. ગોર મહારાજને દક્ષિણા આપી ખુશ કર્યા. સગા સંબંધી તથા પાડોશનાં સ્ત્રી-પુરુષોને આમંત્રણ આપવામાં આવ્યું હતું એટલે ઘણા માણસો એકઠા થયેલા હતા. સગપણની ખુશાલીમાં સોમચંદ શેઠ તરફથી સૌને ખોબે ખોબે સાકર વહેંચવામાં આવી. સોમચંદ શેઠનાં સહુ વખાણ કરવા લાગ્યા અને શ્રીમંત તથા આબરૂદાર સગા મેળવવા બદલ ધન્યવાદ આપવા લાગ્યા. પરંતુ પચાસ વરસના પૂનમચંદની કોઇને ખબર ન હતી.

*

સગપણ પછી બીજે જ મહિને સરલાનાં લગ્ન થવાનાં હતાં. સરલા સાતમા ધોરણમાં પાસ થઇ ગઇ હતી. અને હવે તેનાં લગ્ન થતાં હોવાથી તેની માએ સ્કૂલેથી ઉઠી જવા ફરજ પાડી હતી. સરલા હવે યૌવનના આંગણે પ્રવેશી ચૂકી હતી. નાનપણથી જ એનામાં ઉચ્ચ સંસ્કારો હતા. એ કેળવણી પામેલ પણ લજ્જાશીલ હતી. એના લગ્નની એને કોઇ વાત કરતું તો એ શરમાઇ જતી.

જોતજોતામાં એક માસ વીતી ગયો. સરલાના લગ્ન નજીક આવ્યાં અને તેની તૈયારીઓ થવા લાગી. સોમચંદ શેઠને રૂપીઆ ત્રણ હજાર રોકડા આવી ગયા હતા. વળી મોટા ઘરની જાન આવવાની હતી એટલે તેણે તો સારું એવું બીલ્ડીંગ ભાડે રાખી લીધું. સગાં સંબંધીઓમાં કંકોત્રી મોકલવી શરુ કરી દીધી. વળી લગ્નની ખુશાલીમાં નાત કરવાનું પણ નક્કી કરી દીધું કે જેથી નાતના પટેલો થયેલ લગ્નમાં વાહવાહના શબ્દો પોકારે.

સરલાનાં લગ્ન વૈશાખ વદ ૧૧ ને સોમવારનાં નિર્ધાર્યાં છે. સોમચંદ શેઠના આંગણે આજે આનંદોત્સવ છવાઇ રહ્યો છે. 'હા...જી હા...જી' કરનારા આગેવાનો આમતેમ દોડધામ કરી રહ્યા છે અને જાનનું સ્વાગત બરાબર જળવાય તે માટે બીજા સંબંધીઓને ચેતવણી આપી રહ્યા છે. એવામાં ખબર આવ્યા કે જાન ગામ બહાર આવી ગઇ છે. માટે સવેળા સામૈયાની તૈયારી કરો. બેન્ડવાળા અને ઢોલી અગાઉથી જ હાજર થઇ ગયા હતા. વાજતે ગાજતે સામૈયું ચાલવા લાગ્યું. અને થોડી વારે ગામબહાર પહોંચી ગયું. શુદ્ધ ખાદીમાં સજ્જ થયેલા અને નાની ઉંમર દેખાડવા શક્ય તેટલા પ્રયત્નો કરીને આવેલા વરરાજાનું વિધિ મુજબ સ્વાગત કરવામાં આવ્યું.

ખુલ્લા બોડીવાળી વરરાજાની શેવોલેટ ધીમી ગતિએ ચાલવા લાગી અને જોતજોતામાં જાન ઉતારા નજીક આવી ગઇ. સરલાના પતિને જોવા તેની બહેનપણીઓ અને પાડોશનાં સહુ માણસો પોતાના મકાન છોડી સડક પર હાજર થઇ ગયાં. વૃદ્ધ જેવા દેખાતા વરરાજાને નીરખી હાજર રહેલા સહુ માણસો માંહોમાંહે ચર્ચા કરી સોમચંદ શેઠને ધિક્કારવા લાગ્યા. અને સરલાની દયા ખાવા લાગ્યા.

સોમચંદ શેઠની જબરી હાકથી સરલાને પોતાના વૃદ્ધ પતિની જાણ આજ સુધી થઇ શકી નહોતી.

*

રાત પડી ગઇ હતી. વરરાજા લગ્નમંડપમાં હાજર થઇ ગયા હતા. એ વખતે સરલાની સાથે ભણતી તેની કાન્તા નામની એક બહેનપણી ત્યાં આવી પહોંચી અને કહેવા લાગી: સરલાબહેન! માઠું ન લગાડો તો કહું! અને તે તમે મારા ખૂબ પરિચયમાં આવેલા છો, અને કેળવણી પામેલા તથા સંસ્કારી છો માટે.

સરલાનું હૃદય આ વાત સાંભળવા અધીરૂં બન્યું. અને તે બોલી. કહે...કહે બહેન કાન્તા! એવું તે શું કહેવાનું છે? અને તે આ સમયે?

કાન્તા એકાંતનો લાભ લઇ કોઇ ન સાંભળે તેમ બોલીઃ બહેન! સામૈયા વખતે મેં તારા પતિને જોયો ને મારૂં હૃદય બળવા લાગ્યું અને તે બળતું હૃદય ઠારવા તારી પાસે આવી પહોંચી. રંગ છે તમારા નાતીલાઓને અને તારા પિતાને! બહેન! મને સ્વપ્નેય ખ્યાલ નહોતો કે—તારા જેવી કેળવાયેલ અને સંસ્કારી એવી તને તારા પિતા, પચાસ વરસના દમના રોગવાળા અને વૃદ્ધ જેવા દેખાતા પતિ સાથે પરણાવશે. સ્વતંત્ર વિચાર ધરાવતી કાન્તા આટલું બોલી ચૂપ રહી.

સરલા ત્યારે જ પોતાના સ્વાર્થાંધ માતાપિતાના ઉંડા હૃદયનું માપ લઇ શકી. એનું મન ચકડોળે ચડયું. કોણ જાણે કેમ એનામાં કશું બોલવાની હિંમત ન રહી. કરોકરીને સમયે પોચા હૃદયના માનવીની મતિ મુંઝાઇ જાય છે તેમ સરલા અવાક્ બની. અને મડદાની માફક લમણે હાથ દઇ ઘરના ખૂણામાં બેસી ગઇ.

એવામાં લગ્નમંડપમાંથી અવાજ આવ્યોઃ કન્યા પધરાવો...ને સરલાની મા ઓરડામાં જ્યાં સરલા બેઠી હતી ત્યાં દોડી આવી. અને પોતાની પુત્રીને હર્ષભેર લગ્નમંડપમાં મોકલી આપી.

## જીવનનાવ

ધીમે હંકાર હોડી ધીમે ધીમે
માછીડા! ધીમે હંકાર હોડી ધીમે૦

સાગર ઉરમાં ભરતી ચઢી છે;
પ્રવાસી ઉરમાં ભીતી ભરી છે,
ધીમે હંકાર હોડી ધીમે, માછીડા! ધીમે૦

નાનકડી જિંદગીમાં ખડકો પડયા છે;
સાગરમાં પ્રલયનાં પૂરો ચડયાં છે;
ધીમે હંકાર હોડી ધીમે, માછીડા! ધીમે૦

હિંમત રાખો, પાર સાગર થવાય છે;
શ્રદ્ધા ધીરજથી વિજયી બનાય છે;
ધીમે હંકાર હોડી ધીમે, ધીવરરાજ! ધીમે૦

શ્રી. મણિબહેન અંબાલાલ સુખડીઆ.

વિધિ શરૂ થઇ. ગોરમા'રાજ વરકન્યાને બોલવાના શ્લોક પોતે જ બોલવા લાગ્યા. સરલાના માબાપ કન્યાદાન (કે બલિદાન?) આપવા હાજર થઇ ગયા. હસ્તમેળાપનો વખત થયો.

પૂનમચંદનાં અંગો શિથિલ જણાતાં હતાં એટલે તકિયાના ઓથે તેને "વરમાચી" પર બેસાડવામાં આવ્યો હતો.

સરલાનો હાથ પૂનમચંદના હાથ ઉપર મુકાયો ને.....

સરલાનાં રૂવાં ઊભાં થઇ ગયાં. સરલા ધ્રૂજવા લાગી. ફક્ત ખામી એટલી રહી ગઇ કે સરલાના મુખમાંથી અવાજ ન નીકળી શકયો. બસ...ચોરીનો વખત થઇ ગયો. ચાર ફેરા ફરી લીધા ને જાનડીઓએ ગીત ગાવું શરૂ કર્યું—"એક ઝારા ઉપર ઝારી રે હવે લાડકી થેઇ અમારી રે."

બીજા દિવસની પ્રભાતે જાનના માણસો હર્ષભેર તૈયારી કરવા લાગ્યા. ખટારામાં સામાન ગોઠવાઇ ગયો. લથડિયાં ખાતી સરલાને બે જણીઓએ ઝાલી મોટરમાં બેસાડી. વાજતે ગાજતે સહુ ઘરથી બહાર નીકળી ગયાં. હિંદુ રિવાજ મુજબ કન્યાનાં માતાપિતા, સગાંસંબંધીઓ તથા સરલાની બહેનપણીઓ વગેરે વિદાય આપવા એકઠાં થયાં.

સરલાનાં માતાપિતા ખોટેખોટાં આંસુડાં પાડવાનો દેખાવ કરી રડવા લાગ્યા. સંબંધીઓ

શિખામણ આપવા લાગ્યા. સરલાના શરીરમાં અત્યારે રડવા જેટલી પણ શક્તિ નહોતી રહી.

બહારથી સજ્જન દેખાતા સમાજના સિતમગર નરપિશાચોને શાપ આપતી સરલાએ બે-ચાર ટૂસકાં ભર્યાં ત્યાં તો હાજર રહેલી માનવમેદનીને વીંધી વર-કન્યાની મોટર ભો...પ ભો...પ કરતી ચાલી ગઇ.

*

સરલાને પરણ્યા આજે અઠવાડીઉં વીતી ગયું છે. આનંદને બદલે શોકથી સરલાનું શરીર દિવસે દિવસે સુકાતું જાય છે. અવસ્થાને આરે પહોંચેલો અને દમિયેલ પૂનમચંદ સરલાને કઇ રીતે આનંદિત કરી શકે ?

સરલા નથી કોઇની સાથે વાતો કરતી કે નથી હસતી રમતી. કારણ કે એના મગજમાં વિચારોના થર જામ્યા છે. સરલાને મૂઢની માફક બેઠેલી જોતાં સાસુ અને નણંદોના મુખમાંથી શબ્દોનાં તીર છૂટતાં.

અરે ભગવાન ! આવી તે વહુ ક્યાંથી સાંપડી!! નથી બોલતી ચાલતી કે ખાઇ પી આનંદ કરતી. એ ભણી છે, પણ ગણી નથી લાગતી. નાણાં નકામાં નાખ્યાં ને ? આ સાંભળી સરલાનું હૃદય ચીરાઈ જતું પરંતુ સરલા એ બધું સહન કરી જતી.

*

સરલાનાં લગ્ન પછી બીજે જ દિવસે સોમચંદ શેઠે સટ્ટો ખેલ્યો, અને તે લાખોપતિ બનવાની આશાએ જ. પરંતુ બન્યું એથી ઊલટું. સોમચંદ શેઠને રૂપીઆ પાંચ હજારની ખોટ આવી એવી સ્થિતિમાં પરિવર્તન થઇ ગયું. તે એક નિરાધાર જેવો થઇ ગયો.

થોડા રોજ પછી એ સરલાના સાસરે આવ્યો. સરલા બારણામાં જ ઊભી હતી. પોતે જાણતી હતી કે પિતાએ જ પોતાને ઊંડા કુવામાં ઉતારી છે, છતાં કોણ જાણે કેમ બધું દુઃખ ભૂલી જતી હોય તેમ તેનાથી ધીમું સ્મિત થઇ ગયું.

સરલાના સુકાઇ ગયેલા શરીર તરફ નજર નાખતાં સોમચંદ શેઠને સહેજ લાગી આવ્યું. પરંતુ તેની સાથે વાત ન કરતાં તે પોતાના વેવાઇને મળવા સીધો મેડી ઉપર જ્યાં વેવાઇ બેઠેલા હતા ત્યાં પહોંચી ગયો.

ને તેની પાસે પોતાની હાલની પરિસ્થિતિ જણાવી અમુક રકમ ઉછીની માગી. તુરત પ્રત્યુત્તર મળ્યોઃ અમો પણ અત્યારે તકલીફમાં છીએ. અને તે તમને જ જણાવીએ છીએ; બહાર વાત ન કરશો. હું હાલ આપને એક પાઈ પણ આપી શકું તેમ નથી. સોમચંદ શેઠ વીલે મોઢે ઘર ભેગો થઇ ગયો.

સરલાને પોતાના પિતાની આ સ્થિતિની જાણ થતાં ચિંતા થવા લાગી. બળતામાં ઘી હોમાય તેમ ચિંતામાં ચિંતા વધતાં એને જીર્ણજ્વર લાગુ પડયો. એનું શરીર તદ્દન ક્ષીણ થઇ ગયું.

ઘણા દિવસ થયાં પિયરના સમાચાર નથી. સરલામાં હવે ઉઠવા બેસવાની પણ શકિત રહી નથી.

દમનો ભોગ બનેલો પૂનમચંદ પથારીમાં પડયો પડયો જિંદગીના દિવસો ગણી રહ્યો હતો. એક દિવસની સમી સાંજે સરલા એકાએક તેની પથારી પાસે આવી. અને એક ઊંડો નિઃશ્વાસ નાખી ત્યાં જ ઢળી પડી.

બસ ! થઇ ચુકયું; ઓરડામાં પાથરેલી સીમેંટની લાલ ચોકડી પર એનો દેહ જેમ પવનથી ઝાડ જમીન પર પડે તેમ પડી ગયો.

સમાજના પાપે સરલા જેવી કુમળી બાળાનો આત્મા ઈશ્વરના દરબારમાં ન્યાય માગવા ચાલ્યો ગયો.

આવી આવી કેટલીએ ગભરૂ બાળાનાં બલિદાન દેવાયાં હશે, વિક્રયની વેદી પર.

# પત્નીની પસંદગી

લેખક : શ્રી. છોટાલાલ માનસિંગ કામદાર

હું એક નવાઈ જેવી સૂચના કરવાની હિંમત કરું છું. જો તમે સુખને લગ્નનું પરિણામ માનતા હો તો બેડોળ-સ્ત્રીને તમારી જીવનસખી તરીકે પસંદ કરજો. માનો યા ન માનો પણ તે જ સત્ય વસ્તુ છે.

તમારા કેટલાક સગાઓને તમે શા માટે લળી લળીને નમન કરો છો અથવા તેમની સાથેની વાતચિત દરમ્યાન તમે શા માટે ખોટું હસો છો અથવા તો આંખના ચમકારા મારો છો? અથવા તો તમારો અવાજ રૂપાની ઘંટડી જેવો હોય અથવા તો તમારી રીતભાત આકર્ષક હોય તેમ તમે શા માટે ઇચ્છા રાખો છો? કારણ કે તમે બીજી વ્યક્તિને રાજી કરવાની અથવા તો તેના પર ઉપકાર કરવાની ઇચ્છા ધરાવો છો? જે માણસ પર તમે ઉપકાર કરો છો તે હમેશને માટે તમારા ઊંડા આભારના બોજા તળે દબાયેલ રહે છે. અને તેમ જાણી જોઈને ઈરાદાપૂર્વક બેડોળ સહચરીને પસંદ કરો. અને મોહક અને તેજસ્વી આંખોવાળી સ્ત્રીને એક બાજુ છોડી દો ત્યારે-તમે પસંદ કરેલ પત્ની સદાને માટે તમારી ગુલામ થઈને રહેશે.

કોઈ માંદા માણસને તાજો કહેવો માંદા માણસને તે સારો થતો આવે છે તેમ કહેવું, નબળા માયકાંગલા મનુષ્યને બળવાન કહેવો, બાઘા માણસને હોશિયાર કહેવો, નબળા મનના મનુષ્યને દૃઢ નિશ્ચયવાળો કહેવો અને બેડોળ સ્ત્રીને સ્વરૂપવતી કહેવી-આ બધું તે તે વ્યક્તિને તમારા પ્રભાવ નીચે લાવવાની અદ્ભુત યુક્તિ છે. કેમ કે તમો કહો છો તેમાં તેમની ઇચ્છાઓનો સંભવ દેખાય છે. ખાસ કરીને બેડોળ સ્ત્રી તમારાં વખાણ કરશે અને તમને પૂજશે. જે મનુષ્યની શોધમાં તે હતી તે જ મનુષ્ય તમે છો તેમ તેને લાગશે. તેનાં સ્વપ્નની સિદ્ધિ થતી જણાશે. પોતાના કદરૂપ ચહેરા બતાવનાર અરીસાનો તે ભાંગીને ભૂકો કરી નાખશે. પોતાના ગૌણત્વની જે ગ્રંથિએ તેને અત્યાર સુધી હલકી ગણાવી હતી તેમાંથી તેનો ઉદ્ધાર થશે. તમને તે આદર્શ યુવાન, પોતાના પ્રભુ તરીકે ગણશે.

બીજો લાભ એ થશે કે તેની મોહક ભ્રમર અથવા તેના ગાલના ગુલાબી રંગ વિષે તેના કાનમાં ફૂંક મારવાનું કોઈને ગમશે નહિ તેની તમારે પૂરી ખાતરી રાખવી. તે ખુશીથી પાર્ટીમાં જઈ શકશે, નૃત્યમાં ભાગ લઈ શકશે, શરતોમાં દાખલ થઈ શકશે, તરવાની હરીફાઈમાં ઊતરે, સંગીતના વર્ગમાં હાજરી આપે, કળા તથા વિજ્ઞાનનો અભ્યાસ કરે, એરોપ્લેનમાં ઊડે, નદીમાં મછવો ચલાવે, ગામડામાં જઈને તડકાનો લાભ લે, ટેનિસ અથવા ગોલ્ફ રમે, બરફ પર લપસે અને સામાજિક, રાજકીય કે ધાર્મિક ગમે તેવા કાર્યમાં પડે; તમારો તેના પર સંપૂર્ણ વિશ્વાસ રાખશો. અને પરિણામે સુખ ઉત્પન્ન થશે.

વળી બીજો લાભ એ થશે કે યૌવનના તોફાની પ્રેમની ગેરહાજરી થશે. તે પ્રેમને નિયમમાં રાખશે. તેને વધારશે નહિ. તમે અનિશ્ચિતતાથી બચી જશો. સંતતિનિયમનનો પ્રશ્ન તમને મૂંઝવશે નહિ કે સંતતિનિયમનના

સાધનોની તમારે જરૂર પડશે નહિ. તમારું કુટુંબ મર્યાદિત થશે એટલે તેનું યોગ્ય સ્થાન મળી રહેશે. તમારી જીવનદષ્ટિ બદલી જશે અને તમે તમારા પત્નીને ઢીંગલી ફુરસદના સમયનું રમકડું ન ગણતા, ખરી જીવન-સાથી ગણશો. તમે તેના પર નકામો અઢળક પ્રેમ ઢોળશો નહિ. તમારાં બાળકો યોગ્ય રીતે ઉછેરાશે તથા તેમને યોગ્ય કેળવણી મળશે.

વળી કુદરત પોતાની તુલા સરખી રાખે છે. બેડોળ સ્ત્રીનો અવાજ સારો હશે કે તેનો આત્મા વિશુદ્ધ હશે. સૌંદર્યવતી સ્ત્રીમાં કદાચ અક્કલનો છાંટો પણ ન હોય. તે નખરાબાજ હોવાનો પૂરતો સંભવ છે, અને તેથી તમારા જીવનને પાયમાલ કરવાનો સંભવ છે. બેડોળ સ્ત્રી નમ્ર, આત્તાંકિત, શરમાળ તથા શાંત રહેશે. વર્ષો વીતતાં કુદરતના હાથે બેડોળ તથા સૌંદર્યવતી સ્ત્રી એક દરજ્જે આવે ત્યારે કોણ ખરેખર સુંદર છે તે તમે સ્પષ્ટતાથી જોઈ શકશો. બેડોળ હોવા છતાં જેણે તમારી આજ્ઞા ઉઠાવી છે, સેવા કરી છે, તથા તમારા પર વિશ્વાસ મૂકી પ્રેમપૂર્વક ચાહ્યા છે તેજ તમને ખરેખર સુંદર લાગશે.

છેવટે કદરૂપી કન્યાને કોઇક તો પરણવાનું છે જ. તો પછી તમારા જેવા લાયક માણસે શા માટે તેને ન પરણવું? તમારા તરફની તે ઉદારતા ગણાશે. તથા કન્યાનું જીવન ઉચ્ચ કર્યું કહેવાશે. રૂપ તો ચાર દિવસના ચાંદરણા જેવું છે. અતિ સુંદર દશ્યને હંમેશાં જોઇએ તો થોડા દિવસ પછી તે જોવામાં રસ પડતો નથી. હૃદયના ગુણોથી જ તમને તમારી પત્ની પર પ્રેમ આવે છે. તમારો પ્રેમ ચાલુ રાખવા તો બેડોળ પત્ની તમને રાજી રાખવા પોતાનાથી બનતો યત્ન કરશે. તે સતત તમારો વિચાર કરશે, તમારી પાછળ તે ઓછી ઓછી થઇ જશે તથા તમારા માટે તે ઝૂરશે. પતિને શેની જરૂર છે! ફક્ત સ્નેહ, પ્રેમ, સંભાળ તથા પતિભક્તિની બેડોળ પત્નીમાં તમને જે વસ્તુની ખોટ જણાય તે તમને સિનેમામાં, થીએટરમાં, રેસ્ટોરાંમાં તથા રમત-ગમતનાં સ્થાનોમાં નહિ મળી શકે?

વળી છેલ્લી વાત તો એ કે તમારા લગ્નનો એવો અર્થ થશે કે તમે કોઇ સ્ત્રીના બાહ્ય દેખાવ પરથી તેની કિંમત કરતા નથી પણ તમે અંતરનું મૂલ્ય સમજો છો; તમે તેને પુરુષ સમોવડી ગણો છો. તેને હૃદય છે અને તમને તેની કિંમત છે તેમ તમે સાબીત કરી બતાવો છો. તમે યોગ્ય અને સાચું કહો છો. ફક્ત દેખાવને ખાતર વર્ષો સુધી કોઇ સ્ત્રીનું તમને સ્મરણ રહ્યું હોય તેવી કોઈ સ્ત્રીનું નામ તમે મને કહી શકો છો? આથી ઊલટું, જે સ્ત્રીઓએ રાજ્ય કર્યું હોય અથવા સાધ્વી, તત્ત્વજ્ઞાની, નવલિકાલેખિકા, કવિયિત્રી, નેત્રી તથા કેળવણીકાર હોય તેવી સેંકડો સ્ત્રીઓનાં નામ તમને યાદ નથી? જે સ્ત્રીઓ સત્યવાદી, ઉદાર, બહાદુર, સહૃદયી, આત્મભોગ આપનાર, ચારિત્ર્યશીલ હોય, જેનામાં ખરેખરા હૃદયના ગુણો હોય તેવી, સ્ત્રીઓને તમે માનનીય દષ્ટિથી જોતા નથી? તેમનાં વખાણ કરતા નથી? તેઓ કદરૂપી હતી કે સ્વરૂપવતી તેનો તમને ખ્યાલ પણ હોતો નથી. કારણ કે—

પુષ્પમાં સુગંધની કિંમત છે, નહિ કે રંગની.

તો પછી તમને અનુકૂળ પડે તેવી કદરૂપી પત્ની શા માટે પસંદ નથી કરતા?*

* 'The Bee' મૂળલેખક પી. સી. બારિયા.

# —: મીરાંબાઇ :—

( ડિસેમ્બર અંકના પાન ૨૨૦ થી ચાલુ )

કહ્યું રાજ્યગોરે વિનયથી, પ્રભુ મસ્ત મીરાં નવ નમે,
" નમું એક નવલકિશોરને જે મૂર્તિ અંતરમાં રમે; "
યુવરાજ ભોજ વિરોધથી કંપિત થયા ક્રોધે અતિ,
ન ડગ્યાં મીરાં નિશ્ચય થકી, પ્રણમ્યાં ન દેવીને સતી. ૩૦

ફરમાવ્યું યુવરાજે મીરાંને એકલાં દૂર રાખવા,
રાજી થયાં " એકાન્તયોગ મળ્યો હરિરસ ચાખવા; "
એકલ રહી આવાસમાં રેલાવતાં ભજનો સદા,
પ્રભુમય ઉરે પરમેશ પણ પ્રેમે વિરાજે સર્વદા. ૩૧

દિન એક દરવાને જઈ યુવરાજને રોશન કર્યું,
" મહારાજ ! યુવરાણીગૃહે અજ્ઞાત જન કોઈ વસ્યું;
હું રોજ વાણી વિનોદ રાત્રે સાંભળું પૃથ્વિપતિ !
કરું છું હજૂર ! જાહેર મ્હારી કશી નથી એમાં ક્ષતિ. " ૩૨

સુણી વાત પાટવી ક્રોધથી રાતાપીળા અતિશય થયા,
તરવાર પાણીદાર લઈ મીરાં ભવન અતિ સંચર્યા;
અવલોકતાં ચોપાસ નહિ ત્યાં અન્ય દૃષ્ટિએ ચડે,
ન અભક્તને પરમેશનાં દર્શન તણો લ્હાવો જડે. ૩૩

" રે કુલકલંકિની, દુષ્ટ મીરાં ! પ્રેમી ત્હારો ક્યાં કહે ?
હમણાં જ એ અહીંઆં હતો, સંતાડવા શાને ચહે ?
દેખાડ હૈયા હારને સંહાર એનો હું કરું,
તુજને હણી સમશેરને હું પછી જ મ્યાન મહીં ધરું. " ૩૪

મૃદુ સ્મિત છટા ફરકાવી મુખ પર મિષ્ટ વાણી મીરાં વદ્યાં,
" ઘટઘટ વિષે, સર્વ સ્થળે, વિભુવર સદા વ્યાપી રહ્યા;
આ ગેહમાં, મુજ દેહમાં, વળી આપના મનમંદિરે,
વ્રજચંદ્રની સુખકંદ મંગલ મરકતી મૂર્તિ ધીરે. ૩૫

સરિતા, સરોવર સાગરે, કુંજે નિકુંજે, વન મહીં,
પક્ષી, પશુ, જીવ જંત સર્વ વિષે પ્રભુ પ્રભુતા રહી;
શાને ન રાણા ! આપ સત્ય પવિત્ર આત્મજ્ઞાનથી,
હૃદયસ્થ એ અવિનાશીને સદ્ભાવથી જોતા નથી ? ૩૬

ખોટો તજો સંમોહ, ત્યાગો રાજ્ય ડોળ દમામને,
પળ પળ ભજો ત્રિભુવનપતિના દુઃખહારી નામને;
ગુણગીત ગરવાં બંસીધારી ઉરવિહારીનાં સ્મરી,
વળી સેવી સંત સમૂહને સંસાર સહજે જશો તરી.” ૩૭

“મિથ્યા પ્રલાપો મૂક, જાળકપટ તણી જે પાથરે,
એમાં નહિ સપડાઉં, અર્થ અસત્યથી ના સરે;
અસિ રક્ત પીવા હસી રહે, અધિકી અધીરી જો! બને,
જાવા ન દઉં જીવતી હવે, સ્મર ઇષ્ટ ત્હારા દેવને.” ૩૮

સુવરાજ બોલી એટલું જ્યાં ઘાવ એક કરે અરે!
આશ્ચર્ય એની નજરમાં દેખાય બે મીરાં ખરે;
ખંજર ભલે વરસો ભલે સમશેર ઘાવ પડો ઘણાં,
પહેર્યું પ્રભુબખ્તર અમર, શા ભાર સુરપતિ વજ્રના? ૩૯

ફરીથી ચલાવે જ્યાં અસિ ત્યાં ચાર મીરાં છે ખડી,
વળી ઘા કરે ત્યાં અષ્ટ મૂર્તિ તરત દૃષ્ટિમાં પડી;
દિગ્મૂઢ બનીને ભોજરાજ મુંઝાય છે મનમાં અતિ,
કરનાર ધ્વંસ અનેકનો પડી હસ્તથી નીચે અસિ. ૪૦

“ધૂતારીનું જાદુ હશે? કામણ હશે? કે ભ્રમ વસ્યો?”
ઉરમાં વિચાર કરે પ્રભુત્વ ન તોય કાંઈ કળી શક્યો;
ત્યાંથી ગયો નિજ મંદિરે હિમ્મત બધી હારી, હવે
કરવા વિનાશ મીરાં તણો, યુક્તિ પ્રયુક્તિ ગોઠવે. ૪૧

ભરી કટોરી વિષમ વિષ ભોજે મીરાંને મોકલ્યું.
કમી “પતિત પાવન પાણી છે ગંગાજીનું મોંઘામૂલું”;
હૃદયેશને સ્મરીને સતીએ પાત્ર એ મુખમાં ધર્યું,
જે ઝેર રાણે મોકલ્યું પિયૂષ મિષ્ટ બની ગયું. ૪૨

રખવાળ જેનો રામ તેને કોઈ જગમાં નહિ નડે;
ફેંકે અહીં પથ્થર ભલે, થઈ પુષ્પ તે શિર પર પડે;
આવો ઉપાધિ અપાર ભકત કદાપિ કયાં કરનાર છે?
એનો ન ખલકે ખચિત વાંકો વાળ એક થનાર છે. ૪૩
દિન એમ ચાલે ઈશ ગતિથી કાળ પામ્યો પાટવી;
જગ ચોપડે છાપ્યું મીરાંનો અસ્ત પામ્યો સુખરવિ,

મંગલ સદા જે સાધ્વી છે પરમેશના સૌભાગ્યથી,
સ્પર્શીય ના સુખ દુઃખથી, વૈધવ્યથી, સૌભાગ્યથી. ૪૪

યુવરાજ મૃત્યુ પામતાં સતીની ઘટી ન સતામણી,
સાસુ, નણંદ, દિયર કરીને અવનવી યુક્તિ ઘણી;
સંતાપવા તત્પર સદા વિક્ષેપ ભક્તિના કરે,
એકાદ સ્વજન સિવાય સહુ આવાસ ત્રાસ વડે ભરે. ૪૫

કંટાળી આખર કલેશથી, ચિત્તોડ છોડી, નીકળ્યાં,
સાધુજનોની મંડળી સાથે મીરાં આગળ વધ્યાં;
મંહા ધામનાં દર્શન કર્યાં, જાત્રા તણા સ્થળમાં ફર્યાં,
ડાકોર થઈને દ્વારકાં એ પુનિત નગરીમાં વસ્યાં. ૪૬

છે ધૂન ભક્તિની દીલે પ્રભુથી જ જેનો પ્રેમ છે,
ને નેહ નંદકિશોરથી એ એક જીવનનેમ છે;
દિન જાય ચાલ્યા ભક્તિરસમાં, ભાવથી પ્રભુજાપમાં,
વીતે વખત વ્હાલપ વડે, ભજનો વડે આલાપમાં. ૪૭

ખ્યાતિ સતીની દેશ દેશાવર મહીં ફેલાય છે,
ચિત્તોડમાં પણ પૂજ્ય ભાવની ભાવના રેલાય છે;
સ્વજનો શ્વસુરપક્ષી ખરેખર સર્વ પસ્તાવો કરે,
"જાણ્યો નહિ અણસમજણે સતીનો પ્રભાવ અમે અરે!" ૪૮

સમજાવીને ચિત્તોડમાં પાછાં મીરાંને લાવવા,
ને નગરમાં ગંગા ફરીને ભક્તિ કેરી વહાવવા;
રાણા પ્રતાપ સગાં સંબંધી સાથ આવ્યા દ્વારકાં,
જ્યાં ભક્તિ તેજે ઝળકતાં મીરાં ગગનનાં તારિકા. ૪૯

કરી નમન કહે રાણો "સતિ! સનું ચિતોડ જણાય છે,
ચાલો હવે સંગે ઉલટથી વાટ અવલોકાય છે;"
મીરાં કહે છે "વત્સ! આજ્ઞા મેળવી વ્રજચંદ્રની
ચિત્તોડ આવીશ સાથમાં હું હૃદયથી હર્ષિત બની." ૫૦

લેવા અનુજ્ઞા મંદિરે સ્મિતભર મીરાંબાઈ જાય છે,
દ્વય હસ્ત જોડી વિનયથી, ઈચ્છા પ્રભુની ચ્હાય છે;
હરિએ મીરાં ચાંપ્યાં હૃદયથી, હૃદયમાં એ ભળી ગયાં,
પ્રભુમય હતાં તે મેદિનીના નેત્રમાં પ્રભુમય થયાં. ૫૧

ચંદ્રકાન્ત મંગળજી ઓઝા

# સ્ત્રીજગત - હિન્દનું અને પશ્ચિમનું

લેખક : ડૉ. અમૃતલાલ હ. પટેલ, ડી.પી. એચ.

[ નવેમ્બર અંકના પૃષ્ઠ ૧૯૭ થી ચાલુ ]

હિન્દી સ્ત્રીના જીવનનો મોટો ભાગ ઘરની ચાર દીવાલોની અંદર જ વીતતો હોવાથી તેનું જીવન રગશિયા ગાડા જેવું બની જાય છે. તે પુરુષના મિત્ર તરીકે અને જીવનના સાથી તરીકે બહુ વેગવાન અને ઉપયોગી ભાગ ભજવી શકતી નથી. જો કે આવા ગૃહમય જીવનથી તે તાબેદાર પત્ની, પ્રેમાળ માતા અને પવિત્ર વિધવા તરીકે સારું જીવન ગાળી શકે છે. હીંદી સ્ત્રી, પ્રિય લાગે તેવું બોલી શકે છે, મધુર રીતે હસી શકે છે પણ તેનું અસર કરે તેવું બોલવાનું ઓછું હોય છે. તે તમને હસાવી શકતી નથી, અને ખીજવી શકતી નથી તેમજ અસરકારક મેણું પણ મારી શકતી નથી. કારણ કે તેના હૃદયમાં પરતંત્રતાની કમજોરી અને સ્વતંત્ર રીતે કમાઇ ખાવાની અશક્તિ તેને ખૂંચે છે. હિંદી સ્ત્રી પતિની સાથે સારી સાડી પહેરી પતિની શોભા તરીકે બહાર ફરવા જાય છે, પણ તેની પશ્ચિમની બહેનોની માફક છાતી કાઢીને દંપતિ-જીવનના સરખા ભાગીદાર તરીકે છૂટથી પતિ સાથે ફરી શકતી નથી તેમ જ પશ્ચિમની સ્ત્રીની જેમ પોતાના વ્યક્તિત્વની છાપ પુરુષ-જગત પર પાડી શકતી નથી. હીંદી સ્ત્રી આદર્શ ગૃહિણી છે. પણ યુરોપની સ્ત્રીના જેવી રસિક નથી. હિંદી સ્ત્રી પતિવ્રતા છે પરંતુ મનોરંજના નથી. પશ્ચિમની સ્ત્રી પોતાના જીવનના માનીતા આદર્શ મુજબ પતિની સાથે જીવનની સંધી કરીને પરતંત્ર હોવા છતાં સ્વતંત્ર રીતે રહી શકે છે; પતિ હુકમ કરે તે મુજબ નહિ પણ પોતાની ઇચ્છાનુસાર વર્તવા છતાં, પતિને અનુકૂળ થઇને રહી શકવાની તેનામાં શક્તિ છે. હિન્દુસ્તાન દેશના ગુજરાત અને મહારાષ્ટ્ર પ્રાન્તને બાદ કરો તો હિંદી સ્ત્રીઓમાંથી ૯૦ ટકા હજુ ૧૮ મી સદીના વાતાવરણમાં જ રહે છે. વીસમી સદીમાં પણ હજુ હિંદના બે તૃતીયાંશ ભાગમાં પડદાનો રિવાજ ચાલુ છે. આ જ કારણસર પંજાબ અને સંયુક્ત પ્રાન્તનો યુવક જ્યારે યુરોપ અથવા અમેરિકા જાય છે ત્યારે ત્યાંની સ્ત્રીઓને હસતી, રમતી, કૂદતી, છૂટથી વાર્તાલાપ કરતી અને દરેક બાબતમાં પુરુષોની બરાબરી કરતી સ્ત્રીઓને જોઇ તે અંજાઇ જાય છે; તેને એક નવું જ સ્ત્રી-જગત દેખાય છે.

યુરોપ અને અમેરિકાની સ્ત્રીને ઘરના ખર્ચ માટે જોઇતી રકમ - તેનો પતિ વિના સંકોચે આપે તેવી પ્રથા પડી ગઇ છે. આ રકમમાંથી ઘર ચલાવવા માટે જોઇતી વસ્તુઓ, બાળકો અને પોતાનાં કપડાં અને પોતાને માટે જોઇતી શોખની વસ્તુઓ લેવાનો સ્ત્રીને સંપૂર્ણ હક્ક હોય છે. પોતે કારખાનું, ઓફિસ કે શાળામાં કામ કરી કમાઇ શકે છે તેવી શક્તિ ધરાવે છે તે વાત તેના પતિ પર એવી સચોટ અસર કરે છે કે પતિને ઉપર જણાવ્યા મુજબ સ્ત્રીને પૈસા વાપરવા આપ્યા વગર છૂટકો થતો નથી. આમ થવાથી તેનામાં જીવનનો ઉલ્લાસ, વ્યક્તિગત સ્વાતંત્ર્ય અને આનંદની લાગણી રહે છે. ઉપરાંત સ્ત્રી પોતે ઘરની એક જોખમદાર વ્યક્તિ તરીકેની ફરજ બજાવે છે, તેથી તેની બુદ્ધિ ખીલે છે અને ઘરનું કાર્ય કરકસર અને સફળતાપૂર્વક કરવામાં તે અભિમાન લેય છે. યુરોપમાં એક વ્યક્તિ એટલે એકલો પુરુષ નહિ પણ સ્ત્રી-પુરુષ અથવા પતિપત્નીનું યુગલ હોય છે.

ત્યાંના દરેક સામાજિક મેળાવડાઓમાં પુરુષો અને સ્ત્રીઓ સરખી સંખ્યામાં જ હાજર હોય છે. તમે યુરોપ અમેરિકાના કોઇ પણ ચિત્રગૃહમાં, નાટકશાળામાં, બાગમાં અને વિશ્રાંતિગૃહમાં જાઓ તો તમને એકલો પુરુષ ભાગ્યે જ દેખાશે. કદાચ તે શરૂઆતમાં એકલો જણાશે તો પણ થોડા જ સમયમાં તેની પત્ની કે સ્ત્રી-મિત્ર આવીને તેની સાથે બેસશે. યુરોપની ખાસ ખુબી કહો કે વિચિત્રતા કહો કે કમજોરી કહો તે એ છે કે પરણેલા સ્ત્રી કે પુરુષ આનંદ કરવાની જગ્યાએ બનતા સુધી એકલા જાય જ નહિ અને કુંવારા પણ એકલા જાય નહિ. કુંવારા પુરુષને સ્ત્રીમિત્ર હોય જ અને કુંવારી સ્ત્રીને પણ પુરુષમિત્ર હોય જ. ભવિષ્યમાં આવા મિત્રો પતિ-પત્ની થઇ જાય છે.

પરદેશ જતા હિંદી સ્ત્રી અથવા પુરુષને આજ કારણસર ત્યાં સુનું લાગે છે. બે જુદી જાતિની એક બનેલી વ્યક્તિમાં હિંદી પુરુષ કે સ્ત્રી એકલી અટુલી નિરાશ થઇને ફરે છે. આવા કારણસર જ કદાચ કેટલાક હિંદી પુરુષો અને ખાસ કરીને વિદ્યાર્થીઓ પશ્ચિમમાં જઇ કામચલાઉ સ્ત્રી-મિત્ર ખોળી કાઢે છે અથવા કોઇ સ્ત્રી-મિત્ર આવી તેને વળગતી હશે ! યુરોપમાં ઘણી વખત હિંદીઓ તેમની પત્નીને સાથે લઇ જાય છે તો પણ આ પત્ની પાણીની માફક પતિને ઠંડક આપે છે, સાંત્વન આપે છે પણ ગરમી આપતી નથી તેમ જ તે પોતાનું વ્યક્તિત્વ આગળ ધરી પુરુષને કનડતી નથી. ઘણા યુરોપીયન પુરુષોને તેની પત્ની તાજા પાણીને બદલે બ્રેન્ડી કે ગરમાગરમ ઉકાળા જેવું કામ આપે છે, તે તેને હસાવે છે, ઉત્તેજન આપે છે, ઉત્તેજિત પણ કરે છે અને કોઇ કોઇ વખત તેને ગાંડો પણ બનાવે છે. ટુંકમાં, પાશ્ચિમાત્ય સ્ત્રીપુરુષો દંપતિવ્રત, ગૃહજીવન, આનંદ અને સુવ્યવસ્થાનો સંપૂર્ણ સંપર્ક સાધે છે.

ઉપરના વિવેચનમાં આપણા દાંપત્ય જીવનમાં વધારે ગુણ છે કે દોષ છે તે લખવાનો જરા પણ યત્ન કરવામાં આવ્યો નથી. પશ્ચિમનું દંપતિજીવન આપણા દંપતિજીવન કરતાં વધારે સારૂં છે તેમ કહેવાની અથવા સાબીત કરવાની લેખકની ઇચ્છા નથી, પણ એટલું તો ચોક્કસ છે કે આપણા જીવનમાં જે મોળાંશ, ફીક્કાશ અને રગશિયાપણું છે તે સ્ત્રી અને પુરૂષ, પતિ અને પત્નીની ખરેખરી અસમાનતાને લીધે છે. આ બધાં કારણોને લઇને અને આપણા ગૃહજીવનની પ્રથા જૂના જમાનાના રગશિયા ગાડા જેવી હોવાથી એક હિંદી લેખકે નીચેના ટુંકા વાક્યમાં હિંદી જીવન અને હિંદી પત્નીઓ વિષે નીચે મુજબ ઉદ્‌ગારો કાઢ્યા છે.

હિંદીઓને ગૃહો નથી પરંતુ રહેવા પૂરતાં મકાનો છે.

હિંદીઓને ગૃહિણીઓ નથી પરંતુ ઘરકામ કરવા પૂરતી સ્ત્રીઓ છે.

આ સ્થિતિ સુધારવાનો ઉપાય આપણા હાથમાં જ છે. હિંદી સ્ત્રીને કાચની પૂતળી સમજી, "કાચ છે સાચવીને રાખો" (Glass, with Care)–વાળી મનોદશા આપણે નાબુદ કરવી જોઇએ. યોગ્ય લાયકાત અને કેળવણી વગર સમાનતા આવતી નથી, માટે સ્ત્રી અને પુરુષના બધા જ હક્કમાં સમાનતા રાખવી જોઇએ; પછી ભલે તેનાથી અમુક અનિચ્છનીય સંયોગો સમાજમાં ઉભા થાય. રશિયાના પ્રજાસત્તાક રાજ્યોએ સ્ત્રીઓને દરેક બાબતમાં તદ્દન સમાનતા આપી છે તેનું પરિણામ ખરાબ નથી જ આવ્યું. પરંતુ અત્યારના કટોકટીના સમયે ત્યાંની સ્ત્રીઓ પોતાના દેશના બચાવના કાર્યમાં સક્રિય અને ઉપયોગી હિસ્સો આપી રહી છે. રશિયાની સ્ત્રીઓ આજથી દશ બાર વર્ષ અગાઉ તદ્દન અભણ હતી. તે સમયે ત્યાંની સ્ત્રીઓમાં સેંકડે દસ ટકાથી વધારે અક્ષરજ્ઞાન પણ ધરાવતી ન હતી. તે જ સ્ત્રીઓ અત્યારે રાજ્યના અનેક ખાતાઓમાં મોટા હોદ્દા ભોગવે છે. અને તેમાંની કેટલીક સ્ત્રીઓ કે જે દસ બાર વર્ષ અગાઉ અક્ષરજ્ઞાન પણ ધરાવતી ન હતી તે રાજ્યના અમુક અમુક ખાતાના ઉપરી અધિકારી તરીકે પણ કામ કરે છે.

આ લેખ ઉપરથી કદાચ કોઇ વાચકને એમ લાગે છે કે લેખક પશ્ચિમના સ્ત્રીજીવનનો પક્ષપાતી છે. એવી જો કોઈની માન્યતા આ લેખથી ઉત્પન્ન થાય તો તે તેણે પોતાના મનમાંથી ભૂંસી નાખવી જોઇએ. પત્નિની રસિકતા, આદર્શ ગૃહિણી બન્યા વગર નકામી છે પત્નીની મનોરંજના પતિવ્રત સિવાય દુઃખજનક છે. પશ્ચિમની સ્ત્રીની એકલી રસિકતા અને મનોરંજનતાએ, તે દેશમાં અસંખ્ય દંપતિના જીવનમાં ખારાશ ભેળવી છે; કેટલીએ દંપતિજીવનરૂપી નૌકાઓ વેર–વૈમનસ્ય અને ધિક્કારના ખડકો ઉપર અથડાઇને ચૂરેચુરા થઇ ગઇ છે. દંપતિજીવનનું ખરું સુખ મનોરંજનના અને પતિવ્રત; શ્રેષ્ઠ ગૃહિણીપણું અને રસિકતાના વિવેકપૂર્વકના મિશ્રણથી જ મળે છે. આ દેશના સારા નસીબે આ ચાર ગુણોનો મેળ ક્વચિત ક્વચિત આ દેશની સ્ત્રીઓમાં દેખાઇ આવે છે. આવી સ્ત્રી જે કુટુંબમાં હોય તે ખરેખર ભાગ્યશાળી ગણાય. આવી સ્ત્રીઓ સંસારમાં સ્વર્ગ ઉતારી શકે. પણ–પણ–તે ક્યારે? પુરૂષોનો તેમાં નિઃસ્વાર્થ વૃત્તિથી સહકાર હોય તો જ.

# વંઠેલી

લેખક
વકીલ માણેકલાલ મોહનલાલ દવે

"શું ફરી આવ્યા ?" તીસે મોટે જીવન મોદીને ઘરમાં પ્રવેશતા જોઈ તેની પત્નીએ કહ્યું.

"શું કરું મારું કપાળ ! ન્યાતમાં જોઈએ તેવા સુરતિયા જ ક્યાં છે ? હવે તો હું થાક્યો." જીવન મોદીએ હાંફતાં હાંફતા કહ્યું.

"લોકો બહુ સ્વાર્થી છે, આવડી મોટી હીરા જેવી છોકરીના પાંચહજાર આપતાંયે હાલવાય છે ! મફતનું જ તાકે છે."

"હશે, ઓછાવત્તા પણ છોકરી ઉંમર લાયક થઈ હોવાથી જલદીથી સારું ઠેકાણું મળે તો ઠીક." જમનાએ કહ્યું.

"શું કહ્યું ? ઓછા રૂપિયા ? આવડી છોકરીના ઓછા રૂપિયા ? આ ભેજામાં કદી અક્કલ નહિ આવે. અરે, તું દુનિયાદારીનું ક્યારે સમજીશ ? હવે વેપારધંધામાં કંઈ કસ નથી અને આ તારો મગનો શું ધાડ મારવાનો છે ?" લાંબા હાથ કરીને હંમેશની ટેવ પ્રમાણે જીવન મોદીએ કહ્યું.

"અરે, સૂરજ, મગના, સાલાં ક્યાં રખડયા કરો છો ? ઘેર રહેવાની તો બાધાજ લીધી લાગે છે. મગન, તારું નામું તૈયાર કરી નાખ. જો ભૂલ પડશે તો તારું ચામડું ઉતારી નાખીશ, હરામખોર !"

"સૂરજ, જોઈ આવને મગનભાઈની ઘડિયાળમાં કેટલા વાગ્યા છે ?"

"સાડાપાંચ," પિતાની ગર્જનાથી ગભરાતી બાળાએ પાડોશીની ઘડિયાળનો વખત જોઈને જવાબ આપ્યો.

"ઠીક ત્યારે સુરજની બા, હું શ્રીનાથજીના મંદિરમાં દર્શન કરવા જઉં છું. જો માસ-સરવાળા શેઠ ત્યાં આવશે, તો બહુ ચોક્કસ ગોઠવી દઈશ." જીવણ મોદીના ઘરમાંથી કોઈ છટક્યું નથી અને છટકશે નહીં." છેલ્લું વાક્ય ન સંભળાય તેવું ધીરેથી બોલી, માથે સુરતી પાઘડી, શરીરે લાંબું અંગરખું અને ખેસ પહેરી જીવણ મોદીએ શ્રીનાથજીના મંદિર તરફ પ્રયાણ કર્યું.

શ્રીનાથજીના મંદિરમાં અનેક વૈષ્ણવોની ઠઠ જામી હતી પ્રભુની મૂર્તિ સમક્ષ જીવણ મોદીએ દંડવત્ પ્રણામ કરી, આંખ મીંચી, એકાગ્રચિત્તથી પ્રભુની પ્રાર્થના કરી. પ્રભુના સ્પર્શનું પાણી બન્ને આંખે લગાવ્યું. ત્યારબાદ પ્રભુદર્શનમાં મગ્ન દીસતી તેમની આંખો આતુરતાથી માસસરવાળા શેઠની પ્રતીક્ષા કરી રહી. છેવટે એ શેઠ પણ આવી પહોંચ્યા અને તેમનો દર્શનવિધિ પતાવ્યા બાદ બંને જણા મંદિરના એક ખૂણે એકાંતમાં મળ્યા.

"હીરચંદ, ઘણા દા'ડે મળ્યા, નહિ વારુ ? અનેક જંજાળોમાંથી શી રીતે છૂટાય ? અરે, મારાં ભાભીને મરી ગયે હજુ છ માસ, તો થયા નથી એટલામાં તો તમે શરીરે અડધા થઈ ગયા, મારા શેઠ ? આમ ઢીલા થયે કંઈ ન વળે, બાઇસાહેબ ! મારું કહેવું માનો તો તમારે સારી બરદાસ ચાકરીની ખાસ જરૂર છે." જીવણ મોદીએ મલકાતા મુખે વાત શરૂ કરી.

"હા. એ તો ઠીક, પણ સારવાર કરનાર કોણ છે ? નિઃશ્વાસ નાંખીને શિરચંદે કહ્યું.

"એમ નિરાશ થવાથી કંઈ કામ થાય નહિ. પ્રવૃત્તિ કરીએ તો શ્રીનાથજી બાવા કંઈ સહાય્ય કરે. અમારી સુરજ મજેની સોળ

વર્ષની છે. તમારા ઘરનો બધો કારભાર ઉપાડી લેશે. છે તમારામાં હિંમત ? આજુ-બાજુ દષ્ટિ ફેરવીને હસતાં હસતાં જીવણુ મોદીએ કહ્યું.

" પરણવું કોને ન ગમે ? તમારા જેવો સંબંધ મળે તો દૂધમાં સાકર. પણ હાલ વેપારધંધામાં ક્યાં કસ છે, મારા શેઠ ? હોયે કેટલામાં પતે તેમ છે ? " શીરચંદ શેઠે વાત આગળ વધારી.

" પાંચ હજાર, હિંમત હોય તો અખા-ત્રીજે થાવ તૈયાર. " જીવણુ મોદીએ સચોટ-તાથી કહ્યું.

" બહુ પડશે. એટલી બધી રકમ મારાથી કેમ અપાય ? " શીરચંદ શેઠને રકમ સાંભ-ળીને કમકમી આવી.

" શેઠ, હિંમત જોઇએ હિંમત. સાત હજાર આપનારા છે; પણ આ તો આપણે બાલસાથી અને તમારૂં દુઃખ મારાથી જોયું જતું નથી માટે તમને છોકરી આપું. અમારાં કુળ, ઉતાર, અને છોકરીનો કંઇ વિચાર કર્યો ? જીવણુ મોદીના ઘરને ન્યાતમાં કોણુ ઓળખતું નથી ? "

પિસ્તાળીસ વર્ષની ઉંમરે લગનની વાત સાંભળી શેઠના મોઢામાં પાણી વળ્યું. જીવણુ મોદીના શબ્દો સાંભળી તે ગલ્લાં તલ્લાં કરવા લાગ્યા—" ઇ એમનું કરો તો ઠીક; પછી જેવી તમારી મરજી. ઠરાવેલા મુદતે તૈયારી રાખજો. "

" લગનની તૈયારી બાબતમાં તમે નિશ્ચિંત રહેજો, પરંતુ પૈસા બાબતની વાત ખાસ ખાનગી રાખવાની છે. તમે મારા કુળ અને આબરૂને ક્યાં નથી જાણતા ? લગ્ન એક પાઇ પણ આપ્યા સિવાય-કૃષ્ણાર્પણ કરવાની વાત તમારે ફેલાવવાની છે તે ભૂલશો નહિ. " જીવણુ મોદીએ કહ્યું.

" તેમજ થશે. આપણા બેની ખાનદાની તેમ કરવામાં જ છે. " શિરચંદ શેઠે જીવણુ મોદીને ખુશ કરવા કહ્યું.

છેવટે, " જયશ્રીકૃષ્ણુ " કહી બંને છૂટા પડ્યા.

" ગાય અને પુત્રી જ્યાં દોરીએ ત્યાં દોરાય. " તે કહેવત પ્રમાણે થોડાક દિવસોમાં સુરજ માલસર ગામની " નવીકાકી " બની; અને ગામના ત્રીસ પાંત્રીસ વર્ષના આધેડો પણ આ ગભરૂ બાળાને " નવીકાકી " કહીને શરમાવી મૂકતા.

લગ્નગ્રંથિથી જ્યારે કજોડાં જોડાય છે; ત્યારે તેમનો ગૃહસંસાર કઢંગો નીવડે છે. યુવાન બાળાની મીઠી આશાઓ નષ્ટ થવાથી તેણીનું હૃદય નિરાશાથી સમસમી રહે છે અને મૃત્યુના કાંઠે ઉભેલા આધેડ પુરૂષ તરફ તેને તિરસ્કાર છૂટે છે. આવા-હૃદયનાં મેળ સિવાયનાં જોડાણુ સહજીવન કે સહચાર મટી અત્યાચારમાં પરિણમે છે.

શીરચંદ શેઠના સંસારમાં આવું જ બન્યું હતું; પરંતુ અનુભવી શેઠે સુરજ શેઠાણીને શરૂઆતથી રીઝવવા યત્ન કર્યો હતો. સૂરજની પાછળ શેઠ ઘેલા બનતા અને મનગમતાં આભૂષણોની સામગ્રી પૂરી પાડવા હોંશથી તત્પર રહેતા. સુરજને પણ સ્વાર્થી પિતાની ધાક કરતાં વૃદ્ધ પતિની લોલુપતા ઘણા અંશે ફાવી ગઈ હતી. થોડાક વખતમાં વૃદ્ધ પતિની ' નવી વહુ ' જેમ સ્વચ્છંદી બને છે તેમ સુરજ પણ સ્વચ્છંદી બની ગઇ.

માલસર ગામમાં શેઠની મોટી ધીરધાર હોવાથી ગામના યુવાન મુખી ગણેશ પટેલને શેઠે ધંધામાં ભાગ રાખ્યો હતો. પટેલના કરપના લીધે ધીરેલી રકમ જલદી પતી જતી અને તે રકમ ખોટી થવાનો પ્રસંગ ઉપસ્થિત થતો નહિ. શરૂઆતમાં ગણેશ મુખી ફક્ત

કૌતુકથી ચીરચંદ શેઠના નવીન સંસારમાં રસ લેતો હતો; પરંતુ પાછળથી સુરજના યૌવન અને સૌંદર્યથી તે આકર્ષાયો હતો.

એક યા બીજા બહાને ગણેશ પટેલ અને સુરજ શેઠાણીનો મેળાપ થઇ જતો અને આ મેળાપે વાતો વિનોદથી આગળ વધી એક બીજામાં વિશેષ આકર્ષણ ઉત્પન્ન કર્યું હતું. ગણેશ સૌંદર્યનો પુજારી હતો; સુરજ યૌવનથી થનગનતી અસંતુષ્ટ યુવતી હતી. આથી થોડા વખતમાં બંને જણાં પ્રેમી બની ગયાં. ચીરચંદ શેઠના મેળાપ અટકાવવાના આકરા પ્રયત્નો હોવા છતાં આ પ્રેમીઓ અવાર-નવાર સંતાકુકડીની રમત રમી એકબીજાને ભેટતાં.

લગ્ન પછીના પાંચમા વર્ષે ચીરચંદ શેઠ સ્વર્ગે સીધાવ્યા. સમાજની રૂઢી પ્રમાણે સુરજ સધવા મટી વિધવા બની. ચીરચંદ શેઠના અવસાનના શોક સમાચાર સાંભળી જીવણ મોદીની મુખમુદ્રા જાણે દુઃખનું આભ તુટ્યું હોય તેવી ગમગીન બની ગઇ. પોતાની પેઢીનાં મહત્વનાં હજારો કામો પડતા મુકી શેઠનો દુઃખવરો કરવા અને સુરજની સંભાળ લેવા જીવણ મોદી વિના વિલંબે સાસરે આવી પહોંચ્યો. સુરજના આંગણામાં જુવાન જોધ જેવા શેઠના અચાનક અવસાન મારે તેને કરૂણાજનક કલ્પાંત કર્યું. ત્યારબાદ તે સુરજને દિલાસો આપવા તેણીના ઓરડામાં ગયો.

" સુરજ બેટા, તું કોઇ વાતે ગભરાઇશ નહીં. મારે તો દીકરો અને દીકરી બેઉ સરખાં છે. જેવો મારો મગન તેવી તું છે. શેઠના અવસાનની ખબર સાંભળી ત્યારથી આપણા ઘરમાં કોઇને ખાવું ભાવતું નથી અને ઉંઘ આવતી નથી. અરે, શ્રી નાથજી પ્રભુને આ શું ગમ્યું ? આપણે ત્યાં ક્યાં ઉપાય છે ? " રડતા અવાજે અને શોકાતુર ચહેરે જીવણ મોદીએ સુરજને દિલાસો આપવા માંડ્યો.

" બેટા, તું તો હજી નાનું નિર્દોષ બાળક ! દુઃખનો વાયરો તને વાગ્યો નથી; તેથી મારા પેઢીના કામો પડતાં મુકી તારી સંભાળ લેવા હું પોતે આવ્યો છું. હવે, તારે કોઇ જાતની ફિકર નથી. " ત્યારબાદ સુરજની વધુ નજદીક આવીને ભારપૂર્વક પણ કાનમાં સંભળાય તેવું ધીરેથી પિતાએ પુત્રીને કહ્યું. " ગણેશ મુખી હરામી છે. પચાસ હજારની સેંજરેજ ઘડીકમાં હજમ કરી જશે; તેથી હજાર કામો પડતાં મુકાવી આપણા મગનને તારે અહીંજ રાખવો પડશે અને દુકાનની ચીલક અને ચોપડાઓ તેને સોંપાવવો પડશે. બેટા, તારા હિતની આ મુદ્દાની વાત તારે ભુલવાની નથી. " સુરજ સ્વાર્થી પિતાની વાત નીચું મોઢું રાખી સાંભળી જ રહી.

બીજે દિવસે ધારવા પ્રમાણે મગન આવી પહોંચ્યો અને તેને ચોપડા તથા ચીલક તપાસવા તત્પરતા બતાવી; પરંતુ કારજ બાદ બધી વ્યવસ્થા થશે તેવું બહાનું કાઢી સુરજે જીવણમોદીને તેમનાં હજારો કામો સંભાળવા વિદાય કર્યા. જતાં જતાં મુસદી પિતાએ સુરજ અને ગણેશ પટેલ ઉપર આંખ રાખવા અને વિગતવાર સમાચાર મોકલવા મારે મગનને સુચનાઓ આપી હતી.

થોડા દીવસો બાદ, જીવણ મોદી કુનેહથી ગામના અને ન્યાતના વૃદ્ધજનોને તેડીને સુરજને સમજાવી પટાવી પોતાના ઘેર લઇ જવા મારે આવ્યો. તેને સુરજને ઉદ્દેશીને ધીરેથી કહ્યું:-" સુરજ બેટા, તારા પિતા અને તારા કુટુંબની આબરૂ તારા બાપના ધોળામાં ધૂળ નહીં મેળવવાનું તારા હાથમાં છે. આપણું

ઉંચું નગરશેઠનું કુળ, સંસ્કાર અને ગૌરવ તારાથી ક્યાં અજાણ્યું છે? લોકનિંદાથી બચવા ખાતર પણ તારે મારી સાથે આવવું પડશે. બેટા, આટલા બધા વચ્ચે તારા વૃદ્ધ પિતાને તું ના પાડીશ નહીં."

આ કથનને ગામના આગેવાનોએ પુષ્ટી આપી અને સુરજના પિત્રાઇએ ટેકો કર્યો. સુરજ શાંતીથી બધું સાંભળી રહી હતી; પરંતુ વારંવાર જીવણ મોદીએ પ્રશ્નો પુછી તેણીની ઇચ્છા જાણવા ઉત્સકતા દર્શાવી; ત્યારે તેણીએ ચીઢાયેલા સ્વરે કહ્યું:–" પિતાજી તમારા હૃદયમાં મારા માટે કેવો અને કેટલો ભાવ છે તે હું નહીં સમજી શકું તો કોણ સમજશે? મારા અવદશાનું ખરૂં કારણ તમારા દંભી આચાર-વિચાર અને સ્વાર્થી વૃત્તિ છે તે તમો કયાં નથી સમજતા? આજે આજે સલાહ આપનાર સજ્જનો મારા લગન વખતે ક્યાં સંતાયા હતા? હવે મારી નાહક ચિંતા કરવાની જરૂર નથી. મારે કોઇની સલાહ કે સાહાય્યની આવસ્યકતા નથી. મને ઠીક લાગશે તેમ હું વર્તીશ તેમાં કોઇની ડખલગીરી ચાલશે નહીં."

નાનકડી સુરજના મોંઢામાંથી ફટાકડાની માફક ફૂટતા શબ્દો સાંભળી સમાજના સ્થંભો હચમચી ગયા. જીવણ મોદી પોતાના કુટુંબના ગૌરવને કંલકિત કરતા ઉદ્‌ગારોથી ઉકળી ગયો. તેની આંખમાં રતાશ આવી ગઇ તેનું ચાલત તો તે જ ઠેકાણે આ બોલકી છોકરીની જીભ ખેંચી કાઢત. આજ સમયે ગણેશ પટેલ પોતાના ચાર ચોકીયાત સાથે આવી પહોંચ્યો. ગણેશને દેખીને સુરજ ઘરમાં ચાલી ગઇ, ગામના આગેવાનો ટપોટપ પોતાના ઘેર જતા રહ્યા અને પિત્રાઇઓ એક યા બીજા બહાને ખસી નીકળ્યાં. ફક્ત જીવણ મોદી અને તેમનો મગન માંડવીમાં ધ્રુસકતી આંખે બેસી રહ્યા.

ગણેશ પટેલને જોઇને જીવણ મોદી અકળાઇ ગયો. તેના મનમાં ખરૂં કે મારૂં થતું હતું; પણ સંયોગોનો વિચાર કરી તેને ઝઘડો કર્યો નહીં. તેણે ઉંચા સાદે સુરજને કહ્યું, " સુરજ, મારા અનાદર માટે તારા જેવી વંઠેલી દીકરીનું હું કદી મોંઢુ નહીં જોવું. આજથી તારૂ અને તારા ગામનું પાણી મને હરામ છે. યાદ રાખજે, તમો બેઉ બુરા હાલે થઇ કમોતે મરશો. " આ પ્રમાણે કહી ગણેશ પટેલ અને સુરજને ગાળો બબડતો જીવણ મોદી મગનને લઇને સુરજના પિત્રાઇના ત્યાં ગયો.

જીવણ મોદીએ સમગ્ર ન્યાતના કલંકને દુર કરવા સુરજના પિત્રાઇઓની મદદની યાચના કરી: પરંતુ તે બધા ગણેશ પટેલની લાગવગ અને સુરજના હઠાગ્રહનું ઓથું આગળ ઘસ છટકી ગયા, નિરાશ વદને બાપ દીકરો હતાશ થઈ ઘેર તરફ પાછા વળ્યા, રસ્તામાં શીરચંદ શેઠની ડેલીના મેડા ઉપરથી રેકાર્ડનો અવાજ સંભળાતો હતોઃ—

" તુમને મુઝકો પ્રેમ શીખાયા
રોતે હુએ હૃદયકો હસાયા."

વધુ નજદીક આવતાં સુરજના હાસ્ય વિનોદનો કિલકિલાટ જીવણ મોદીના કાને સંભળાયો. જીવણ મોદીના કંપતા હોઠમાંથી શબ્દ નીકળ્યો. " વંઠેલી. "



## [૧] લગ્નનો પ્રશ્નઃ માબિત્રો અને સંતતિ

'મારી ગઇ કાલનો તાર વાંચી તમને ભારે આઘાત લાગ્યો હશે તેથી હું દિલગીર છું. પણ કેટલાક પ્રસંગે માબાપોની સામે પણ છોકરાંએ થવાની ઘડી આ દુનિયામાં આવે છે ને ગઇ કાલની તેવી ઘડી મારે માટે સર્જાઇ હશે એમ લાગે છે. મારો વિવાહ તમે સુરત ગોઠવ્યો તે પણ મારી મરજી વિરૂદ્ધ. મેં કેટલી વાર ના પાડી છતાં તમે મારા અંતરની વિરૂદ્ધ જઇને પગલું ભર્યું. પિતાજી! મારે કરજે મારા આ પગલા માટે પણ મારે આ સિવાય બીજો આરો ન હતો. સુરતમાં લગ્ન કરવા કરતાં તો મને આંપઘાત કરવો કે સાધવી થવું વધારે પસંદ પડત. પણ મારા પિતાજીને તેવી બદનામી અપાવવા કરતાં મેં ગઇ કાલે મને અનુકૂળ પડે તે રીતે લગ્ન કરી દીધાં છે.'

પિતાએ સુરતની એક શ્રીમંત પેઢીમાં કામ કરતા અને ચાર સંતાનો સાથેના એક વિધુર સાથે પોતાના વિવાહ ગોઠવાતાં અને અનેક કાલાવાલા છતાં એ રદ ન કરતાં કઠોદની એક વણિક કુમારિકા મધુકાન્તાએ ઉપર મુજબનો પત્ર પોતાના પિતા અમીચંદ હેમચંદને લખીને વાલોડના એક યુવક શ્રી. ચીમનલાલ ખૂબચંદ શાહ સાથે પોતાનાં લગ્ન કરી દીધાં હોવાની બીના બહાર આવી છે.

બાળલગ્નો આપણામાં જ્યાં સુધી પ્રચલિત હતાં, ત્યાં સુધી તો માબિત્રો પોતાની પસંદગી અનુસાર લગ્નોનાં ચોકઠાં ગોઠવવામાં કુલમુખત્યાર રહ્યા હતાં, કારણ બાળપણનાં એ માનવપ્રાણીઓમાં પોતાના ભાવિ હિતાહિતનો વિચાર કરવા જેટલી બુદ્ધિ પણ ખીલી હોવાનો અસંભવ રહેતો, પરન્તુ એ જ માબિત્રો બાળલગ્નના અનિષ્ટોથી દૂર રહ્યા છતાં, અને પોતાની સંતતિના બૌદ્ધિક વિકાસની આવશ્યકતા સ્વીકાર્યા છતાં જેની સાથે આધ્યાત્મિક વિકાસ જોડાએલો છે એવી લગ્ન જેવી બાબતમાં પોતાની એ પુરાણી કુલમુખત્યારી કેમ નહિ છોડતાં હોય એ સવાલ થાય છે. અલબત, સંતાનોના પ્રમાણમાં સંસારનો અનુભવ એમને વિશેષ હોય છે, એમનું કલ્યાણ થવું જોવાની પણ તેમની ઇચ્છા પ્રબળ હોય છે, પરન્તુ તેઓ એક જ વસ્તુ ભૂલી જાય છે કે એમની માન્યતાઓની પોષક રૂઢ વિચારસરણી આજે અસ્ત થતી જાય છે.

લગ્નને દૈવાધિન માની લઇને, મનોભેદ અને સંસ્કારભેદ વેઠી લઇને, સંસારની ધોંસરી લાઇલાજે વહ્યા કરવાની વાત આજના જગતમાં માત્ર હાંસીપાત્ર જ ગણાય. બળજબરીએ એવાં લગ્નોની બેડી કોઇને પગે નાખવા પ્રયાસ કરવો એ નર્યો અત્યાચાર જ કહી શકાય.

વડિલો એટલું કરી શકેઃ પોતાની સંતતિ સાથે લગ્ન જેવી ગંભીર બાબતમાં વિચારોની આપલે કરીને યોગ્ય શિખામણ આપી શકે; જરૂર લાગતાં એમની પસંદગીમાં પોતાની દ્રષ્ટિએ પડતાં ભયસ્થાનો તરફ ઇશારો કરી એમને વારી પણ શકે; પરંતુ પોતાની ઇચ્છાના જ ગુલામ બનાવીને સંતતિનું હિત તેઓ માગે જ સાધી શકે છે, એટલું જ નહિ પણ અણુઘટતા વિરોધ વડે ઘણીવાર સંતતિમાં એવો પ્રત્યાઘાત નીપજાવે છે કે પોતાની હઠ અને ધૃષ્ટતાને લઇને ઘણીવાર વડિલોને પણ અકલ્પ્ય અહિત તેઓ આદરી બેસે છે.

લૅાટરીની ટિકીટો જેવાં એકબીજા સાથ ખરીદી લીધેલાં કે માગી લીધેલાં વરવધૂઓની સંસાર સમાધાનપૂર્વક ચાલવાની પણ આશા જ્યાં ભાગ્યે રહે છે, ત્યાં પછી આધ્યાત્મિક ભૂમિકાની સપાટી એવાં જોડાંઓને અલભ્ય રહે એમાં નવાઇ નથી. લોકો મોટે ભાગે સુખ અને સમાધાનનું કારણ પૈસામાં જ આરોપે છે, અને વિધુરોની બાબતમાં તો ખાસ.

વિધુર કુળવાન હોવાને કારણે યા તો માતા-હીણાં એનાં સંતાનોની દયાથી પ્રેરાઇને પોતાની પુત્રી તેને સમર્પણ કરવાના કોડ ભાગ્યે કોઇ માવિત્રોને જાગે છે. માત્ર પૈસા જ એ કોડ જગાડી આપે છે. અને એ કોડ એક વખત જાગ્યા તો પછી રાશિઓ અને ગ્રહો પણ આપમેળે એવાં લગ્નોને અનુકૂળ બની જાય છે !

રૂઢિચુસ્તો લગ્નમાં કયી વિધિ ખાસ આવશ્યક છે હોમ સપ્તપદી કે કન્યાદાન એ વિષયે આજે અનેક પ્રકારની ચર્ચાઓ કરી રહ્યા છે, પણ નવાઇની વાત એ છે કે એ તમામ વિધિઓ જેની પાસે ગૌણ છે, એવી વરવધૂની સંમતિની આવશ્યકતાનો જ એ ચર્ચાઓમાં સદંતર અભાવ હોય છે અને એ અભાવ જીર્ણ થએલા આજના લગ્નાડંબરને નામશેષ બનાવી દે તો પણ નવાઇ નહિ. છોકરાઓને આ બાબતમાં હજુ થોડી સ્વતંત્રતા આપવામાં આવી છે, પરંતુ છોકરીઓની બાબતમાં જોઇએ તો સુશિક્ષિતોમાં પણ માત્ર અપવાદ તરીકે જ છોકરીને એવા સ્વાતંત્ર્યનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત થાય છે, તો પછી અશિક્ષિતોની તો ક્યાં વાત કરવી ? છોકરીઓને પણ બુદ્ધિ છે, અંતઃકરણ છે એ વાત જ જાણે માબિત્રો વિસરી જાય છે.

અને એનું પરિણામ પછી ઉપર જણાવ્યું છે એવા ઉદાહરણ સિવાય ભાગ્યે બીજું કંઇ આવે છે. પરંતુ આવાં ઉદાહરણોથી માવિત્રો ચોંકાતા જ. અથવા પુત્રપુત્રીઓ આનંદિત બની બેઠા જ રહે એ આવકારદાયક તો નથી. એકબીજાને અતિક્રમણના અનધિકારી ગણતી આવી દીવાલ ઊભી કરી દેવાને બદલે આવા વિસંવાદો ટાળીને સમાન સપાટીએ સ્વસ્થ વિકાસ સાધીને સમાજની હીન અવસ્થા દૂર કરવાના પ્રયાસો બંને પક્ષે થવા ઘટે છે. ('પ્રજાબંધુ')

---

## [૨] સ્ત્રી અને પુરૂષના કાર્યવિભાગ

તાજેતરમાં નાગપુર મુકામે ભરાએલા ત્યાંની સેવાસદન સંસ્થાના સ્નેહસંમેલનના પ્રમુખપદેથી સંમેલનના અધ્યક્ષ સૌ. કમળાબાઇ બંબાવાળાએ સ્ત્રીઓના હિતપ્રશ્નો સંબંધે એક મનનીય વ્યાખ્યાન આપ્યું હતું. કે. રમાબાઇ રાનડેએ સ્થાપિત કરેલી એ સંસ્થા સ્ત્રીઓનો શૈક્ષણિક વિકાસ સાધી રહી છે એટલું જ નહિ પણ ગરીબ અને અસહાય સ્ત્રીઓને મફત શિક્ષણ પણ આપી રહી છે.

પ્રૌઢ સ્ત્રીઓને શિક્ષણ આપીને સ્વાવલંબી કરવાની તથા છોકરીઓને ગૃહિણી તથા માતા તરીકેના ક્ષેત્રમાં અધિક કાર્યક્ષમ બનવાની તાલિમ આપવાની એમણે દર્શાવેલી જરૂરીઆત સામે ભાગ્યે બે મત હોઇ શકે. પરંતુ સ્ત્રી અને પુરૂષ બન્નેની પાત્રતા જુદી જુદી હોઇ બંનેના કાર્યપ્રદેશો જુદા જુદા રહ્યા હોવાની એમની હિમાયત સાથે ભાગ્યે સર્વથા સંમત થઇ શકાય. ગણિતનાં પાઠ્યપુસ્તકોમાં આવતા; એક પુરૂષને એક કામ કરતાં આટલો વખત લાગે તો એટલા જ વખતમાં એ કામ પૂરૂં કરવા કેટલી સ્ત્રીઓ જોઇએ એ પ્રકારના સ્ત્રીઓને પુરૂષો કરતાં ઓછી શક્તિશાળી બતાવતા દાખલાઓ જેવો જ એમનો એ વિષયક યુક્તિવાદ બની જાય છે સ્ત્રી અને પુરૂષની બૌદ્ધિક પાત્રતા વિષમ હોવાનું સાબીત થઇ શકવું મુશ્કેલ છે.

એક તો આપણા સમાજમાં સ્ત્રીની કાર્યદક્ષતા વિષે જોઇએ એટલો વિશ્વાસ ઉત્પન્ન થયો નથી. બીજું એ કાર્યદક્ષતાને અવકાશ આપતાં ક્ષેત્રોથી સ્ત્રીઓનો મોટો ભાગ હજુ દૂર જ રહેલો છે. એવી પરિસ્થિતિમાં સ્ત્રીઓને તક આપ્યા વિના જ પુરુષોએ પ્રચલિત કરેલો સંદેહ આગળ ધરવો એ ભાગ્યે જ કાર્યસાધક ગણાય.

ભૂતકાળની અવદશામાંથી મુક્ત થઇને ભાવિના પ્રગતિપંથે પળવાની અનેક શક્યતાઓના સંધિક્ષેત્રે આજની સ્ત્રી જ્યારે આવી લાગી છે, ત્યારે તેને ભૂતકાળ તરફ હડસેલવાનો કોઇ પણ પ્રયાસ સ્ત્રીદ્રોહ તરીકે ખપી જાય તો નવાઇ નહિ. લિંગભેદે કશો અધિકાર રહ્યો હોવાનું આજના વિચારકો જ નહિ પણ સદીઓ પહેલાંનો ગ્રીક ચિંતક પ્લેટો પણ કહી ગયો છે. તેના કહેવા પ્રમાણે, 'અમની વહેંચણી સ્ત્રી કે પુરૂષ તરીકેની નહિ પણ બુદ્ધિ અને શક્તિ અનુસાર નિર્માણ થવી જોઇએ. કોઇ સ્ત્રી રાજકારણમાં લાયકાત ધરાવતી જણાય તો શાસનતંત્રમાં તેને સ્થાન મળવું જોઇએ; કોઇ પુરૂષ માત્ર વાસણ ઊટકવાની લાયકાત ધરાવતો હોય. તો તેને ગૃહતંત્રમાં સ્થાન આપવું જોઇએ.' ('પ્રજાબન્ધુ')



—અખિલ હિંદ મહિલા પરિષદ આ વર્ષે આવા પ્રસંગોને લઇને પુના મુકામે સ્ટેન્ડીંગ કમીટીના સભ્યો ભરી યોગ્ય તે ઠરાવ કરી ચાલુ વર્ષના અધિવેશનનું કાર્ય પુરૂં કરશે.

—ગુજરાત આર્યકન્યા મહાવિદ્યાલયની વીર બાળાઓએ પ્રેરક કાર્યક્રમોથી ત્યાંની જનતાએ પ્રશંસાના ઉદ્ગારો કાઢયા હતા.

—લખનૌમાં શ્રીમતિ સૌમ્યેંદ્રનાથ ટાગોરને ૬ માસની કેદ અને રૂા. ૨૦૦ દંડ—તથા કુ. હટીસીંગને ૩ માસની કેદ અને રૂા. ૧૦૦ દંડ થયો છે.

—મુંબાઇમાં ગઇ તા. ૧૮ મીએ મુંબાદેવી આગળથી સ્ત્રીઓનું સરઘસ નીકળી બુલીયન એક્સચેંજ પાસે આવતાં કુસુમબેન માસ્તર, વીણાબેન ઠાકોર, કપિલાબેન ઠાકોર, રસીકાબેન ખાંડવાળા અને કમલિનીબેન વીણુની ધરપકડ થઇ છે.

—અમદાવાદમાં પત્રીકાઓ માટે પ્રીતમનગરમાંથી પકડાયેલ શ્રી. ઉષાબેન નટવરલાલ લાખીઆને ૬ માસની કેદ થઇ છે.

—બિહારમાં સરઘસ કાઢવા માટે શ્રી. સરસ્વતીદેવી શર્માની ધરપકડ થઇ છે.

—બેલગામમાં જાણીતા મહિલા કાર્યકર્તા શ્રીમતિ રમાબાઇ માલગીની ધરપકડ થઇ છે.

—ગઇ તા. ૧૮ મીએ અમદાવાદ-મુંબાઇ વગેરે સ્થળોએ 'ચિમૂર-દિન' ઉજવાયો હતો.

—વડોદરાની મહારાણી ગર્લ્સ સ્કુલમાં બોમ્બ જેવો ધડાકો થયો હતો જેથી એક બેન સખ્ત દાઝી ગયાં હતાં અને બીજી કેટલીક બેનોને ઓછી વત્તી ઇજા થવા પામી હતી.

—વડોદરા શાળા કોલેજોની ચોકી કરવા માટે ગયા માસમાં નીકળેલી ૧૭ બહેનોને પોલીસે પહેલેથી જ પકડી લીધાં હતાં. 'સ્ત્રી દીન'ના કાર્યક્રમ અંગે મહેતાપોળમાં શ્રીમતી લક્ષ્મીબેને જાહેર સભામાં ભાષણ કર્યું હતું.

—મુંબાઇ ઇલાકાની સ્ત્રીઓની કાઉન્સીલે ગયા માસમાં નીચેનો ઠરાવ કર્યો છેઃ—આ કાઉન્સીલનો એવો અભિપ્રાય છે કે "સારી તન્દુરસ્તીવાળા કોઇ પણ પ્રકારના રાજદ્વારી કેદીને કોઇ પણ ચેપી રોગવાળા અનિચ્છનીય કેદી સાથે જેલમાં અથવા તો પોલીસ અટકાયતમાં રાખવો જોઇએ નહીં. કોઇ પણ મામલામાં સ્ત્રી કેદીઓને મોડી રાતના જેલમાંથી છોડવા ન જોઇએ. જો તેમનાં સગાંસંબંધીઓને તેમના છુટકારાને લગતી પ્રથમથી ખબર અપાઇ હોય, અને તેઓ હાજર રહેનાર હોય તો જ રાતના વખતમાં તેમનો છુટકારો કરવો સલાહ ભર્યો થશે.

—મુંબાઇના જાણીતા સ્વ. ડૉ. પી. ટી. પટેલના પત્ની શ્રી. કુસુમબહેનનું બાહરણમાં એકી મોત થવાના સમાચાર બહાર આવ્યા હતા જે પાછળથી વજુદ વગરના છે એમ જાણવા મળે છે.

—અમદાવાદ નગાળાવાડમાં શ્રીમતિ મંગળાબહેન બોજકે સ્થાપેલા શીવણકલા શીક્ષણગૃહની ઉદ્ઘાટનક્રીયા શ્રીમતિ મેનાબહેન મોદીએ કરેલ હતી જે વેળાએ ટુંકું અને પ્રેરણાત્મક ભાષણ આપ્યું હતું.

—અમદાવાદના એક જાણીતા મીલમાલેકની ચાર યુવાન બાળાઓ સારા પ્રમાણમાં રોકડ તેમજ દરદાગીના લઇ ગુમ થઇ છે. આ યુવતીઓ પૈકી એક પરણેલ છે, એક કોલેજમાં ભણે છે અને બે ગર્લ્સ હાઇસ્કુલમાં ભણે છે.

—હુરોને ખોરાક અને આશરો આપવા માટે પીર પગારોની સાસુ અને બીજી ૪ સ્ત્રીઓને ત્રણ-ત્રણ વર્ષની અને બીજી ૩ મુસલીમ સ્ત્રીઓને એક-એક વર્ષની સજા થઇ છે.

—મેડામ ચાંગકાઇશેકે બીતાગોંગ વાવાઝોડા ફંડમાં રૂા. ૫૦,૦૦૦)ની રકમ આપી છે.

—ગુડાલ કનાર ખાતેની લડાઇમાં ગણવેશ ધારણ કરનારી જાપાની મહિલાઓએ પણ ભાગ લીધો છે.

—અમેરિકાના કિનારાના સંરક્ષણ માટે સ્ત્રી સહાયક અનામત દળની સ્થાપનાને લગતા ધારા વિરોના કોંગ્રેસનાં પગલાંને પ્રતિનિધિ-સભાએ ગયા માસમાં કર્યાં છે. અને ખરડો સહી માટે પ્રમુખ રૂઝવેલ્ટ ઉપર મોકલવામાં આવેલ છે.

—મેડામ ચાંગકાઇશેક તબીબી સારવાર માટે અમેરીકા ગયાં છે અને ત્યાં વોશીંગ્ટનમાં એક હોસ્પીટલમાં દાખલ થયાં છેઃ પાંચ વર્ષ પહેલાં તેમને નડેલા એક અકસ્માતથી થયેલી ઇજાની રહી ગયેલી અસરની તેઓ ત્યાં સારવાર કરાવશે.




**પારૂઃ**—( મૂળલેખકનું નામ નથી લખ્યું ) અનુવાદકઃ શ્રી. " મૃદુલ " પ્રકાશકઃ મેસર્સ એન. એમ. ઠક્કરની કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૮+૧૮૪, કવર આચ્છાદન સહિત પાકુ પૂઠું, મૂલ્ય રૂ. બે.

પ્રકાશકના જણાવવા મુજબ આ નવલકથા સાથે જ નવલસમ્રાટ શરદ્‌બાબુની પ્રશંસા માગી લે તેવી છે. એમાં શરદ્‌બાબુની વાર્તાકલાનો, બલ્કે કોઇ કોઇ સ્થળે તેથી પણ વધુ ઉત્કૃષ્ટ વાર્તાકલાનો પરિચય મળે છે. રાજરાણી થવાની મહત્ત્વાકાંક્ષી રમણી પારૂ સામાન્ય સ્થિતિવાળા એક ભોળા બીજવરને પરણી ત્યાં કેવી સ્થિતિ સંજોગોમાં દિવસો ગુજારે છે; પતિની આફત વેળા એને બચાવવા કેવી વિહ્વળ બને છે, ઘરની સરમુખત્યાર સમી ફોઇબાના તેમ જ લોભી દિયરના પાપે તેને તથા તેના પતિને કેવાં કેવાં કષ્ટો સહન કરવાં પડે છે વગેરે પ્રસંગો આ વાર્તાનવેશે જાણે કોઇ સિનેમાચિત્ર જોતા હોઇએ તેવો તાદશ ચિતાર સ્વરૂપે આપણી સમક્ષ રજૂ કર્યો છે. લેખકની વસ્તુગૂંથણી અને વાર્તાશૈલી પ્રશંસાના પુષ્પો માગી લે તેવી છે.

આપણે ઇચ્છીએ, પ્રકાશક લેખકને સત્વર પ્રકાશમાં લાવે અને તેમની આવી કૃતિઓ પણ પ્રગટ કરતા રહે.

**બંસરીઃ**—લેખકઃ શ્રી. મનુભાઇ રાવ, પ્રકાશકઃ નવયુગ કલામંદિર, વડોદરા. ઉભી કદનાં પૃષ્ઠ ૩૨, સાદું પૂઠું, મૂલ્ય ૦-૪-૦.

ભાઈ મનુ રાવ એક ઉછરતા આશાદાયી ઊગતા લેખક છે. એમના આ પ્રસિદ્ધ થતા કવિતાલેખનના આ પ્રથમ પ્રયાસમાં તેઓ કંઈક સફળ થયા છે. લોકગીતો, સિનેમા અને નાટકોનાં ગીતોના ઢાળોમાં જુદી જુદી વસ્તુ પર લેખકે ગાવાં ગમે તેવાં કાવ્યો રચ્યાં છે. એમના આ પ્રથમ પ્રયાસને-આ કાવ્ય પુસ્તકને કાવ્યરસિક જનતા અપનાવે, એમ ઇચ્છીએ છીએ.

**મુઘલ રાજ્ય વહીવટ**—અનુવાદકઃ શ્રી. રામલાલ ચુનીલાલ મોદી, પ્રકાશકઃ ગુજરાત વર્નાક્યુલર સોસાઇટિ; અમદાવાદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૦+૧૦૯, સાદું પૂઠું. મૂલ્ય ૦-૮-૦, ૧૯૪૨.

આજે જ્યારે હિંદભરમાં રાજદ્વારી હિલચાલ આમજનતાના પણ પ્રશ્નરૂપ થઇ પડી છે તેવે વખતે રાજદ્વારી પ્રવૃત્તિઓમાં રસ લેનાર માટે મુઘલ કાળના રાજ્યબંધારણને લગતું આ પુસ્તક આવકારદાયક થઇ પડશે. તેમાં પણ પ્રો. જદુનાથ સરકાર સરખા ઇતિહાસકાર અને સંશોધનકારની કલમે તૈયાર થયેલ આ પુસ્તક તત્કાલીન રાજ્યવહીવટ કેવો હતો તેનો તુલનાત્મક અભ્યાસ કરવા માટે સરસ સાધનરૂપ છે.

મુંબઇ રાજ્યબંધારણમાં કયા કયા ખાતાના હોદ્દેદારોની શી પદવીઓ હતી અને આજે આપણે ત્યાં પ્રચલિત કેટલાંક એવાં નામો શામાંથી ઊતરી આવ્યા છે તે. તથા રાજ્યબંધારણ આપ્યું છે. છેલ્લે લેખકે મુઘલાઇના પતનનાં મૂળભૂત કારણો આપ્યાં છે. તેમાં ઔરંગઝેબની ધર્માંધતા અગ્રસ્થાને હોવાનું જણાઇ આવે છે. ઇતિહાસ અને રાજ્યબંધારણના જિજ્ઞાસુઓને આ પુસ્તક ઠીક ઉપયોગી થઇ પડે તેવું છે.

**ગુજરાતી સ્ત્રીઓની શારીરિક સંપત્તિ**—લેખકઃ શ્રી રમણીકલાલ મણિલાલ દેસાઇ, પ્રકાશકઃ કદ ઉપર પ્રમાણે. પૃષ્ઠ ૫૧, સાદું પૂઠું, મૂલ્ય ૦-૩-૦.

( અનુસંધાન જુઓ પૃ. ૨૮૦ )

# નોંધ



### સ્વ. શ્રી. મહીડા સંવત્સરી સંમેલન :

સ્વ. શ્રી. મોતીસિંહજી મહીડા જેઓ નાની વયમાં લેખક અને કવિ તરીકે ગુજરાતના જાણીતા અને માનીતા થઈ પડયા હતા તેમનું અકાળ અવસાન તા. ૫-૧૨-૪૧ ના રોજ થયા બાદ તેમના સ્મારક તરીકે સ્વર્ગસ્થના બંધુ મહીડાકુમાર શ્રી. નરેન્દ્રસિંહજીએ ' મહીડા સ્મારક ગ્રંથ ' પ્રગટ કર્યો હતો અને હાલમાં તા. ૨૬-૨૭ ના રોજ માંડવા-ચાણોદ મુકામે સાહિત્ય-'હાસ્ય' સંમેલન યોજ્યું હતું. સાહિત્ય સેવકો અને સાહિત્ય રસિકો સારી સંખ્યામાં આવ્યા હતા.

ચાણોદના સર લીલાધરદાસ દામોદર ઠાકરસી યાત્રા હોલમાં તા. ૨૭ ના રોજ સાંજે ૫-૩૦ વાગતાં સંમેલન ભરવામાં આવ્યું હતું જેમાં બહારથી પધારેલા મહેમાનો ઉપરાંત ચાણોદ તથા કરનાળીની જનતાએ પણ મોટી સંખ્યામાં હાજરી આપી હતી.

સ્વાગત ગીત અને ઈશ્વર સ્તુતિ ગવાયા બાદ વડોદરા કોલેજના પ્રો. કેશવલાલ કામદારને પ્રમુખપદ અપાતાં તેમને પ્રાસંગિક વિવેચન કર્યાં બાદ આવેલા સંદેશાઓ વંચાયા પછી મહીડાકુમાર શ્રી. નરેન્દ્રસિંહજીએ પોતાના પૂજ્ય વડીલબંધુ સ્વ મોતીસિંહજી મહીડાનું તૈલચિત્ર ખુલ્લું મુકવાની વિનંતિ કરતાં પ્રમુખશ્રીએ તૈલચિત્રની અનાવરણ વિધિ કરી હતી. ત્યારબાદ શ્રી. નરેન્દ્રસિંહજીએ ' સ્વ. શ્રી. મોતીસિંહજી મહીડા સ્મારક ગ્રંથ ' અને ' મહીડા સંવત્સરી સંમેલનને અંગે રાજરત્ન તારાચંદ પો. અડાલજાએ લીધેલી મહેનત અને કરેલી સુંદર કામગીરીની કદર તરીકે સોનાનું ઘડીયાળ તેમને ભેટ આપવા પ્રમુખશ્રીને વિનંતિ કરી હતી.

શ્રી. અડાલજાએ આ ભેટનો સ્વીકાર કરતાં પોતે સ્વર્ગસ્થના પરમ મિત્ર તરીકે આ કામગીરી કરીને કેવળ મિત્રધર્મ બજાવ્યો હતો. એમ જણાવીને શ્રી. નરેન્દ્રસિંહજીનો આભાર માન્યો હતો.

પ્રો. ચતુરભાઈ પટેલ, શ્રી. મુળજીભાઈ શાહ, સ્વામી શ્રી પરમાનંદજી મહારાજ, રમણલાલ શાહ, બારોટ શ્રી. છત્રસિંહજી, શ્રી. અજીતસિંહ પરમાર, રવિશંકર ન. પાઠક, રમણલાલ ચોકસી, મુન્શીજી કમરૂદીન, ચંદ્રપ્રકાશ પંડયા, ભાનુશંકર શુકલ વિગેરેએ વિવેચન કરતાં સ્વ૦ ના સાહિત્ય પ્રેમ, નીખાલસતા અને નિરાભિમાનીપણાની પ્રશંસા કરી સ્વ. ને અંજલી અર્પી હતી.

સ્વર્ગસ્થના રચેલા કાવ્યો અને ભાવનાઓ સંમેલનમાં ગાઈ સંભળાવવામાં આવ્યા હતા.

શ્રી. નરેન્દ્રસિંહજીએ સંમેલનમાં પધારેલા સજ્જનોનો અંતઃકરણપૂર્વક આભાર માન્યા બાદ નીચેની નવા જેવી જાહેર કરી હતી:—

(૧) રૂા. ૧૦૦૦૦ દસ હજાર તેના વ્યાજની રકમ સાહિત્યના વિકાસ અર્થે વાપરવા માટે

(૨) રૂા. ૧૦૦૦૦ દસ હજાર-તેના વ્યાજની રકમ રાજપૂત કોમની ઉન્નતિ અર્થે વાપરવા માટે

(૩) શ્રી. મહીડા સ્મારક ફંડમાંથી એક ' સ્વ. શ્રી. મોતીસિંહજી મહીડા ચંદ્રક ' સન

૧૯૪૩ માં ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખશ્રીના હસ્તે શ્રેષ્ઠ નવલિકા લખનારને એનાયત કરવાનો.

*

### અખિલ હિંદ મહિલા પરિષદ :

ચાલુ સાલે અખિલ હિંદ મહિલા પરિષદનું અધિવેશન સાદાઈથી પુના મુકામે ભરવામાં આવશે. આ અધિવેશનમાં અખિલ હિંદ મહિલા પરિષદના સ્ટેન્ડીંગ કમિટિના સભ્યો હાજરી આપશે. અને સદર અધિવેશનનું કાર્ય તેઓ યોગ્ય તે ઠરાવો કરી સમાપ્ત કરશે. પ્રમુખશ્રીની પસંદગી હજી થઇ નથી.

*

### ભેટ પુસ્તક :

'ગુણસુન્દરી'નું સને ૧૯૪૨-૪૩ની સાલનું ભેટ પુસ્તક ૨૫ મી જાન્યુઆરી ૧૯૪૩ પ્રસિદ્ધ થશે. અને જે જે બહેન ભાઈઓનાં લવાજમો આવી ગયેલાં છે તેઓને ક્રમે રવાના કરવામાં આવશે.

---

( પુસ્તક-પરિચય : અનુસંધાન પૃ. ર૭૮નું )

ગુ. વ. સોસાઇટિને શ્રી. પ્રાગજીભાઇ દયાળજી હરિયાણી તરફથી મળેલા ટ્રસ્ટની આવકમાંથી દર વર્ષે સ્ત્રીઓના પ્રશ્નોને લગતા વિષયો ચર્ચતા નિબંધો મંગાવી તેમાંથી શ્રેષ્ઠને પસંદ કરી પ્રસિદ્ધ કરવામાં આવે છે. તદનુસાર આ વર્ષે " ગુજરાતી સ્ત્રીઓની શારીરિક સંપત્તિ " એ વિષયનો આ નિબંધ પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે. લેખકે, હિંદના ઇતર પ્રાંતોની સ્ત્રીઓની શારીરિક સ્થિતિનો ખ્યાલ આપી તેની સાથે ગુજરાતની સ્ત્રીની શારીરિક સ્થિતિની તુલના રજૂ કરી છે. સાથે સાથે પરદેશની સ્ત્રીઓની સ્થિતિ પણ જણાવી ગુજરાતી સ્ત્રીઓના ત્રણ વિભાગ ધનવાન, મધ્યમ અને ગરીબ વર્ગની સ્ત્રીઓના શારીરિક સ્વાસ્થ્યનો ખ્યાલ આપ્યો છે. વળી સ્ત્રીઓની દુર્બળતાનાં કારણો પણ આપી તેમની તંદુરસ્તી સુધારવાના કેટલાક ઉપાયો પણ આ પુસ્તિકામાં સૂચવ્યા છે.

**કેનોપનિષદ્**—અનુવાદકઃ મણિલાલ છબારામ ભટ્ટ, પ્રકાશક અને કદ ઉપર પ્રમાણે. પૃષ્ઠ ૭૪, સાદું પૂઠું, મૂલ્ય ૦-૮-૦.

સ્વામીશ્રી વિરજાનંદ ગોવિંદજી ગ્રંથમાળાના ત્રીજા પુસ્તક તરીકે આ કેનોપનિષદ્ પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે. આ અગાઉ એ ગ્રંથમાળાના હિંદુ તત્ત્વવિજ્ઞાનવિષયક બાર ઉપનિષદો પૈકી મુણ્ડકોપનિષદ્ અને પ્રશ્નોપનિષદ પ્રસિદ્ધ થઇ ગયાં છે. ઉપનિષદ્જ્ઞાનના જિજ્ઞાસુઓને સમજવો સુલભ થાય તેવો આ વિવેચનાત્મક અનુવાદ છે. માત્ર અધ્યાત્મજ્ઞાનનાં ઉપાસકોને જ એ ઉપયોગી થઇ પડશે.

"ગુણસુન્દરી"

# બાલવિભાગ

તન્ત્રી : નાગરદાસ ઈ. પટેલ, મલાડ

વર્ષ ૧૩ : અંક ૧ | પુસ્તક ૧૩ | જાન્યુઆરી : ૧૯૪૩

## કહેવત કુંજ

ઠાકરે ઠેકાણે રાખ્યાં.
ઠોઠ નિશાળીઆને વતરણાં ઘણાં.
ઠોકર ખાય તે ઠીક થાય.
ઠાલો ચણો વાગે ઘણો.

ડાહ્યો દીકરો દેશાવર ભોગવે.
ડુબતો નર તરણું ઝાલે.
ડુંગરા દૂરથી રળિયામણા.
ડોશીના દીકરા સૌ સરખા.

ઢેઢની ડોકે ઢોલ બાંધ્યો.
ઢેઢવાડે જાય તો ધરાઈને હાડકાં ખાય.
ઢોલ વાગે ત્યાં તતુડીને કોણ સાંભળે ?
ઢોલ વાગે તે જગત જાણે.

તરત દાન ને મહાપુણ્ય.
તલ તારા ને મગ મારા.
તીર્થે સૌ મુંડાય.
તૂટી તેની બુટી નહિ.
તેજીને ટકોરો ને ગધેડાને ડફણાં.
તેવડ ત્રીજો ભાઈ છે.

થૂંક્યું ગળાય નહિં.
થોડું બોલે ને થાંભલો ફોરે.
થોડી મુડીએ ઝાઝો લાભ.

મહીપત જોષી

# ઍલેકઝાન્ડર

ઘણા જૂના વખતની વાત છે.

ઈ. સ. પૂર્વે ૩૫૬, એટલે આજથી આશરે સવા બે હજાર વર્ષો પહેલાં જુલાઈ મહિનાની છઠ્ઠી તારીખ હતી.

મકદુનિયાના રાજા ફીલીપે પોટીડિયાનો કિલ્લો જીત્યો હતો. એનું લશ્કર ખાનપાન અને ગાનતાનમાં હતું, એવામાં એક પછી એક ત્રણ સવારો મારતે ઘોડે આવીને રાજા પાસે હાજર થયા.

'નામવર!' એક સવારે ઝૂકીને કુર્નીસ બજાવતાં કહ્યું. 'સેનાપતિ પાર્મેનિયોનો વિજય થયો છે, અને શત્રુસેના છિન્નભિન્ન થઇને પલાયન કરી ગઈ છે.'

એ સાંભળી રાજાના આનંદનો પાર ન રહ્યો.

'અને નામદાર!' બીજો સવાર બોલ્યો, 'આપનો માનીતો ઘોડો ઓલિમ્પિકની સરતોમાં સૌથી પહેલો આવ્યો છે.'

આ સમાચારે પણ રાજાના આનંદમાં ઉમેરો કર્યો.

'મહારાણી ઓલિમ્પિયાએ યુવરાજને જન્મ આપ્યો છે.' ત્રીજા સવારે ખુશ ખબર આપી.

આ સમાચારથી રાજાના આનંદની અવધિ આવી.

એણે કુંવરનું ભવિષ્ય જોવડાવ્યું.

'એ મહાપ્રતાપી થશે. વિશ્વવિજેતા નીવડશે.' જોષીઓએ જોષ જોઈને જણાવ્યું.

આગળ જતાં એ જબરી પ્રસિદ્ધિ પામ્યો. આપણે બધા એને સીકંદર નામે ઓળખીએ છીએ. ફારસી ભાષામાં એલેકઝાન્ડર શબ્દનો અપભ્રંશ થઈ સીકંદર શબ્દ થઈ ગયો.

યુવરાજની કેળવણી માટે રાજાએ ખૂબ કાળજી રાખી. એના શિક્ષણ માટે એણે વિદ્વાન અને ગુણવાન પુરુષોની યોજના કરી.

એરિસ્ટોટલે એને દર્શનશાસ્ત્ર અને યુદ્ધકળામાં પાવરધો કર્યો.

એ વખતે ગ્રીસની સત્તા સાધારણ હતી. મીસર, એશિયા માઈનર અને ઈરાનનું મહારાજ્ય જાણીતાં રાજ્યો હતાં. ઈરાનનું મહારાજ્ય ગ્રીસ કરતાં સોગણું મોટું હતું. એના રાજા દરાયસનો વૈભવ અપાર હતો. એના ધનભંડાર અઢળક હતા. એની સરહદની પેલી પાર અફગાનીસ્તાન વીંધીને જવાય એટલે ભારતવર્ષનો રળિયામણો પ્રદેશ આવેલો હતો અને એને માટે જાતજાતની ને ભાતભાતની ભવ્ય વાતો જાણીતી હતી.

મકદુનિયાની રાજસત્તા ધીરેધીરે ગ્રીસ ઉપર જામી હતી. રાજા ફીલીપે પોતાની કારકીર્દીમાં પોતાના રાજ્યની સરહદ સારી રીતે વધારે હતી.

સીકંદર સોળ વર્ષનો થયો તે વખતે ઈરાનના કેટલાક અમીરો રાજા ફીલીપને મળવા આવ્યા. રાજાની ગેરહાજરીને અંગે સીકંદરે એમને આવકાર આપ્યો.

એણે એમની ખબરઅંતર પૂછી, અને એમના દેશની રાહરસમો, એમના રાજાની રીતભાત, એનું પોતાના મિત્રો અને દરબારીઓ સાથેનું વર્તન, રાજકાજ અને ઈરાનના રાજમાર્ગો બાબત એમની સાથે પૂછપરછ કરી જોઈ. એમના પર સીકંદર માટે ઘણી સારી છાપ પડી.

એ વખતે અત્યારના જેટલા દેશપરદેશના લોકોના સંબંધમાં આવવાનાં સાધનો ન હતાં, અને પૃથ્વી કેટલી વિશાળ છે તેની પણ કોઈને ખબર ન હતી.

રાજા ફીલીપના એક યા બીજા વિજયના સમાચાર સાંભળી સીકંદર અધીરો થતો અને અવારનવાર પોતાના મિત્રોને કહેતો કે: 'બાપુજી જો બધું જ જીતી લેશે તો મારે માટે શું રહેશે ?'

ઈરાનના અમીરો પાસેથી ઈરાનના મહારાજ્ય વિષે માહિતી મેળવ્યા પછી એના જીવને સંતોષ થયો હતો. એણે મન સાથે નક્કી કર્યું હતું કે વખત આવે ઈરાનના મહારાજ્યને જીતી લઈશું.

એ લોકો શરણે આવ્યા, અને સીકંદરે એ પ્રદેશમાં એક વિશાળ નગર બંધાવ્યું. એણે એનું નામ રાખ્યું: એલેકઝાન્ડ્રોપોલિસ : એટલે એલેકઝાન્ડરનું શહેર.

રાજા ફીલીપને જ્યારે સીકંદરના આ પરાક્રમની ખબર પડી ત્યારે એનો આનંદ સમાયો નહિ. એણે યુવાન સીકંદરને પોતાની પાસે રણક્ષેત્રમાં બોલાવી લીધો. સીકંદરને તો એ ખૂબ ગમતી વાત હતી.

* * *

## ગોર્ડિયસની ગાંઠ

પણ બાપ-દીકરાનો આ મીઠો સંબંધ લાંબો વખત ટકયો નહિ. રાજા ફીલીપે મહારાણી ઓલિમ્પિયાને દુભવી અને એના તરફ સારું વર્તન ન રાખ્યું એ સીકંદરને ગમ્યું નહિ. એણે એ વાતનો વિરોધ કર્યો. માતાને માટે એને ઘણું જ માન હતું.

એ ઉપરાંત બીજાં પણ કેટલાંક કારણોને લીધે બાપ-દીકરા વચ્ચે અણબનાવ થયો. સરદારો વચ્ચે પડ્યા અને સુલેહના પ્રયત્ન થયા, પણ તુટેલી ગાંઠ જોઈએ તેવી સંધાઈ નહિ.

આમ ને આમ ત્રણચાર વર્ષ વહી ગયાં.

રાજારાણી વચ્ચે અણબનાવ ચાલુ હતો.

રાજા ફીલીપે એક સરદારને ખુબ હેરાન કર્યો હતો. એ સરદારનું નામ પૌસાનિયસ.

લગ્નની એક મોટી મીજલસમાં સેંકડો સરદારો, ઠાકોર અને મીજબાનોની વચ્ચે પૌસાનિયસે રાજા ફીલીપ પર હુમલો કર્યો અને પોતાની કટાર રાજાના પેટમાં હુલાવી દીધી. રાજા તત્કાળ મરણ પામ્યો.

વીસ વર્ષની નાની ઉંમરે સીકંદરને રાજ્યની લગામ હાથમાં લેવી પડી.

સરદારોમાં અંદર અંદર સંપ ન હતો અને વાતવાતમાં તેઓ માંહોમાંહી લડતા. સીકંદરે ઘણા જ સખત હાથે કામ લીધું, અને દોઢ વરસ જેટલા થોડા વખતમાં આખું ગ્રીસ અને મકદુન (મેસીડોન) એણે એક અને અખંડ બનાવ્યું. એણે પોતાની સેનાને ઘટતી તાલીમ આપી અને રાજ્ય કારભાર એટલો સુંદર ચલાવ્યો કે સીકંદર વીસ વરસનો ગભરૂ જવાન છે એ વાત લોકો ભૂલી ગયા. સૌને એના માટે અનહદ માન ઉપજ્યું.

બે વરસમાં તો એણે જાહેર કર્યું કે એની ઈચ્છા ઈરાન ઉપર ચઢાઈ કરવાની હતી! ઈરાનનું મહારાજ્ય એની આંખમાં ખૂચતું હતું. એણે પોતાની સાથે આવવા કોણકોણ તૈયાર છે એ જણાવવા સરદારમંડળને ફરમાવ્યું.

સરદારમંડળની સભામાં મોટા ભાગના સરદારોએ તેઓ પોતાના લશ્કર સહિત સીકંદર સાથે જવા તૈયાર છે એમ જાહેર કર્યું.

સેના તૈયાર થઈ.

બાવીસ વરસનો જુવાન સીકંદર વિશાળ સેના સાથે શુભ મુહૂર્ત જોઈને ચાલી નીકળ્યો.

ઘણા જુના વખતમાં હોમર નામનો મહાકવિ થઈ ગયો છે અને એણે ઇલિયડ નામનું આપણા મહાભારત જેવું મહાકાવ્ય રચ્યું છે. એ કાવ્યની ઘણી વાતો સીકંદરને ગમતી.

એની સેના એપ્રિલ માસમાં ટ્રૉયમાં પહોંચી. ત્યાં એણે પોતાના પૂર્વજ ઍકીલીસનાં પરાક્રમોનાં હોમરે કરેલાં વર્ણનો એને યાદ આવ્યાં, અને પોતે પણ એવો પરાક્રમી થાય એવી એણે પ્રાર્થના કરી.

સૌથી પહેલો ભેટો ઈરાની સરદારો સાથે એને ગ્રેનીકસ નદી આગળ થયો.

નદીની સામી બાજુ ઈરાની સેના હતી. સીકંદરે નદી ઊતરીને એમની પર હલ્લો કર્યો. બેઉ સેનાઓ જીવ પર આવીને લઢી.

સીકંદરના જીવ પર પણ કટોકટીનો પ્રસંગ આવી લાગ્યો. એના ઘોડા અને એના માથા પરની કલગીને લીધે દુશ્મનો સીકંદરને ઘેરી વળ્યા. એમાંના એકે

સીકંદરની કલગી ઊડાવી અને બીજો એના ઉપર ઘા કરવાની તૈયારીમાં હતો ત્યાં જ સીકંદરના સાથી ક્લેટિસે એને પૂરો કર્યો.

બેઉ વચ્ચે તુમુલ યુદ્ધ થયા પછી ઈરાની સરદારો હાર્યા અને નાસી છુટયા.

જીતેલા પ્રદેશમાં ઘટતી વ્યવસ્થા કરીને સીકંદર આગળ વધ્યો.

એ ગોર્ડિયમના કિલ્લા પાસે આવી પહોંચ્યો. એણે ગોર્ડિયસગાંઠ વિષે ખૂબ સાંભળ્યું હતું.

ઘણા જૂના વખતની વાત છે.

ગોર્ડિયમ શહેરમાં બાદશાહ મિડાસ રાજ કરી ગયો. એને સોનાનો ભારે મોહ હતો. એણે ભગવાન પાસે વરદાન માંગ્યું કે હું જે ચીજને અડું તે સોનું થઈ જાય.

અને પછી તો ગંમત થઈ. એ જે ચીજને અડે તે સોનું થઈ જાય. ખાવાનું પણ સોનાના ટુકડા થઈ જાય. એની રાજકુંવરી એને અડકી તો એ પણ સોનાનું પૂતળું થઈ ગઈ.

રાજા મીડાસ કંટાળ્યો. એનાથી ભૂખ અને તરસ સહન થઈ શકયાં નહિ. એણે વરદાન પાછું લઈ લેવા દેવની પ્રાર્થના કરી અને તે મંજુર થઈ.

એ ગોર્ડિયમ નગરમાં એવો પ્રસંગ આવી લાગ્યો કે લોકોને પોતાના જાનમાલ સંભાળવાની મુશ્કેલી આવી પડી. એમણે પ્રાર્થના કરી અને આકાશવાણી થઈ કે: 'આવતી કાલે એક માણસ પોતાનો રથ લઈને શહેરની ઉત્તર બાજુ આવશે. એને તમારો રાજા નીમજો.'

બીજે દિવસે ગોર્ડિયસ નામનો એક માણસ પોતાના રથમાં ત્યાં આવ્યો. લોકોએ એને પોતાનો રાજા નીમ્યો અને એણે પ્રજાનાં દુઃખ દૂર કર્યાં.

જે રથમાં એ આવ્યો હતો તે એણે નગરના દેવળમાં એક સ્થંભ સાથે બાંધ્યો અને એટલી ચાલાકીભરી ગાંઠ મારી કે એ ભાગ્યે જ કોઈથી ઊકલી શકે. એણે ભવિષ્ય ભાખ્યું કે જે કોઈ ગાંઠ છોડશે તે સારી પૃથ્વીનો સમ્રાટ-શહેનશાહ થશે. એણે પોતાના નામ ઉપરથી એ શહેરનું નામ ફ્રીજીયા હતું તે ઉપરથી બદલીને ગોર્ડિયમ રાખ્યું.

સીકંદર પેલા દેવળમાં ગયો. એણે ગોર્ડિયમનો રથ જોયો. એણે વાળેલી ગાંઠ જોઈ. એ છોડવી કે ઉકેલવી મુશ્કેલ હતી.

સીકંદરે પોતાની તરવાર મ્યાન બહાર કાઢી અને એ ગાંઠના દોરડા પર ઘા કર્યો. દોરડાં તુટયાં અને ગાંઠ છુટી!

ગગનમાં ઘનઘોર વાદળાં ચઢી આવ્યાં. વાવાઝોડું અને વરસાદ તુટી પડયાં.

લોકોને ગોર્ડિયસની ગાંઠ તુટયાની ખબર મળી. સીકંદર સમ્રાટ થશે એમ સૌએ માન્યું.

નાગરદાસ ઈ. પટેલ

# સોનું : જગતની સૌથી લોકપ્રિય ધાતુ



જગતમાં સૌથી કિંમતી ધાતુ કયી એમ તમને કોઈ પૂછશે તો બનતા લગી જવાબ આપશો કે સોનું. પણ ખરી વાત એમ નથી. પ્લેટીનમ ધાતુ સોનાથી પણ વધારે કિંમતી છે.

પરન્તુ એમ છતાં અનાદિ કાળથી સોનું જગતના લેવડદેવડના વ્યવહારમાં સૌથી કિંમતી ધાતુ તરીકે વાપરવામાં બહુ અગત્યનો ભાગ ભજવતું આવ્યું છે એ વાત નક્કી છે. સોનાને માટે અનેક યુદ્ધો થયાં છે, અનેકના જાન ગયા છે; અને એ પીળી ધાતુના મોહમાં આખું જગત અંજાયલું છે એમ કહેવામાં જરા પણ અતિશયોક્તિ નથી. એનું કારણ એ છે કે માણસ પાસે કેટલી દોલત છે એનું માપ એની પાસે કેટલું સોનું છે તે ઉપરથી નીકળે છે.

સોનામાં કેટલાક અદ્‌ભૂત ગુણ છે. એનો ચળકાટ સુંદર અને આંખને ગમે એવો છે. એને કાટ ચડતો નથી, એટલે બીજી ધાતુમાં જે અવગુણ હોય છે તે એનામાં નથી. એ મોંઘુ છે એટલે એનો નાનામાં નાનો જથો પણ અનેક સુખસગવડ અપાવી શકે છે. એ નરમ ધાતુ છે અને એના જાતજાતના અને ભાતભાતના દાગીના અને બીજી ઉપયોગી ચીજો બને છે.

સોનું એટલું બધું નરમ છે કે ગોલ્ફ રમવાના એક દડા જેટલું સોનું હોય તો તેમાંથી એટલો લાંબો તાર નીકળી શકે કે એ પૃથ્વીની આજુબાજુ વીંટી શકાય !

વળી સોનાને ટીપીટીપીને એનાં એટલાં બારીક પાતળાં પતરાં બનાવી શકાય છે કે ૧૦,૦૦૦,૦૦ દસ લાખ સોનાના વરખનાં પડ એક ઉપર એક મૂકયાં હોય તો તેની ઉંચાઈ માત્ર ૩ ઈંચ થાય. મગજ કિંમતી મીઠાઈ વગેરે ઉપર સોનાનો વરખ ચોંટાડેલો હોય તે કદાચ તમે જોયો હશે. એ કેટલો બધો પાતળો હોય છે એ તમે એનું એકાદ પડ જોશો તો જાણી શકશો.




મોટી અને કિંમતી ચોપડીઓના પૂંઠા ઉપર આવા બારીક પાતળા વરખ (સોનાના પડ)નો ઉપયોગ કરી મજાના સોનેરી અક્ષરોનો દાબ આપવામાં આવે છે, એ તમે એવી કોઈ જાડી ચોપડી જોશો એટલે સમજાશે.

સોનું બહુ જ કિંમતી છે એટલે એ બહુ જ ઓછી જગ્યામાં સમાઈ શકે છે એ વાત તમને ઉપર કહી. એક બીજો દાખલો આપું એટલે



આ વાત બરાબર સ્પષ્ટ થશે. આશરે ત્રીસ લાખ રૂપિયાનું સોનું ખરીદ્યું હોય અને એનો માત્ર એકજ સિક્કો પાડવો હોય તો આ એક જ સિક્કો ૩૯ ઇંચના વ્યાસ જેવડો પહોળો અને બે ઇંચની જાડાઈનો બને! ત્રીસ લાખ રૂપિયાના સોનાનો એક જ સિક્કો એટલી સરળતાથી અને આટલી ઓછી જગામાં રહી શકે એ ઉપરથી જ એ કેટલી ઓછી જગામાં સમાઈ શકે એનો તમને બરાબર ખ્યાલ આવશે.

સોનું આપણા દેશમાં મહીસુરમાં કોલરની સોનાની ખાણો છે તેમાંથી નીકળે છે. આ સોનું બહુ જ ઊંચી જાતનું અને શુદ્ધ ગણાય છે. અત્યારે સોનાના ભાવ ૧ તોલાના રૂપિયા ૬૧ થી ૬૪ ની અંદર છે. એટલે આ ખાણોમાંથી સોનું કાઢવું પરવડે છે. સોનાના ભાવ બહુ ગગડી જાય અને ત્રીસ રૂપિયાથી ઓછી કિંમતે ૧ તોલો મળે તો આ ખાણોમાંથી સોનું કાઢવું પરવડી શકે નહિ. સોનું એ કાંઈ જમીનમાં ભંડારેલા ધાતુના ટુકડા હોતા નથી. એક પ્રકારની રજમાંથી પુષ્કળ મહેનતે સંશોધન કરી સુવર્ણ એકઠું કરવામાં આવે છે. આ રાસાયણિક સંશોધન, ખોદાણ અને મજૂરી પછવાડે જે ખર્ચ થાય છે તે પછી એની જે કિંમત ઉપજે તે બીજું સોનું સસ્તું થાય તો પરવડી શકે નહિ. પણ છેલ્લાં કેટલાંક વર્ષથી સોનાનો ભાવ ઊંચો છે એટલે આ ખાણોનું સોનું સારી રીતે ખપે છે.

હાલ જગતમાં સોનાનો જે વાવર છે તેનો સૌથી વધારે ભાગ આફ્રિકામાંથી



આવે છે. ઑસ્ટ્રેલિયામાંથી પણ તે નીકળે છે, પણ આફ્રિકામાંથી સૌથી વધુ પ્રમાણમાં સોનું પેદા થાય છે.

ઈ. સ. ૧૮૮૬ ની સાલમાં જ્યૉર્જ વૉકર નામના એક માણસને આફ્રિકામાંથી રસ્તે જતાં એક જગાએ પગને ઠોકર વાગી. જે જગાએ એ અકસ્માત બન્યો તે વિટવૉટરસ્રાન્ડ નામની જગા હતી. ત્યાં તપાસ કરતાં એક સોનાની ખાણ મળી આવી. એ એક જ ખાણમાંથી ૩૦,૦૦૦,૦૦૦,૦૦૦ (ત્રીસ અબજ) રૂપિયાનું સોનું નીકળ્યું હતું!

સોનાના ગઠ્ઠા જમીનમાંથી નથી નીકળતા એમ ઉપર જણાવ્યું; પણ એમાં પણ કોઈકવાર અપવાદ બની જાય છે. આફ્રિકાના વિક્ટોરિયા પ્રદેશમાં સન ૧૮૬૯ની

સાલમાં ખોદકામ કરતાં એક સોનાનો ગઠ્ઠો અકસ્માત મળી આવ્યો હતો. તે ૨૫૨૦ આઉંસ (૬૩૦૦ તોલા)નો હતો.

સોના વિશે આ બધી વિગતો જાણી તમને કદાચ પૂછવાનું મન થશે કે આખી દુનિયામાં બધું મળી કેટલું સોનું હશે ? લોકોને દાગીના પહેરવાનો શોખ હોય છે, લક્ષાધિપતિઓ અને રાજા મહારાજાઓ સોનાનાં વાસણો અને રાચરચિલાં સંઘરે છે, અને ઘણા લોકો સોનાને દાટી રાખે છે. એ બધી વિગતો જોતાં એનો ચોક્કસ આંકડો આપવો મુશ્કેલ છે; પરંતુ તેમ છતાં એવી ગણતરી નીકળી છે કે આખી દુનિયામાં જેટલું સોનું છે તે બધું એકઠું કર્યું હોય અને તેનો એક જ ખડકલો કર્યો હોય તો ૩૮½ ઘનફૂટનો એક કડકો થાય.

સોનાની શોધ કરનાર બહુ જ નશીબદાર ગણાવો જોઈએ એમ તમને કદાચ લાગતું હશે; પરંતુ હંમેશાં એમ બનતું નથી. અમેરિકાના કેલિફોર્નિયાના પ્રદેશમાં જેમ્સ ડબલ્યુ. માર્શલ નામના એક હીણભાગીએ ત્યાં સૌથી પહેલાં સોનું શોધી કાઢયું હતું. છતાં એ મરી ગયો ત્યારે તદન મુફલીસ હાલતમાં હતો.



જગતમાં સોનાને માટે એટલી બધી લડાઈઓ થઈ છે, આટઆટલા પ્રયત્નો થયા છે, પારસમણિની શોધ માટે અનેક માણસોએ વલખાં માર્યાં છે, સાચા સોના જેવું જ સોનું બનાવી શકાય એ માટે અનેક ઇલ્મી અને કિમિયાગરોએ વલખાં માર્યાં છે, છતાં એ સોના કરતાં આ જગતમાં ૨૯ વધારે કિંમતી ધાતુઓ છે. એમ છતાં સોનાને જ સૌથી વધુ મહત્વ પ્રાપ્ત થયું છે.

હજુ સોનું ધરતીની અંદર કેટલું હશે ? કુલ કેટલું સોનું જતે દહાડે જગતમાં થશે ? આવા આવા પ્રશ્નો તમારા મગજમાં કદાચ ઉદ્ભવતા હશે. જો મેળવવું હોય તો હજુ ઘણુંય સોનું મળી શકે એમ છે. આપણી પૃથ્વીની આજુબાજુ જે મહાસાગરો વીંટાયલા છે એનાં અનંત પાણીમાંથી એકંદરે ૪૮,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦ રૂપિયાની કિંમતનું સોનું જરૂર પડે તો નીકળી શકે ! એ સોનું બધુંયે નીકળી શકે તો જગતમાં એક એક માણસને ભાગે ૪૨,૦૦૦,૦૦૦ (ચાર કરોડ વીસ લાખ) રૂપિયાનું સોનું આવે ! પણ દરિયાના પાણીમાંથી સોનું કાઢવાનું અતિશય ખર્ચાળ છે એટલે એ પ્રયોગ કોઈ કરતું નથી.

શ્રી, રમણલાલ નાનાલાલ શાહ

આ માસિક વડોદરા-રાવપુરામાં શ્રી લુહાણામિત્ર પ્રિં. પ્રેસમાં અંબાલાલ વિઠ્ઠલભાઈ ઠક્કરે
પોતાને માટે છાપી અને તેજ ઠેકાણેથી પ્રસિદ્ધ કર્યું. તા. ૩૧-૧૨-૪૨

Registered No. 1775

* * * * * * * : * * * * *



પુસ્તક ૩૪મું · ફેબ્રુઆરી : ૧૯૪૩ · અંક ૬ ઠ્ઠો

# ભૂખનું દુઃખ

[ ઢાળ : જનની જીવો રે ગોપીચંદની ]

ભૂખદુઃખ કેમ રે ન જાણતા ? છે શું હૈયામાં પાણજી ?
શમજી બેઠા છો શું ભાગ્યનો, રે'શે કાયમ ભાણજી ?
ભૂખદુઃખ કેમ રે ન જાણતા ?...૧

ભૂખદુ:ખ નાનું ગણો નહિ ટાળે અન્ન ને તોયજી,
સત્તાની વૈરની કે ભલે ભૂખ કમલાની હોયજી,
ભૂખદુ:ખ કેમ રે ન જાણતા ?...૨

'ભૂખ ભૂખ'ના અકળાવતા સૂર એ સંભળાયજી !
ચોગમ એ ભરખે જુઓ, નાના મોટા ખંડાયજી !
ભૂખદુઃખ કેમ રે ન જાણતા ?...૩

ધનના ધણી ! ભૂલશો નહીં શાની રાખતા હામજી ?
પળમાં હતું ન હતું થશે, ધન ધીરજ ધામજી.
ભૂખદુ:ખ કેમ રે ન જાણતા ?...૪

હૈયામાં જો હરિ ના વસે, ભલો એથી તો પાણજી,
કાઢી કાઢીને શું કાઢશો ભલા ! આખર લ્હાણજી ?
ભૂખદુઃખ કેમ રે ન જાણતા ?...૫

જે દિલ કરુણાથી ના દ્રવ્યું, એને કોણ ગણનારજી ?
ધિક્કાર જનનીને આ જગે, એવા જડને જણનારજી.
ભૂખદુઃખ કેમ રે ન જાણતા ?...૬

કવિઓ તમે કવિતા લખો, લખો લેખક વાતજી,
સમજાવો ને સમજો બધા, કોણે કીધો ઉતપાતજી ?
ભૂખદુઃખ કેમ રે ન જાણતા ?...૭

શ્રી. રવિશંકર નરોત્તમદાસ પાઠક

# ગામડીઆ

[ ઢાળ : માછીડા હોડી હલકાર, મન હરિ મળવાને. ]

અમે ગોકુળના ગોપાલ,
ગુણિયલ ગામડીઆ;
હળે ગામડે અમારાં વ્હાલ,
ગુણિયલ ગામડીઆ...
ન્હાનાં ન્હાનાં ઝૂંપડાનાં ઝુંડ ભર્યાં ગામડાં,
અમે ફૂલડાં એ પુષ્પની છાબ:
ગુણિયલ ગામડીઆ...
ખેતરો રસાળ ફળે કળશી લણતા અમે,
છે નિર્મળ ઉરના ગુલાબ:
ગુણિયલ ગામડીઆ...
રજકના દેનાર હળ, હાલરૂ ને રેંટિયા,
ઘણું જીવો અમારી શાળ:
ગુણિયલ ગામડીઆ...
પીંજીએ ને કાંતીએ પાણકોરાં ઉજળાં,
તાણે વાણે વતનનાં વ્હાલ:
ગુણિયલ ગામડીઆ...
વિવિધતા ન વૈભવોની છે અમારે ઓરડે,
છે કુદરતના ઉલ્લાસ:
ગુણિયલ ગામડીઆ...
ખાંડીબંધ કોઠીએ ભરેલ જાર બાજરી,
મહી માખણની મોકળાશ:
ગુણિયલ ગામડીઆ...
પોંખની ઉજાણીઓ માણીએ ઉમંગમાં,
કંદમૂળની મોંઘી મીઠાશ:
ગુણિયલ ગામડીઆ...
ચાંદનીના ચોકમાં વાર પરબે મળી.
અમે રંગમાં રમીએ રાસ:
ગુણિયલ ગામડીઆ...
રાસ ચગે ને ચગે ચાંદલો આકાશમાં,
ચગે નિર્મળ જીવનના વિલાસ:
ગુણિયલ ગામડીઆ...
છે નહિ અભ્યાસ કે વિકાસ જ્ઞાનનો ઘણો,
છતાં વસીએ પ્રભુની પાસ:
ગુણિયલ ગામડીઆ...

શ્રી. ચંદ્રકાન્ત મંગળજી ઓઝા

# બૃહદ્ગુજરાતની ગુજરાતી સ્ત્રીઓ

લેખક : શ્રી. ડુંગરશી ધરમશી સંપટ

( જાન્યુઆરી અંક પૃ ૨૪૫ થી ચાલુ )

## સિંધની ગુજરાતી સ્ત્રીઓ

સિંધ—સિંધને ૧૯૩૭ માં મુંબઈથી છુટો પાડીને સ્વતંત્ર પ્રાંત બનાવવામાં આવ્યો છે. આ પ્રાંતનો મોટો ભાગ રણ-ભૂમિના જેવો ઉજ્જડ, સૂકો અને વનસ્પતિ-વિહોણો છે. પરંતુ હિમાલયમાંથી નીકળેલ સિંધ નદી પંજાબમાંથી વહીને ઉત્તર દક્ષિણ સિંધમાં વચ્ચોવચ્ચથી વહે છે. સિંધમાં અઢારસો માઈલ લાંબી આ નદી ૫૪૧ માઈલ લાંબી વહે છે. આ નદી એ સિંધના ભાગોને નંદનવન સરખા બનાવ્યા છે. સિંધમાં વરસાદ ખૂબ ઓછો એટલે પાંચ સાત ઈંચ માત્ર પડે છે. પરંતુ સિંધુ નદીમાં ઉનાળામાં હિમાલયમાં સખ્ત તાપથી બરફ ગળીને પૂર આવે છે. સિંધુ નદીના બંને કિનારાઓ ઉપર પૂરતાં પાણી સેંકડો માઈલો સુધી ફરી વળે છે. હિમાલયના પર્વતોને ધોઈને ત્યાંનો કાદવ પાણીની સાથે સિંધુનાં બંને કિનારા ઉપર ઠલવાય છે. સિંધુના બંને કિનારા ઉપરનાં ખેતરોને પરમ ખાતર અને પૂરતું પાણી આમ મળે. ચોમાસામાં પણ આવી જ પાણીની રેલ આવે છે. સિંધુ નદીને લીધે અનાજ, કપાસ, શેરડી અને તેલદાણાના મોટા પાકો આ રીતે સિંધ પ્રાંતમાં તૈયાર થાય છે.

**સિંધની વસતી-વિસ્તાર**—સિંધનું ક્ષેત્રફળ લગભગ પચાસ હજાર ચોરસમાઈલનું હોઈને સિંધની વસતિ લગભગ ૪૦ લાખની છે. એમાં ૭૫ ટકા મુસ્લીમો અને ૨૫ ટકા હિંદુઓ છે. સિંધમાં સિંધુ નદીમાં બંધ બાંધી લૉયડ બેરેજ ૨૫ કરોડને ખર્ચે સરકારે બાંધ્યો છે. તેમાંથી સાત મોટી નહેરો ખોદીને લગભગ વિશાળ જમીનને ૧૧૫૪૭ ચો. માઈલ પાણી પહોંચાડે છે. સિંધુ નદીમાં બીજી પણ નહેરો છે. સિંધ દેશની ભાષા કચ્છના જેવી જ છે. એ સંસ્કૃતની પુત્રી છે, છતાં અરબી લિપિમાં લખાય છે. સિંધી ભાષાનું સાહિત્ય હમણાં હમણાં ખીલે છે. એના પ્રધાનમંડળમાં પાંચ મુસ્લીમો અને બે હિંદુઓ છે. પ્રાંતની વાર્ષિક સરકારી પેદાશ ૪ કરોડ રૂપિયાની છે. સિંધનું પાટનગર કરાંચી સુંદર આધુનિક શહેર છે. એ સ્વચ્છ અને મોટા રસ્તા ધરાવે છે. કરાંચીની વસતિ ૩ાા લાખ માણસોની છે. સિંધ, બલુચિસ્તાન, પંજાબ, કાશ્મીરનું એ મુખ્ય બંદર છે.

**સિંધથી બૃહદ્ ગુજરાતને ફાયદા**—બૃહદ્ગુજરાતના મુખ્ય વિભાગો કચ્છ, કાઠિયાવાડ અને ગુજરાત આ ત્રણેય સારા સુકાળના સમયમાં પણ પોતાની પ્રજાઓ માટે પૂરતું અનાજ પેદા કરતા નથી. આથી આ ભાગોને મોટી રકમ સફેદ ચોખા, રાતા ચોખા, ઘઉં, ચણા વગેરે સિંધ પૂરું પાડે છે. આ સિવાય દુકાળના સમયમાં આ ત્રણેય વિભાગોની ગરીબ વસતિને તથા જાનવરોને પણ સિંધ આશ્રય આપે છે. સિંધનો કપાસ અમદાવાદની કાપડની મિલોને મોટા પ્રમાણમાં કામ લાગે છે. સિંધનાં બંદરો અને કચ્છ-કાઠિયાવાડ ગુજરાતનાં બંદરો વચ્ચે નાનાં નાનાં દેશી વહાણો તથા સ્ટીમરોનો ચાલુ વાણિજ્યવ્યવહાર છે. આ પ્રદેશોના મજૂરોને

કરાંચી અને સિંધના બીજા ભાગોમાં પુષ્કળ મજૂરીનું કામ મળે છે. સિંધ અને બૃહદ્ ગુજરાતના આ ત્રણેય વિભાગો માટે વાણિજ્યનું મુખ્ય સ્થાન છે. સિંધમાં મોહેન-જો-ડારોના અતિ પ્રાચીન ખંડેરોએ સિંધની અતિ પ્રાચીન સંસ્કૃતિ ( ૫૦૦૦ વર્ષો ઉપર ) ઝીણંત પાસે મૂકી છે. એણે વિદ્વાનોને ચકિત કર્યા છે.

**સિંધમાં ગુજરાતીઓ**—સેંકડો વર્ષો થયાં ગુજરાતીઓનો સિંધ સાથે સંબંધ ચાલ્યો આવે છે. સિંધના નગર પાટકર જિલ્લામાં તો મોટી અને મુખ્ય વસતિ ગુજરાતીઓની જ છે. સેંકડો વરસો પહેલાં સિંધુ નદી કચ્છ કાઠિયાવાડમાંથી પસાર થઇ ખંભાતના અખાતમાં સમુદ્રને મળતી હતી. ત્યારે સિંધનો અને ગુજરાતનો વ્યવહાર બહુ ગાઢ હતો. કચ્છ, જામનગર, રાજકોટ, ધ્રોળ. ગોંડળ, વગેરે દેશી રાજ્યોના રાજકર્તા જાડેજા રાજપૂતો સિંધમાંથી મૂળ આવ્યા છે. ભાટિયા આવ્યા છે. ભાટિયા, લોહાણા, પુષ્કરણા, સારસ્વત અને બીજી ગુજરાતની ઘણી જ્ઞાતિઓનું મૂળ પણ સિંધ છે. ગુજરાતના વેપારીઓ પ્રથમથી જ બહુ સાહસિક હતા. એઓ ઇરાની અખાત, રાતા સમુદ્રમાં વેપાર માટે જતા હતા. એમને મધ્યસ્થ સ્થળ તરીકે સિંધનાં બંદરોમાં વેપારી પેઢીઓ રાખવી જ પડતી હતી. આમ સિંધમાં ગુજરાતીઓનું સૌથી મોટું સંસ્થાન છે.

**ગુજરાતીઓની પ્રવૃત્તિઓ**— સિંધમાં દોરી લોટો લઇને હજારો ગુજરાતીઓ આવ્યા હતા. કેટલાકની તો દશ પંદર પેઢીઓ અત્રે થઇ ગઇ છે. પ્રથમ તેઓ વેપાર માટે આવેલ હતા. પાછળથી સંખ્યાબળ વિશેષ થયું. આખા સિંધમાં લગભગ ૧॥ લાખ ગુજરાતીઓ છે. તેમાં માત્ર કરાંચીમાં એક લાખ જેટલા ગુજરાતીઓ વસે છે. આમાં મોટો ભાગ શ્રમજીવીઓનો છે. લુહાર, સુથાર, કંસારા, સોની, દરજી, વણકરો, મજૂરો વગેરે મોટી સંખ્યામાં અહીં વસે છે. નાની નાની દુકાનો માંડીને પણ અનેક ગુજરાતીઓ વસે છે, તેમજ મોટા વેપારીઓ પણ છે. શાહ સોદાગરો પણ છે. વકીલો, ડૉકટરો, સરકારી અધિકારીઓ, એંજીનીઅરો પણ ગુજરાતીઓ છે. પારસીઓ, ખોજાઓ, જૈનો, મેમણો, ભાટીઆઓ, લોહાણાઓ, બ્રાહ્મણો વિગેરે અનેક કોમો છે. વિવાહ. સીમંત અને બીજા ઘણા પ્રસંગો અત્રેજ ઉજવાય છે

**ગુજરાતીઓની સિંધમાં સંસ્કારિતા** – જ્યાં જ્યાં ગુજરાતીઓ વસે છે, ત્યાં ત્યાં તેમની સંસ્થાઓ પણ સ્થપાય છે. શિક્ષણ-સંસ્થાઓ, વાચનાલયો. સંગીતશાળાઓ. પાંજરાપોળ, મંદિરો, હવેલીઓ અને વેપારી સંસ્થાઓ એ ગુજરાતી વસાહતોની અનુગામી સંસ્થાઓ છે. વર્તમાનપત્રો, માસિકો અને પુસ્તકો પ્રકટ કરવાની સંસ્થાઓ પણ ગુજરાતીઓના સંસ્કારપુષ્પોની સુગંધ ફેલાવે છે. સાત સાત પેઢીઓ થયાં બીજા દેશના લોકોની સાથેનો નિકટનો સંબંધ ગુજરાતીઓનું વ્યક્તિત્વ લોપ કરતો નથી. કરાંચી અને સિંધનાં બીજાં શહેરોમાં ગુજરાતી ભાષાનું પ્રાધાન્ય છે. સિંધી પ્રજામાં પણ ગુજરાતીનો ખૂબ પ્રચાર છે. વેપારી અને સામાન્ય વર્ગ ગુજરાતી બોલતાં જાણે છે. દુકાનનાં પાટીઆં, સિનેમા અને નાટકોનાં હસ્તપત્રો તેમજ જાહેરસભાનાં આમંત્રણો ઘણે ભાગે ગુજરાતીમાં છપાય છે. નાટકો ઘણાં ખરાં ગુજરાતથી જ આવે છે. સિનેમાઓ પણ મુખ્યત્વે ગુજરાતી માલેકીનાં છે. સિંધી સુંદરીઓ ગુજરાતી રીતે સાડી પરિધાન કરવાની ફેશન પસંદ કરે છે. આર્ટસ કૉલેજમાં પણ ગુજરાતી વિદ્યાર્થીઓ સારી સંખ્યામાં છે. એંજીનિઅરીંગ કૉલેજમાં પણ

છે. ગુજરાતીઓની પોતાની અનેક હાઇસ્કૂલો અને ખાનગી પ્રાથમિક સ્કૂલ છે. અનેક સભાઓ છે સાહિત્યમાં પણ કરાંચીના ગુજરાતીઓનો ફાળો સારો છે. અહીંની દરેક પ્રવૃત્તિમાં ગુજરાતીઓ પોતાના સુસંસ્કારોની ફોરમ ફેલાવે છે.

**ગુજરાતી સ્ત્રીઓ**—જૂના સમયમાં એટલે ચાળીસેક વરસો પહેલાં ગુજરાતી સ્ત્રીઓ પોતાના કુટુંબના પરિપાલન અને યોગક્ષેમ માટે સિંધમાં આવતી હતી. તે સમયે એમને પોતાનાં સંસ્કારપુષ્પોને વેરવાનો સુયોગ્ય અવસર પ્રાપ્ત થતો નહોતો. એ વખતે એકેય કન્યાશાળા નહોતી. જુદી જુદી જ્ઞાતિઓની સ્ત્રીઓ એકબીજાની પાડોશમાં રહીને ભાઇ ચારો અને સ્નેહ કેળવતી હતી. ધીમે ધીમે મંદિરો અને સત્સંગનાં સ્થાનો પણ સ્થાપાયાં. વિવાહાદિક ઉત્સવો, ધાર્મિક ઉત્સવો, સામાજિક મેળાવડાઓ ઉજવાવા લાગ્યા. ગુજરાતી સ્ત્રીઓને પરસ્પરનો સહકાર અને સંબંધ વધ્યા. એમની લાયકની વસ્તુઓની દુકાનો સ્થપાઇ. પરસ્પર હળનમિલન વધ્યાં. જ્ઞાતિના સમાજનાં બંધારણો બંધાયાં. ગુજરાતીઓની સ્થાવર મિલકતો પણ અહીં બંધાઇ. ગુજરાતી સ્ત્રીઓ આ સર્વે કાર્યોમાં દેશની પેઠે જ અત્રે વર્તવા માંડી હતી.

**શિક્ષણ**—અત્રેની મ્યુનિસિપાલિટી તરફથી સ્ત્રીશિક્ષણની પ્રાથમિક શાળાઓ સ્થપાઇ. મ્યુનિસીપાલિટીમાં ગુજરાતી ગૃહસ્થો ઠીક પ્રમાણમાં હતા. શ્રીયુત જમશેદ એન. મહેતા તો મ્યુનિસીપાલિટીમાં બાર વરસો સુધી પ્રમુખ હતા. આથી ગુજરાતી બાળાઓને માટે સારી સંખ્યાઓમાં કન્યાશાળાઓ સ્થપાઇ હતી. ગુજરાતથી ટ્રેન્ડ થયેલી અનેક સન્નારીઓ શિક્ષિકાઓ તરીકે આવી હતી. ખાનગી કન્યાશાળાઓ પણ સ્થપાઇ હતી. એ પછી હાઇસ્કૂલની ખોટ ગુજરાતીઓની બાળાઓ માટે સાલવા લાગી. અત્રેની ચાર હાઇસ્કૂલોમાં એક બાળાઓ માટેની છે. બીજી હાઇસ્કૂલમાં સહશિક્ષણનો પ્રબંધ છે. તેનો પણ યોગ્ય લાભ લેવાય છે. કૉલેજના શિક્ષણ માટે પણ પ્રબંધ છે. કોઇ કોઇ તેનો લાભ લે છે. સંગીતના શિક્ષણ માટે પણ અનુકૂળતાઓનો સાધારણ લાભ લેવાય છે. ચિત્રકળા માટે પણ સગવડો છે.

**સંસ્કૃતિની પ્રગતિ**—ગુજરાતી બાળાઓમાં મોટો ભાગ કારીગરવર્ગની બાળાઓનો છે. એઓમાંથી ૨૫ વર્ષો પહેલાં શિક્ષણ લેવાની વૃત્તિ નહોતી. હવે લગભગ ૪૦ ટકા કારીગરો અને મજૂરોની પુત્રીઓ શિક્ષણ લેવા માટે કન્યાશાળામાં જાય છે. બ્રાહ્મણો, જૈનો, પારસીઓ, લોહાણાઓ, મિસ્ત્રીઓ, મેમણો, ખોજાઓ વગેરે જ્ઞાતિઓની કોમી કન્યાશાળાઓ છે. મ્યુનિસીપાલિટીની પણ ઘણી પ્રાથમિક કન્યાશાળાઓ ગુજરાતી શીખવે છે. આ જ્ઞાતિઓની બાળાઓમાં હવે સોએ સો ટકા કન્યાઓ શિક્ષણ લે છે. અનેક કન્યાઓ અંગ્રેજી શિક્ષણ પણ લે છે. મેટ્રીક ક્લાસમાં પણ દર વર્ષે ૨૦-૨૫ કન્યાઓ રહે છે. ગ્રેજ્યુએટ સન્નારીઓ પણ છે. સ્ત્રીમંડળ પણ ચાલે છે. પારસીબહેનો સંસ્કૃતિ અને શિક્ષણમાં વધારે પ્રગતિશીલ છે. તેઓ જાહેર મેળાવડાઓમાં પુષ્કળ પ્રમાણમાં ભાગ લે છે. શિક્ષણ, સાહિત્ય, સંગીત, ચિત્રકળા અને નૃત્યમાં પણ બહેનો આગળ ધપે છે. [ ક્રમશઃ ]

# ભિખારણ

ભીખતી ભીખતી જાય ભિખારણ ભીખતી ભીખતી જાય,
બટકું રોટલા કાજ ભિખારણ ભીખતી ભીખતી જાય;
તેણીનાં દેખજો કેશ ને વેશ,
જણાયે ઢંગ-ધડો નહિ લેશ.

તેલ વિનાના કોરા કેશમાં ખદબદે જૂ ને લીખ,
સધરવધર ને ફાટલતૂટલ, લૂગડાં પીંખાપીંખ;
એવી એ: ભીખતી'તી કૈં આજ,
ભિખારી બટકું રોટલા કાજ.

'દેજો રે કોઈ બટકું રોટલો!' ભીખતાં પડી સાંજ,
પણ નો પામી એકેય બટકું થઈ અતિ નિરાશઃ
"અરેરે જન થ્યાં દયાહીન?
થયો શું પ્રભુએ દયાહીન?"

એમ નિસાસા નાખતી નાખતી ભૂખી ભિખારણ જાય,
વળી આખરું ઘર ભીખતાં ત્યાંએ હડધૂત થાય;
અરેરે અતિશે નિરાશ થઈ,
અંતે એ નિજ કૂબા ભણી ગઈ.

કૂબે આવી બે ભૂખ્યાં વરૂશાં વાટ જુએ અમોઘ,
નિરખતાં નિજ બાળુડાં ભિખારણ રુવે ધોધ;
એવાંને જીવવાં શાં કંગાલ?
કહેને પ્રભુનાં મોટાં બાલ?

શ્રી. મોહનલાલ માગજી પટેલ

# પિશાચ લીલા

લેખક : શ્રી. બાળકૃષ્ણ જોશી

"ફ્ર્ર ફ્ર્ર ફ્ર્ર......" મોટર સાઈકલ સંભળાઈ અને અંદરથી અવાજ આવ્યો: " ડૉક્ટર સાહેબ આવ્યા. "

ડૉક્ટર બિભાસ દિવાનખાનામાં દાખલ થયો અને ખિસ્સામાંથી થર્મોમિટર કાઢી જયંતની બગલમાં મૂકતાં અર્ધી મિનિટ બાદ પાછું કાઢી લઈ તેના પર નજર કરી—પારાની સફેદ રેખા ૧૦૬ નો ભયંકર આંકડો ઓળંગી જવાનું કરતી હતી. કપાળનો પરસેવો લૂછતાં ડૉક્ટરે ઇન્જેક્શનની તૈયારી કરવા માંડી, પણ તે મનમાં સમજી ગયો હતો કે તેની આ બધી મહેનત નિરર્થક હતી; જયંતનો નાનો ભાઈ રસેન્દ્ર ચિંતાતુર સ્થિતિમાં માથે હાથ દઈ બેઠો હતો; અને જયંતની પ્રાણપ્રિય પત્ની અરવિન્દા રડી રડીને આંસુ ખૂટતાં લગભગ બેહોશ સ્થિતિમાં પતિના શરીરે હાથ મૂકી બેઠી હતી. જયંતનો ધ્રૂજતો હાથ તેના વાંસા પર ધીમે ધીમે ફરતો હતો, આંખો સજળ હતી અને તેના હોઠ જાણે કાંઈક બોલવાની ઇચ્છા હોય એમ ફફડતા હતા.

ડૉક્ટર બિભાસ એકાએક ચમક્યો. રસેન્દ્ર પણ આંખો ફાડી જયંતના ચહેરાની વિકૃતિ સામું જોવા લાગ્યો; અરવિન્દાને તેની ગભરામણ સમજાવા જેટલી શુદ્ધિ હશે કે નહિ તેની શંકા હતી. તેના મસ્તક પર ધ્રૂજતો હાથ ફેરવતાં અર્ધમીંચી આંખે જયંત વિલક્ષણ આવેશથી બોલવાને તલપી રહ્યો હતો!

રસેન્દ્રને ડૉક્ટરે ઇશારત કરી કે છેલ્લી પળે એમને ત્રાસ શું કામ આપો છો ?

રસેન્દ્રે સંમતિસૂચક ડોકું ધુણાવ્યું. હાથમાંનું સાહિત્ય તેવું જ પકડી રાખી ડાક્ટર સાંભળવા લાગ્યો—અને જયંતે અચકાતાં અચકાતાં બોલવાની શરુઆત કરી.

" અરુ, અરુ ! સાંભળે છે ને ? મારા અવસાન પહેલાં એક ભયંકર સત્યનો એકરાર મારે તારી આગળ કરવો જોઈએ ! મન મજબૂત કરજે ! અરુ, આ તારો પ્રાણપ્રિય જયંત ઘોર પાપી છે—ખરેખર, હું પાપી છું ! તને સાચું નહિ લાગે ! અને શાનું લાગે ? કોઈને તે પણ જાણવાનો સંભવ નથી ! મેં એકલાએ જ તે રાત્રે એ કૃત્ય કર્યું હતું. ગામ બહાર ટેકરા પર મારી પ્રયોગશાળા હતી ત્યાં રાતના વખતે હું શું કરું છું ને શું નહિ તે જોવા કોણ આવે ? તે શા માટે આવે ? અરુ, આપણું લગ્ન થયું તે વખતે હું કેટલો સજ્જન માણસ હતો, નહિ ? અંતરના ઉમળકાથી આપણે એકમેકને મોકલેલા પત્રો હું ભૂલી ગયો હોઈશ એમ ધારે છે ? નહિ, નહિ—એ વાત શક્ય જ નથી ! અરુ, વહાલી ! સાચો પ્રેમ માણસ એક જ વાર કરી શકે છે ! ખરેખર, જિગરથી ચાહતો હતો, પણ તારા પર મારો પ્રેમ હતો તેથી જ મને તારો ડર લાગતો ! એકનિષ્ઠાથી મને ચાહતી મારી અરવિન્દા મારો ભયંકર અપરાધ જાણતાં મારો તિરસ્કાર જ કરશે એવો મને ચોક્કસ ભય હતો તેથી જ આટલાં વરસ સુધી મેં તને છેતરી તને દગો કર્યો, તારા પ્રેમને ખાતર જ મેં એ અપરાધ કર્યો—એ વાતને ઘણાં ઘણાં વરસ થઈ ગયાં !

(૨)

"બેસોને 'ડૉક્ટર સાહેબ,' ક્યાં સુધી ઊભા રહેશો ?" રસેન્દ્રે ડૉક્ટર બિભાસના હાથમાંથી ઇન્જેક્શનનાં સાધનો લઈ સામેના ટેબલ પર મૂકતાં કહ્યું:

ડૉક્ટરે સામે જ એક ખુરશી પર આસન લીધું; અરવિન્દા ફાટી આંખે પતિના સામું જોઇ રહી હતી–અને જયંતે પુનઃ હોઠ ખોલ્યા.

"અરુ, લગ્ન કરી થોડા જ વખતમાં આપણે એક નાના ગામમાં જઇ રહ્યા હતા. તારી નાની બ્હેન મંજુલા, તું અને હું ત્રણ જણ હતાં, ખરૂં ને? હા, મને યાદ છે, રસુને મુંબાઇ ભણવા જવું પડયું તે વખતે! આખો દિવસ હું દવાખાનામાં કામ કરતો, ગામ બહાર ટેકરી પર મારી પ્રયોગશાળામાં રિસર્ચનું કામ કરતો, અને ફુરસદના વખતે મારી પ્રિય અરવિન્દાના સહવાસમાં ગાળતો. અહા ! એ કેટલો સુખદાયક વખત હતો ! પછી તું બિમાર થઈ. અને તને મારે સુરત મોકલી દેવી પડી. રસુ વેકેશનમાં આવ્યો હતો એટલે ઠીક થયું–તેને તારી બરદાસ્ત માટે સુરત રાખ્યો હતો. કેમકે મારૂં દવાખાનું અને પ્રયોગશાળા મને એક દિવસ પણ ક્યાં છોડે એમ હતું ?–દવાખાનામાં કામનો ઘણો બોજો છે એમ મેં તને કહેલું, નહિ ? ભોળી અરુ, પણ એ બધું તૂતેતૂત હતું–તારી મંજુ.

અરુ, મારા પર ગુસ્સે ન થઇશ હો મંજુલા તારાથી એકાદ વરસે જ નાની હશે. પણ બહુ સુંદર દેખાતી ! મારી સાથે તે રમતીઆળપણે વર્તતી. તેના મુગ્ધ સૌન્દર્યે મને ફસાવ્યો. હું તેના મોહપાશમાં જકડાયો. નહિ, નહિ, તે ભોળી બાલિકાને મેં જ મારી જાળમાં ફસાવી. કારણ અરુ, ખરેખર! તેનો પણ મારા પર અપૂર્વ પ્રેમ હતો ! તને સુરત મોકલી આવ્યા પછી ઘરમાં અમે બે જ રહ્યાં–કોઇને કંઇ બંધન નડે એમ ન હતું; અને અરુ, એક દિવસ મેં તેને મારી તરીકે સ્વીકારી. પછી મને તારો ભય લાગ્યો–પણ તે ક્ષણિક જ હતો. બીજી વાર મંજુ મારી પાસે આવી એટલે હું બધું વીસરી ગયો અને પછી તો લગભગ નિર્ભય જ બન્યો; છતાં બિછાનામાં પડયાં પડયાં તેં લખેલા સુંદર પત્રો વાંચતો હું કેટલો થરથરતો હતો તે મારૂં મન જાણે છે !

પણ અવિચારીપણે કરેલા વિલાસનું કુદરતે મારા પર સંપૂર્ણ વેર લીધું. એક રાત્રે મંજુ મારી પાસે આવી અને ગંભીરતાથી બોલી "જયંતભાઇ ! મારી એક વાત સાંભળશો ?"

"શું ?" તેના મોં સામું ચકિત થઇ મેં જોયું.

"તમારે મારી સાથે લગ્ન કરવું પડશે !"

"એટલે ? તને કાંઇ ગાંડપણ તો નથી થયું ને, મંજુ !"

"ના, ના, પણ સાચું કહું છું–જયંત, તમારે મારી સાથે લગ્ન કરવું જ પડશે—"

"એટલે ? મંજુ !—" હું ગભરાઇને ચીસ પાડી ઉઠયો.

તેણે આપેલો જવાબ સાંભળી મારૂં ગળું સુકાઈ ગયું. મારો તિરસ્કાર કરતી કરતી તારી રૌદ્ર મૂર્તિ મારી સામે જણાવા લાગી ! મેં આવેશને દબાવી બહારથી શાંતિ બતાવતાં કહ્યું: "એ કેવી રીતે બને ?"

અરુ, મંજુ પણ મારા આ શબ્દો સાંભળી ભડકી, ચીડાઇ જઇને તે ગમે તેમ બોલી ગઇ; રડી, કકળી–મારી આજીજી કરી. પણ તેનો વિલાપ મેં ઠંડે પેટે સાંભળ્યા કર્યો. 'આ વાત સાધારણ તારા કાને આવે તો પણ તું મારો તિરસ્કાર કર્યા વિના ન રહે–તો પછી લગ્નનો વિચાર જ મનમાં લાવવાનું

આંસુ લૂછયાં. રસેન્દ્ર ક્ષણવારે શુદ્ધિમાં આવ્યો ! ચિત્તભ્રમિત દશામાં તેમ્મર આઈ પડેલી અરવિન્દાને તેણે બે હાથ પર અદ્ધર ઊંચકી અને પોતાના ખંડમાં લાવી તેને પલંગ પર સુવાડી.

જયતની હકીકતથી રસેન્દ્રના મન પર ભારે અસર થઇ જણાતી ! ગરમ રૂમાલથી હાથ લૂછતાં ડોકટર બિભાસ તે ખંડમાં આવ્યો અને રસેન્દ્ર સિગરેટ સળગાવતો હતો તેને ઉદ્દેશીને કહ્યું, ' ડો. જયંતની બધી વાત અરવિન્દા બહેને સાંભળી ખરી !"

રસેન્દ્રે ડોકું ધુણાવ્યું. ક્ષણવાર સ્મશાનવત્ શાંતિ પ્રસરી.

આરામખુરશી પર બેસતાં ડો. બિભાસે કહ્યું. " કેટલી ભયંકર હકીકત ? નહિ ? " અને ટેબલ પર પડેલી સિગારકેસ તેણે પોતાના તરફ ખેંચી.

( ૪ )

રસેન્દ્ર ફિક્કું હસ્યો. પણ તેનું એ હાસ્ય ડૉકટરને બહુ ભયંકર લાગ્યું. રસેન્દ્રે રક્ષાપાત્રમાં સિગરેટ ખંખેરતાં કહ્યું: " ભયંકર તો ખરી જ ! પણ આ હકીકતનો વધુ ભયંકર ઉત્તરાર્ધ તમારે જાણવો છે ? "

ડોકટર આશ્ચર્યથી રસેન્દ્ર સામું જોઇ રહ્યો !

રસેન્દ્રે ટેબલના ખાનામાંથી એક પત્ર કાઢયું; અને પોતે બરાબર વાંચી ગયા પછી આરતેથી તેણે ભારે અદબસર તે ડોકટરની સામે ધર્યું.

ડોકટરે પાકીટમાંથી પત્ર કાઢી ખૂણા પર નજર નાખી. પત્ર તાજો જ હતો. તેણે એકવાર રસેન્દ્ર સામે જોયું, પણ તે તો સિગરેટ પીવામાં તલ્લીન હતો. ડાકટરે પત્ર વાંચવાની શરૂઆત કરીઃ—

" પ્રિય રસુ,

લડાઇમાંથી જયંત ઘાયલ થઇ આવ્યાની વાત તમે પણ છાપાં દ્વારા જાણી જ હશે. છતાં નવેસર જણાવું છું તમે આવવાના હશો જ—તો પણ મોડું ન કરશો ! એમની સ્થિતિ આખરની લાગે છે ! અને હું એકલી મુંઝાઉં છું. આપણા વચ્ચેના પ્રેમની વાત એમની હાજરીમાં આપણે એમને જણાવા દીધી નથી; પણ હવે સ્થિતિ કફોડી છે. સાસરા અને પીઅરની આબરૂને ખાતર પણ પુનર્લગ્ન તો ન જ થાય-વળી હવે કોણ જાણે કેમ મારા આ વિચાર માટે પશ્ચાત્તાપ થાય છે; જાણે આપણા પાપની વાત તેમની આગળ નિખાલસતાથી કહી દઉં-તમે શું ધારો છો ?-થઇ ગઇ તે થઇ ગઈ—બાકી, તે મને સાચા જિગરથી ચાહતા હતા-તમને પણ પેટના દીકરા કરતાં તેમણે વધારે લાડપાનથી ઉછેરી મોટા કર્યાં છે, છતાં કયા ઇશ્વરી સંકેતને લઇને આપણે બન્ને તેમને બેવફા નીવડયાં, કોણ જાણે ?

લિ૦

બેવફા અરવિન્દા

આશ્ચર્ય અને ભયભરી મુદ્રાથી પત્ર દૂર મૂકતાં ડૉકટર બિભાસે કહ્યું: " એટલે, એમ કે તેણે અને તમે પણ ડૉ. જયંતને દગો જ દીધો ?"

રસેન્દ્રની આંખમાં આંસુ આવ્યાં. સામેના મકાનની અગાસીમાં ગ્રામોફોનની રેકર્ડ વાગતી હતી.

અરે, દુનિયામાં પ્રેમી કયાં ?
બધે મતલબની યારી છે. અરે૦
પિયુ પ્યારી કહી મરે, પ્યારી મરે મિજાજ,
પ્યારી પિયુ પિયુ કરા મરે, પ્યારા રે બાજ૦

× × ×

આ ડૉ. બિભાસના મુખમાં અસ્ફુટ ઉચ્ચાર નીકળ્યાઃ—

यां चिन्तयामि सततं मयि सा विरक्ता

× × ×

धिक् तां च तं च मदनं च इमां च मां च

ભર્તૃહરિ ! તારો અનુભવ કમાલ છે !

# ભક્તના ભગવાન*

મૂળ બંગલેખક:
શ્રી. અસમંજ મુખોપાધ્યાય

અનુવાદક:
રોપણુ દયાલજી ઘેલાણી

તે હતો ગોવર્ધન નંબર 'ટુ' એટલે કે ગામમાં બીજો એક ગોવર્ધન હતો, તે પણ ગોવર્ધન ચક્રવર્તી.

જે ગામમાં ગોવર્ધન રહેતો હતો, એક દિવસ અચાનક તે ગામ વાદ-વિવાદ અને હા-હોકારાથી ખળભળી ઉઠ્યું. વાદ-વિવાદનો વિષય હતો: અછૂત મંદિર-પ્રવેશ. મામલો જે દિવસે ગરમીની આત્યંતિક સીમાએ પહોંચ્યે, તે દિવસે અછૂતોનું એક ટોળું મરણીયું થઇ ચેટરજીના ગોપાલજીના મોટા મંદિરના આંગણામાં આવી ઊભું: મંદિરમાં દાખલ થવાના ઉદ્દેશથી આ તરફ વિરોધકારી જૂનવાણી વિચારવાદી સનાતનીઓ પણ, સંખ્યાબંધ આવી ભેગા થયા—આ ભયંકર અન્યાયયુક્ત વર્તનનો સામનો કરવા પણ બધા કરતાં અધિક ચિંતા અને ભયમાં આવી પડ્યો—ગોવર્ધન. કારણ કે એ હતો આ મંદિરનો પૂજારી અને એના જ હાથમાં આ મંદિરમાં ઝાડુ કાઢવાના કામથી માંડીને ખુદ ગોપાલજીની મૂર્તિની પૂજા અને ભોગ વગેરે બધો કારભાર સોંપવામાં આવેલો હતો. મંદિરના સ્થાપકો ચેટરજી કુટુંબવાળા બધા રહેતા હતા કલકત્તે, ત્યાં એમનો ઘણા વર્ષનો જૂનો કંટ્રાક્ટરીનો કારભાર હતો. એમાંથી જ એ કુટુંબ ધનવાન બનેલ. મતલબ કે દેશમાં ગોપાલજીના મંદિરનો બધો કારભાર ગોવર્ધનના હાથમાં સોંપી તેઓ સ્થાયી કલકત્તે જ રહેતા હતા. ગોવર્ધનને એના આ કાર્યના મહેનતાણા બદલ મહીને રૂપિયા ૧૦] રોકડા તથા ત્રણેક વીઘા દેવ-અર્પિત ભૂમિની ઉપજમાં જે કાંઇ અનાજ ઉપજતું તેમાં ગોવર્ધનનાં કુટુંબ-સ્ત્રીપુત્ર-કન્યાનો ગુજારો એક રીતે ઠીક ઠીક ચાલ્યો જતો હતો.

પરંતુ તે દિવસની ઘટના જોઇ ગોવર્ધનનું માથું ફરી ગયું. સનાતની પ્રવેશ વિરોધકારીનાં દળ કરતાં અછૂતોનું દળ મોટું હતું અને તેમાં પણ હાથમાં લાઠીવાળાઓની સંખ્યા વધુ હતી. મંદિરપ્રવેશ અને પ્રવેશ-વિરોધની રસાકસીમાં જો બન્ને પક્ષ વચ્ચે લાઠીઓ ઉછળે અને એમાંની એકાદ લાઠી જો શ્રી ગોપાલજીના અંગ ઉપર આવી પડે તો! મતલબ કે ઉપસ્થિત સંજોગોનો વિચાર કરી સમય-સૂચકતા વાપરી ગોવર્ધને મંદિરને તાળું વાસ્યું અને જ્યાં સુધી આ ગડબડનો કોઇ અંત ન આવે અથવા સમાધાન ન થાય ત્યાંસુધી તાળું ખોલવું નહિ એવો મનમાં નિરધાર કરી ઠાકોરજીની માનસિક સ્તુતિ કરી માફી માંગી—"અપરાધ માફ કરજો દેવ! તમારૂં માન અવિચળ રાખી શકું એવો આશીર્વાદ આપજો."

પણ માન અખંડ રાખવા જતાં દેવને ત્રણ દિવસ ને ત્રણ રાત અંધારા મંદિરમાં અપૂજ સ્નાન-આરતિ-ભોગ વગર વીતાવવા પડ્યા. આડોશ પાડોશના ઘણાં ધાર્મિક અને ભાવિક ભક્તોએ ગોવર્ધનના આ ધર્મ વિરુદ્ધ કૃત્ય સામે વાંધો ઉઠાવ્યો. જવાબમાં ગોવર્ધને જણાવ્યું—"ઠાકોરજીને બે દિવસ ભોગ નહીં ધરાય તો કાંઇ વાંધો નહીં આવે, પણ મંદીરનાં બારણાં ખોલી એમનું માહાત્મ્ય ગુમાવી

---

* મૂળ બંગવાર્તા 'અકરેર ઠાકુર' બંગ માસિક 'વસુમતિ'માંથી અનુવાદ.

એસું તો બીજા ઘણાયે વાંધા આવશે,-દેવના કોપથી તમારું આ શીમુલગામ તો બળીને ખાખ થઇ જશે ખાખ. સમજ્યા ! ”

ત્રણ દિવસ પછી કલકત્તે ખબર પહોંચતાં ત્યાંથી ચેટરજી કુટુંબના નાના શેઠ શીમુલ ગામ દોડી આવ્યા. મંદિરનું તાળું ખોલવામાં આવ્યું. ત્રણ દિવસના ઉપવાસી ભૂખ્યા ગોપાલજીની મૂર્તિનું સૂકું નિસ્તેજ મુખારવિંદ જોઇ શેઠ હાય હાય પોકારી ઉઠયા. ગોવર્ધનને કહ્યું—“ આ તેં શું કર્યું ગોવર્ધન ! ઠાકોરજીને ત્રણ ત્રણ દિવસના ફડાકા ! તારા આ કૃત્યથી અમારું સત્યાનાશ વળી જશે ! આ અમારા ઇષ્ટદેવ ગોપાલજી, જેને પ્રતાપે આ મારા આ ઉજળા દિવસો. ” ગોવર્ધને જવાબ વાળ્યો–“ આમ ન કર્યું હોત તો આખા ગામનું સત્યાનાશ વળી જાત ચેટરજી શેઠ. ” પણ નાના શેઠને તેની આ વાત ગળે ઊતરી નહીં. એમણે તે જ દિવસે ગોવર્ધનના હાથ માંથી મંદિરનો કારભાર ઝૂંટવી લઇ બીજાને સોંપ્યો. કલકત્તે પાછા જતી વખતે ગોવર્ધનને કહી ગયા “ ખબરદાર ! મંદિરની હદમાં પગ મૂક્યો છે તો ! ”

ગોવર્ધને મૂંગે મોઢે આદેશ સાંભળ્યો. તેનાં એકવીસ વર્ષના ગોપાલ અને ગોપાલ –સેવાથી એક જ દિવસે તેને વિમુખ બનાવવામાં આવ્યો. પણ આ બનાવથી નાના શેઠ ઉપર તેને જરા પણ ગુસ્સો આવ્યો નહીં કે રીસ ચડી નહીં; ફકત ગોપાલજીને ઉદ્દેશીને મનમાં ને મનમાં બોલ્યો—“ તેં જ્યારે મારો ત્યાગ કર્યો ત્યારે હવે તારી નજર સામે હું રહીશ નહીં. મારું ચાળીસ વર્ષનું શિમુલગામ, મારા એકવીસ વર્ષના તુંને હું હંમેશને માટે છોડી જઇશ. શિમુલગામ મારો પ્રાણ હતુ; તું મારા પ્રાણથી પણ અધિક પ્રિય હતો, તે શિમુલ ગામ-તે તું—” ગોવર્ધનની આંખો માંથી આંસુ ટપકી પડયાં. આંખો લૂછી મનમાં ને મનમાં તે બોલ્યો —” આ જિંદગીમાં હવે તારું નામ પણ મોઢેથી બોલીશ નહિ. તું બહુ ક્રૂર, બહુ નિર્દય છે; તારો પાસે ઇન્સાફ નથી. ”

ગોપાલ ઉપર આમ ભારે રીસ કરી. એક અઠવાડીઆની અંદર ગોવર્ધને શિમુલ ગામ છોડી, પોતાની સ્ત્રી, એક પુત્ર તથા તે દિવસે રેલ્વે સ્ટેશને પહોંચી બહુ દૂર દિશા ખોળે ઝાડોથી ઢંકાયેલ ઝાંખી રેખા જેવો ભાસ આપતાં તેનાં શિમુલ ગામ તરફ તે ઘણીવાર સુધી એકીટસે જોઇ રહ્યો. આ ઝીણી રેખા જેવું દેખાતું નાનું ગામ અહીં આખા જગતનું ઐશ્વર્ય ઠાલવેલું છે. ચાળીસ વરસ પછી તેં આ શું કર્યું. દેવ ! ગોપાલ ! ગોપાલ !! શિમુલગામ !!!-છીઃ પાછું ગોપાલના નામનું ઉચ્ચારણ–ગોપાલને યાદ કરવો. નહિ નહિ, હવે આ નામ કોઇ કાળે પણ મોઢેથી બોલીશ નહિ.

ગોવર્ધનનું માથું ચક્કર ચક્કર ફરવા લાગ્યું.

× × ×

**સ્થળ**—કલકત્તા, કાલીઘાટ ૨૭ નંબર હાજરા લેનમાં આવેલું એક પતરાંના છાપરાવાળું ઘર.

થોડાક દિવસ થયાં ગોવર્ધન આ ઘરમાંના બે ઓરડા ભાડે રાખી સ્ત્રી પુત્ર–કન્યા સાથે આવી વસ્યો હતો.

શિમુલ ગામથી નીકળતી વખતે ૫-૭ રૂપિયાની નામની પુંજી હતી. તેને આધારે આટલા દિવસ જેમ તેમ ચાલ્યું.

ઘરમાં ચાર–ચાર જીવ. તે પોતે, સ્ત્રી માયા, પુત્રી લક્ષ્મી અને નાનો બાબો. તરતમાં જ જો કોઇ ધંધારોજગારનો બંદોબસ્ત ન થાય તો દુર્દશાનો પાર ન રહે. ગઇ કાલે એક સાહેબ સાથે તેને થોડી

વાતચિત થઈ હતી. તેણે આજે બોલાવ્યો હતો. સાહેબ શિયાલડા સ્ટેશન પાસે ટ્રામની વાટ જોતો ઉભો હતો. શુદ્ધ બંગાળી ભાષામાં તેની સાથે વાત કરી સાહેબે તેને કહ્યું હતું– "તમે બહુ સારા માણસ લાગો છો, ભગવાન તમારું દુઃખ દૂર કરશે. કાલ અમારી પાસે તમે આવજો."

સાહેબનું નામ ઠામ ઠેકાણું ગોવર્ધને એક કાગળમાં લખી લીધું હતું. ગઈ કાલે રસ્તે ઉભા ઉભા તેની સાથે વધુ વાતચિત થઇ શકી નહોતી; ફક્ત સાધારણ બેચાર વાતો થઇ હતી. તે ઉપરથી તે સમજી શક્યો કે સાહેબ બહુ જ દયાળુ અને સારો માણસ હતો અને તેને ક્યાંય નોકરીએ કે કામધંધે કદાચ લગાડી આપશે ખરો. તેથી જ આજ તેને ત્યાં જવાનો સંકલ્પ કરી બહાર નિકળતા ગોવર્ધનનું મન સંપૂર્ણ અંશે આશાભર્યું હતું. પણ બહાર જવા નિકળતા જ માયાએ જ્યારે તેને કહ્યું–"નારાયણ તમારી આશા પુરી કરે; ગોપાલજીનું નામ લઇ બહાર જજો."–ત્યારે ગોવર્ધને બહાર જવાનું માંડી વાળ્યું. પાછો ફરી બિછાના ઉપર બેસી જઇને બોલ્યો–"વળી એ નામ જીભે આવ્યું ! મને લાગે છે કે હવે મારી એ આશા ફળીભૂત નહીં થાય. મન વચન કર્મથી એકવીસ વર્ષ જેની સેવા કરી તેણે જ આખર મને દેશ છોડાવી આમ ભટકતો ભિખારી બનાવ્યો એજ તો એનો ન્યાય-ઇન્સાફ ને !" પગમાંનાં પગરખાં કાઢી નાખી ગોવર્ધન બિછાના ઉપર સોડી પડ્યો.

માગશર મહિનો અર્ધો વીતી ગયો હતો. બાજુના ઘરમાંથી કોઈની એકાદ પાળેલી કોયલ વચ્ચે વચ્ચે ટહુકાર કરતી હતી. એ ટહુકાર સાંભળતાં ગોવર્ધનને પોતાના શિમુલગામમાંની ફાગણ ચૈત્ર મહિનામાં ઝાડે ઝાડે જે અસંખ્ય કોયલો ટહુકા કરી ગામને ઘેલું કરી મૂકતી તે યાદ આવી. તે ટહુકારોની સાથે તે આ પાળેલી કોયલના ટહુકારનો મુકાબલો કરવા લાગ્યો. તે ક્યાં અને આ ક્યાં ! કેટલો બધો તફાવત ! ! સવારે ગોપાળજીની પૂજા માટે ફૂલ વીણવા જ્યારે તે લગભગ આખું ગામ ભટકી આવતો, ત્યારે કેટલીયે જાતનાં પક્ષીઓનો નવી નવી જાતનો કલરવ ! એ કલરવમાં શી મીઠાશ, શી સ્ફૂર્તિ ! સવારનું શિમુલગામ જાણે આ બધાં પક્ષીઓનું એકલપીટું જમીનદારી ગરાસિયું ગામ. તેના ઘરની બારી પાસેના જામફળીના ઝાડ ઉપર પેલી પીળા રંગની ચકલીઓનું ટોળું કેવી કીલબીલાટ મચાવતી સીસોટીઓ વગાડતી !–" કૃષ્ણ ગોકુલ " કાળા રંગના પેલાં લાંબા પીછાંવાળાં પક્ષીઓ—

લગભગ અરધા કલાક સુધી ગોવર્ધન આંખો મીંચી બિછાનામાં પડ્યો રહ્યો. તેનું મસ્ત મન આટલી વારમાં આખું શિમુલગામ ફરી આવ્યું. રથપાડો, માનકીની લીલીછમ વાડી, રામચરણની દુકાન, નવરાત્રિ મંડપનો ચોક, શિરોમણિ પાડાની હરિસભા, દત્તકુટુંબની ફૂલવાડી.. દક્ષિણ દિશાનો સુંદર નદી કિનારો, ચેટરજીનો ફૂલડોલનો હિંડોળો, ગોપા–

ગોવર્ધન સફાળો ઉઠીને ઉભો થઇ ગયો અને જોડા પહેરી પેલા સાહેબને મળવા ઘરમાંથી બહાર નીકળી પડ્યો.

સાહેબને મળ્યો. તેની સાથે થોડીવાર સુધી સાધારણ વાતચિત થયા પછી સાહેબે તેને ઉદ્દેશીને કહ્યું–"હું તને બહુજ સરસ અંગ્રેજી શીખાવી દઇશ. એથી તારું જીવન સુધરી જશે. આજ આ પાંચ રૂપિયા લઇ જા. ફરી તારી સાથે કામની વાત કરીશ. મારી વાટ માનીને ચાલજે, હું કહું તેમ કરજે. તારાં અંધારાં જીવનમાં સાચો પ્રેમનો પ્રકાશ પડશે."

ગોવર્ધન કાંઇક કહેવા જતો હતો, ત્યાં સાહેબ વચમાંજ વળી બોલી ઉઠયો–"ખડા ભગવનનો આસડો રાખજે. ગારા–માટી પથ્થર કોઇ દિવસ ભગવાન બની શકે નહીં. હું ટારા પેલા ગોપાલને છોડી આવ્યો તે તેં બહુજ સુંદર કામ કર્યું છે. તારો પથ્થરનો ગોપાલ જો ભગવાન હોય તો આ મારા ઘરની પથ્થરની ફરસમાં કેટલા ભગવાન છે કહે જોઉં ?"

ગોવર્ધનના મસ્તક પર જાણે કોઇએ લાકડીનો ફટકો માર્યો; સફાળો ચમકી ઉઠી તે બોલ્યોઃ "શું કહો છો ? મારો ગોપાલ ભગવાન નથી–માત્ર એક ટુકડો પત્થરજ છે ?"

"હા. આ વાટ ટો ટમારા ડેશનાજ એક મોટા મણિસજ કહે છે ને શું ! અને એ મણિસને તમે માનો છો ? પણુ ખૂબ ! ખાલી પથ્થરનોજ ટુકડો ! પથ્થરમાં ટે વળી કાંઇ શકિટ હોય ? તે તો નિર્જીવ હાલવા ચાલવાની શકિટ વગરનો જડ પડાર્થ માટ્ર."

"મારો ગોપાલ પથ્થર ?" ક્રોધથી ગોવર્ધનનું આખું શરીર કંપવા લાગ્યું. તેની આંખોમાંથી જાણે આગના તણખા નીકળવા લાગ્યા. તે ઉઠીને ઉભો થયો. હાથમાંનાં પાંચ રૂપિયા સાહેબની સામે ટેબલ ઉપર ધા કરી ફેંકી દઇ બોલ્યો,–"મારો ગોપાલ ગારા માટીનો ? મારો ગોપાલ પથ્થરજ ?" એક ક્ષણ પણ ઉભો ન રહેતાં ગોવર્ધન ક્રોધથી કંપતો કંપતો તે મિશનરી સાહેબના ઘરમાંથી બહાર નીકળી સદર રસ્તા ઉપર આવી ઉભો

× × ×

ઘણી જહેમત, ઘણું દુઃખ, ઘણા પ્રયત્નો પછી એટર્ની 'દત્ત અને સમાજપતિ'ની ઓફિસમાં ગોવર્ધનને એક કારકુનની જગ્યા મળી. પગાર રૂપિયા પચીસ. અલિપુર અને સ્યાલડાહ કોર્ટોના કેસો સંબંધી કાગળપત્રો વગેરે ઠીકઠાક રાખવા એ એનું કામ. મતલબ કે મહીને બે પાંચ રૂપિયાની ઉપરની આવક પણ તેને થતી ખરી. જેણે નોકરી મેળવી આપી હતી તેણેજ આ ઉપરની આવક કેમ કરવી તેની ગુરૂવિદ્યા તેને શીખવી હતી ખરી, પણ ગોવર્ધનનો એ દિશામાં કાંઇ ખાસ પ્રયત્ન જોવામાં આવતો નહોતો. ગોવર્ધને તેને કહ્યું હતું–"ઉપરની આવક એટલે તો ચોરીજ ને ?" ગોવર્ધન એવી આવક વધારવા કે લેવા નારાજ હતો. હા. પણ કેસ જીતતાં અસીલ પાસે બક્ષીસ તરીકે કાંઇક મળે ખરું. ગોવર્ધન તે ખુશીથી લેતો. આ સિવાય એની ઓફિસમાં દિવાળીમાં એક મહીનાનો પગાર બોણી તરીકે વાર્ષિક પગાર ઉપરાંત દેવામાં આવતો હતો.

એટલે કે નોકરી મલતાંજ માયાની સૂચના અને તાકીદથી ગોવર્ધન એક દિવસે કાલી માતાના મંદિરમાં જઇ પ્રસાદ ધરી પૂજા કરી આવ્યો. પૂજા કરી પ્રસાદ લેતી વખતે તેણે જમીન પર પડી મા કાલીને સાષ્ટાંગ દંડવત પ્રણામ કર્યા અને આંખો મીંચી ધ્યાન ધર્યું. પછી ઉઠીને બેઠો થઇ આંખો ઉઘાડી જોતાં તેને એવો ભાસ થયો કે જાણે તે ચેટરજી મહાશયના મંદિરમાં ગોપાલજીને પ્રણામ કરતો તેની સામે જ બેઠો છે, અને ત્રિભંગ મોરારી. બંસરી હાથે વ્રજના પ્રાણ ગોપાલ, જાણે પ્રસન્નતાભરી આંખે તેની તરફ એકી ટસે જોઇ રહ્યા છે. મંદિરમાં ગોપાલજીની ચોતરફ ગાઢ અંધકાર છવાયલો હતો. ધીમે ધીમે એ અંધકારમાં જ જાણે ગોપાલ વિલીન થઇ ગયા અને તેની જગ્યાએ ધીમે ધીમે વળી પાછું કાલી–માતાના મસ્તકનો સુવર્ણ મુગટ, તેના ચાર હાથો. તેનું લોહીથી ખરડાયેલું ખડગ, તેના એક હાથમાં પકડેલું અસુરનું કાપેલું માથું, લાલ લાંબી જીભ વગેરે સ્વરૂપ તેની આંખો સામે તરવરી ઉઠયું, વળી પાછું ત્યાં અજવાળું ઝળહળાં થઇ રહ્યું અને મંદિરમાં જન-કોલાહલ સંભળાવા લાગ્યો.

બીજે અઠવાડીએ અલીપૂર સબ-જજની અદાલતમાં ' દત્ત સમાજપતિ ' સોલીસીટરોના હાથમાંના એક કેસની તારીખ હતી. આગલે દિવસે મી. સમાજપતિએ ગોવર્ધનને કહી રાખ્યું હતું. કે ઘેરથી ખાઇ પી તે દિવસે બરાબર ૧૧ વાગે તેણે કોર્ટમાં હાજર થઇ જવું અને વકીલને ઉભો રાખી કેસ મુલતવી રાખવાની અરજી રજુ કરી તારીખ લેવી, નહિ તો કેસનું એકતરફી હુકનામું થઇ જશે.

તેથી બીજે દિવસે સવારે વહેલો વહેલો ખાઇ પી પરવારી ગોવર્ધન અલીપુર જજની કોર્ટમાં જઇ હાજર થયો. ૧૧ વાગવાને હજુ ૧૫-૨૦ મીનીટની વાર હતી તેથી કોર્ટના આંગણામાં એક ઝાડ નીચે એક પાનવાળાની દુકાન પાસે અડ્ડો જમાવ્યો હતો ત્યાં જઇ પાન અને તમાકુનો સદુપયોગ કરવા તરફ તેણે પોતાનું મન પરોવ્યું. વકીલ મળતા તેણે તેને ( ગોવર્ધનને ) કહ્યું કે " કોર્ટનું કામકાજ શરૂ થતાં વેંતજ સહુથી પહેલાં આ અરજી કોર્ટ કારકુન પાસે તમારે (ગોવર્ધને) દાખલ કરી દેવી. મારે સેકન્ડ મુન્સફની કોર્ટમાં એક કેસ છે ત્યાં મારે હાજર રહેવાની મારે જરૂર છે.

થોડી વાર પછી પાનવાળાની દુકાને બીજો એક જણ આવ્યો અને ગોવર્ધનની સામે એક કેરોસીન તેલના ડબ્બા રાખવાનું ખોખું પડેલું હતું તેના ઉપર બેસી જઇને તે બોલ્યોઃ " નમસ્કાર ચક્રવર્તી મહાશય !" આ માણસ સાથે અગાઉ આજ સ્થળે ગોવર્ધનને ઓળખાણ થઇ હતી. આજ પણ બન્ને વચ્ચે વાતચિત શરૂ થઇ ગઇ. વાતચિતનો વિષય-મુંગેરનાં બિહારના ધરતીકંપથી શરૂ થઇ પછી ધીમે ધીમે નેપાલ-હીમાલય દેશના લોકોની નૈતિક અવનતિ, પાપ દુઃખ-દુર્દશા, મહાત્મા ગાંધી, અસ્પૃશ્યતા, મંદિરપ્રવેશ વગેરે પછી પતનો વિષય આવી ચડયો-ગામડાંઓની નૈસર્ગિક સુંદરતા ઉપર-ગામડાઓનાં સુખ-દુઃખ, ત્યાંનાં કુદરતી દ્રશ્યોની શોભાની અપૂર્વતા, સહજ સરલ અને સાદું આડંબર વિનાનું-જીવન ખુલ્લી હવા વિશાળ મેદાનો, પક્ષીઓનો મધુરો મીઠો કલરવ સાંજ ટાણે મંદિરોમાં થતી આરતીઓનો ઘંટાનાદનો રણકાર, ગાયોનાં ગામ ભણી વળતાં ધણની શોભા, વાછડાંઓને માને બોલાવતાં ભાં-ભાં પોકાર વિગેરે વિગેરે.

" તમારૂં ગામ કયું ? "

" યશોહર-મહિમ નગર કપોતાક્ષીને કાંઠે જ ! શું સુંદર સ્થાન મહાશય. "

" મારૂં ગામ શિમુલ ગામ, આ તારકેશ્વરથી ફક્ત ત્રણેક માઇલ છેટું હશે. આવું ગામ તમે જીંદગીમાં કોઇ દિવસ જોયું નહીં હોય. ૪૦ વરસમાં એક દિવસ પણ ગામ છોડી બહાર ગયો નથી. કોણ જાણે કયાં પૂર્વજન્મનાં પાપ નીકળી આવ્યાં—"

" વારૂ, તમારા શિમુલ ગામમાં તળાવ છે ?-નદી ? "

" અરે સાહેબ ! અમારા શિમુલ ગામ જેવું ગામ ધરતીના પટ ઉપર કયાંય નહીં હોય, ત્યાં આજ હું હોત તો આટલો વહેલો શું આમ જમી કરી—અરે અત્યારે તો ત્યાં હું હજુ ન્હાયો પણ ન હોઉં. હજુ તો હું માંડ માંડ દક્ષિણ ડાંગાની નદીના ઘાટ ઉપર નાહવા જતો હોઉં. નાહી કરીને ગોપાલજીને ભોગ—"

શિમુલ ગામ સંબંધી વાત-ચિત-ચર્ચા-મતલબ કે ખુલ્લાં મેદાનની પેલીપાર નાનું સરખું રેલ્વે સ્ટેશન, એ ગામનાં નદી, વન, બજાર, પનઘટનો રસ્તો, નદીના ઘાટ, નદીને કાંઠે સંતાલ મજુરોનાં સંખ્યાબંધ ઝુંપડાઓની લાંબી કતાર, નદીની પેલે પાર દૂર-દૂર નજર પહોંચે ત્યાં સુધી કાળીશ્યામ માટીવાળાં ખેતરો, વૈરાગી પાડા, ફૂલવાડી અને બગીચો

શેરામણિ પાડાની હરિસભા, રામચરણની દુકાન ગેરે વાતો એક પછી એક એવી રસભરી નમી ઉઠી કે કોર્ટ ક્યારે શરૂ થઈ ક્યારે પહેલા મ્બ જજની કોર્ટ સામેના વરંડામાંથી કોર્ટનો ટાવાળો પોકારી ગયો—" સત્યભામા દાસી ા-આ-જ-અ-અર. સત્યભામા દાસી ા—આ-જ-અ-અર ! " તે પોકાર ગોવર્ધનને ાને પહોંચ્યો નહિ અને પરિણામે સત્યભામા દાસી તરફથી કોઈ હાજર ન થવાથી, કેસનું એકતરફી હુકમનામું થઈ ગયું તેની તેને ખબર સરખીયે રહી નહીં. તે વખતે તે પોતાની સાથે વાતોના ચાપડા હાંકનાર મિત્રને ચેટરજી કુટુંબના જૂના મંદિરનો ઇતિહાસ વિગતવાર સંભળાવી રહ્યો હતો. તે સંભળાવી લીધા પછી તેણે કહ્યું—" તમારી બુક પાકીટમાં આ શી વસ્તુ છે ભાઈ ? "

" એ છે એક જાતનું સેંટ-શું નામ એનું ? અરે ભૂલી ગયો. શું મજાની સુગંધ છે ! આ મને અમારી નાની શેઠાણીએ—"

" મને ખબર છે ભાઈ ખબર છે. નવરાત્રિના તહેવારોમાં નાના શેઠે બરાબર આવાજ આકારની એક શીશી મને આપી હતીઃ આવી જ મીઠી મધુરી સુગંધ ભાઈ. નાના શેઠે મને કહ્યું હતું કે " કોઈ કોઈ દિવસ એક બે ટીપાં રૂમાલમાં નાખતો જજે. પણ આવી કિંમતી વસ્તુ, એને રૂમાલમાં નાખી લગાડતાં મારું મન માન્યું નહીં યાર. તેથી મેં તો તે શીશી સાચવી રાખી અને તે હું કોઈ કોઈ દિવસ ગોપાલજીને સ્નાન કરાવ્યા પછી લગાડતો. હજુયે મંદિરની અભેરાઈ ઉપર લગભગ અરધી ભરેલી શીશી પડી હશે. "

પહેલા સબજજની અદાલતમાંથી બીજી વાર જ્યારે પાછો પોકાર પડયો—" વિશ્વનાથ મંડલ હા-આ-જ-ર " ત્યારે ગોવર્ધનના કાન ચમકયા અને હાંફળો ફાંફળો હાથમાંનો હોકો નીચે મૂકી દઈ દોડયો અદાલત તરફ. ત્યાં જતાં તેને ખબર મળી કે સત્યભામા દાસીના કેસનું એકતરફી હુકમનામું થઈ ગયું હતું.

× × ×

માયાએ ધીરે મોઢે કહ્યું—" જોયુંને ! આવી સરસ નોકરી હાથમાંથી ગઈ ? પહેલાં પોતાનું કામ કરી પછી ગપ્પાં હાંકવા બેસવું જોઈએ ને ! "

ગોવર્ધન ચીડાઈને બોલી ઉઠયો—" અરે ગપ્પાં મારવાં અને એકતરફી હુકમનામું થઈ જવું—એ બધાં ય કહેવાય-નિમિત્ત-બહાનાં, સમજી ? આમાં મૂળ ખરી વાત કાંઈક જુદી જ છે તને તેની ખબર નથી ! "

" મૂળ ખરી વાત વળી શું ? "

" મૂળ વાત—ગોપાળ-ગોપાળ ! તું હજુયે સમજી શકી નહીં ? તે મારા ઉપર એટલો બધા રૂઠયો છે કે, મારી સેવા સ્વીકારી નહીં, ગામમાંથી મને કઢયો; અને હવે અહીં આવી નોકરી ચાકરી કરી કમાઈ લાવી બે ટાણાં ચાર કોળિયા અન્ન ખાતો હતો તે પણ એને ગમ્યું નહીં. મંદિરમાં બેઠો બેઠો એજ ભૂખ્યા ભગવાનનાં જ આ બધાં કેરતુક છે એમ શું તને હજુયે નથી લાગતું ? "

" ત્યારે હવે શું કરશો ? " શહેરમાં રહીને ચુપચાપ કાંઈ કામ કર્યા વગર બેસી રહેવું તો પાલવશે નહીં ને "

" પણ મારે હવે નોકરી તો કરવી જ નથી. જેની ચાકરી-સેવા કરતાં પણ તે છોડીને અહીં આવવું પડ્યું, તો હવે, બીજાની ચાકરી-સેવા કરવી નથી. તારી આ ઝીણી બે બંગડી વેચી તેની મુડીમાંથી એક નાની સરખી મોદીની દુકાન કે એવી જ કોઈ હાટડી માંડી બેસીશ. જોઈએ શું થાય છે તે. "

મતલબ કે બીજી નોકરી શોધી દાસત્વ સ્વીકારવાને બદલે ગોવર્ધને ખોલી દુકાન. કાલીઘાટ ગંગા નદીને કાંઠે રસ્તા ઉપર નાની

ખરચી એક મોટીની હાટડી–ગોપાલ ઉપર શીલ ચડાવી, કાલી માતાને નામે દુકાનનું નામ રાખી 'સાઇન બોર્ડ' લટકાવ્યું– 'કાલી ભંડાર.' પાંચ આના ખરચી પેન્ટરની દુકાનેથી એક તૈયાર ટીનપ્લેટનું બોર્ડ લઇ દુકાનની અંદર લટકાવ્યું. તે ઉપર લખ્યું હતું–' આજે રોકડા, કાલે ઉધાર; પૈસા ન હોય તો કરો વિચાર.' દુકાનમાં રોજના ચાલુ ખપની લગભગ બધી વસ્તુઓ રાખી. તેલ, મીઠું, આટો, મેંદો, સાકર, ખાંડ, ગોળ, બધી જાતના મસાલા, ચણા, મમરા, ધાણી, પતાસાં. વળી પાકેલાં એલચીકેળાંના લુમ્બમાવાળી એક મોટી ડાળ દુકાનની વચ્ચોવચ્ચ લટકાવી દીધી. દીવાલે ચોંટેલી અભેરાઇ ઉપર કાચ જડેલાં પતરાંના નાના નાના ડબ્બાઓ સુંદર રીતે ગોઠવ્યા હતા. તેના ઉપર ચા, બિસ્કુટ, કિસમીસ, દરાખ, કાળી દરાખ, પીપરમીંટ, સીવવાના દોરા, પાપડ, સેવ, વડી, પાનનો મસાલો, ગોપીચંદન, સ્વદેશી મનોરમા ચટણી વગેરે લેબલો મારેલાં હતાં. આ બધાં ઉપરાંત વળી સોગઠાબાજી, ચોપાટ, ગંજીફા, કાલીઘાટનો નકશો, પાંચદશ ધા આંકેલા અને વગર આંકેલા કાગળો, પેન, સ્લેટ, જાપાની લેડ પેન્શીલ, બરૂના કિત્તા અને કલમો વગેરે વસ્તુઓ લઇને બનાવ્યો 'કાલી ભંડાર !'

રોજ કાંઇ નહિ તો એ સવાબે રૂપિયાનો વકરો થવા લાગ્યો. તેમાં તેને આઠ દશ આના નફો પણ રહેતો. નવી દુકાન–આગળ જતાં રોજગાર વધશે–વકરો વધશે. સવારે નાહી ધોઇ ગોવર્ધન દુકાન ખોલતો બાર વાગે દુકાન બંધ કરી ઘેર ખાવા જતો. જમીને જરાવાર વિશ્રાંતિ લઇ લગભગ ત્રણ વાગે પાછી દુકાન ખોલતો અને રાતના ૯-૧૦ા સુધી દુકાન ખુલ્લી રાખતો.

બપોરે ૧૧ પછી ઘરાકી લગભગ હોય નહિ એમ કહીએ તો ચાલે. તે વખતે લગભગ રોજ સામે કાલી માતાના મંદિર તરફ જવાના રસ્તા ઉપર યાત્રાળુઓને જતા આવતા એકી ટસે જોઇ રહેતો. તેમનામાંના ઘણા તળપદ કલકત્તાના રહેવાસી નહિ હોય. કયા કયા દેશદેશાંતરેથી કેટલાયે જાત્રાળુઓ આ રસ્તે રોજ જતા આવતા હશે. દુકાનમાં બારસાખ પાસે એક તરફના બારણાને લગોલગ કેરોસીનના ખોખા ઉપર એક ગુણપાટનો કોથળો પાથરી થડો બનાવી તે ઉપર બેઠો બેઠો ગોવર્ધન રોજ આ યાત્રાળુઓને જોતો અને રોજ કેટલીયે જાતના વિચારો કરતો. તે વિચાર કરતો,–શિમુલ ગામનું કોઇ માણસ કોઇ દિવસ નહિ આવતું હોય ? જો કોઇ આવ્યું હોય અને તે જોગાનજોગ મળી જાય તો કેવું સારું ! ત્યાંની તાજી ખબરો તો એક વાર મળે. રામચરણ, નિતાઇ કાકા, મોહન કાકા, સિદ્ધુ ઘોષાલ એ બધા કેમ હશે ? કોણ જાણે. ધનાકાકાની ફૂલવાડી તો આ ટાઢના દિવસોમાં

સુકાઇ કરમાઇ ગઇ હશે, સોમેશ્વરની ભગરી ભેંસ હજુ દૂધ દેતી હશે? શું એ દૂધ, શું એ દૂધનું દહીં અને તેની મીઠી મધુરી છાશ અને વળી માખણ-તાજું માખણ-એ માખણ પાસે બત્રીસ વસાણાનો સાલમપાક પણ ખરો. ભીમા દલવાડીની વાડીનાં આંબાને ભુલાવે તેવાં વનપક પપૈયાં, અરધો હાથ લાંબાં કાળાં બી વગરનાં કુમળાં વેંગણ, લીલાંછમ મોટાં પાંદડાં-વાળી તાંદળજાની ભાજી, મેથીની ભાજી, અરે હું મારી જમીનમાં થોડું ખાતર નાખી ખેડી બે પાંચ જાતની શાકભાજીયે ન વાવી આવ્યો! વાવી આવ્યો હોત તોપણ શું કામનું હતું? રામા કોળીના માતેલા સાંઢ સરખા વાછડાઓ કાંઇ રહેવા દેત ખરા? તે દિવસે લીલાછમ કુણા ભીંડા અને મૂળા ગોપાલને ભોગ ધરવા સારુ—

... પતાસાં છે? હા, છે ને, એક પૈસાનાં છ. વારુ અહીં આવ એ છોકરી, આઠ આપીશ ચાલ. તમને શું સોજી જોઇએ છે શેઠ? ના, મોટા દાણાની નથી. બારીક છે-તમને શું જોઇએ છે, ડોસી મા?"

"ભાઇ તું નાહી ધોઇ વાસી કપડાં બદલીને દુકાને આવ્યો છો ને?"

"હા, મા! કેમ વારુ?" આતુર નજરે ગોવર્ધન પેલી ડોસીના મોં તરફ મીટ માંડી જોઇ રહ્યો.

"એક વાર આવને ભાઈ, મારી સાથે; જરા પાંચ મિનિટનું કામ છે. મારો આ દીકરો અહીં બેસી તારી દુકાનની ધ્યાન રાખશે જરાવાર. હું આફતમાં છું દિકરા."

આફત શબ્દ સાંભળતાંજ ગોવર્ધન એક કુદકે થડા ઉપરથી કૂદીને દુકાનની બહાર આવ્યો અને લાગલોજ તે ડોસીની પાછળ પાછળ ચાલવા લાગ્યો. જરા આગળ ચાલી તે ડોસી બોલી—"આજે પૂજારી આવી શકશે નહિ, તે તો જાણે ઠીક; પણ આટલું અસૂરું થયું. માણસ કહી તો મોકલે ને કે નહીં આવું! સારે નસીબે તું ઠીક મળી આવ્યો દિકરા, નહીં તો ગોપાલને ભોગ ધરાવવા માટે કોણ જાણે કોને શોધવા આ બપોર ટાણે રખડવું પડત—"

"શું કહ્યું ડોસી મા? તમારે ઘેર ભગવાનની સેવા છે?"

"હા દિકરા."

"અને એને ભોગ ધરાવવા મને તેડી જાઓ છો?"

"હા દીકરા, બધું તૈયાર કરી રાખ્યું છે. તને જરાય ખોટી નહીં કરું બાપલા. તું આવે ખરે બપોરે આવ્યો તે તારો...અરે ઓ દીકરા, કેમ પાછો વળ્યો? શું થયું દિકરા? અરે ઓ દુકાનવાળા ભાઇ! એ-એ-દિકરા! મારા ગોપાલજીને ભોગ ધરાવી જા બાપલા!"

કોણ કોની વાત સાંભળે! ગોવર્ધને મુઠીઓ વાળી પોતાની દુકાન તરફ પાછી દોટ મૂકી. એક વાર છેટેથી હાથ હલાવી બોલ્યો: "ના માડી, મારાથી એ બનશે નહીં, નહીં બને મારાથી; નહીં બને."

ડોસી બિચારી પથ્થરની પૂતળી જેમ જડ બની ઊભી ઊભી જોઈ જ રહી.

(અપૂર્ણ)

---

## જરૂરી ખુલાસો

મેં સંપાદિત કરેલા 'નવરાત્ર અંક'માં 'રંગભૂમિના રાસ' એ વિભાગમાં 'રણનાં નગરાં' નામનો રાસ શ્રી. મનસ્વીને નામે છપાયો છે પણ એના લેખક રસકવિ શ્રી રઘુનાથ બ્રહ્મભટ્ટ છે તે જાણવું.

મૂળજીભાઇ પી. શાહ
સંપાદક: નવરાત્રઅંક "ગુણસુન્દરી"

# ત્યાગની પરાકાષ્ટા

લેખક :
શ્રી. ચંદુ રાવલ

રામ વનવાસનો ફેરો મારી સામે પડયો હતો. સીતા રામના પગલે પગલી પાડી જતી હતીઃ પ્રેમેઃ એક અદીઠ તંતુથી જોડાએલ એ દીસેઃ અર્ધાંગીપણેઃ સુખ અને દુઃખની અર્ધ ભાગીદારીએ. જગતનાં સંકટો સહન કરવા નીકળી પડી હતીઃ સ્વામીના સંગાથેઃ સ્વામીની શીતળ છાયા નીચેઃ પ્રેમથી પ્રેરાય ને પોતાના મનોભાવથી. નહિં કે—

—સ્ત્રી પુરુષની ખાનગી મિલ્કત છેઃ સ્ત્રી પુરુષને મન માલીકીની વસ્તુ છે, તેણે તેના કથન મુજબ ચાલવું જ જોઇએ. ભલે તે સાચું કે ખોટું હોય. પણ તેણે તેના પડતા બોલ ઉપાડવા જ જોઇએ પતિ શરાબી હોયઃ વેશ્યાગામી હોયઃ સ્ત્રીનાં ઘરેણાં વેંચીને પણ પોતાના મોજશોખ પુરા કરવા હોય.

સ્ત્રી અને પુરુષ સમાજનું એક આવશ્યક અંગ છે. સ્ત્રી અને પુરુષ, વસ્તા સમાજને ઉંચે લાવવા માટે સાચી સંસ્કૃતિ ને જગતનાં આઝાદ પંથનાં સર્જક પુરુષ અને સ્ત્રી જ છે.

પણ, પુરુષે પોતાનો માલિકી હક્ક ચલાવવા મંડયો. પોતાની સ્ત્રી પોતાના સિવાય બીજા સામું જુએ જ કેમ ? પછી ભલે તે એક ભાઇભાવે જોતી હોય તેની નજર, તેનાં હિતાહિત ચોવીસે કલાક તેના સ્વામી પ્રત્યે જ મંડાય રહેવા જોઇએ. પરણ્યા પછી તો તે પોતાની સ્વતંત્ર ઇચ્છાનુસાર પણ ન ચાલી શકે, પોતાના મનમાં ગમે તેવી વીટંબણાઓ થતી હોયઃ પોતાની ઇચ્છા હોય કે નહિ પણ તેને તેના સ્વામીને ગમે તે ઇચ્છાઓને વશ થવું જ જોઇએ.. એથી વિરૂદ્ધ કે તેના સ્વામીને ગમે તેમ વર્તવાની છૂટ ! ગમે તેમ હરવા ફરવાની છૂટ ! તેની સ્ત્રી તેની મરજી પ્રમાણે જરાયે ન વર્તી શકે.

આ જગતનાં પુરુષોનું સ્ત્રી પ્રત્યેનું વર્તન !

નૂતન નારીનું સર્જન થયું છેઃ મિટાવવા— પુરુષોના ભ્રમજાળને માલીકી ભાવનેઃ ગુલામીની જંઝરનેઃ વ્યક્તિત્વ-વિકાસ અટકાવનાર સંકુચિત પુરુષ માનસને.

અભિમન્યુ વિજયને વર્યોઃ સ્ત્રીનાં રક્ષાબંધને. રામ પ્રખ્યાતિ પામ્યા સીતાનાં પ્રતાપેઃ લંકાપતિ રાવણની શક્તિ ને મહત્તાનું ભાન થયું જગતને સ્ત્રીથી. રાધિકાના પ્રેમે કનૈયો લોકજીભે ચડયો. આ પ્રતાપ નારીનો !

પળે પળે હડધૂત થતી નારીએ પોતાને હડધૂત થનારના પંથે ધકેલનાર સમાજનાં માલિકી હક્કને પૂરેપૂરો પિછાણી લીધો છે. તેણે પોતાનું અણનમ મસ્તક ઊંચું કર્યું છે.

છૂપાં આંસુ ઘણા દિવસ વહેવડાવ્યાં. હમારા સૌંદર્ય ને હાડચામ ઘણાએ ઘણા દિવસ ચૂસ્યા. અમે સ્ત્રીઓ પુરુષો માટે મરી પીટીશું. છતાંયે પુરુષે અમને કામના બદલે હવસ વૃતિ જ આપી; અમને પોતાની રખાત જેવી જ વેશ્યા માની લીધી. અમારા કામના પ્રતાપે અમારી પાસે કામ કરાવી અમને રોટલો આપી અમારો દેહ જાણે વેચાતો જ લઇ લીધો.

ઘેર ઘેર, ગલીએ ગલીએ ચૌટે ચૌટે; ચકલે ચકલે ! ‘ નૂતન નારી જાગ ’ ‘ રાષ્ટ્રની કૂચકદમે પગલાં પાડ ’ની બડેખાંઓએ બડાઇ મારી. પણ, કેટલા નરવીરો ! એ કમર કસી અમારાં વિધવાનાં પુનર્લગ્નનાં ! ત્યકતાનાં ! કેટલા પ્રશ્નો હાથ ધર્યા.

જગતનાં જંગલમાં પુરુષે એકલે હાથે આગે બઢીને પોતાનાં હાથે પોતે લણ્યું !

નૂતન નારીસમાજના પ્રગતિના પથે પોતાનો સમાન હક્ક માગે છે. સ્ત્રી એટલે પુરુષનું રમકડુ માત્ર નહિ, પણ પુરુષનો સાચો મિત્ર છે. જગતનું સૂત્ર ‘ જ્યાં જ્યાં નારી ત્યાં ત્યાં દેવતા રમે છે ’ એ સૂત્રને સાચું કરવા નૂતન નારી પોતાના હક્કો લેશે.

જગતને બતાવશેઃ નારી એટલે ? ત્યાગની પરાકાષ્ટા ! જગતનાં કૂચ કદમે પગલી પાડનાર રણચંડી !

અને ત્યારે સ્ત્રી એટલે ‘ અર્ધાંગી ’ શબ્દ સાર્થક થશે.

# ઊર્મિ અને બુદ્ધિ

લેખિકા : કુ. વનબાળા ઉ. દેસાઇ

આપણા દૈનિક જીવનમાં હરરોજ અનેક પ્રસંગો આપણી આસપાસ બને છે. દિશા અને કાળમાં બનતા એ બધા પ્રસંગો આપણે સમજવા જોઇએ. આ માનવજાતિમાં અનેક પ્રસંગો એક મહાન કોયડા જેવા જ છે. એ સર્વ પ્રસંગોનો મર્મ આપણે પૂર્ણ રીતે તો સમજી ,નથી જ શકતા, છતાં પ્રત્યેક સ્ત્રીપુરુષે આ કોયડાનો ઉકેલ કરવા પ્રયત્ન કરવો જ જોઇએ.

એ પ્રસંગો સમજવા માટે આપણે મન અને હૃદયનો ઉપયોગ કરવો એ ઇષ્ટ છે. આપણાં ઊર્મિમય જીવનમાં અમુક પ્રસંગો બને અને જો એ સુખકર લાગે તો આપણે કહીએ છીએ કે આ એક સુખદ અનુભવ છે. એ અનુભવને સાચવી રાખવા આપણે પ્રયત્ન કરીએ છીએ. કેટલાક પ્રસંગોની અસર આપણાં મન અથવા બુદ્ધિ ઉપર પડે છે તેને પણ સાચવી રાખવા મથીએ છીએ. હવે કદીક ઊર્મિ અને બુદ્ધિ એ બન્નેના મિશ્રિત અનુભવો પણ થાય છે. એ આપણને વધુ આકર્ષક લાગે છે. ને એક લાડીલા સંતાનની માફક તેને ખૂબ સંભારીએ છીએ. આ બધા જ પ્રસંગો કે અનુભવોનું પૃથક્કરણ કરી સમજવા માટે અર્થાત્ આ મહાન કોયડાના ઉકેલ માટે ઊર્મિ અને બુદ્ધિ એ બે માર્ગો સરળ પડે છે.

બુદ્ધિ એ મગજનો વિષય છે; લાગણી એ હૃદયનો વિષય છે. છતાં સંસારક્ષેત્રમાં એનો સંબંધ અતિનિકટ છે. એટલે આપણે તેનું પૃથક્કરણ ઝીણવટથી કરવાનું રહેશે. પ્રથમ આપણે એ પ્રત્યેકનો સ્વતંત્ર વિચાર કરીએ. ને એક જુદા પલ્લામાં મૂકીને જોઇએ કે એ બેમાંથી જીવનમાં અધિક કોણ છે ? અર્થાત્ કોણ હોઇ શકે ?

બે મહાન ગુણોથી મનુષ્યનું જીવન ઘડાય છે. એક આનુવંશિક અને બીજો સંસ્કારજન્ય. આ આનુવંશિક ગુણોને વડીલો તરફથી વારસામાં મળેલા હોય છે. સંસ્કારજન્ય તે મનુષ્ય પોતે પોતાની મેળે ખિલવે છે. બુદ્ધિને આપણે કંઇક અંશે સંસ્કારજન્ય કહી શકીએ. કારણ, તેનો આધાર વાતાવરણ અને તર્ક ઉપર અવલંબે છે. વળી આપણામાં કહેવત છે કે 'મુંડે મુંડે મતિર્ભિન્ના.'' પ્રત્યેકની બુદ્ધિ જુદી જ હોય. માનસશાસ્ત્રીઓ કહે છે કે બુદ્ધિ તે મગજની સૂક્ષ્મ ઇન્દ્રિય છે. એટલે તેને સ્મરણશકિતથી સતેજ કરી શકાય, પણ તેની વૃદ્ધિ કે નાશ ન થઇ શકે.

ઊર્મિ એ તદ્દન સ્વાભાવિક છે, હૃદયનું અવિરકત ઝરણું છે. વર્ષાઋતુએ જેમ મેઘ વરસે છે તેમ હૃદયાકાશમાંથી ઊર્મિરૂપી મેઘ વરસ્યા જ જાય છે. એ અમીરસ ઝીલવો ને ઝીલાવવો તે એક જીવનલ્હાણું છે. જ્યારથી બાળક જન્મે છે ત્યારથી તેને માતા માટે અનન્ય શ્રદ્ધા અને લાગણી હોય છે. તેની સારી એવી દુનિયા એક માતામાં જ સમાઇ જાય છે. પછી ધીમે ધીમે તેની લાગણી વિસ્તૃત સ્વરૂપ લે છે. લાગણીનો ઉદ્‌ભવ ગર્ભમાંથી જ થયો એમ આપણે કહી શકીએ; એટલે જેટલી જીવનની મહત્તા તેટલી જ લાગણીની મહત્તા સહેજે માની શકાય.

માનસશાસ્ત્રના આધારે જો આપણે

વિચારીએ તો લાગણીનો ઉદ્દભવ તે બુદ્ધિના ઉદ્દભવ કરતાં કંઇક અંશે વહેલો છે. આ બુદ્ધિ એટલે તદ્દન સામાન્ય બુદ્ધિ. બાળકના જીવનવિકાસનું આપણે બારીકાઈથી અવલોકન કરીએ તો સ્પષ્ટ જોઇ શકાશે કે તેનામાં લોભણી–ભયની લાગણી પ્રથમ પદ ભોગવે છે. જ્યારે બાળકમાં અહમ્ " મારી જાત " એ ભાવના જાગે ત્યારે આપણે બુદ્ધિનું પ્રાકટ્ય થયું તેમ કહી શકીએ. આટલો બુદ્ધિનો વિકાસ તો દરેકે દરેક બાળકમાં હોય છે જ. પછી જે વાતાવરણમાં બાળક ઉછરે તેમ તેની બુદ્ધિનો અર્થાત્ જ્ઞાનનો વિકાસ થાય. ઘણાના જીવનમાં એવું બને છે કે બુદ્ધિનો વિકાસ અટકી પડે. જેટલી કુદરતથી બક્ષાએલી છે તેટલી તો કાયમ જ રહે. પરંતુ જે આપબળે મળે–તે બુદ્ધિ અર્થાત્ જ્ઞાન, તેની વૃદ્ધિ અશક્ય બને. તેને માટે સમાજ તથા વડિલો ઘણે અંશે જવાબદાર છે. આ કારણોમાંનું એક મહત્ત્વ કારણ તે જ અજ્ઞાન. આ વિરોધાભાસી વાક્યથી નવાઇ તો લાગે, પણ એ જ તદ્દન સાચું છે કે જીવનમાં કઇક છે. કંઇક જાણવાનું તથા શીખવાનું બાકી છે. તેની જ તેમને સમજણ નથી હોતી. ઘણાએ ભોળા ગામડીઆને જન્મ અને મૃત્યુનો ખ્યાલ જ નથી હોતો. કોઇનું પણ મૃત્યુ થાય તો તેઓ કહેશે " પ્રભુનાં હતાં ને પ્રભુએ લીધાં; આપણે કોણ માનવી ! " આ ભોળા અજ્ઞાન ગામડીઆમાં લાગણી તો પૂર્ણ વિકસેલી છે. બુદ્ધિહીન લાગણીહીન નહિ જ બને. કદાચ બુદ્ધિવાળા માણસમાં લાગણીનો અભાવ હોય એ બની શકે. જંગલી લોકોનું જીવન જોઇએ તો ઉપરનું કથન સંપૂર્ણ સમજાશે. જ્યારે તેઓ સુખની ઊર્મિ અનુભવે છે ત્યારે ગીતો ગાવા માંડે છે. આમ કલાના આકારમાં જીવનને વ્યક્ત કરવાની જરૂરીઆત જંગલી લોકો પણ અનુભવે છે. એટલે જ્યારે કોઇ પણ ઊર્મિ અત્યંત તીવ્ર બને છે ત્યારે કો કલાનો આકારમાં વ્યક્ત થવા માગે છે. જંગલી લોકોના આ પ્રથમ અનુભવમાંથી ધીરે ધીરે સંસ્કૃતિનો વિકાસ થવા માંડે છે, અને સાહિત્ય, કાવ્ય, શિલ્પ, ચિત્ર અને સંગીત આદિ વર્તમાન કળાઓનો ઉદય થાય છે. આ ઉપરથી એ તો સ્પષ્ટ જ થયું કે સમાજનો ઉદ્દભવ બુદ્ધિના પ્રાકટ્યથી નહિ પણ ઊર્મિના ઉદ્દભવથી થયો એમ માની શકાય.

આજના પ્રગતિના યુગમાં—એટલે કે માત્ર બુદ્ધિને જ સ્થાન અપાયું છે તે યુગમાં—પણ આપણે અનુભવોનું બારીક અવલોકન કરીએ તો આ વિષયની સમજ વધુ પડશે. ઉપર કહ્યું કે દરેકને ઊર્મિના, બુદ્ધિના અને મિશ્રિત, એમ ત્રણે પ્રકારના અનુભવો થાય છે. જે અનુભવો જુદા છે તે ભિન્ન જ રહેવાના; પણ જે મિશ્રિત છે તેની છાપ જીવન ઉપર કંઇક જુદી જ પડવાની. અરે ! કદીક તો એ અનુભવોથી મનુષ્યનું સારૂં એવું જીવન પલટાઇ જાય છે. " પ્રેમ અને પ્રકાશનું પ્રાકટ્ય એ જ મારી ધન્ય પળો ". સાચી વાત છે. જ્યારે એ બન્નેનું સાથે જ ભાન આવે છે ત્યારે કો નવીન ભાવના, કો નવીન કલા પ્રગટી જાય છે. અલબત્ત, આ અનુભવ એ પેલા બન્ને કરતાં અધિકતર ઉત્તમ છે. તેનાં કારણો પણ અતિશય નાજુક છે. આપણાં જીવનમાં ને જગતમાં ઘણાં દ્વન્દ્વો છે. ઊર્મિ અને બુદ્ધિ એ પણ એક સૂક્ષ્મ દ્વન્દ્વ છે. ઘણી વાર લાગણી અને બુદ્ધિને કલહ થાય છે. તે સમયે હૃદયમાં એક મોટું વલોણું થતું હોય તેવો આભાસ થાય છે. તે વખતે બુદ્ધિ અને ઊર્મિ સામસામા વલોણાંનાં દોરડાં ખેંચે છે. આ મંથનના પરિણામે કોણ જીતશે ? તેનો વિચાર નિરંતર આવ્યા જ કરે છે. અરે ! કદીક એ ચિંતાનો ભાર મન અને શરીરને અસ્વસ્થ બનાવી દે છે. પણ જો આ સમયે મનુષ્ય મનનું સમતોલપણું રાખે; એના

માટે આવી ઉન્નત ભાવના હોય છે. આ પ્રેમીજનોનાં દૃષ્ટાન્તો નવલકથા તથા નવલિકા જ પૂરાં પાડશે. એટલે તે માત્ર કલ્પનાના જ જગતમાં છે તેમ નથી, વસ્તુતઃ વાસ્તવિક જગતમાં જ હોય છે. પણ તેને કોઇ પિછાની યા જાણી શકતું નથી.

સ્વ. મહાદેવભાઇએ પૂ. ગાંધીજી તરફની અનન્ય ભકિતથી ભેખ ધારણ કર્યો, જીવન-પર્યન્ત તેમની સેવા કરી. અને સેવાર્થે જ મૃત્યુને શરણ થયા–આજે શહીદ બન્યા ને અમરત્વ પામ્યા. આજે આપણા દેશમાં શું છે ? અનેક થનગનતા યુવાનો દેશ માટે માથુ અર્પે છે. માતૃભૂમિનાં દુઃખે તેમનું ખુનસ ભરાઇ આવે છે. ને મોંઘા એવા જીવનની ભેટ દેશને ચરણે ધરે છે. તેમને તેમના નેતા પર અતિશય શ્રદ્ધા હોય છે. તેમની હાકલ સાંભળતાં જ તે બલિદાન આપવા તત્પર બને છે. આજ તેમના જીવનનું મહાન કાર્ય. પ્રભુ પ્રત્યેની ભક્તિના દાખલા પણ આપણી પાસે મોજૂદ છે. મીરાં, નરસિંહ તથા તુકારામ, આ ત્રણેનું જીવન અને કવન પ્રભુ અર્થે જ હતાં. કો કળાનો ભેખ લે છે તેનું દૃષ્ટાન્ત મહર્ષિ નિકોલસ રોરિક. પોતાની અમીરાઇનો દેશની કળાને ખાતર ત્યાગ કર્યો. અને સમસ્ત જગતને શાન્તિનો પાઠ તેમની કળાદ્વારા અર્પાયો.

જેવી રીતે અતિ મોહ થવાથી માનવી કર્તવ્યવિમુખ બને છે, તેવી જ રીતે અતિજ્ઞાન પણ મનુષ્યને કાર્ય કરતો અટકાવે છે. અર્જુન મોહાંધ બન્યો એટલે તેનામાં કાયરતા આવી. સહદેવને અતિજ્ઞાન હતું. તે જાણતો હતો કે દ્રૌપદીની ભરસભામાં વચ્ચે આબરૂ જશે; પણ તે પોતે કંઇ જ નહિ કરી શકે, એ વિચારે જ તેને બેશુદ્ધ બનાવ્યો. આ ઉપરાન્ત શેક્સપીઅરે પણ કહ્યું છે: " To much knowledge makes coward " આ રીતે બુદ્ધિવાદીઓની સમજણ દરેક માન્યતા ખોટી ઠરાવી શકાય. દલીલો કરતાં અનુભવ જ તેમની માન્યતાને વધુ પાંસરી બનાવશે. જો એકાદ અનુભવ થાય તો હૃદયની ઊંગરાઇ ગએલી લાગણીઓ સતેજ થાય. શું તેઓ પોતે લાગણીશૂન્ય છે ? જ્યાં આખુંએ વિશ્વ સભર રસથી ભર્યું હોય ત્યાં માનવીને લાગણીશૂન્ય કેવી રીતે કલ્પાય ?

'Love The Law of Life' એ પુસ્તકના લેખક કાગાવા કહે છે કે " પ્રેમ-વિહોણી બુદ્ધિ એ સૂકા ઝાડના ઠુંઠા જેવી છે. પ્રેમવિહોણાં સામ્રાજ્યો એ સહરાનાં રણ જેવાં છે. જે સામ્રાજ્યો પ્રેમને ભૂલ્યાં છે તે પ્રભુને ભૂલ્યાં છે. સંસ્કૃતિઓ પણ પ્રેમના ઘૂંટડા પી પીને જ વિકસશે. એમની પ્રેમની ફિલસૂફી અતિ મહાન છે. "

" પ્રકાશ અને પ્રેમનું પ્રાકટ્ય એ જ મારી ધન્ય પળો. " એમ આપણે ઉપર જણાવી ગયા. હવે આ પ્રકારનું પ્રાકટ્ય એટલે શું ? તેનો ઊંડો વિચાર થઇ શકે. આપણા દરેકમાં એક એવી શક્તિ છે કે જે " ઉચ્ચ માનસિક જગતનું જ દર્શન કરાવે છે. ઉચ્ચતર નિર્મળ વિચારોથીએ પર એવી એક શક્તિ–અર્થાત્ જ્ઞાનનું સાધન મનુષ્યની અંદર રહેલું છે. આ શક્તિને આંતઃસ્ફુરણા અથવા પરાબુદ્ધિ એવું નામ આપવામાં આવે છે. પરાબુદ્ધિ એ ચૈતન્યનો એક પ્રકાર છે. એ માત્ર વિચાર કે ઊર્મિ નથી તેમ જ બન્નેનું સંમિશ્રણ પણ નથી; એ બેથી કંઇક વિશેષ છે. જ્યારે આપણામાં એ બુદ્ધિનું પ્રાકટ્ય થાય છે ત્યારે આપણું મન સર્વસામાન્ય ભાવનાઓ ગ્રહી શકે છે. મનુષ્યના હૃદયમાં સુકોમળ સહાનુભૂતિની ઊર્મિઓ જાગ્રત થાય છે ' પરાબુદ્ધિ એ એક દૈવી શક્તિ છે.' આ પરાબુદ્ધિનો ઉદ્ભવ ક્યાંથી થાય ? ને ક્યારે થાય ? સામાન્ય રીતે આ શક્તિનો ઉદ્ભવ દુઃખ દ્વારા જ થાય છે. જ્યારે જ્યારે કોઇ મનુષ્ય ઘણું દુઃખ સહન કરે છે અને એ સહન કરવામાં તે ગુસ્સો નથી કરતો પણ પ્રભુની ઇચ્છાને

આધીન થાય છે, ત્યારે દુઃખ પૂરું થતાં જ એની પરાબુદ્ધિ જાગ્રત થાય છે. આત્મામાં રહેલાં દૈવી પ્રભુતાનાં પ્રકાશને ઢાંકનાર પડળોને દુઃખ જ દૂર કરી શકે છે. સૌન્દર્યના શોધમાંથી પણ પરાબુદ્ધિ પ્રગટે છે કારણ કે જેવી રીતે દુઃખ અને આપત્તિ માનવીને વધારે ઉદાર ગૌરવશાળી ને નિર્મળ બનાવે છે, તેવી રીતે સૌન્દર્યનું સતત ચિંતન પણ એને પવિત્ર કરે છે. હવે જે એક નવાઇ જેવું લાગે તે એ છે કે બુદ્ધિ અથવા વિચારશક્તિમાંથી પણ આનો ઉદ્‌ભવ થાય છે. છેવટે ભક્તિ દ્વારા પણ એ જાગ્રત થઇ શકે છે. મનુષ્યની ભક્તિ પ્રભુ પ્રત્યે હશે કે કોઇ મહાન અનુભવી નેતા પ્રત્યે વફાદારીરૂપે વહે. જ્યારે આ ભક્તિ વહે છે ત્યારે પ્રભુ તરફથી તેને કો શક્તિ ભેટ અપાય છે. જગતના માનવીને કદાચ તે વ્યક્તિમાં સામાન્ય બુદ્ધિ પણ ન દેખાય; છતાં જે એ મોંઘી ભેટ એ જ બુદ્ધિનું સર્વોત્તમ ધોરણ છે. હવે તે પ્રકટી તેવું આપણે શી રીતે કહી શકીએ ? તેને માટે અનેક સૂચનો કહેવામાં આવ્યાં છે. જ્યારે પરાબુદ્ધિ પ્રગટે છે ત્યારે મનુષ્યનાં માનસિક અને ઊર્મિમય દૃષ્ટિબિન્દુઓ એક થઇ જાય છે. ત્યારથી તે મનુષ્ય વિનાશ કે ખંડન કરવાને બદલે રચનાત્મક કાર્ય જ આદરે છે. અને પોતાની યોજનાને પાર પાડવા માટે સામગ્રીઓ ક્યાંથી લાવવી તે તે આપોઆપ જ સહજ વૃત્તિથી જાણી શકે છે. પછી તે મનુષ્ય કડવી ટીકાઓ કદીએ કરતો નથી. વનસ્પતિશાસ્ત્રીઓ તો કો નાજુક ફૂલોને ચુંટે છે; પણ કો માળી જેમ એને પુષ્પરૂપે પ્રગટવા દે છે, તેમ એ માનવસ્વભાવનું પ્રકટીકરણ શાન્તિથી નીરખ્યા કરે છે. એ હકીકતોનો સંગ્રહ કરવાને બદલે વિચાર અને ઊર્મિને વધારે પસંદ કરે છે.

પ્રેમ તે આ બુદ્ધિના વિકાસનું મોટું સાધન છે. તેના દૃષ્ટાન્તોમાં આપણે પ્રેમનું ઉર્ધ્વીકરણ થાય છે તેમ જોઇ ગયા. એ ઉપરાંત એક સુંદર માર્ગ છે અને તે "કુદરતના સમાગમનો." "કુદરત એટલે જડ પદાર્થમાં પ્રગટેલી પ્રભુની વિશ્વવ્યાપક પરાબુદ્ધિ જ." અરણ્યમાં કે ખેતરમાં, સાગરતીરે કે હિમાચ્છાદિત ગિરિશિખરે વિહરવું એ પરાબુદ્ધિને જીવનજલ સિંચવા જેવું છે. આપણે માત્ર તેમાં ચિંતન નથી કરવું. તેની સાથે એક થવું છે. ને પ્રભુની સુંદરતાનો ખ્યાલ કરવાનો છે. પણ જો કોઇ વ્યક્તિ પુષ્પ સાથે પ્રેમ કરે કે વાદળાની અસરથી રાચે છે ત્યારે જ કળાકાર બને છે. ને પ્રભુની સમીપ પહોંચી જાય છે.

આ પ્રમાણે શુદ્ધ પરાબુદ્ધિ એ બધાનો સમગ્ર વિચાર કરતાં આપણે જીવનમાં ઊર્મિને પ્રધાન સ્થાન આપીશું. પણ પ્રભુ પોતે જ જ્ઞાનસ્વરૂપે અને પ્રેમસ્વરૂપે પ્રકાશે છે. જો આપણે જાગ્રત હોઇએ તો એ પ્રત્યેક અનુભવમાં જુદા જુદા સ્વરૂપે આપણને સહાય કરે જ છે. ઊર્મિ અને બુદ્ધિનાં રસમાં નાહતાં નાહતાં જીવનપૂજાસમું ધન્ય બનાવવાનો આદર્શ શા માટે ન સેવવો ?

# સંત-વીરોને પ્રણામ

એ સંતવીરોને અમારા વારંવાર પ્રણામ છે,
જેને જગતની, કલ્યાણની, કામના નિષ્કામ છે;
સંસારમાં ઉપકાર કરવો, એ જ જેનો સ્વાર્થ છે,
જીવન સમર્પણ કીધા પછી, એ સર્વ તો પરમાર્થ છે.
એ સંતવીરોને અમારા વારંવાર પ્રણામ છે....૧

એ સંતવીરોને અમારા વારંવાર પ્રણામ છે,
નિર્વાણની જેમાં ભરેલી, સદ્‌ભાવના ઉદ્દામ છે;
પરલોકહિતમાં લીન છે, જ્યાં સુધી જીવિત રહે,
આદર્શ થઈ કર્મણ્ય, સેવાની સુધા પીતા રહે.
એ સંતવીરોને અમારા વારંવાર પ્રણામ છે....૨

એ સંતવીરોને અમારા વારંવાર પ્રણામ છે,
હંમેશ જે અફચકિત રહે, જેના હૃદયનું ધામ છે;
સંકટો આવે અનેક, શાંતિથી સહી શકાય છે,
પણ લીધું છોડી દઈને, ચલિત કદી નહિ થાય છે.
એ સંતવીરોને અમારા વારંવાર પ્રણામ છે....૩

એ સંતવીરોને અમારા વારંવાર પ્રણામ છે,
જેનું હૃદય હંમેશ રહેતું, આનંદભર આરામ છે;
અભિમાન પોષણ કારણે, હિંસા કદી કરતા નથી,
પણ નીતિરક્ષણ કારણે, સંહારથી ડરતા નથી.
એ સંતવીરોને અમારા વારંવાર પ્રણામ છે....૪

એ સંતવીરોને અમારા વારંવાર પ્રણામ છે,
ત્યાગમય જીવન વિતાવવું, એજ જેનું કામ છે;
પણ ત્યાગના અનુરાગમાં, સેવા કદિ તજતા નથી,
મોક્ષની લાલચ થકી, સંસારને તજતા નથી.
એવા સંતવીરોને અમારા વારંવાર પ્રણામ છે....૫

શ્રી. નારાયણલાલ પુરુષોત્તમ સુખડીઆ

# ભીષણ તપસ્વી : શ્રી. ભણશાળી

## : : : સ્ત્રીજાતિની લૂંટાતી લાજ માટે જેમણે અનશન આદર્યું : : :

લેખક : સ્વ. શ્રી. મહાદેવભાઈ હરિભાઈ દેસાઈ

જયકૃષ્ણ ભણુશાળીના નામથી 'હરિજનબંધુ'ના બધા વાચકો પરિચિત નહિ હોય. તેઓ એક વખતે સાબરમતી આશ્રમમાં અમારા સાથી હતા; અને હવે ત્યાગી થયા છે. તેઓ વર્ધામાં આવી ચડયા. એઓ મુંબઈ યુનિવર્સિટીના ગ્રેજ્યુએટ થયેલા. તેઓ બહુ જોશીલા હતા અને આગળ અભ્યાસ કરવાની ઇચ્છા હતી, પણ એમ. એ. નો અભ્યાસ કરતા હતા ત્યાંથી શિષ્યવૃત્તિ છોડી દઈને અસહકારનો જુવાળ ચાલતો હતો તે વખતે ગાંધીજીની પાસે આવ્યા ને ગુજરાત વિદ્યાપીઠમાં અધ્યાપક થયા. કાળે કરીને એમને જેલ મળી. જેલમાં એ શ્રીમંતાઈની ટેવો છોડતાં શીખ્યા અને આત્મદર્શનની ઝંખના લઈને બહાર નીકળ્યા. સ્વ. સ્વામીજી કૃષ્ણપ્રેમી એમના મામા થતા હતા, ને એમની ઇચ્છા હતી કે ભણુશાળી એમની જગ્યા લે. એટલે તેમણે ભણુશાળીને યુરોપ બોલાવ્યા. એ ગયા તો ખરા, પણ તરત જ પાછા ફર્યા. યુરોપમાં જે જોયું એથી એમને ત્રાસ છૂટયો. પાછા આવીને એમણે આત્મદર્શન માટે સાધના આદરી. થોડાં વર્ષ અમારી સાથે આશ્રમમાં રહ્યા, ત્યાં અવારનવાર લાંબા ઉપવાસો કરતા. છેલ્લો અને લાંબામાં લાંબો ઉપવાસ ૫૫ દિવસનો કર્યો ને તે પછી અમારી બધી રહેણી એમને આકરી લાગી હોય એમ એક દિવસ છોડીને ચાલતા થયા. તે પછી એમણે એકસું 'દેહદમન' કર્યું કે હોઠ તાંબાના જાડા વાળાથી સીવી લીધા. કૌપીનનો કમરપટો ને ગુણપાટની લંગોટી સિવાયનાં તમામ વસ્ત્ર તજી દીધાં ને ઘેરઘેર ભિક્ષા માગવા માંડી. ગયે વર્ષે ગાંધીજી હરિજનયાત્રામાં ફરતા હતા ત્યારે ભણુશાળીજી એમને ભાવનગરમાં મળેલા. એમને અનેક વર્ષોનું મૌન હતું ને કોઈની જોડે શબ્દ પણ ઉચ્ચારતા નહિ. પણ એમને લાગ્યું કે ગાંધીજી જોડેનો આધ્યાત્મિક સંબંધ પહેલાં કરતાં હવે ઘણો નિકટનો થયો છે. ત્રણ ચાર મહિના પહેલાં એમણે ગાંધીજીને પત્ર લખીને જણાવેલું કે 'મારો આપને ચાલીને વર્ધામાં મળવાનો વિચાર છે આપની સાથે વાત કરવા પૂરતું જ મૌન તોડીશ; ચાલતા ચાલતા થોડેક મહિને આપની પાસે આવી પહોંચીશ.' મારા જેવાને તો ભય હતો કે ગાંધીજીના કાર્યક્રમો અનિશ્ચિત રહ્યા, એટલે આ મુલાકાત કદી થવાની જ નથી પણ સ્વામી ભણુશાળીને એવો ભય ન હતો; એટલે એ તો આવી જ પહોંચ્યા. ઉઘાડે શરીરે અને ઉઘાડે પગે તેમણે મહિનાઓ સુધી પગપાળા પ્રવાસ કર્યો હતો. એમની પાસે જગતમાં પોતાની કહેવા જેવી એક ચીજ રહી નહોતી. એ આવીને અમારી પાસે બેઠા. એ સજ્જન છતાં અમારાથી કેટલા જુદા દેખાતા હતા! એમને કંઈ પ્રશ્નો પૂછવાના નહોતા, કશી જિજ્ઞાસા તૃપ્ત કરવાની નહોતી. પ્રશ્નો ને જિજ્ઞાસા તો અમને જ હતાં કોઈ અમેય તો પાણીમાં પલાળેલો લોટ અને લીંબડાનાં પાંદડાં ખાઈને શરીરનો નિર્વાહ કરવાની ટેવ એમણે વર્ષોથી પાડી હતી. આવીને એક ખૂણામાં બેઠા, કોઈને એમણે ખલેલ ન કરી, કોઈ એમની

શાંતિમાં ખલેલ પાડી શકે તેમ નહોતું. એમણે જિજ્ઞાસા જીતી હતી, પણ અમે નહોતી જીતી, ગાંધીજીએ નથી જીતી. એટલે ગાંધીજીએ એ દિવસે સાંજે પ્રાર્થના પછી એમને બોલાવ્યા અને પોતે લખીને પ્રશ્નો પૂછ્યા; તેના જવાબ માગ્યા. ભણશાળીએ ૭ વર્ષે મોઢું ઉઘાડ્યું.

સવાલઃ—તમને આ ખોરાક માફક આવે છે?

જવાબઃ—હા જી, બરાબર.

સવાલઃ—કદાચ લીમડાનાં પાનથી ઘણી મદદ થતી હશે?

જવાબઃ—હારતો; શિયાળામાં મારે પાન છોડી દેવાં પડે છે. કેમકે આ શરીરમાં સંધિવાની અસર છે.

સવાલઃ—પાંદડાં બહુ કડવાં નથી લાગતાં?

ભણશાળીજી હસ્યા. લીમડામાં પણ અનેક જાતો હોય છે. કેટલાંક પાંદડાં કડવાં હોય છે ને કેટલાંક નથી હોતાં. જીભ આ ખોરાકથી ટેવાઇ જાય છે; તે એટલે સુધી કે જીભને એ ભાવવા માંડે છે. ત્યાં પણ સ્વાદેન્દ્રિયવિગ્રહનો સવાલ આવીને ઊભો રહે છે.

સવાલઃ—તમે સૂઇ ક્યાં રહો છો? તમારી પાસે ઓઢવા પાથરવાનું કશું નથી?

જવાબઃ—જ્યાં હોઉં ત્યાં સૂઇ જાઉં છું, ઓઢું પાથરું છું.

સવાલઃ—ગાદલું ચાદર ને ઓઢવાનું આપીએ તો તમને વાંધો નહિ આવે ને?

જવાબઃ—નાજી. પણ હું ઘણી વાર ખુલ્લી ધરતી પર ને આકાશ નીચે અને ઘણી વાર સ્મશાનમાં સૂઇ રહ્યો છું.

સવાલઃ—સાપનો કે વ્યાઘ્રાદિનો ઉપદ્રવ કદી થાય છે ખરો?

જવાબઃ—ભાગ્યેજ; એક વાર વીંછી કરડેલો, પણ એ મંકોડી કરડી હોય એથી વધારે ન લાગ્યું. સાપ મને ઘણી વાર મળ્યા છે. એક વાર ચિત્તો પણ મળેલો, પણ એમને મારી સાથે કશી શત્રુતા નહોતી ને મને ભય પણ લાગ્યો ન હતો.

સવાલઃ—સ્મશાનમાં કંઇ વિચિત્ર અનુભવો થયેલા?

જવાબઃ—મારે એટલું કહેવું જોઇએ કે આ શરીર જીવોની યોનિ છે ખરી, પણ એના પર આસ્થા રાખવાની જરૂર નથી. એવા જીવો મને મળ્યા છે, ને એનો મને ભય કોઇ વાર લાગે છે ખરો; પણ તરત જ હું સ્વસ્થ થઈ જાઉં છું.

સવાલઃ—લોટની ભિક્ષા માગવા માટે તમારે બોલવું પડે છે ખરું?

જવાબઃ—નાજી.

સવાલઃ—લોટ હંમેશાં મળી રહે છે?

જવાબઃ—નાજી, કેટલીયે વાર મારે ભૂખ્યા રહેવું પડે છે. એક વાર તો લાગલગાટ ત્રણ દિવસ ભૂખ્યા રહેવું પડેલું. કેટલાક લોકો મને ખુશીથી ખવડાવે છે, પણ બીજા કેટલાકે મને ધુતારો માન્યો છે, કેટલાકે છૂપી પોલિસનો માણસ પણ ગણ્યો છે.

સવાલઃ—જે જૂના મિત્રો ને સગાંની તમને એક વાર ચિંતા થતી, તેમનો વિચાર કદી આવે છે ખરો?

જવાબઃ—કદી નહિ; બધું ભૂલી ગયો છું.

સવાલઃ—ગામડાંની કંગાલિયત જોઇને તમને દુઃખ થાય છે ખરું?

જવાબઃ—થાય છે કે જોઇને આપે એ વિષે લખ્યું છે તે બધું મને યાદ આવે છે. આપે "યંગ ઈંડીઆ"માં લખેલા પતંગનૃત્ય જેવા હૃદયભેદક લેખો મને યાદ આવે છે.–ને એમ થાય છે કે પતંગનૃત્ય તો ચાલી જ રહ્યું છે, એની ભીષણતા વધતી જાય છે. એ જોઉં છું ને મને થાય છે કે હું સુકો લોટ ખાઉં છું, તે ખાવાનો પણ મને અધિકાર નથી. મને સંતોષ એટલો જ છે કે હું એથી વધારે કોઇની પાસેથી લૂંટતો નથી; અને સ્મસાનમાં

મૃત્યુનું પ્રત્યક્ષ દર્શન થાય છે એ પણ આશ્વાસનરૂપ છે.

**સવાલ:**—ત્યારે તમે કોઈ દિવસ પાછા મારી પાસે આવશો ને તમારા વિષે મેં સેવેલું સ્વપ્ન હજુ પૂરું કરશો, નહિ ?

જવાબ:—હું ઇચ્છું તો છું કે હા કહી શકું. પણ મને ખબર નથી. ભગવાન જ જાણે છે. કદાચ એવું બને. ઝાંખો સંભવ છે ખરો.

સવાલ:—આખો દિવસ શાના વિચાર કરો છો ?

જવાબ:—મંત્રનો જપ કરું છું: મને કશાથી ક્ષોભ થતો* નથી; કશાથી ગ્લાનિ ઉપજતી નથી.

સવાલ:—ત્યારે બધો ભય ગયો છે, એમ કહી શકાય.

જવાબ:—હાજી હું તો શાંતિના સાગરમાં તરું છું. એ બધા આપના જ પ્રતાપ છે. આપે બધું મને શીખવ્યું છે, હું મારો ભૂતકાળ ઘણોખરો ભૂલી ગયો છું, પણ આપ ગીતા પર અને ભક્તરાજની યાત્રા પર જે પ્રવચનો આપતા એ હું ભૂલ્યો નથી. મને અખંડ શાંતિ પ્રાપ્ત થઈ છે. ઊંઘમાં સ્વપ્ન ભાગ્યે જ ખલેલ પાડે છે. લોકો ઘણી વાર મારી મશ્કરી કરે છે, મારો તિરસ્કાર કરે છે, એથી મને આનંદ થાય છે. ઘણી વાર હું એવી ઝંખના પણ કરું છું; એ ઝંખનાનું પણ દમન થઈ જાય એટલું જ હવે ઇચ્છું છું. પ્રશંસાથી મને આનંદ ન થાય તો હાંસીથી શા સારુ થવો જોઈએ ? મારે એ અવિચળ સમતા જોઈએ; માન–અપમાન વિષે સમત્વ જોઈએ.

શીતોષ્ણસુખદુઃખેષુ સમઃ સંગવિવર્જિતઃ

એ સ્થિતિ જોઈએ. વિપત્તિમાં પણ આનંદ ન થાઓ એમ હું બને તો ઇચ્છું ખરો, પણ બાપુ, એક વાર હું કેવો વિલાસી હતો ? કેવા એ વિલાસપણાના દિવસો હતા ? બધી મનની જ માયા છે. અત્યારે મારી શાંતિનો પાર નથી. ને તે છતાં એક વખતે હું કેટલો મોજશોખમાં પડેલો હતો. એટલું કહીને એ ખડખડાટ હસી પડયા.

**સવાલ:**—તમે આખો દિવસ કયાં બેસો છો ?

જવાબ:—નીચે ઓરડામાં. ભાઈઓ આવે છે ને જાય છે; પણ મને જરાય ખલેલ નથી થતી; કોણ આવે છે ને કોણ જાય છે એ પણ હું નથી જાણતો.

'એ જ ખરો વિજય છે' ગાંધીજીએ કહ્યું. અહીં આ સંવાદ પૂરો થયો અને અમે ફિરયા.*

---

* તા. ૧૪ મી એપ્રિલ ૧૯૩૫ના "હરિજનબંધુ "માંથી.

# એક સમાધાન

: : અંજની : :

રોજ કહું છું, હું તેજ કહું છું !
" પ્રકૃતિ "ના નિયમો નીરખું છું !
કાર્ય નથી પરિણામ વિનાનું—
વ્હેલું કે મોડું ?

પોતાનું પોતે શું ગાવું ?
વ્યર્થ પડતું શું જણાવું ?
કાર્ય રહેવું અમર્ત્ય સદાનું !
કંઇક થાવાનું.

શ્રી. પ્રહલાદ શુકલ

આપણી માતૃભાષા પ્રત્યેની બેદરકારી અને અજ્ઞાન રજૂ કરતો

# શબ્દોચ્ચારનો રમૂજી કિસ્સો

[ મારો અનુભવ, યોગ્ય ફેરફાર સાથે ]

લેખક : શ્રી. જયરામ નથુભાઇ પટેલ

જન્માષ્ટમીનો દિવસ હતો.

નદીકિનારે એક મંદિરના ઓટલા ઉપર હું, પોલિસ પટેલ અને પરગામના એક શિક્ષકભાઇ બેઠા બેઠા વાતો કરતા હતા. જરા છેટે બીજા માણસો બેઠા હતા. વાત વાતમાં શ્રી કૃષ્ણ ભગવાનની વાત નીકળી

મેં કૃષ્ણ શબ્દનો ઉચ્ચાર કર્યો, ત્યાં મુખી હસ્યા, ને એ શિક્ષકભાઇને પૂછ્યું: અમારા ગામના શિક્ષક આ જયરામભાઇ પટેલ, કૃષ્ણ ( ક્ + ઋ ) બોલે છે, પણ ખરી રીતે ક્રષ્ણ ( ક્ + ર ) બોલવું જોઇએ ને?

"ક્રષ્ણ જ બોલાય, કૃષ્ણ બોલાય જ નહિ; ને બોલે; ને બોલે, તો તદ્દન ખોટું જ છે." શિક્ષકભાઇએ દ્રઢતાથી ફેંસલો આપી દીધો.

શિક્ષક, અને તેમાંય વળી ( પહેલા વર્ષના ) ટ્રેન્ડ શિક્ષકે આમ કહ્યું. એટલે વાત આગળ લંબાવ્યા વિના મારાથી ન રહેવાયું. આ ભાઇને અત્રે આપણે ઓઘડ-ભાઈ નામ આપીશું

ઓઘડભાઇના હાથમાં એક જાહેરખબરનું પાનું હતું, તે મેં માગી લઇ, તેના ઉપર કૃ અને ક્ર લખ્યા-પછી વાંચવાનું કહેતાં, તેમણે બંનેનો ઉચ્ચાર ક્ર ( ક્ + ર ) કર્યો.

મેં પ્રશ્ન કર્યો: શું ! આ બન્નેનો ઉચ્ચાર સરખો જ ?

તેમણે કહ્યું, હા. એક હ્રસ્વ ક્ર ( ક્+ર ) ને એક દીર્ઘ ( કૃ ) ક્ર ( ક્+ર ) છે, એટલે બંનેનો ઉચ્ચાર સરખો જ થાય.

મુખીએ કહ્યું: બરાબર છે. તમે કહો છો. એમ જ.

મેં કહ્યું, કૃ એ દીર્ઘ ક્ર નથી, પણ ક્ માં ઋ ભળેલું છે.

બંને બોલી ઊઠયા: એ ખોટું, ક્ માં ર ભળેલો છે

જરા છેટે એક લુહાર ભક્ત અને કેટલાક માણસો બેઠેલા તે ઊઠીને અમારી નજીક આવતાં બોલ્યાં: શું છે ?

મુખીએ કહ્યું: આ અમે બે બ્રાહ્મણો કહીએ, એ સાચું, કે કણબી ?

મુખીને બ્રાહ્મણ શબ્દનો આશ્રય લેતા જોઈ, હું કંઇક અકળાયો અને આશ્ચર્ય પણ પામ્યો.

—"જુઓ, હું અને આ ઓઘડભાઇ કહીએ છીએ, કે ક્રષ્ણ બોલાય, અને પટેલ માસ્તર કહે છે, કૃષ્ણ ( ક્ + ઋ ) બોલાય." મુખીએ વાત સમજાવી ખુલાસો માગ્યો.

"ક્રષ્ણ બોલાય." લુહાર ભકતે તુર્ત જ ન્યાય તોળી દીધો.

થોડે છેટે બેઠા બેઠા એક ગઢવી આ વાતો સાંભળતા હતા; તે મોટેથી બોલ્યા:— એ–સાંભળો, મારે ઘેર તાવડી વાજું છે; તેમાં ચાર તાવડી કૃષ્ણના ગીતવાળી છે. તે વગાડીએ છીએ ત્યારે કૃષ્ણ ( ક્ + ઋ ) વાગે છે.

"તાવડી વાજાંનાં તે ઠેકાણાં હોય ? એમાં તો મૂળ ગાનારે જેમ ગાયું હોય, તેમજ ગવાયા કરે. એનો આધાર ન રખાય" ઓઘડભાઇ ઘૂરકતા બોલ્યા.

"—પણ કૃષ્ણ એ મૂળ કઈ ભાષાનો શબ્દ ? " એક માણસ મોટેથી બોલ્યો.

" દેવનાગરી–સંસ્કૃત" ગામોટી બોલ્યા.

ઓઘડભાઈ બોલ્યાઃ અઘરામાં અઘરૂં સંસ્કૃત વેદનું, વેદમાં અઘરી રુદ્રી, એ રુદ્રી હું ભણ્યો છું. (ફક્ત અર્થ–ભાવાર્થ નહિ.) એમાં પણ જ્યાં કૃ લખ્યું હોય, તેને અમે ક્ર વાંચીએ છીએ.

" એમાં જ તમે સંસ્કૃતને સંસ્ક્રત કહો છો ખરુંને ? " મેં પૂછ્યું.

" હા. ખરી રીતે એમ જ બોલાય. " ઓઘડભાઇ ભારપૂર્વક બોલ્યા.

જેની અંદર ઋ ભળેલું છે, એવા ઘણા શબ્દ મેં ઓઘડભાઈ પાસે બોલાવરાવ્યા. પણ તેઓ તે બધામાં ર ભેળવીને જ બોલ્યા. " તમારી જ ભૂલ છે. " એમ મને સ્પષ્ટ કહી દીધું.

થોડીક વાર થઇ ત્યાં, એક ફોજદાર સાહેબ પધાર્યા. તેઓ બ્રાહ્મણ જ્ઞાતિના છે, વળી તેમનું ભાષાજ્ઞાન સારું છે, એવી મને અને મુખીને ખબર હતી. મુખીએ તેમની આગળ કૃષ્ણ શબ્દ લખીને મૂક્યો, ને આ ખરી રીતે કેમ વંચાય–બોલાય ? એમ પૂછતાં, તેમણે લખ્યા પ્રમાણે જ શુદ્ધ ઉચ્ચાર કર્યો. ક્ર લખીને રજૂ કરતાં તેનો ઉચ્ચાર પણ શુદ્ધ ઉચ્ચાર કર્યો. વિશેષમાં તેમણે જણાવ્યું, કે જો કૃ ને ક્ર એક જ હોય, તો લખવામાં આવો ભેદ પાડવાની શી જરૂર છે ?

એટલામાં એક પરગામના ગૃહસ્થ આવી પહોંચ્યા. તેમણે પણ ફોજદાર સા. ને મળતી જ વાત કહી.

સૌ સમજ્યા, સૌને ગળે વાત ઊતરી, ન સમજ્યા એક માસ્તર સાહેબ ઓઘડભાઇઃ ભારે જક્કી, ખરા અણનમ.

મેં તેમને કહ્યુંઃ તમે હજી પણ કોઈ સારા ભાષાશાસ્ત્રીને પૂછી ખાત્રી કરજો.

મુખીએ કહ્યુંઃ ઓઘડભાઇ ! અમને સૌને સમજાયું, ને તમને હજી નથી સમજાતું એ નવાઇની વાત છે.

" હવે થોડી થોડી વાત ગળે ઊતરી છે, પણ હજી કોઇને પૂછી પૂરેપૂરી ખાત્રી કરીશ ત્યારે જ હા પાડીશ. " ઓઘડભાઇ ગંભીરતાથી બોલ્યા.

" ભાઈ ઓઘડભાઈ, આવા ને આવા ખોટા ઉચ્ચાર, વિદ્યાર્થીઓને હજી કેટલાંક વર્ષ શીખવશો ? વીસેક વર્ષ તો શીખવ્યા; હવે તો સમજો ! " મેં ધીમેથી કહ્યું.

એકાએક મને યાદ આવતાં, નીચેના શબ્દો અર્થ સહિત લખી, ઓઘડભાઇ વગેરે આગળ રજૂ કર્યા.

| | |
|---|---|
| ઋદ્ધિ–શક્તિ વગેરે | ઋદ્ધ–સ્વર |
| ત્રણ–૩ | તૃણ–ખંડ |
| પ્રથા–રીત | પૃથા–કુન્તા |
| માત્ર–ફક્ત | માતૃ–માતા |

બધાએ વાંચ્યા. એ શબ્દોમાં ર ભળવાથી અને ઋ ભળવાથી શું ફેરક પડે છે, તે સૌના લક્ષમાં આવ્યું; ઓઘડભાઇ પણ સમજ્યા હોય તેમ તેમની મુખમુદ્રા ઉપરથી જણાયું. થોડીવારે તેઓ બોલ્યાઃ

સમજાયું ખરૂં, પણ ગામડામાં, કૃષ્ણ લખ્યું હોય, છતાં તેને બધાં ક્રષ્ણ જ વાંચવાનાં. એટલે કે ક્રષ્ણ ઉચ્ચાર કરનારો ભાગ જ વધારે છે.

" બરાબર છે. તમે શિક્ષક, છતાં કૃષ્ણ ને ક્રષ્ણ વાંચો છો, ઋષિને રશિ બોલો છો, ત્યાં ગામડાવાળાની વાત જ કરવાની ક્યાં રહી ? " હું મોટેથી બોલી ઊઠ્યો.

" ઠીક છે. તમારી વાત સમજાઈ ગઇ, છતાં હું હજી વિશેષ ખાત્રી કરીશ. તમારે હજી ફૂલાઇ જવાનું નથી. " ઓઘડભાઇએ કૃત્રિમ મંદ હાસ્ય કરતાં કહ્યું.

મેં કહ્યુંઃ ભાઇ ! આમાં હું ક્યો જંગ જિત્યો કે ફૂલાઉં ? ભલા માણસ ! હજી તમે હાર્યા જ ક્યાં છો ? હજી તમે પાકી ખાત્રી કરવાનું તૂત–બહાનું તો બાકી રાખ્યું છે !

સૌ હસતા હસતા ઊઠ્યા, અને ઘરનો રસ્તો લીધો.

# : : અખિલ હિન્દ મહિલા પરિષદ : :

## સ્ટેન્ડિન્ગ કમિટીની સભા

અખિલ હિન્દ મહિલા પરિષદનું સને ૧૯૪૨ નું વાર્ષિક અધિવેશન મોકુફ રાખવામાં આવેલું હોવાથી માત્ર સ્ટેન્ડિન્ગ કમિટીની મીટીંગ ગયા માસની આખર તારીખોએ પૂનામાં મળી હતી. એ સભામાં કેટલાક અગત્યના ઠરાવ પસાર કરવામાં આવ્યા હતા. એ ઠરાવો જોતાં જણાય છે કે અખિલ હિન્દ મહિલા પરિષદનું વિચારક્ષેત્ર તેમ જ કાર્યક્ષેત્ર દિનપ્રતિદિન વિશાળ વિસ્તારમાં ફેલાતું જાય છે અને રાષ્ટ્રજાગૃતિની અસર સર્વથા એ સંસ્થાને પૂરી રીતે થવા પામી છે. હિન્દની મહિલાઓના હિતના તમામ પ્રશ્નોની વિચારણા, ચર્ચા અને તેને અંગેના રચનાત્મક કાર્યની દિશા નક્કી કરવા ઉપરાન્ત દેશના તમામ પ્રશ્નો—રાજકીય, આર્થિક, ઔદ્યોગિક વગેરે વિષે આ સંસ્થામાં વિચારણા અને ચર્ચા કરવામાં આવે છે. જ્ઞાતિ, કોમ કે રાજકીય પક્ષોથી એ સંસ્થા અલિપ્ત હોવાને લીધે હિન્દની આગેવાન મહિલાઓની એ સંસ્થાના અભિપ્રાય ખાસ વજનદાર ગણાવા જોઈએ એમ અમારું માનવું છે. સ્ટેન્ડિન્ગ કમિટીની સભામાં નીચે મુજબ ઠરાવો પસાર કરવામાં આવ્યા હતાઃ—

(૧) સંયુક્ત રાષ્ટ્રોના ધ્યેયની પ્રાપ્તિ માટે હિન્દની અંતઃકરણપૂર્વક અને સંપૂર્ણ સહાયતા મેળવવાને અર્થે હિન્દને તાત્કાલિક સ્વાતંત્ર્ય પ્રાપ્ત થવાની અત્યંત આવશ્યકતા છે. આ સ્થિતિ પ્રાપ્ત થાય તો શત્રુનો અવિરત સામનો કરવાનો જુસ્સો અને બળ ઉત્પન્ન થવા પામશે. એટલે સાચા પ્રતિનિધિત્વવાળા અને દેશના રાજકારભાર ઉપર સાચી સત્તા ભોગવનારા રાષ્ટ્રીય શાસનતંત્રની તાત્કાલિક સ્થાપના એ માત્ર રાજકીય દૃષ્ટિએ હિતકર છે એટલું જ નહિ, પણ અત્યારના યુદ્ધના વિશેષ બળવાન સંચાલન માટે બહુ અગત્યનું પગલું ગણાશે એવો આ સભાનો આગ્રહપૂર્વક અભિપ્રાય છે.

(૨) હિન્દના રાજશાસનના યોગ્ય સ્વરૂપનો જેમ બને તેમ જલદી નિકાલ કરવાની અગત્ય આ સભાને જણાય છે. વિશ્વયુદ્ધના આ સમયમાં, જ્યારે દેશની સલામતી ભયમાં આવી પડેલી છે, ત્યારે અત્યારે દેશમાં જે જાતની અસંતોષની અને વધતી જતી કટુતાની

લાગણી બહુ મોટા પ્રમાણમાં પ્રસરી રહી છે તેવું પરિણામ ઉપજાવનારી શાસનપદ્ધતિ ચાલુ રાખવી એ ઘણું જોખમભરેલું છે એવું આ સભા માને છે.

(૩) દેશમાં જે ભાંગફોડ, આગ અને જાનમાલના નાશનાં કાર્યો થઇ રહ્યાં છે તે પ્રત્યે આ સભા ભારે ત્રાસ અને વિરોધની લાગણી વ્યક્ત કરે છે, અને કોઇપણ સંસ્કારી દેશમાં એવાં કૃત્યોનો નૈતિક દૃષ્ટિએ બચાવ કરી શકાય નહિ એવો આ સભાનો મત છે. તેમ છતાં એ જાતનાં કૃત્યોનાં મૂળ કારણમાં સરકારી દમનનીતિ રહેલી છે એટલે એવી દમનનીતિ સર્વથા બંધ થવી જોઇએ એવું આ સભા આગ્રહપૂર્વક સૂચવે છે.

(૪) સ્ત્રી સત્યાગ્રહીઓ અને બીજાં સ્ત્રી-કેદીઓની પ્રતિષ્ઠા અને શીલના રક્ષણ માટેના સર્વ ઉપાયો યોજવાની આ સભા સરકારને વિનંતિ કરે છે. એવા કેદીઓ સાથે વ્યવહાર કરવા માટે સ્ત્રીઅધિકારીઓ અને સ્ત્રી-પોલીસની નિમણૂક કરવાની આ સભા ભલામણ કરે છે.

(૫) ખાધાખોરાકીની ચીજોની નિકાસનો સંપૂર્ણ પ્રતિબંધ કરીને, અને દેશના જુદા જુદા ભાગોમાં જ્યાં જેની જરૂર હોય, તે તે અનાજ પહોંચાડવા માટે રેલવે વગેરે સાધનોની સગવડ કરી આપીને, ખોરાકનાં સાધનોની અતિસંગ્રહ તથા નફાખોરી અટકાવવા માટે રાજ્યે તાત્કાલિક સબળ પગલાં લેવાની ખાસ આવશ્યકતા છે, એવું આ સભાનું માનવું છે.

(૬) દેશના જે ભાગમાં વિનાશક કૃત્યો થયાં છે, ત્યાંની સમસ્ત પ્રજા ઉપર સામુદાયિક દંડની પદ્ધતિ અને તેવા દંડમાંથી અમુક કોમોને જ માત્ર બાકાત રાખવાની સરકારની હાલની નીતિ પ્રત્યે આ સભા સ્પષ્ટ અસંમતિ દર્શાવે છે. આવી નીતિથી કોમી દ્વેષની લાગણી વધુ તીવ્ર બનવા પામશે અને સમસ્ત હિન્દમાં ઐક્યની લાગણી સ્થાપવાનો અખિલ હિન્દ મહિલા પરિષદ આજ દિન સુધી ખાસ પ્રયાસ કરી રહી છે તેને ઘણો આઘાત પહોંચશે એવો આ સભાનો મત છે.

---

# મહિયારણ મીરાં

માથે મટુકી લઇ ને મીરાં, રસ પીવરાવવા જાય જો ને;
અંજલિ અંજલિ લઇને માનવ, સર્વે સાર્થક થાય જો ને. ૧

એની મટુકી નહીં ગારાની, પિત્તળની નહીં હેલ જો ને;
કાવ્યમટુકીમાં ભાવ છલોછલ, રસની રેલંછેલ જો ને. ૨

કોણ પીયે બડભાગી પ્યાસી, હરિગુણરસનાં જામ જો ને;
મીરાંનાં મહીડાંનાં મોંઘાં, કંઇ જ પડે નહીં દામ જો ને. ૩

લટકે મટકે ચાલે મીરાં, માધવનું મુખ નામ જો ને;
એ રસ ચાખી રસમય બનતાં, છોડ્યું અવર તમામ જો ને. ૪

રૂપ નિહાળ્યું મનમોહનનું, ચોટ્યું એ ગમ ચિત્ત જો ને;
મીરાં અમર બની મહિયારી, વહેંચે હરિની પ્રીત જો ને. ૫

શ્રી. મનુભાઇ ત્રિવેદી



## [૧] મનુષ્ય સ્વતંત્ર થાય છે?

૪૦૦ વર્ષ એકનને પંથે ચાલી મનુષ્ય સ્વતંત્ર થયો છે? ક્યાં છે પોલાન્ડની સ્વતંત્રતા? મનુષ્ય વ્યવસ્થાની નિર્દય શૃંખલામાં બદ્ધ કોણ નથી? ક્યાં છે આજે જર્મની, જપાન કે ઇંગ્લેન્ડ–અમેરિકાનાં મનુષ્યોનું સ્વાતંત્ર્ય? આપણને કોલેજમાં શીખવવામાં આવતું કે હિન્દ સ્વતંત્ર થતું પણ આજે તે ક્યાં છે? મનુષ્ય માત્ર એક નિર્જીવ અને ન્હાનું ચક્ર બની આત્મવિહોણો પિસાઇ મરે છે.

આજે મનુષ્ય શું ઉદાત્ત છે? એનામાં વિશ્વ–પ્રેમ ક્યાંઇએ દેખાય છે? આજે તો એક માનવ બીજા માનવના ગળા પર છરી મૂકી બેઠો છે. જાતિવિગ્રહ, વર્ગવિગ્રહ, રાષ્ટ્રીયવિગ્રહ, સામ્રાજ્ય વિગ્રહ—આમ દ્વેષ જગતનું આવરણ બની ગયો છે. આજે સત્ય ક્યાંય પણ દેખાય છે? શું આજનાં છાપાં સત્ય બોલી શકે છે? દિવસ ને રાતને ભયંકર કરતો રેડિયો શું સત્ય બોલે છે? જ્યાં વિગ્રહનો દાવાનળ પ્રગટે ત્યાં પહેલું મૃત્યુ તો સત્યનું થાય છે. આજે મનુષ્યે અસ્તેય પ્રાપ્ત કર્યું છે. ગરીબો ને નિર્દોષોનાં ધન લૂંટતાં કોણ ખંચાય છે? વિજ્ઞાન જેને વશ છે એવી પ્રજાઓ પરસ્પર વિનાશ સાધે છે. રાષ્ટ્રોની ચોરી એ તો તેમને મન શાહુકારી છે ધન હરવું, નિર્દોષોની શક્તિ હણવી એનાં પ્રતિગાન ગવાય છે. શું મનુષ્ય ઉદાત્ત થયો છે? રે! માટીજાયો માનવી માને છે કે એણે જગત જીત્યું છે; પણ ખરું જોઇએ તો એણે જગત ખોયું ને સાથે સાથે આત્મા પણ ખોયો.

માનવીને આજે નથી મળ્યું સુખ, નથી એ માનવતો સ્વાતંત્ર્ય; નથી એ રહ્યા નૈતિક વિશ્વ-વ્યવસ્થાને અનુકૂળ દેવાંશ; નથી રહ્યું એને આત્મગૌરવ, નથી મળી તેને આત્મસિદ્ધિ. એ આજે જંગલી વાનર જેવો ભટકે છે. અરે! તેણે પોતાનું સાચું સ્વરૂપ જોવાની શક્તિ પણ ગુમાવી છે.

[ક. મા. મુનશીના ભાષણમાંથી]

---

## [૨] ઉત્તર ગુજરાતના ઠાકરડા

આખા ગુજરાતની અંદર જો કોઇ એક કોમને વધારેમાં વધારે અન્યાય થતો હશે તો તે કોમ ઠાકરડાની છે આજે તેમની સ્થિતિ તદ્દન ગરીબ અને કંગાલ થઇ ગઇ છે. કારણ એ લોકો કેવળ અજ્ઞાન અને અભણ રહ્યા છે. વડોદરા રાજ્યમાં કેળવણી મફત અને ફરજીઆત હોવા છતાં તેમનામાં કોઇ સારા ભણેલા પેદા થયા નથી; કોઇ એક પણ માણસ પાસે સારી ખેતી નથી. કોઇ એક પણ ઉદ્યોગમાં એમાંથી એકેય માણસે નામના મેળવી નથી. ટૂંકામાં આખી વસ્તી " પાણી ખેંચનારા અને લાકડાં કાપનારા "ની છે. જ્યારે પુરુષોમાં કેળવણીનો પ્રચાર થયો નથી ત્યારે સ્ત્રીઓની તો વાત જ શી કરવી? ખરેખર, આખીએ કોમ સોએ સો ટકા ગરીબ છે. આમ છતાં આ લોકમાં સ્વમાનની લાગણી તીવ્ર છે. એ લોકો પોતાને ઠાકોર માને છે. એમની ઘણી પુત્રીઓ રજપૂતોને પરણી છે. એટલે એમનું લોહી તે ક્ષાત્રલોહી છે. ડોકું કાપતાં કે ડોકું આપતાં એ અચકાય તેવી પ્રજા નથી. જેવી રીતે દરેક શીખ કિરપાણ રાખે છે તેવી રીતે દરેકે દરેક ઠાકરડો ચપ્પુ રાખે છે, ગામડાઓમાં તલવાર રાખીને ફરે છે. એમના જુવાનોને ઘોડેસ્વારીનો શોખ છે; સાથે સાથે તીર અને બંદૂક તાકવાનો મહાવરો પણ હોય છે.

# શિસ્તવાન ના હિંદીવાનો ?

" શિસ્ત વગરના હિંદુસ્તાની
  સ્વદેશરક્ષા શું કરશે ?
" એ માટે જોઇએ
  તાલિમ પામેલા રણવીરો ! "*
સંભળાવો એ કહેનારાને :
  " જાઓ કો' હિંદી શહેર;
જ્યાં જોશો ત્યાં જોવા મળશે
  શિસ્ત પામેલા સહેલ.
અનાજની દુકાને જાજો
  કો' કેરોસીન વખારે,
ખાંડ વેચતા વણિકને મળજો
  કે દીવાસળી દુકાને.
પરચુરણ વગરના વેપારીને પૂછજોઃ
  ' ઘરાક તારો કેવો ? '
તરતજ તમને જવાબ મળશેઃ
  ' ડાહ્યો ડમરા જેવો. '
પૈસાની પણ ' કુપન ' આપું
  તોયે ના નહિ કહેતો;
પરચુરણની આ તંગીમાં
  શિસ્તતણો એ પાલણહારો ! "
કહો એનામાં શિસ્ત નથી શું ?
  નકામા શીદ વગોવો ?
રેલસ્ટેશને સિપાઇને પૂછોઃ
  ' છે ટિકિટ માટે રોળાં ? '
તમને એ પણ ના'જ કહેશે,
  કહેશે ' લાઇન ' છે લાગી.
એક પછીથી એક છે આવે,
  શીખ્યા શિસ્ત સૌ સાચી ! '
આ બધાયે ખરીદદારમાં
  નથી એક કોમ-જાતિ;
એમાં તો છેઃ હિંદુ, મુસ્લીમ,
  ખ્રિસ્તી કે ઈરાની.
અહીં મળે છે સંગમ એવો
  હિંદીવાનો કેરો,
નહીં કશાનો ભેદ-ભાવ
  છે એક ભૂમિસંતાનો !
છતાં વગોવો શાને માટેઃ
  " શિસ્તવાન ના હિંદીવાનો ! "

શ્રી. " પેરાશર "

---

*" What would save India was her fighting men, not undisciplined schoolboys and ignorant hooligans." —એક આંગ્લ સેનાપતિ.




—વડોદરા રાજમહેલ રોડ સ્ત્રી સમાજની વાર્ષિક સભા સૌ. ચંચળબ્હેન પરીખના પ્રમુખપદે મળી. વાર્ષિક હિસાબ મંજુર કરી નવા વર્ષ માટે હોદ્દેદારોની ચૂંટણી થતાં પ્રમુખ સૌ. હરવિદ્યાબેન ગ્રાલા, ઉપપ્રમુખ સૌ. ચંપાબેન શાહ, મંત્રી સૌ. જયંતિકા વૈષ્ણવ, સૌ. કુસુમબ્હેન ઝઘડા, સૌ. તારાબ્હેન પંડયા, ઓડીટર સૌ. કુમુદબ્હેન ઠાકોર તથા બીજાં સભ્યો નિમાયાં હતાં.

—વડોદરા શ્રી ચીમનાબાઇ સ્ત્રી સમાજે શ્રી. સૌ. લેડી ધનવંતા ઈનામી હરીફાઇઓ તા. ૨૩-૨૪-૩૦-૩૧ જાન્યુઆરી તથા તા. ૧-૭ ફેબ્રુઆરીએ મહારાણી ગર્લ્સ હાઇસ્કુલમાં રાખેલ છે.

—મહારાષ્ટ્ર પ્રાંતિય કોંગ્રેસ કમિટિના પ્રમુખ શ્રી. ગાડગીલની પુત્રી શ્રી. ઉષા ગાડગીલને અને બીજી સાત બ્હેનોને દરેકની ૩ માસની સખ્ત કેદની સજા તથા રૂા. ૫૦) દંડ કરવામાં આવ્યો છે.

—બાબરાના ચમારડી કેસ કે જેમાં એક સગર્ભા વણીક સ્ત્રી ઉપર ગુજરેલા અત્યાચારમાં દ. માત્રાવાળા, દ. વડીયાવાળા, બલોચ ઓસમાણ તથા હલમ બેચરને એજન્સી સેશન્સ કોર્ટે અનુક્રમે ૧૦ વર્ષ, ૧ વર્ષ, ૬ વર્ષ અને ૨ વર્ષની સજા કરેલ એની અપીલમાં એજ સજાઓ કાયમ રહી છે.

—કાઠિયાવાડ ભગિની સમાજે ગોસંવર્ધન અને અનાજસંગ્રહનું મહત્વ લોકોને સમજાવવા એક પ્રવાસ ખેડયો હતો. બ્હેનોની એક ટુકડી ગામે ગામ ફરી ઢોર વસાવવાની તથા અનાજ સંગ્રહવાની લોકોને સમજણ આપે છે.

—સુરતની (હરિપુરા બ્રાંચ) મહિલા વિદ્યાલયના એક શિક્ષિકાબેન શ્રીબાળા દેસાઈનું લગ્ન શિક્ષકબંધુ શ્રી. રમણલાલ મહેતા સાથે સિવિલ મેરેજ વિધિ પ્રમાણે માળીની વાડીમાં એકત્રિત થયેલાં સંભાવિત ગૃહસ્થો તેમજ સન્નારીઓની સમક્ષ થયું હતું. પ્રો વિષ્ણુપ્રસાદ ત્રિવેદી તેમ જ પ્રો. કાલિદાસ દેસાઇએ નવદંપતિને પ્રેરક શબ્દોમાં ઉદ્બોધન કર્યું હતું અને સૌ તરફથી મંગળ આશીર્વાદ આપ્યા હતા.

—મુંબઇના ભાટિયા સ્ત્રી મંડળ હસ્તક ચાલતાં બાલમંડળનું નિરીક્ષણ નૂતન બાલ શિક્ષણ સંઘના મંત્રી શ્રી. તારાબેન મોડકે કર્યું હતું.

—રા. બ. કેશવલાલ ત્રિવેદીના પુત્ર અને શ્રી. માધવલાલનાં પત્ની શ્રી. પુષ્પાબ્હેન યુવાનવયે નાનાં ચાર બાળકો મૂકી ગઇ તા. ૧૩ મીએ અકાળ મૃત્યુ પામ્યાં છે-તેઓ હાલમાં કર્વે ઇટરમાં અભ્યાસ કરતાં હતાં-તેમ જ અમદાવાદની વિવિધ મહિલા પ્રવૃત્તિઓમાં તેમની સેવાઓ જાણીતી છે.

—વઢવાણ શહેરમાં કેટલીક ગરીબ સ્ત્રીઓ વસ્ત્રનાં અભાવે સંધ્યાકાળે કે માણસોનો અવરજવર ન હોય ત્યારે નદીએ નાહવા જાય છે. એક જ વસ્ત્ર રહ્યું એટલે એ ઉતારીને જ ન્હાવું પડે. ન્હાઇને પછી એ ગંદુ-ગંધાતું કપડું પહેરી લેવાનું ! ખાવું શું ને પહેરવું શું ?

### શ્રી ભણસાલીના ઉપવાસ છુટયા

મધ્યપ્રાંતની સરકારે તા. ૧૨ મીએ નાગપુરમાં વર્તમાનપત્રોની પરિષદ બોલાવી હતી તેમાં ચીફ સેક્રેટરી મી. જયરત્નમે જાહેર કર્યું હતું કે પ્રો. ભણસાળીજી અને મધ્યપ્રાંતની સરકાર વચ્ચે સમજૂતી થવાથી તેમણે આજે બપોરે ઉપવાસ છોડી દીધા છે. શ્રી. ભણસાળીજી અંગેના સમાચારો છાપવાની મનાઇનો હુકમ પણ સરકારે રદ કર્યો છે.

ના. વાઇસરોયના કાઉંસિલર શ્રી અણેએ પ્રો. ભણસાળીને તાર કર્યો છે કે પ્રભુ ! તમને માતૃભૂમિ, સંસ્કૃતિ તેમ જ ધર્મની રક્ષા માટે સારી તંદુરસ્તી અને શક્તિ અર્પે

શ્રી ભણસાળીજીએ તા. ૧૨ નવેંબરે ચીમુર ગામના બાલાજી મંદિરમાં ઉપવાસ આદર્યા હતા. તા. ૨૭ જાન્યુઆરીએ ઉપવાસના ૫૩ મા દવસે શ્રી ભણસાળીજીએ મ. ગાંધીજીને પહોંચાડવા એક પત્ર લખ્યો હતો.

શ્રી ભણસાળીજીએ ૬૩ ઉપવાસે પારણાં કર્યાં છે મધ્યપ્રાંતના માજી વડા પ્રધાન ડૉ. ખરે તથા

( અનુસંધાન જુઓ પૃ. ૩૨૦ )

છે. મનુષ્યે ખરી રીતે બે ધર્મો પાળવાનાં છેઃ એક એનો બહારનો સાધન ધર્મ અને બીજો આંતરિક તે સાધ્ય ધર્મ. સાધ્ય ઉપર જ સાધનની મહત્તાનો આધાર અવલંબે છે. આજે વિજ્ઞાન કે તત્ત્વજ્ઞાન સારૂં એવું જ્ઞાન સંહારમાં જ લીન થયું છે. વૈજ્ઞાનિક સાધનો તેની શોધખોળો ભલે સારી હોય, પરંતુ પ્રત્યેક રાષ્ટ્રોના આદર્શો તે બીજાને કચરી ખુંદી ને ફેંકી દેવાના છે. કોઇ વૈજ્ઞાનિકે એમ કબૂલ્યું પણ હશે કે 'મ્હારી મહાન શોધનો ઉપયોગ સંહાર માટે થશે? જ્યાં જ્ઞાનની દોરવણી જ ઉંધી હોય ત્યા સંહાર સિવાય બીજું શું કલ્પી શકાય? પ્રત્યેક રાષ્ટ્રોનાં " બળિયાનાં બે ભાગ " તે જ ધ્યેય છે. આ ધ્યેયની પ્રાપ્તિ અર્થે હજારો બલ્કે લાખો નરનારીનાં રૂધિરો રેડાય તેની તેમને ક્યાં પરવા છે? આ પ્રમાણે જ્યાં ઉચ્ચ શિક્ષણની ભાવના–માનવતા એ જ ભૂલાઇ જતી હોય ત્યારે સાહિત્યકારે શું કરવું જોઇએ? સાહિત્ય એ જીવન છે. ને જીવન તે સાહિત્ય છે જીવનની બૂઝાતી જ્યોતો સાથે સાહિત્યની બૂઝતી જ્યોત કલ્પી, પણ કેમ શકાય? હા, તેનો સંબંધ અત્યંત નિકટ છે. એટલે જ સાહિત્યકારની જવાબદારી અધિક છે. આજે દેશની અંદર અનેક વાદો છે. તે બધાનું ઐક્ય કરવું એક મહાન આદર્શની સિદ્ધિ અર્થે. આ યુગમાં મહાન આદર્શ કયો હોઇ શકે ને કહેવાનું હોય જ નહિ. આપણો દેશ એકાએક આગળ ધપે છે, તે પ્રગતિનાં વમળમાં ઘસડાઇ ન જતાં. ઉન્નત માર્ગે પ્રયાણ કરે; માનવ માનવ-વચ્ચેનો ધર્મ શીખવે. બુઝાઇ જતી જ્ઞાનદીપિકાઓની જ્યોતને સદાએ પ્રકાશિત રાખી દેદીપ્યમાન કરે. એ જ જ્ઞાનના પ્રકાશે રાષ્ટ્રોના જે ઉચ્ચ આદર્શો લુપ્ત થયા છે તેને પુનઃ સજીવન કરે, ને નવી સંસ્કૃતિ સર્જાવે. આમ સર્જન કરવાનું મહાન કાર્ય સાહિત્યને શિર આવી પડ્યું છે. સમાજની મહત્તા બતાવવી અને તે મહત્તાની પ્રાપ્તિ અર્થે સમાનતા, બંધુતા ને સ્વતંત્રતાના પાઠો અર્પે. આમ સારા એવા જગતને નવીન માર્ગે લઇ જાય; ને આ ઘોર નર્કમાંથી અનેક ન્હાનકડાં રાષ્ટ્રોને બચાવે. આ પ્રમાણે જે સુજનતાનો અધિકાર સાહિત્યકારો ભોગવી રહ્યા છે તે ભોગવવાનો સચોટ-સમય આજે આવી પહોંચ્યો છે. આપણું સાહિત્ય જરૂર ઉન્નત માર્ગે પ્રયાણ કરાવશે તેવી અમને શ્રદ્ધા છે.

---

( સ્ત્રી જગત : અનુસંધાન પૃ. ૩૧૮નું )

મુંબઇના માજી પ્રધાન શ્રી. કનૈયાલાલ મુનશી આ સમાધાન કરાવી શકયા છે.

સરકારી યાદી જણાવે છે કે સુલેહશાંતિ જાળવવા માટે રોકાયલું લશ્કર અને પોલીસ શિસ્ત પાલન કરે તે અગત્યનું છે અને સ્ત્રીઓના શિયળનું રક્ષણ તો એ શિસ્ત પાલનનું મુખ્ય અંગ છે.

શ્રી ભણસાળીજીએ મોસંબીનો રસ લઇ પારણાં કર્યાં છે. શ્રી ભણસાળીજી વિષેના સમાચારોના પ્રતિબંધ સરકારે ઉઠાવી લીધા છે. તથા વર્તમાનપત્રોએ પણ સરકારી ભાષણો નિવેદનો વગેરેનો બહિષ્કાર પાછો ખેંચી લીધો છે.

ના. અણે પ્રો. ભણસાળી સાથે ચીમુરની મુલાકાત લેશે.

તપાસ માટેની માંગણીનું ધ્યાન નહિ કરવાની સૂચના પ્રો. ભણસાળીજીએ સ્વીકારી છે.

આટલા દિવસે ગુન્હેગારોને ઓળખવાનું અશક્ય છે તેથી તપાસની વાત જતી કરવી એવી સરકારે સૂચના કરી તે કબુલ રખાઇ છે

વર્ધામાં શ્રી. બજાજના જે મકાનમાં શ્રી. ભણસાળીજીએ ઉપવાસ આદર્યા હતા, તે મકાનનું નામ 'ભણસાળી કુટીર' હવે રાખ્યું છે.

### મહિલા પરિષદનો ઠરાવ

પૂનામાં ગયા અઠવાડીએ મળેલી અખિલ ભારતીય મહિલા પરિષદે એવો અભિપ્રાય જાહેર કર્યો છે કે દુશ્મનો સામે લડવાનો અદમ્ય જુસ્સો ઉત્પન્ન કરવા માટે અને હિંદનાં સાધનોને સહૃદયતાપૂર્વક સંયુક્ત રાષ્ટ્રસમૂહ માટે અસરકારક રીતે ઉપયોગમાં લેવા માટે હિંદને તાત્કાલિક સ્વતંત્ર કરવું આવશ્યક છે. તેમજ વગર ઢીલે સાચી સત્તા સાથેના રાષ્ટ્રીય સરકાર સ્થાપવી જરૂરી છે. પ્રજાદમનનો વિરોધ દર્શાવતો તેમ જ અનાજ સંઘરનારાઓ અને નફાખોરો સામે પગલાં ભરવાનું જણાવતો એમ બે ઠરાવો પસાર કરવામાં આવ્યા હતા. બીજા એક ઠરાવમાં અમુક કોમો પર જ સામુદાયિક દંડ નાખવાની સરકારી નીતિનો વિરોધ કરવામાં આવ્યો હતો અને એ નીતિ હિંદી એકતાના મૂળમાં ઘા મારનારી છે, એમ દર્શાવાયું હતું.

ન બોલ્યામાં નવગુણ.
નવરા નખોદ કાઢે.
ન કરવાનાં કરોડ નખરાં.
નવરો હજામ પાટલા મુંડે.
ન ઘરનો કે ન પરનો.
ન કરે નારાયણ ને ગઢવી ઘોડે ચડે.
નાનો તોય રાઈનો દાણો.
નાગાની પાંચ શેરી ભારે.
નામરદ રડે મામને. મરદ રડે નામને.
નેવાનાં પાણી મોભે ચડે ?
નહિં મામો એથી કાણો મામો શું ખોટો.

પહેલા સગા પાડોશી.
પરાણે પ્રીત.
પહેલે કોળિયે માખી.
પ્રભુ સીધો તો જગ સીધો.
પરણ્યા નથી પણ જાનમાં ગયા છીએ.
પારકે પૈસે પરમાનન્દ.
પાપનો ઘડો ફૂટયા વગર ન રહે.
પાંચ પડશે તો પટેલ ભોગવશે.
પાણી પહેલાં પાળ બાંધવી.
પોદળો પડશે તો ધૂળ લઈને ઉખડશે.
પોથીમાંના રીંગણાં.
પોંચો આપીએ તો હાથને વળગે.
પુત્રનાં લક્ષણ પારણાંમાંથી.
પંડ સલામત તો પાઘડી બોતેરી.
પંચ ત્યાં પરમેશ્વર.
પંથને પાડોશ અવસરે ઓળખાય.
પૂછતાં નર પંડિત.
પહેલું સુખ તે જાતે નર્યા.

ફરે તે ચરે ને બાંધ્યું ભૂખે મરે.
ફાગણ માસે કુવડનો મેલ જાય.
ફૂલ નહિ તો ફૂલની પાંખડી.
ફૂલણજીનાં કાંત્યામાં ફોદો ન હોય.
ફૂઈને મૂછો હોય તો કાકા જ ન કહે.

બહુ તાંતણ બળવાન.
બળીઆના બે ભાગ.
બહુ ડાયો બહુ ખરડાય.
બળતામાં ઘી હોમાય.
બાપ તેવા બેટા ને વડ તેવા ટેટા.
બાંડા ગામમાં બે આરશ.
બાંધી મુઠી લાખની ઉઘાડી વા ખાય.
બેની લડાઈમાં ત્રીજો ફાવે.
બેસીએ જોઇ તો ઉઠાડે ના કોઈ.
બે ઘોડે ચઢાય નહિં.
બેસવાની ડાળ કપાય નહિં.
બોત ગઈ ને થોડી રહી.
બોલે થોડું પણ બોળે ઘણું.

ભસ્યા કુત્તા કરડે નહિ.
ભલું થયું ભાંગી જંજાળ.
ભણે તેની વિદ્યા.
ભભકા ભારી ખિસ્સા ખાલી.
ભણેલો ભીંત ભૂલે.
ભાભોજી ભારમાં તો વહુ લાજમાં.
ભાઈ કરતાં ભાભી ભારે.
ભાંગ્યું ગાડે ઘલાય.
ભૂખી નોતરી ને કાખમાં ભાણું.
ભુંડું ભુંડાંનો ભાવ ભજવે.
ભીખ, ભણવું ને ભારો
એ ત્રણમાં સવારનો પોર સારો.
ભેંશ ભાગોળે છાશ છાગોળે.
ભૂતની ભાઈબંધી ને જીવનું જોખમ.

મન ચંગા તો કથરોટમાં ગંગા.
મરદ રડે નામને.
મરતો નથી ને છેડો મૂકતો નથી.
મન હોય તો માળવે જવાય.
મરીને માળવો ન લેવાય.
મારવો તો મીર.
મા મૂળો ને બાપ ગાજર.
માગ્યાં તો મુક્તાફળ મળે.
માગ્યા વગર મા યે ન પીરસે.
માથાના વાળ પગે લૂછ્યા.
માથા સાટે માલ.
માથું આપે તે માલ ખાય.
મોસાળે વિવાહ ને મા પીરસનાર.
મોઢે ચડાવ્યાં મોંમાં મૂતરે.
મોં માથું ભંગાવે.
માળી રૂઠ્યો ફૂલ લે, ચોટી નહિ.
મોઈ ભેંશના મોટા ડોળા.

*

યથા નામા તથા ગુણા.
યથા રાજા તથા પ્રજા.

શ્રી. મનીષ મહેતા

卐

# લેને તારી લાકડી

લેને તારી લાકડી.
લેને તારી લાકડી ને લેને તારી કામળી;
ગાયું ચરાવવા નહિ જાઉં માવડી.
માખણ તો બળભદ્રે ખાધું,
અમને મળી ખાટી છાશલડી....લેને૰
વૃંદાવનને મારગે જતાં;
પગમાં ખૂંચે ઝીણી કાંકરડી....લેને૰
દાદુર, મોર ને પંખીડાં બોલે;
ખીજવે કહી કાળી કરશનદી....લેને૰
મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ;
ચરણકમળ ચિત્ત રાખડી....લેને૰

મીરાંબાઈ

# રાઈનાં પડ

મુક્તાપુરી નામે નગર બહુ ભવ્ય રોનકદાર છે,
જેનો સ્વદેશ વિદેશથી, ઠીક ધીકતો વેપાર છે;
જ્યાંના સરળ, સ્નેહાળ ને ઉપકારી સહુ નરનાર છે
જ્યાં રાજવીનું વ્હાલ રૈયત ઉપર અપરંપાર છે.

ધનપાળ નામે શેઠ સારા એક ત્યાં વસતા હતા,
વેપાર શુદ્ધ સ્વદેશી એ પેદાશનો કરતા હતા;
દિન એક મધરાતે સૂતા જ્યાં શેઠ ત્યાં ચડી ખોરડે,
બે ચાર પેઠા શેઠની તીજોરી કેરા ઓરડે.

જાણી, વણિક બુદ્ધિબળે સપડાવવા એ ચોરને,
કહે હાવકાઇથી ભલી નિજ નારી એ ધનકોરને;
" બબલાની બા ! પરદેશમાં બહુ રાઇનો દુકાળ છે,
કલદાર દસનો એક તોલો આકરા એ ભાવ છે.

મણ ચાર આજે મેં દુકાનેથી ઘરે છે પાઠવી,
જે ઓસરીમાં છે પડી તેને પટારે સાચવી;
વહેલી સવારે મૂકજે છે લાભ આપણને ઘણો,
નવ કોઇને કહેજે ભલી થઈ ભરમ આપણી વાતનો."

કાને પડ્યાં વચનો વણિકના ચોર તો ઘેલા થયા,
પંચાત બીજી છોડી ગાંસડી બાંધી રાઇ લઇ ગયા.
બીજે દિવસ રાજી થતા એ રાઇ નીકળ્યા વેચવા,
જાણ્યું નકી વેચાણથી ધનવાન ખુબ થઈ જવા.

" કયમ શેઠ ! રાઇ રાખશો ?" ધનપાળના હાટે પૂછે,
"ખુશી સાથ સાહેબ ! રાખશું જરી ભાવતાલ કહો શું છે?"
"કહોને તમે" " બે રૂપીઆની એક મણથી રાખશું "
" છે રાઇનો પરદેશમાં દુષ્કાળ એ જાણો ન શું ? "

" પડ રાઇનાં રાતે ગયાં " શેઠ કહી સિપાઇને,
બોલાવીને સોંપી દીધા એ ચોરટા બે ભાઇને;
અક્કલ અને હુશિયારીથી સહુ કામ સહેલાં થાય છે,
બુદ્ધિબળે જ અશકય કાર્યો સફળ જલદી થાય છે.

ચંદ્રકાન્ત મંગળજી ઓઝા

# મીરાંબાઈ.

એક હતા ઠાકોર.

એમને એક પૌત્રી હતી. એ સાત-આઠ વર્ષની થઈ એવામાં એમને ત્યાં એક સાધુ આવ્યો.

સાધુ પાસે લાલજીની એક મૂર્તિ હતી.

સાધુ એની વિધવિધ પ્રકારની સેવા કરે; એનું ભજન કરે; થાળ ધરાવે; અને પછી પોતે જમે.

એની ભક્તિમાં એ ખૂબ તલ્લીન થઈ જતો.

ઠાકોરની કુંવરીએ તે જોયું.

એને પેલી લાલજીની મૂર્તિ ખૂબ ગમી ગઈ.

એણે વિચાર કર્યો કે: મારી પાસે આવી મૂર્તિ હોય તો કેવું સારૂં ! હું પણ એની સેવા કરૂં, મેવા ધરાવું, ને ભોજન કરૂં.

પણ બીજી મૂર્તિને બદલે આ સાધુની જ મૂર્તિ મળે તો કેવું સારૂં !

પણ તે શી રીતે મંગાય ?

ખૂબ વિચાર કરીને એણે હઠ પકડી.

બીજે દિવસે જમતી વખતે એણે પોતાના દાદાને કહ્યું કે મારે પેલી લાલજીની મૂર્તિ જોઇએ છે. એ મૂર્તિ અપાવો તો હું જમું, નહિ તો નહિ !

દાદાને કુંવરી બહુ વહાલી હતી, એ પોતે પણ વૈષ્ણવ હતા.

એમણે બીજી મૂર્તિ આપવા માંડી, પણ બાળકીની હઠ ચાલુ રહી.

ઠાકોરે સાધુને સમજાવ્યો. પોતાની મૂર્તિ આપવા એણે પહેલાં તો ના પાડી, પણ આખરે એ માની ગયો, અને લાલજીની મૂર્તિ આપી.

કુંવરીને પોતાની મનગમતી મૂર્તિ મળી એટલે એના આનંદનો પાર રહ્યો નહિ.

એ તો એને નવાં નવાં લૂગડાં પહેરાવે; એને નવરાવે, એની સેવા કરે, ને આખો વખત એની ભક્તિ કરે.

જમતાં પહેલાં મૂર્તિને થાળ ધરાવીને જમે. એને મન વહાલામાં વહાલી વસ્તુ એ મૂર્તિ હતી.

એણે એનું નામ પાડ્યું હતું: 'નટવર નાગર.'

એ મોટી થતી ગઈ તેમ તેમ એની ભક્તિ પણ વધતી ગઈ.

એ કુંવરીનું નામ મીરાં. એની ભક્તિ અને એનાં ભજનો જાણીતાં છે.

નાગરદાસ ઈ. પટેલ

# નવી નવાઈઓ

## મત્સ્યનિંદ્રા

હેરિંગ જાતની એક જંગી ઓપા (Opah) નામની મોટી માછલી થાય છે. એ થાકી જાય અને ઊંઘવાની ઈચ્છા થાય ત્યારે એને બીજા કશા આરામસ્થાનની જરૂર પડતી નથી. બસ, એક બાજુ પડખું ફેરવે છે, અને તરતી તરતી જ પાણી ઉપર ઘસઘસાટ ઊંઘ લે છે.

☘

## ઝેરની પીચકારી

આફ્રિકામાં ઝેરની પીચકારી મારનાર કાળો નાગ થાય છે. એનો દેખાવ લગભગ આપણા દેશના નાગ જેવો હોય છે. આ વિષારી સાપ બરાબર તાકીને પોતાના મોંમાંથી ઝેરની પીચકારી માણસની આંખોમાં મારે છે. ઝેરના પ્રવાહની બે ધાર નીકળે છે; અને સીધી એના સપાટામાં સપડાયેલ કમનસીબ આદમીની આંખમાં પ્રવેશ કરે છે. માણસ વેદનાથી આંધળો બની જાય છે, અને અંતે અસહ્ય દુઃખ ભોગવી મૃત્યુ પામે છે.



☘

## કુંભકર્ણ માછલી

આટલાંટિક મહાસાગરના કાંઠા ઉપર શીત પ્રદેશમાં ટૉમકૉડ અથવા ફ્રૉસ્ટફીશ નામની માછલીઓ મળી આવે છે. એ શીત પ્રદેશમાં પાણી જ્યારે અતિશય ઠંડીથી થીજીને બરફ બની જાય છે ત્યારે આ માછલીઓ પણ થીજી જાય છે, અને કુંભકર્ણની નિંદ્રા ભોગવે છે. પછી જ્યારે ગરમ હવાથી પાણી ઓગળે છે ત્યારે આ માછલીની ઊંઘ ઊડી જાય છે, ને એના શરીરમાં ચેતન આવે છે. એ પાણીમાં આમ અગાઉ માફક સજીવ બની તરતી થઈ જાય છે !

☘

## આફ્રાંતિયણ !

'ખી–રી–રી–રી–રી–રી' કરી કર્કશ અવાજ કરતી ચીબરીને તમે કદાચ



સાંભળી હશે. સાંજને છેડે અથવા વહેલી સવારે તમે એને કદાચ જોઇ પણ હશે. આ ચીબરી ઉંદરનો આહાર કરે છે. એ ભારે ભૂખાળવી છે. બસ, ખા–ખા–ને ખા ! ખાવાની જ વાત. એક પછી એક, જેટલા ઉંદર દેખે એટલા ખાઈ જાય છે. એના લોભ ને થોભ જ ન મળે ! છેવટે જ્યારે ઉંદર પેટમાં માય નહિ અને ચાંચની બહાર ઉંદરની પૂંછડી લટકતી રહે ત્યારે જ ચીબરીબાઈ બીજા ઉંદરનો ભક્ષ કરતાં અટકે છે !

એક રીતે તો ચીબરી માણસજાતને એની આ ટેવને લીધે બહુ જ ઉપયોગી છે. ઉંદર આપણી ઘરવખરીની ચીજોને, આપણા વેપાર ધંધાના સામાનને અને દાણાદુણીને તેમ જ ખાસ કરીને ખેતરમાં ઊગેલા અનાજને કેટલું નુકસાન કરે છે એ આપણે જાણીએ છીએ. એટલે આ રીતે આ ચીબરીબાઈ ઉંદરની મીજબાની ઉડાવી આપણો ઉંદરનો ત્રાસ ઓછો કરી આપણા ઉપર ઉપકાર જ કરે છે.



## કસારીનું સંગીત

રાત પડે ત્યારે એક જાતનો અખંડ ચીં–ચીંનો તીણો અવાજ તમે સાંભળ્યો છે ? એ કસારી નામના જંતુઓનું સંગીત છે ! એશિયા ખંડના ઘણા મુલકોમાં ગરીબ લોકોને આ કસારી જેવાં નાનકડાં જંતુઓ ચોકીઆત કૂતરાની ગરજ સારે છે.



ને રાતે ઘરમાં કોઇ બહારનો માણસ કે ચોર છાનોમાનો આવે તો આ કસારીઓ એમનું ચીં–ચીંનું અખંડ ચાલતું તીણું સંગીત એકદમ બંધ કરી દે છે. મકાનમાં રહેનારને એ ચીં–ચીંનો અવાજ સાંભળવાની એવી ટેવ પડી ગઈ હોય કે ઊંઘમાં પણ એ સંગીત અચાનક બંધ થઈ જાય કે એને તરત ખબર પડી જાય છે, અને એ એકદમ સાવધ થઈ જાય છે. એને ખબર પડી જાય છે કે કસારીઓએ સંગીત બંધ કર્યું છે એટલે કાંઇક નવાજુની હોવી જોઇએ. કોઇક ઘરમાં ભરાઈ ગયેલુ હોવું જોઇએ.



## દરજી પક્ષી



આપણા દેશમાં એક જાતનું પક્ષી થાય છે, તેને સુગરી કહે છે. એ દરજીનું રીતસર કામ કરે છે. એ જોવું હોય તો તમારે એનો માળો જોવો. જંગલમાં ઝાડનાં પાંદડાંને એ પોતાની ચાંચ વતી સીવીને માળો બનાવે છે ! જંગલી રેષાના તાંતણા. એ એનો દોરો; અને ચાંચ, એ એની સોય !



## ચશ્માના નંબર શોધવાની નવી રીત

ફોરોપ્ટર (Phoroptor) નામનું ચશ્માનો નંબર આંખને માટે શોધી કાઢનારૂં એક નવીન યંત્ર અમેરિકામાં નીકળ્યું છે. આ યંત્રમાં બધા મળી માત્ર ૩૬ જાતના જૂદાજૂદા કાચ (લેન્સ) છે; પણ એની મદદથી આંખોનાં જૂદાજૂદા મળી ૬૧,૦૦૦,૦૦૦,૦૦૦ જેટલા ભેદવાળા આઘાપાછા નંબરો અંદરથી શોધી શકાય છે.



જુની રીતની જેમ એમાં બહુ વખત નથી લાગતો આંખમાં દવા નાખવાની જરૂર નથી પડતી. આંખ ઉપર યંત્ર ગોઠવ્યું કે તરત ડાક્તર એના ૩૬ કાચને આઘાપાછા કરી આંખને કયી જાતના ચશ્માં અનુકૂળ આવશે એ બહુ ઝડપથી, સરળતાથી અને તે ઉપરાંત તદ્દન ચોક્કસપણે કહી શકે છે.

❧

## આખલા કૂદામણ

અમેરિકામાં કૅલિફોર્નીઆમાં એક માણસે એક આખલો પાળ્યો છે. એનું વજન ખાસ્સું ૨૮ મણનું છે! એક મોટી ઊભેલી મોટર કૂદાવી એ માલીકના હુકમ અનુસાર મોટરને કે પોતાની જાતને ઈજા કર્યા સિવાય સામી પાર જઈ શકે છે. એ આખલાનું નામ 'સિલ્વર ડૉલર' (Silver Dollar) છે અને એ રીતે મોટર કુદાવતી વખતે એની લીધેલી છબી તમે આ સાથેના ચિત્રમાં જોઈ શકો છો.



રમણલાલ નાનાલાલ શાહ

# સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય-અમદાવાદ

ધાર્મિક ગ્રંથો, સ્ત્રીઓનું સાહિત્ય, બાલસાહિત્ય, જીવનચરિત્રો, આરોગ્ય ને વૈદકી પુસ્તકો, સામાજિક વાર્તાઓ, જીવનનું ઘડતર ઘડતાં ઉત્સાહ ને પ્રેરણા આપતા ગ્રંથો પઢિયારનાં સ્વર્ગો, ભજનો, તેમજ નાનીમોટી અનેક જાતની ગીતાઓ, અને વિશ્વના મહાન લેખકો કવિવર ટાગોર, અપ્ટન સિંક્લેર, મહાત્મા ગાંધીજી, સ્વામી વિવેકાનંદ ઓરીસન સ્વેટ માર્ડન, રાલ્ફ વાલ્ડોટ્રાઈન વગેરેની કૃતિઓનો પણ સમાવેશ થાય છે

**પુસ્તકોનો રાજા—મહાભારત** સાત ભાગનો સંપૂર્ણ સેટ-સચિત્ર **રૂા. ૩૮**

| ઉત્તમ ધાર્મિક ગ્રંથો | મૂલ્ય રૂા. |
|---|---|
| વાલ્મિકી રામાયણ (ભાગ ૧-૨) | ૬-૦-૦ |
| માનસ રામાયણ (ભાગ ૧-૨) | ૫-૪-૦ |
| તુલસીકૃત રામાયણ (ભાગ ૧-૨) | ૬-૦-૦ |
| યોગવાસિષ્ઠ (ચાર ગ્રંથોનો સંપૂર્ણ સેટ) | ૧૨-૦-૦ |
| શ્રીમદ્ ભાગવત (ભાગ ૧-૨) | ૬-૦-૦ |
| દેવી ભાગવત | ૫-૦-૦ |
| મનુસ્મૃતિ | ૨-૪-૦ |
| પાતંજલ યોગસૂત્ર (વિવેકાનંદની ટીકા) | ૧-૦-૦ |
| તુકારામ ગાથા (ભાગ ૧-૨) | ૪-૧૨-૦ |
| દાસબોધ-રામદાસ સ્વામીકૃત | ૨-૦-૦ |
| પ્રીતમદાસની વાણી | ૧-૮-૦ |
| ભજનસાગર (૯૩૧ ઉત્તમ ભજનો) | ૨-૦-૦ |
| રામકૃષ્ણ કથામૃત | ૨-૮-૦ |
| સ્વામી વિવેકાનંદ-પુસ્તક ૧ (ભા. ૧-૨-૩) | ૨-૪-૦ |
| ,, ,, ૨ (,, ૪-૫) | ૨-૪-૦ |
| ,, ,, ૩ (,, ૮) | ૧-૮-૦ |
| ,, ,, ૪ (,, ૧૦-૧૧) | ૨-૦-૦ |
| ,, ,, ૫ (,, ૧૨-૧૩) | ૧-૮-૦ |
| સ્વામી રામતીર્થ-ગ્રંથ ૧ લો | ૨-૦-૦ |
| ,, ,, ગ્રંથ ૩ જો | ૨-૦-૦ |
| આખ્યાનમાળા (ભાગ ૧-૨) | ૪-૪-૦ |
| વૈદિક વિનય-વેદમંત્રો પ્રાર્થનારૂપે | ૨-૧૨-૦ |
| મહાભારત મંજરી | ૨-૦-૦ |
| પઢિયારનાં સ્વર્ગોનાં દસ પુસ્તકોનો સેટ (સ્વર્ગનું વિમાન, કૂંચી, ખજાનો, પ્રકાશ, જિંદગી, આનંદ, સીડી, સડક, સંસારમાં સ્વર્ગ અને સાચું સ્વર્ગ) | ૧૨-૦-૦ |
| ગામડિયા નરદેવો (સ્વ. પઢિયારકૃત) | ૧-૬ |
| ઉપદેશ સારસંગ્રહ | ૧-૦ |
| સુબોધરત્નાકર | ૦-૧૨ |
| આર્યધર્મનીતિ ને ચાણક્યનીતિસાર | ૦-૫ |
| વિદુરનીતિ ને રામાયણની રત્નપ્રભા | ૦-૪ |
| વિષ્ણુસહસ્રનામ-વિવરણ સાથે | ૦-૬ |
| ,, ,, અર્થ સાથે | ૦-૨ |

| શ્રીમદ્ ભગવદ્ગીતાઓ | |
|---|---|
| શ્રી જ્ઞાનેશ્વરી ભગવદ્ગીતા | ૩-૦ |
| નીલકંઠી ભગવદ્ગીતા | ૧-૧૦ |
| પંચરત્ન ગીતા (શ્રીધરી ટીકા અનુસાર) | ૦-૧૪ |
| શ્રીમદ્ ભગવદ્ગીતા-મોટા અક્ષરોમાં | ૦-૬ |
| ,, નાની પાકું પૂંઠું ૦-૫-૦ ; કાચું પૂંઠું | ૦-૩ |
| માત્ર ગુજરાતી ટીકાવાળી ભગવદ્ગીતા | ૦-૨ |

| સ્ત્રીઓ માટે ગ્રંથો | |
|---|---|
| ભારતની દેવીઓ ૩ ભાગ-૫૨૮ સતીઓ | ૭-૮ |
| પઢિયારનાં સ્વર્ગો-દસ પુસ્તકોના સેટના | ૧૨-૦ |
| સુબોધ કથાસાગર | ૧-૧૦ |
| ગામડિયા નરદેવો-સ્વ. પઢિયારકૃત | ૧-૧૦ |
| મહાભારત મંજરી | ૨-૦ |
| આખ્યાનમાળા-(બે ભાગો) | ૪-૪ |

| જીવનચરિત્રો | |
|---|---|
| બુદ્ધચરિત્ર તથા અન્ય સંતપુરુષો | ૧-૪ |
| રામકૃષ્ણ પરમહંસ-ચરિત્ર | ૧-૮ |
| સ્વામી વિવેકાનંદ-ચરિત્ર | ૩-૦ |
| સ્વામી રામતીર્થ-ચરિત્ર | ૨-૦ |

**સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય** { ભદ્ર પાસે, અમદાવાદ. હાથી બિલ્ડિંગ, કાલબાદેવી રોડ, મુંબઈ.

આ માસિક વડોદરા-રાવપુરામાં ધી લુવાણામિત્ર પ્રિં. પ્રેસમાં અંબાલાલ વિઠ્ઠલભાઈ ઠક્કરે
પોતાને માટે છાપી અને તેજ ઠેકાણેથી પ્રસિદ્ધ કર્યું. તા. ૩૧-૧-૧૩

Registered No. 17